# NATAL ASTROLOGY.

BY

**LATE SOMESHWER GOPALJI JOSHI**
KAPADVANJ.

AND

PUBLISHED BY

**JETHALAL HARGOVIND JOSHI**

KAPADVANJ—KAIRA ZILLA.



SAMVAT 1973. A. D. 1917.



**Price Rs. 4.**

श्री

# ज्योतिष र[illegible]यम्

કર્તા

સ્વ૦ સોમેશ્વર ગોપાળજી જોશી

કપડવંજ.

અને

છપાવી પ્રસિદ્ધ કરનાર,

જેઠાલાલ હરગોવિંદ જોશી

કપડવંજ—જિલ્લે ખેડા.

પ્રત ૧૦૫૦.

સંવત ૧૯૭૩ ઈ. સ. ૧૯૧૭

કિમ્મત ૪—૦—૦



**શેઠજી આનંદજી નાનજી.**

જન્મ: સંવત ૧૯૩૧, શક ૧૭૯૭, શ્રાવણ વદી ૭, સોમવાર,
તા. ૨૩ ઑગસ્ટ ૧૮૭૫

લક્ષ્મી આર્ટ, ભાયખળા, મુંબઈ

# અર્પણપત્રિકા.

**અનેક સદ્‌ગુણાલંકૃત મહેરબાન શેઠજી**

**શ્રીમાન્ આનંદજી નાનજી.**

**મુંબાઇ.**

સુજ્ઞ મહાશય,

આપ ધર્મપરાયણ વૈષ્ણવ છો, નિષ્કામ કર્મના ઉપાસક છો, સમાજનું કલ્યાણ એજ આપના જીવનનો પરમોદ્દેશ છે, જ્યોતિષશાસ્ત્ર ઉપર અતિ શ્રદ્ધાવાળા છો, પરમ પુરૂષાર્થ-મોક્ષ-આપના જીવનનું લક્ષ્યબિંદુ છે, એ લક્ષ્યબિંદુને પહોંચવા આપે સેવાધર્મ અંગીકાર કર્યો છે, તે ઉપરાંત આપની અનેક સદ્‌વૃત્તિયો જગજાહેર છે. ધનનો વ્યય સુપાત્રને દાન દેવામાં કરો છો, જ્ઞાનનો ઉપયોગ વિનીત ભાવમાં કરોછો, અને અલ્પ પરિચય હોવા છતાં મારી કદર કરી આપે મને જે ઉદાર આશ્રય આપ્યો છે, તે સર્વના સંસ્મરણાર્થે આપના ઉત્તેજનના પરિણામ રૂપ આ જ્યોતિષ શાસ્ત્રનો ગ્રંથ પ્રેમપૂર્વક આપનેજ અર્પણ કરવામાં આવે છે તે સ્વીકારી આભારી કરશોજી.

લી. શુભચિંતક,

| | |
|---|---|
| **કપડવંજ** | **સોમેશ્વર ગોપાળજી જોશી** |
| શ્રી નારણદેવ મંદિર | વતી |
| સંવત્ ૧૯૭૩ ચૈત્ર | **જેઠાલાલ હરગોવિંદ જોશી.** |

# આશ્રયદાતાઓ.

શેઠ. આણુંદજીભાઇ નાનજીભાઇ.
,, મૂળજીભાઈ હરિદાસ.
,, નરોત્તમ મોરારજી ગોકુળદાસ.
,, મૂળચંદભાઈ રણછોડદાસ.
,, ગોવર્ધનદાસ કેશવજી.
,, શામળભાઇ નથુભાઇ.
,, જેશંગભાઈ પ્રેમાભાઇ.
,, વશવરાય છોટાલાલ.
,, જગાભાઈ દલપતભાઈ.

આ ઉદારચિત ગૃહસ્થોનો તેમજ બીજા જે ગૃહસ્થોએ આ ગ્રંથને ઉત્તેજન આપી આવા સત્કાર્યમાં સહાય આપી છે તે સર્વેનો સદ્ગત સોમેશ્વર પિતૃવ્ય તરફથી હું આ સ્થળે આભાર માનું છું.

લિ૦

જેઠાલાલ હરગોવિંદ જોશી.



॥ શ્રી ॥

# જ્યોતિષ રહસ્ય પ્રસ્તાવના.

**यथा शिखा मयूराणां, नागानां मणयो यथा ।**
**तद्वद्वेदांग शास्त्राणां, ज्योतिषं मूर्ध्नि संस्थितम् ॥**

વેદના અંગ રૂપ શાસ્ત્રોમાં જ્યોતિષ મુખ્ય છે કારણ કે વેદમાં કહેલાં કર્મો—યજ્ઞાદિક કરવાનો કાળ તેથી નક્કી કરી શકાય છે. આપણે આર્યો તો વેદને અપૌરુષેય અને અનાદિ માનીએ છીએ, છતાં તકરારને ખાતર પશ્ચિમ તરફના વિદ્વાનોની ઐતિહાસિક દૃષ્ટિએ વિચાર કરીએ તોપણ, વેદ બહુ પ્રાચીન પુરવાર થાય છે; એટલા પ્રાચીન પુરવાર થાય છે કે, જ્યારે પૃથ્વી પરની બીજી પ્રજાઓ કંઇજ જાણતી ન હતી. જ્યોતિષને તેના પછી સ્થાન આપીએ તોપણ એમ કહેવું પડે કે, આર્યોનું જ્યોતિષ શાસ્ત્ર કેટલાક ભ્રમથી ભૂલે છે તેમ, કોઇ પ્રજા પાસેથી લીધેલું નહિ પરંતુ બ્રાહ્મણોએ પોતેજ શોધેલું અસલ શાસ્ત્ર છે.

જ્યારે કોઇ જાતનાં યંત્રો કે ઓજારો ન હતાં ને જ્યારે પિરામીડ જેવાં ધોળે દિવસે તારાઓ દેખાય એવાં પર્વતના ઢગલા જેવાં મોટાં બાંધકામો પણ ઉભાં કરાયેલાં ન હતાં ત્યારે, બ્રાહ્મણોએ ચાલુ ખંતીલાં અવલોકનો કરી કરીને અનંત આકાશમાં અનંત કોટી યોજનને અંતરે પડેલા સૂર્ય—ગ્રહાદિકોનાં ભ્રમણ શોધી કાઢી તે ઉપરથી કાળનિર્ણય કરવાની જ્યોતિષ વિદ્યા ખીલવી હતી. બહુ ઝીણા અને શોધક કહેવાતા ચીનાઓએ, જ્યારે, બ્રાહ્મણોના કહેવા પ્રમાણે ગ્રહણ થતાં જોયાં, ત્યારે, તેઓ જ્યોતિષ શાસ્ત્રથી છક્ક થઇ ગયા હતા. આરબો, મિસરીઓ, ગ્રીકો અને રોમનો બ્રાહ્મણો પાસેથી આવી ચમત્કારી વિદ્યા લઇ ગયા હતા. સર ઐસાક ન્યૂટન અને ગેલિલિયોએ કરેલી જે શોધોએ યુરોપને નહિ માનવા જેવું અવનવું આશ્ચર્ય સમજાવ્યું તે પહેલાં સેંકડો સૈકાં પર બ્રાહ્મણોએ આ આકાશી રહસ્યનાં રહસ્ય ખોલ્યાં હતાં, અર્થાત્ જગતમાં સૌથી પહેલાં આર્યોએ જ્યોતિષ શાસ્ત્રના અદ્ભુત ને ચમત્કારી પડદા—ઉપાડતાં તેની સાથે સંબંધ રાખતા ગણિત શાસ્ત્રની જુદી જુદી શાખાઓમાં નૈપુણ્ય—મેળવ્યું હતું.

આ વેદાંગ શાસ્ત્ર બે ભાગમાં વહેંચાયેલું છે. એક ગણિત જ્યોતિષ એટલે હાલ જેને ખગોળ કરીને કહીએ છીએ તે, અને બીજું ફલિત જ્યોતિષ. ગણિતં જ્યોતિષમાં ગ્રહાદિકનાં ભ્રમણ, ઉદય, અસ્ત, ગતિ ને પરિમાણ વગેરેનો સમાવેશ થાય છે અને ફલિત જ્યોતિષમાં ગ્રહાદિકની પૃથ્વી ઉપરનાં પ્રાણીઓ અને પદાર્થો ઉપર આડકતરી રીતે થતી અસરો વગેરેનો સમાવેશ થાય છે. 'ભવિષ્યમાં શું છે?' તે જાણવાની મનુષ્ય માત્રને સ્વાભાવિક રીતેજ હમેશ ઉત્કંઠા રહે છે. સુધરેલા કે અજ્ઞાન સૌને આ બાબત એક સરખી રીતે લાગુ પડે છે. યુરોપના જડવાદીઓ પણ દિવસ ઉગતાં જ્યોતિષ પ્રતિ વધારે ને વધારે શ્રદ્ધાળુ થતા જાયછે. ભવિષ્યવાદને જેઓ હસી કાઢતા હતા અને જ્યોતિષને જેઓ અજ્ઞાનોનું વહેમી જાળુ કહેતાં હતા, તેઓ હવે ભવિષ્ય જાણવાને માટે આતુર રહે છે, જ્યોતિષને તેની દરેક બાજુએથી ખીલેલું અને વધેલું જોવા યત્ન કરે છે. આપણે અહિં જેમ જ્યોતિષીઓ છે તેમ યુરોપમાં પણ હવે જ્યોતિષીઓ થવા માંડયા છે. જ્યોતિષ સાહિત્યનાં પુસ્તકો પણ વળી ત્યાં વધે છે. ભવિષ્ય જાણવાની ઈચ્છા એ મનુષ્ય સ્વભાવનું વલણ છે અને વારંવાર વારેલું મન પણ તેની તરફ વળ્યા વગર રહેતું નથી. મનુષ્ય મનના આ સ્વાભાવિક વલણને લીધે જ્યાં જ્યાં જાય છે ત્યાં ત્યાં જ્યોતિષ શાસ્ત્ર પોતાનો પગ ટકાવી વધે છે અને ખીલે છે. પોતાની પ્રતિ અભાવ અને અશ્રદ્ધા ધરાવનારને પણ આખરે તે જીતી લે છે, અર્થાત્ જ્યોતિષની શક્તિ અને પ્રભાવ બીજા કોઈ પણ શાસ્ત્ર કરતાં બહુ મોટાં છે.

એમ કહેવામાં આવે છે કે 'લાખો ગાઉને અંતરે આકાશમાં રહેલા ગ્રહો પૃથ્વી ઉપરના પ્રાણીઓ કે પદાર્થોને અસર કરીજ કેમ શકે?' આનો ઉત્તર સહેલ છે. જ્યારે ચંદ્રના ઉદય અસ્તની અસર પૃથ્વી ઉપર રહેલા મહા સાગરને થઇ તેમાં ભરતીઓટ થાય છે ત્યારે ગ્રહોના ઉદય અસ્ત અને ચલનની અસર પૃથ્વી ઉપરનાં પ્રાણીઓ અને પદાર્થો પર થાય એમાં શું આશ્ચર્ય છે? લોહચુંબકની લોઢા ઉપર અસર થાય છે. આકાશમાં વાંદળાં રહેતાં પૃથ્વી ઉપરનું વાતાવરણ અણગમો કે રોગ ઉત્પન્ન કરે એવું થઇ જાય છે, કમળો સૂર્યથી અને પોયણાં ચંદ્રથી ખીલે છે, સૂર્યમુખી ફૂલ સૂર્યની ગતિ સાથે પૂર્વ પશ્ચિમ તરફ નમે ને ઝુલે છે ત્યારે ગ્રહ ગતિઓની અસર પ્રાણી પદાર્થો વગેરે ઉપર થાય એમાં વહેમ જેવું શું છે? જે વાતનું રહસ્ય જ્યાં સુધી સમજાયું ન હોય, ત્યાં સુધી તે ચમત્કાર રૂપ કે

વહેમવાળી લાગે, પરંતુ જ્યારે તેનું શાસ્ત્રીય રીતે કારણુ સમજાય ત્યારે સત્ય પ્રતીતિ થાય. તેમ જ્યોતિષના સિદ્ધાંતો પણ જેમના સમજવામાં આવેલા ન હોય તેને તે વહેમ રૂપ લાગે, બાકી તેમાં પણ સત્યનું તત્ત્વ ઓતપ્રોત રહેલું ને ભરેલું છે. ઘણા લાંબા વખતનાં અવલોકનો અને અનુભવો ઉપરથી વિદ્વાનોએ જ્યોતિષ શાસ્ત્રના સિદ્ધાંતો કાઢેલા છે એટલે તેમાં અશ્રદ્ધાનું સ્થાનજ રહેલું નથી.

અમુક સંજોગો અમુક પ્રસંગ અને અમુક સંમેલનોના સંધિમાં બનેલા અમુક બનાવોના અનુભવો તેવાજ સંજોગો, પ્રસંગો અને સંમેલનોમાં તેવાજ બનાવનું અનુમાન કરાવરાવે, એ સ્વભાવિક છે. વાયુચક્ર શાસ્ત્ર, અને બીજા ઘણાંક શાસ્ત્રો, જયામિતિના 'એક ચીજ જે બીજીને બરોબર સમાન છે તે બેઉ એક બીજીને મળતી હોયજ' એ સિદ્ધાંત ઉપર ચાલે છે અને જ્યોતિષ શાસ્ત્ર પણ જમાનાઓના આવા સ્વીકૃત સિદ્ધાંતો ઉપર ચાલે છે, છતાં તેમાં કોઈવાર જે ન્યૂનતા દેખાય છે તે સંજોગો અને પ્રસંગોમાં થયેલી ખોટી ગણતરીને લીધે હોય છે. વિદ્વાનોએ તારવેલા સિદ્ધાંતો તો તત્ત્વતઃ તેમાં ખરાજ હોય છે. ગ્રહો પૃથ્વી અને તેમનાં સ્થાનો નિરંતર એક સરખાં ચાલ્યા કરતાં નથી, કાળ જતાં તેમાં થોડો ઘણો ફેરફાર થાય છે અને જ્યારે તે ફરેલા કાળ પ્રમાણે ગણિત થતું નથી ત્યારે ફલાદેશમાં ફરક પડે છે. બરોબર ગણિત, ગ્રહોની ચાલ ચલનનું યથાર્થ પ્રમાણુ અને કાળનો બરોબર નિર્ણય વગેરે ટાળા સિદ્ધાંતાનુસાર મેળવાયા હોય તો ઋષિ મુનિઓના આ શાસ્ત્રમાં કહિં પણ કશી ન્યૂનતા આવતી નથી. આ શાસ્ત્રનું પહેલું અંગ ગણિતજ્યોતિષ છે અને તેનું પઠનપાઠન શિથિલ પડી ગયું છે એટલે બીજું અંગ જે ફલિતજ્યોતિષ તે ઘણી વાર ખોટું ભાસ માનથાય છે. એકલી આજીવિકા ઉપરજ દ્રષ્ટિવાળા જ્યોતિષિઓ પહેલું અંગ જે પાયા રૂપ છે તે લગભગ ભણતાજ નથી એમ કહીએ તો ખોટુ નથી, અને જ્યારે પાયોજ કાચો હોય રેતીનો હોય ત્યારે ઇમારતનું સ્થૈર્ય કેટલું રહે? એ સહેજ સમજાય તેવું છે. આપણા જ્યોતિષની દશા હાલ આવી છે, તે ઉપર ખાસ લક્ષ રાખી કૌટુંબિક પરંપરાએ ચાલ્યા આવતા આ શાસ્ત્રના પોતાના સામાન્ય જ્ઞાનથી શાસ્ત્રના ઉદ્ધાર માટે સદ્દગત સોમેશ્વર ગોપાળજી જોશીએ આ ગ્રંથ નિર્માણ કરેલો છે. સ્વર્ગસ્થનો આ શાસ્ત્ર સાથે કેવો સબંધ અને કેટલો પરિચય તથા ભાવપૂર્ણ અભ્યાસ હતો તે જાણવા જેવું હો-

વાથી તેમના ચરિતની કંઈક રૂપરેખા દોરેલી અત્ર અસ્થાને ગણાશે નહિ.

કપડવંજના રહેવાસી ચોરાશી મેવાડા બ્રાહ્મણ જોશી ગોપાળજીને ઘેર સંવત ૧૯૩૦ ના પોષ સુદિ બારસને દિવસે સૂર્યોદય સમયે રા. સોમેશ્વરનો જન્મ થયો હતો. ઉદય સમયે થયેલા જન્મે કુટુંબને ઉદયની ઉજ્વલતા દેખાડવાથી તેમને બાલ્યમાં બહુ લાડકોડથી ઉછેરવામાં આવ્યા હતા. 'પુત્રનાં લક્ષણ પારણામાંથી' તેમ તેમની ચંચળાઇ અને લાયકીએ પ્રારંભના અભ્યાસ અને ભાવિવિદ્વત્તાનાં ચરિતમાંજ દર્શન દેવા માંડયાં હતાં. કપડવંજમાં થાય તેટલો અભ્યાસ કરી તેઓ વધુ અભ્યાસ માટે વડોદરે ગયા હતા. ત્યાં ઇંગ્રેજી અભ્યાસ સાથે પોતાની પિતૃપરંપરાએ ઉતરેલા જ્યોતિષનો અને સંસ્કૃતનો અભ્યાસ કરી સારાં સારાં પારિતોષિક મેળવ્યાં હતાં. ઇંગ્રેજીમાં મેટ્રિકની પરીક્ષા પાસ કરી આગળ અભ્યાસ ચલાવ્યો, પરંતુ દૈવવશાત્ ઓચિંતાજ તેમના મોટા ભાઈ હરગોવિંદ ક્ષયના બુરા રોગને ભોગ પડયા ને એમને કુટુંબની ધુરા ધારણ કરવી પડી. સ્વર્ગસ્થ કર્તવ્ય પરાયણ પુરૂષ હતા એટલે તેમણે પોતાનું કર્તવ્ય એક વૃદ્ધ પુરૂષને શોભે તેવી રીતે ચલાવાવા માંડયું. જ્યોતિષ એ કુટુંબનો ધંધો હોવાથી તેને ખીલવવા અને શિથિલ થયેલી તે ઉપરની લોક શ્રદ્ધાને દૃઢ કરવા તરફ ખાસ ધ્યાન આપવા માંડયું. આમ કરતાં પોતે ઇંગ્રેજી અભ્યાસ કરેલો હતો તે જ્ઞાનનો તુલનાત્મક રીતિએ આમાં ઉપયોગ કરવા માંડયો. પૌર્વાત્ય તેમજ પાશ્ચાત્ય બેઉ પદ્ધતિઓ અને બેઉ ગ્રંથોમાંથી જે રહસ્ય હાથ આવ્યું તે તારવવા માંડયું. આમ કરતાં કરતાં આ પુસ્તક નિર્માણ કરવાનું સૂઝી આવ્યું.

'લોકોપયોગી એકાદ પુસ્તક તૈયાર કરવું' એવા વિચારથી વધારે ઉત્તેજન લઇ અભ્યાસ અને અનુભવ બેઉ તરફના પુસ્તકોથી વધાર્યો અને તેના ફળ રૂપે આ 'શ્રી જ્યોતિષ રહસ્ય' પુસ્તક આખરે તૈયાર કર્યું. મિત્રો અને ગૃહસ્થોને બતાવતાં સૌએ છપાવી પ્રકટ કરવાની સલાહ આપી. પુસ્તક છપાવવા માંડયું પણ તે 'પોતાથી પુરૂં થશે કે નહિ?' તેની શંકા પડી. શરીર ઘસાતું ચાલ્યું પણ ઉત્સાહ શિથિલ થયો નહિ. મરતાં મરતાં પણ સઘળું છપાવી નાંખ્યું અને સંવત્ ૧૯૭૨ ના આસો વદિ અમાવાસ્યાએ આલોકમાંનું પોતાનું કર્તવ્ય પુરૂં કરી નાંખ્યું. શોકથી ભારે હૃદયે મારે (જેઠાલાલ હરગોવિંદ જોશી—સદ્ગતના પુત્ર રૂપ ભત્રિજાએ) કહેવું જો-

છીએ કે, મારા મુરબ્બી વડીલ કાકાએ મને જે પુત્રવત્ ગણી બહુ ખંતથી વિદ્યાદાન દઇ ઉછેર્યો છે તેણે પુત્ર ધર્મનું પરિપાલન કરવા આ પુસ્તકને આટલા ટુંકા ઉલ્લેખ સાથે તેમની ઈચ્છાનુસાર પ્રકટ કરવું જોઇએ છીએ ને કરૂંછું. મારા શિરછત્ર પિતૃવ્યના પુસ્તકના ગુણની ગણના કરવાનું ગુણીજનને માટેજ રહેવા દઇ અત્ર હું 'તેમાં શું છે' એટલુંજ બતાવીને વિદ્વાન વાચકોની રજા લઇશ.

જ્યોતિષ કેવું આદર્શ રૂપ સ્વચ્છ નિર્મળ ને સત્ય શાસ્ત્ર છે તે લોકમંડળને તેમજ વિદ્વાનોને બતાવી આપવું એ આ પુસ્તક નિર્માણનો મુખ્ય હેતુ છે. **विना शास्त्रेण यो ब्रूयात्तमाहुर्ब्रह्मघातिनं**--તેમ શાસ્ત્રના પ્રમાણ વિના આમાં એક અક્ષર પણ પાડવામાં આવેલો નથી. ભાગ્યુંતૂટયું સંસ્કૃત શીખી લોકમાં નિત્ય પુછાતા પ્રશ્નોના ઉત્તર અપાય, એવા જ્યોતિષના એકાદ બે ગ્રંથ વિચારી જોશીની આજીવિકા કરનાર લોકને ઉપયોગી થાય અને ઈંગ્રેજી ભણેલાઓને ઈંગ્રેજી ગ્રંથોને આધારે પણ સંતોષ આપી શકાય, એવી રચના આ ગ્રંથમાં રાખેલી છે. જ્યોતિષનું સાહિત્ય બહુ બહોળું હોવાથી સૌને એટલો અવકાશ હોતો નથી કે બધા ગ્રંથો જુએ માટે ઘણા ગ્રંથો જોઇ તેમાંથી જરૂરનું હોય તે જુદું પાડી ઇંગ્રેજી ગ્રંથોની સાથે સરખાવી લોકને સહજ સમજાય એવી ઈબારતે આમાં રજુ કરવાનો યત્ન કરેલો છે, ભાષા—વિચાર અને જ્યોતિષ સિદ્ધાંત સૌ સામાન્ય લોકના જ્ઞાન ઉપર દૃષ્ટિ રાખી તરત સમજાય એવી સુસ્પષ્ટ રીતે ગોઠવવામાં આવ્યા ઉપરાંત જ્યાં જ્યાં જરૂર જણાઇ ત્યાં ત્યાં કોઠાઓ અને કોષ્ટકો આપી વિશેષ વિશદીકરણ કરવામાં આવ્યું છે.

ગુજરાતી ભાષામાં જ્યોતિષને લગતા કેટલાક ઉપયોગી ગ્રંથો અન્ય લેખકોએ તૈયાર કરેલા છે; પરંતુ પૂર્વ અને પશ્ચિમ તરફના મતભેદોનો એક સ્થળે સમન્વય કરી મુખ્ય ઋષિ પ્રણીત સિદ્ધાંતને સિદ્ધ કરેલો હોય એવો એકે ગ્રંથ નથી. સદ્ગતનો મુખ્ય હેતુ એજ હતો કે, લોકને બેઉ પક્ષ સમજાવવા અને તેમાંનું જે ખરૂં તત્ત્વ હોય તે દેખાડી આપવું. આ મૂળ ને મુખ્ય મનોગતાર્થને સિદ્ધ કરવાને ઝીણામાં ઝીણી બાબતનું પણ ઝીણવટથી આ ગ્રંથમાં સમાધાન કરવામાં આવ્યું છે.

મોટા વિદ્વાનોએ બનાવેલા હોવા છતાં કેટલાક ગ્રંથ એવા હોય છે કે, જેમાં એકજ વિષયને ખૂબ છણી છણીને લખેલો હોય છે. આવા ગ્રંથો

ઉંચી પ્રતિનો અભ્યાસ કરનારને બહુ ઉપયોગી થઇ પડે ખરા પરંતુ આજીવિકાને માટે જોઇતા જ્ઞાન અર્થે એ ગ્રંથોની પાછળ કરેલો શ્રમ અને કાળ ઘણી વાર વ્યર્થ જાય છે. સંસ્કૃત સાહિત્યમાં ટુંકા અભ્યાસથી જોઇતું જ્ઞાન મેળવી શકાય એવા કેટલાક સંક્ષિપ્ત નાના ગ્રંથો છે પરંતુ તે ગીર્વાણુ વાણીમાં લખાયેલા હોવાથી ઓછા જ્ઞાનવાળા વિદ્યાર્થીઓથી બરાબર સમજી શકાતા નથી. 'હુન્નરકળા અને આજીવિકાને ઉપયોગી જ્ઞાન માતૃભાષા દ્વારા અપાય તો તે વિદ્યાર્થીઓને માટે એક આશીર્વાદ સમાન થઇ પડે' એવો જે કેળવણી ખાતાના અનુભવીઓનો ઘણે કાળે નક્કી થયેલો અભિપ્રાય છે તે ધ્યાનમાં રાખી સ્વર્ગસ્થે આ ગ્રંથ ગુજરાતી ભાષામાં લખવાનું પસંદ કર્યું હતું. આ ગ્રંથ જોનારને બીજા ગ્રંથોના અભ્યાસની જરૂર ન રહે એ તત્ત્વ ધ્યાનમાં રાખ્યું હતું. મોટા મોટા ઋષિ પ્રણીત ગ્રંથોમાંજ નહિ કિંતુ લૌકિક ગ્રંથોના અને અનુભવીઓના અભિપ્રાયો અને વિચારોનું મનન કરી તે સમજીને લોકને સમજાવવાનો યત્ન કરેલો આ પુસ્તકમાં સર્વત્ર જોવામાં આવે છે.

આગળ જણાવવામાં આવ્યું છે તેમ, આપણો પાયો જે ગણિતજ્યોતિષ તે હમણાં જરા શિથિલ થયેલો છે તેથી સ્વર્ગસ્થે આ ગ્રંથમાં સાયન ગણિત-ઇંગ્રેજી રીતથી નિરયન પદ્ધતિ અનુસાર લીધું છે અને એ પ્રમાણે ફલાદેશને વધારે ખચિત બનાવ્યો છે. નવી અને જુની રીતિઓ સમજાવી એકકેનું ખંડન મંડન કર્યા વગર પોતાના અનુભવથી જે સત્ય લાગ્યું તે આમાં સ્પષ્ટ રીતે બતાવ્યું છે. કુંડળીઓ કેમ કરવી, ગ્રહોનાં સ્થાન કેમ માંડવાં, કાળ નિર્ણય કેવી રીતે કરવો અને ચલનવલન કેમ આપવું વગેરે બાબતો સમજાવવાને વિદ્વાન કે જોશીને સમજાવવાનેજ નહિ પરંતુ સાધારણ વાચકને સમજાવવાને બહુ પરિશ્રમ લેવાયલો છે, એક વાત પોતે સમજવી સહેલ છે પરંતુ બીજાને—અજ્ઞાનને સમજાવવી એ બહુ કઠિન છે. મુશ્કેલમાં મુશ્કેલ બાબત કે અટપટામાં અટપટો સિદ્ધાંત પણ એક સાધારણ વાંચકને કેમ સમજાવવો તે સ્વર્ગસ્થ બહુ સારૂં જાણતા હતા. અને પોતાની તે આવડનો તેમણે આ શાસ્ત્રીય જ્ઞાનના ગહન વિષયમાં બહુ સારો ઉપયોગ કરેલો પાને પાને વાંચનારને દેખાય છે. કુંડળી કેટલા પ્રકારે મેળવી શકાય, તે ખરી છે કે ખોટી છે તે પરખી શકાય, તેની સત્યાસત્યતા જાણી શકાય તેનાં સર્વ દૃષ્ટાંતો અને સિદ્ધાંતોનાં વિવરણ આ ગ્રંથમાં યથાશાસ્ત્ર બતાવેલું છે. ત્રિપુટી એટલે સૂર્ય, ચંદ્ર અને લગ્ન, એ

ત્રણ બાબતોનું સ્પષ્ટીકરણ બરોબર કરેલું છે. તેની અસરો ગુણ સ્વભાવ દોષ અવયવલગ્ન ધંધોરોજગાર રોગારોગ્ય વિગેરે સૂર્યરાશિ ઉપર દર્શાવી ચંદ્રનું દરેક રાશિ પરત્વે ફળ મેળવી, શુભાશુભ કાઢવાની રીતિની સમજણ આપેલી છે. સાધારણ જોશીઓને જે બાબત મોટા ગ્રંથો જોતાં પણ મળી આવે નહિ તે ઘણાક પ્રાચીન અલભ્ય ગ્રંથોમાંથી મેળવી આ ગ્રંથમાં સ્પષ્ટ સમજી શકાય તેવી રીતે આપેલી છે.

આ 'જ્યોતિષરહસ્ય'માં જ્યોતિષ શાસ્ત્રનાં સર્વ રહસ્યો, એક અભ્યાસી જોશીને તેમજ સાધારણ વાચકને સમજાય તેવી રીતે પૂર્વ અને પશ્ચિમ તરફની પદ્ધતિઓનો તુલનાત્મક રીતે અભ્યાસ કરી તથા અનુભવ લઈ સમજાય તેમ આપવામાં કર્ત્તાએ પૂર્ણ શ્રમ લીધેલો છે. અમદાવાદ, વડોદરા, ભરૂચ, સુરત અને મુંબાઇમાં જ્યાં જ્યાં સદ્દગત ગયેલા ત્યાં ત્યાં તેમના જ્યોતિષ જ્ઞાન માટે સારીજ છાપ પડેલી, અને જે જે જાણુદારોએ આ પુસ્તક જોયેલું તેમણે લોકોપકારક થવા છપાવવાનીજ સલાહ આપેલી. અને સલાહ આપેલી એટલુંજ નહિ પરંતુ કેટલાક ગૃહસ્થોએ તો આ રહસ્યથી પ્રસન્ન થઇ ઉદાર આશ્રય પણ આપેલો. આવો સારો આશ્રય આપનાર ગૃહસ્થોનાં નામાભિધાન અન્યત્ર આપવામાં આવેલાં છે. મારા કાકાશ્રીનું જ્યોતિષ સંબંધી જ્ઞાન કેવું બહોળું અને સાર્વદેશિક હતું તે તેમને મળેલાં પ્રમાણપત્રો ઉપરથી જોવામાં આવશે, છેવટ જે ગૃહસ્થોએ મારા સદ્દગત કાકા તરફ અને મારી તરફ સદ્દભાવ ધરાવી આમાં ઉત્તેજન અને સહાય આપી છે તેમનો તથા રા. રા. લીલાધર કૃષ્ણારામ દવે અને રા. રા. મણિલાલ છગનરામ ભટ્ટનો પણ આ સ્થળે હું મોટો ઉપકાર માનું છું, ઈતિશમ્.

કપડવંજ
સંવત્ ૧૯૭૩ ના
ચૈત્ર સુદિ ૧

લિ.
જેઠાલાલ હરગોવિંદ જોશી.



# INDEX.

# અનુક્રમણિકા.

## પ્રથમ વિભાગ.



## દ્વિતીય વિભાગ ત્રિપુટી.



## તૃતીય વિભાગ. દ્વાદશ રાશિગત ગ્રહફળ.

## ચતુર્થ વિભાગ દ્વાદશ ભાવગતફળ.



## પંચમ વિભાગ. દૃષ્ટિફળ.



## પરિશિષ્ટ.



**જોશી સોમેશ્વર ગોપાળજી.**

| જન્મ: | અવસાન: |
|---|---|
| સંવત ૧૯૩૧, શકે ૧૭૯૬, | સંવત ૧૯૭૨, શકે ૧૮૩૮, |
| પોષ સુદી ૧૨, સોમવાર, | આશો વદી ૩૦, ગુરૂવાર, |
| તા. ૧૮ જાનેવારી ૧૮૭૫. | તા. ૨૬ આકટોબર ૧૯૧૬. |

લક્ષ્મી આર્ટ, ભાયખળા, મુંબઈ.

॥ श्रीँ ॥

॥ श्री गणेशाय नमः ॥

॥ श्री नारायणाय नमः ॥

# ॥ श्रीज्योतिषरहस्यम् ॥

## ॥ प्रथम विभागः ॥

## Section A.

## परिच्छेद १.  CHAPTER I.

## ज्योतिषशास्त्रम्.

## "*ASTROLOGY*".

॥ वेदांगं–ज्योतिषंचक्षुः ॥

लंबोदरं सकलसिद्धिकरं गुरुं च
नारायणं पुरुषरूपधरं मृगांकं ॥
लक्ष्मीमयं प्रकृतिरूपधरं खगेशं
भौमादि पंचखचरान् किल तत्वरूपान् ॥ १ ॥
मेषादि राशीगतकालमय स्वरूपं
गोपालसंज्ञपितरं खिलज्योतिषज्ञं
सूक्ष्मांगज्योतिषफलं ननुशास्त्रदृष्ट्या
नत्वाब्रुवे रुचिरगुर्जरभाषया वै. ॥ २ ॥

પ્રથમ સકલ સિદ્ધિને આપનાર ગણપતિને, તથા ગુરૂને, તથા પુરૂષ રૂપ ધારણ કરનાર શ્રી નારાયણ સ્વરૂપી ગ્રહોના અધિષ્ઠાતા સૂર્યને, તથા લક્ષ્મી સ્વરૂપી પ્રકૃતિમય ચંદ્રને, તથા પંચતત્વ સ્વરૂપી ભૌમાદિ પંચગ્રહોને,

તથા મેષાદિ દ્વાદશ રાશ્યાત્મક મહાકાલ સ્વરૂપને, અને જ્યોતિષશાસ્ત્રી ગોપાળ નામના પિતાને, નમસ્કાર કરીને દેશી અને વિદેશી ( આર્યાંગ્લ ) જ્યોતિષશાસ્ત્રના ફળને અનુભવસિદ્ધ શાસ્ત્ર સૂક્ષ્મદષ્ટિથી રમણીય ગુર્જર ભાષામાં વર્ણવું છું.

Astrology is the Soul of Astronomy.
ફલ જ્યોતિષ–ખગોળશાસ્ત્રનો આત્મા છે.

**अनुभूतिमदंनाम ज्योतिषं शास्त्रमुत्तम् ।**
**निर्गमान्निर्गतं लोके वंद्यं विजयतेतराम् ॥ १ ॥**

**अमत्यक्षाणि शास्त्राणि विवादस्तेषु केवलम्**
**मत्यक्षं ज्योतिषंशास्त्रं चंद्रार्कौ यस्य साक्षिणौ ॥ २ ॥**

જ્યોતિષશાસ્ત્ર અન્ય શાસ્ત્રોની માફક કેવળ અપ્રત્યક્ષ તેમજ વિવાદ રૂપ નથી, પણ જેમાં સૂર્ય ચંદ્ર સાક્ષી છે, તેવું પ્રત્યક્ષ શાસ્ત્ર છે. આ શાસ્ત્ર અનુભવને આપનાર પ્રાણી માત્રના પૂર્વ કર્માંનુસાર સદસદ્ફલને સૂચવનાર છે.

જ્યોતિષવેદનાં ષડંગમાં ચક્ષુરૂપે છે, તથા પરમાત્માની સત્તાને આધીન રહી મનુષ્યજાતિને પોતાના કલ્યાણના ધર્મ, અર્થ, કામ ને મોક્ષરૂપી માર્ગને સૂચવે છે.

જ્યોતિષ એ ગ્રહો અને રાશિઓની સત્તાને પ્રદર્શિત કરે છે.

"Astrology honours God aud benefits mankind".

## જ્યોતિષ સત્યતા.

ઘણા લોકો એમ માને છે કે ગ્રહોની અસર થતી નથી પણ બારીક તપાસ ( Strict observation ) અને સામાન્ય વિચારશક્તિથી ( Analogus reasoning ) સમજાશે કે ગ્રહોની અસર સર્વત્ર જગતમાં વ્યાપી રહેલ છે.

(a) બારીક તપાસ એટલે જુદા જુદા સ્થળ અને સમયપરત્વે જુદી જુદી વ્યક્તિઓ ઉપર ગ્રહોની દ્વાદશ રાશિમાં સ્થિતિ તથા પરસ્પર દષ્ટિ સંબંધવશાત્ ઉત્પન્ન થતા જુદા જુદા ફેરફારથી થતી જુદી જુદી અસર:

(b) સામાન્ય વિચારશક્તિ એટલે:—

i સૂર્ય ચંદ્રની ભરતીઓટ ઉપર થતી અસર;

ii વનસ્પતિવર્ગ ઉપર ઋતુના ફેરફારથી થતી જુદી જુદી અસર;

iii જુદાં જુદાં પ્રાણીઓ ઉપર ઋતુના ફેરફારથી થતી જુદી જુદી અસર—જેમકે ચંદ્રના પ્રકાશમાં સુઇ રહેનાર મનુષ્ય રતાંધળો બને છે અને ચંદ્રની વૃદ્ધિ તથા ક્ષીણતા સાથે ગાંડાઓના મનની સ્થિતિનો સંબંધ;

આ સર્વ એજ સૂચવે છે કે જો સૂર્ય ચંદ્ર અખિલ સૃષ્ટિમાં આવી અસર ઉત્પન્ન કરે છે તો મનુષ્ય વર્ગ ઉપર તેની અસર કેમ ન હોય ?

પ્રાણી માત્ર પ્રત્યેક ક્ષણે વાતાવરણમાંથી પોતાના પોષકતત્વને આકર્ષે છે કે જે વાતાવરણ સૂર્ય ચંદ્ર અને ગ્રહોની સંપૂર્ણ સત્તાને લીધે વારંવાર ફેરફારોને સ્વાધીન છે. એમ માનીએ કે જન્મ થવાની સાથેજ બાલક શ્વાસોશ્વાસ લેવાની ક્રિયા [ breathing ] શરૂ કરે છે; તો તેજ સ્થળે તેજ સમયના વાતાવરણમાં રહેલાં વ્યાપકતત્વોની અસર તેના કોમળ હૃદય અને શરીરમાં કેટલી ચિરસ્થાયી હોવી જોઇએ ? તત્કાલ જન્મેલ બાલકના શરીરમાં પ્રવેશ થયેલ વ્યાપક તત્વો સારા કે નરસાને માટે ભવિષ્યમાં પોષાઇ વૃદ્ધિને પામે છે.

It is a maxim of modern Philosophy, that nothing occurs by chance. Every event is the effect of some Law.

—"H. TURNER."

આધુનિક તત્વજ્ઞાનનો એક સિદ્ધાંત છે કે અકસ્માત [ chance ] થી કંઇપણ બનતું નથી. પરંતુ દરેક બનાવ કોઇપણ કારણનું કાર્ય હોય છે. આજુબાજુના સંયોગો કેટલીક વખત એવા ગ્રથિત હોય છે કે કયા કારણને લીધે આ પરિણામ ઉદ્ભવ્યું હશે તે સ્પષ્ટ જણાતું નથી, અને તેથી કેટલાક એમ માની બેસે છે કે આ કોઇ જાદુઇ અસર [ magic ] થી થયેલ હશે; પરંતુ બારીક અવલોકનથી છેવટે જણાય છે કે આ કાર્ય કોઇ ચોકસ કારણ સાબિત કરે છે. ગ્રહોની સત્તાની અસર થતી નથી, એવું અદ્યાપિ પર્યંત કોઇથી સાબિત થઇ શક્યું નથી.

## જ્યોતિષની જરૂરીયાતીઃ—

"Nature, which is the time-vesture of God and reveals Him to the wise, and hides Him from the foolish".

જે ભાગ્યમાં હશે એમ થાશે અને ભાવિ ફેરવી શકાતું નથી, એમ માનનારાઓને આ શાસ્ત્ર નિરર્થક છે, પણ જો શાસ્ત્ર બરોબર સમજવામાં આવે તો તેના જેવું એક પણ શાસ્ત્ર અદ્યાપિ પર્યંત આધુનિક સમયમાં શોધી કઢાયેલ નથી. આ શાસ્ત્ર પરમાત્માની ઇચ્છા [ મનુષ્યોના પૂર્વ કર્માનુસાર શુભાશુભ ફળ ] ને સૂચવે છે; એટલુંજ નહિ પણ પુરૂષાર્થની દિશા બતાવી નિર્ભય માર્ગે દોરે છે.

પૂર્વ જન્મનાં કર્મો [ પુરૂષાર્થ ] આ જન્મના પ્રારબ્ધ બને છે; અને આ જન્મના પુરૂષાર્થ પૂર્વ કર્મના પ્રારબ્ધને અનુકૂળ કે પ્રતિકૂળ કર્મ કરી નવીન પ્રારબ્ધ ભવિષ્ય માટે બાંધે છે.

પ્રારબ્ધ કર્મ બે જાતનાં છે,—

૧ દૃઢ. ૨ અદૃઢ.

દૃઢ પ્રારબ્ધ પુરૂષાર્થથી બદલી શકાતું નથી, પણ અવશ્યમેવ ભોગવવુંજ પડે છે.

અદૃઢ પ્રારબ્ધ પુરૂષાર્થથી ન્યૂનાધિક પ્રમાણમાં ફેરવી શકાય છે, પણ તે પુરૂષાર્થ અનુકૂળ દિશામાં હોવો જોઇએ, તે જાણવાને જ્યોતિષ શાસ્ત્રની જરૂર છે.

"Man is the maker of his own fortune".

+મનુષ્ય પોતાના અદૃઢ પ્રારબ્ધને ઓછાવત્તી પ્રમાણમાં ફેરવી શકે છે અને પુરૂષાર્થને અનુકૂળ દિશામાં દોરવી ભાવી પ્રારબ્ધ સુખમય બનાવેછે.

---

+Everything moves by a fixed Law, and man is the master of his own destindy only because he can accept or refuse by his own intervention and action the place he should fill and the path be traced for him. [ Alan Leo.

## જ્યોતિષ ભેદ.

જ્યોતિષ અનેક ભેદથી ભરપૂર છે છતાં તેમાં મુખ્યત્વે ત્રણ ભેદછે:—

૧ ગણિત.
૨ ફળ.
૩ સંહિતા.

## જ્યોતિષની ન્યૂનતા ને તેથી તેની થતી નિંદા.

[a] **वेध सिद्ध गणितः**—જ્યોતિષમાં મુખ્ય આધાર ગણિતનો છે ને તે વેધ સિદ્ધ હોવું જોઇએ. પણ હાલમાં આ દેશમાં રાજ્યાશ્રયના અભાવને લીધે વેધશાસ્ત્ર [ observatory ] નો લોપ થયેલ છે, અને હાલમાં ગ્રહલાઘવ વિગેરે પ્રચલિત ગ્રંથો સ્થૂલ પડી ગયેલ છે તેથી ગ્રહ ગણિત વેધ સિદ્ધ આવતાં નથી, ને તે આધારે કહેવાતાં ફળો મળતાં નથી, એ તદન વાસ્તવિક છે. ને પાણીમાંથી માખણ મેળવવા જેવું બનેછે.

આ ન્યૂનતા આપણે પાશ્ચિમાત્ય દેશમાંના યંત્રોની સહાયતાથી થયેલ આપણા દેશનાં ગણિત લેવાથી, અગર અહીં સુધારેલ પંચાંગોની મદદથી પૂરી પાડી શકીએ છીયે.

[b] **सायन निरयन भेद**:—સ્પષ્ટ વેધ સિદ્ધ ગણિત થયા બાદ બીજો ભેદ ફળ જ્યોતિષનો છે તેમાં ભેદ ઘણા છે, છતાં મુખ્યત્વે અયનાંશના ભેદને લીધે બે પદ્ધતિઓ હાલમાં પ્રચલિત છે.

* ૧ સાયન.　　　૨ નિરયન.

લગભગ ૧૪૦૦ વર્ષ થયાં, દર વર્ષે એક ઘટિકાનો તફાવત પડયાંજ જાય છે. તે તેથી અયનાંશા વધ્યાં જાય છે જે હાલ [૨૨] અંશ ઉપરાંત ગયેલ છે. જેથી સાયન–નિરયન ગણિત વચ્ચે ૨૨ અંશનું આશરે અંતર રહે છે.

સાયન પદ્ધતિ પાશ્ચિમાત્ય દેશોમાં સર્વત્ર માન્ય થયેલ છે.

---

*અયન–ચલન [ moving going ] મેષના પ્રથમ અંશથી વિષુવૃત્તના પાછા હઠવાની ક્રિયાને અયનાંશા કહે છે.

**सायन=स+अयन** અયનાંશા સહિત.
**निरयन=निर्+अयन** અયનાંશા રહિત.

નિરયન પદ્ધતિ હાલમાં આપણા દેશમાં પ્રચારમાં છે. અને તે તે આધારે તે તે દેશના વિદ્વાનો ફળને વર્ણવે છે.

સાયન નિરયન પૈકી કઈ પદ્ધતિ સત્ય છે તે અત્ર અપ્રાસિંગક છે.

નિરયન પદ્ધતિ આપણા દેશના જ્યોતિષીઓ તેમજ લોકોને માલુમ છે પણ સાયન પદ્ધતિ અને વિદેશીય જ્યોતિષ શાસ્ત્ર શું છે તે અજ્ઞાત હોવાથી અને તેનો અનુભવ લેવાનેજ માટે આ પુસ્તક ખાસ પ્રસિદ્ધિમાં મુકાયેલ છે.

[c] **अनुभव सिद्ध रहस्य सूचक ग्रंथः** -જ્યોતિષ શાસ્ત્ર ચાર લાખ ગ્રંથ પૂર છે, તેમાં ફળાદેશના ઘણા ગ્રંથો હોવાથી, કયો ગ્રંથ સત્ય હશે, ને કોના આધારે ફળનો નિર્ણય કરવો તે સંશયાત્મક થઈ પડે છે. જેથી અનુભવ સિદ્ધ રહસ્ય સૂચક ગ્રંથોની આવશ્યકતા છે.

[d] **द्रव्याश्रयः**—રાજાઓ અને શ્રીમંતોના આશ્રય વિના વિદ્વાનો શાસ્ત્રનો ઉદ્ધાર કરી શકતા નથી.

[e] **गुर्वाज्ञाः**—ધર્મગુરૂઓની સહાયતા અને આજ્ઞાની પણ જરૂરછે, કારણ કે અંધ પરંપરાથી ચાલતું આવ્યું હોય તેજ ખરૂં ને બીજું ખોટું એવા દહાગ્રહીઓ માટે ગુરૂઓની આજ્ઞા ને સહાયતાની આવશ્યકતા છે.

[f] **सत्य स्विकारः**—જુનું એટલુંજ સારૂં ને નવું એટલું ખોટું એમ હોતું નથી, પણ સંત પુરૂષો સત્યાસત્યનો નિર્ણય કરી—તેમાંથી જે સત્ય લાગે તેનોજ સ્વિકાર કરે છે. જેથી **મારૂં એજ સાચું** એમ નહી રાખતાં **સાચું એજ મારૂં** એવા નિશ્ચયની જરૂર છે.

[g] **+श्रद्धाः**—જ્યોતિષ શાસ્ત્રમાં શ્રદ્ધા એ મુખ્ય છે. શ્રદ્ધા એ મનમાં દઢતા ઉત્પન્ન કરે છે ને ભાવિ શુભ ફળને અમલમાં મુકી શકે છે, તથા અશુભ ફળોને દૂર કરવાની શક્તિને પણ મજબુત કરે છે, એટલુંજ નહિ પણ મનોબળથી મનુષ્યો ધારેલ ધારણાઓ પૂર્ણ કરી શકે છે.

[h] **कृपाः**—એકાદ પ્રસંગે કોઈપણ કારણને લીધે જોશી જુઠા પડે કે તરતજ જોશી એકલાની નહી પણ સાથે જ્યોતિષ શાસ્ત્રની નિંદા

---

**+द्विजे देवे तथा मंत्रे भेषजे ज्योतिषे तथा ॥**
**यादृशी भावना यस्य सिद्धिर्भवति तादृशी ॥ १ ॥**

થવા લાગે છે. જુઓ ! જોશીઓ કેવા કમનશીબના છે કે પ્રથમથીજ વધારે પૈસા લેનાર વકીલો કે ડૉકટરો હારે કે પાછા પડે તોપણ તેમની બીલકુલ નિંદા થતી નથી, જ્યારે જોશી લોકો કે જે ફોગટીયા ગણાય છે તેમને તો તરતજ દક્ષિણામાં ફક્ત નિંદાજ મળે છે; જેથી તેમ ન થતાં પ્રસંગો મેળવી શાસ્ત્ર અનુભવ લેવાની કૃપા લોકોએ બતાવવી એ જરૂરનું છે.

[i] ત્રીજો ભેદ સંહિતાનો છે જેમાં જ્યોતિષની ઘણી શાખાઓનો સમાવેશ કરેલ છે.

+મુખ્યત્વે આ શાસ્ત્રમાં ઉપયોગી શાખાઓ આ પ્રસંગને માટે નીચે પ્રમાણે છે:—

સામુદ્રીક=Physiognomy.
હસ્તરેખા=Palmistry.
સ્વરોદય=Science of Sound.
પ્રાશ્નીક=Horary Astrology.
દેશાત્મિક=Mundane Astrology.
વૈદ્યક=Medical Astrology.
પૌરાણ=Mythological Astrology.
રમલ=Ramal (dice).
શકુન=Prognastic Science ( omens ).
સ્વપ્નશાસ્ત્ર=Dream interpretations.
મુહૂર્ત=Auspicious time &c.
વાયુશાસ્ત્ર=Meteriology.
હસ્તાક્ષર=Graholgy.
નામાક્ષર=Fortune in your Name.

## જ્યોતિષીઓ કેવા હોવા જોઇએ ?

a—પંચગણિતને જાણકાર.

Arithmetic, Algebra, Geometry, Trignometry Conic.

---

+આ પુસ્તકમાં તેમજ હવેથી લખાતાં પુસ્તકોમાં તે તે શાસ્ત્રોનું પ્રથક્ પ્રથક્ કિંવા પ્રાસિંગક વિવેચન થનાર હોવાથી તેમનાં નામ માત્ર અત્રે સૂચવ્યાં છે.

b—બહુ ભેદયુક્ત જ્યોતિષ જાણકાર.

c—શબ્દ શાસ્ત્ર જાણકાર.

d—વ્યાકરણ શાસ્ત્ર જાણકાર.

c—બ્રહ્મચર્યવૃત્તધારી.

d—સંતોષવૃત્તધારી.

e—શુભવિચાર મનનશીલ.

f—અનુભવસિદ્ધ રહસ્ય જાણકાર.

g—વેધસિદ્ધ ગ્રહ ગણિત પ્રયત્નશીલ.

h—દેશકાલ સમજનાર વિગેરે વિગેરે.

સામાન્ય જ્ઞાનવાળા ટીપણાં જોઇ જોનાર જ્યોતિષી નથી પણ નક્ષત્ર સૂચક કહેવાય છે, નક્ષત્ર સુચકોને પુછનાર ( તેઓના અલ્પ જ્ઞાનને લીધે ) નર્કવાસી (દુઃખી) થાય છે.

## યુગ પરત્વે શાસ્ત્ર ભેદઃ—

પ્રાચીન જ્યોતિષશાસ્ત્રકારો સૂર્યાદિ અઢાર થઇ ગયેલ છે. બાદ ભાસ્કરાચાર્ય, કેશવાચાર્ય, ગણેશ દેવજ્ઞ—વરાહ મિહિર—જૈમિની વિગેરે ઘણા થઇ ગયા છે. ને યુગપરત્વે બદલાયાંજ કરે છે.

સત્ય યુગમાં મનુ તેમજ પૈતામહશાસ્ત્ર.

ત્રેતા યુગમાં—બાદરાયણશાસ્ત્ર.

દ્વાપર યુગમાં—શંખ, લિખિત, વા ગર્ગશાસ્ત્ર.

કળિયુગમાં—પરાશરશાસ્ત્ર અથવા +ત્રીજાુંજ કે જે અનુભવસિદ્ધ હોય તે.

ફળ જ્યોતિષમાં આપણા આચાર્યોના બનાવેલ ઘણા ને સારા ને સૂક્ષ્મ ગ્રંથો છે, તથાપિ તે હાલમાં વેધસિદ્ધ ગણિત તેમજ સાયન પદ્ધતિના અભાવને લીધે ઓછા મળતા આવે છે.

તેમ છતાં પણ પાશ્ચિમાત્ય ફળ જ્યોતિષ ગ્રંથોનો આશ્રય લેવામાં કંઇપણ બાધ નથી, ને તે ગ્રંથો પણ ઝાડકીલ, એલન લીઓ, રેફાઇલ, વાઇલ્ડ, ડો. સીમા નેટસ પ્રીઅર્સ વિગેરે વિદ્વાનોથી પ્રસિદ્ધ થયેલ છે, જેમાંનો સારાંશ આ પુસ્તકમાં ખાસ લેવામાં આવ્યો છે તથા સંસ્કૃત ગ્રંથોનો પણ આશ્રય લીધો છે. બન્નેના સારાંશભૂત રહસ્યસૂચક તત્વ આ ગ્રંથનું મહત્વ છે.

---

+कलौतार्तीयकं स्मृतं ॥ કળિયુગમાં ત્રીજાુંજ શાસ્ત્ર ઉદ્દભવે છે.

# परिच्छेदः २ Chapter II.

## ખગોળ જ્ઞાન.

## ELEMENTS OF ASTRONOMY.

### " SOLAR SYSTEM. "

ફલ જ્યોતિષના વિષયમાં ઉતરતા અગાઉ આકાશ મંડળ ( Solar System ) ના શુદ્ધ જ્ઞાનની જરૂર છે, અને આ જ્ઞાન ખગોળના સંપૂર્ણ અને બારીક જ્ઞાન સિવાય મળી શકે તેમ છે.

ખગોળ વિદ્યા ( Astronomy ) આપણને આકાશમાંના પવિત્ર પદાર્થો ( ગ્રહોના માપ, ગતિ, અંતર, સમય, કદ, વજન, અનુક્રમ વિગેરે ) નું સ્પષ્ટ જ્ઞાનનું વર્ણન કરે છે અને તેનાથી પણ આગળ લઇ જાય છે કે જ્યાં નક્ષત્ર (Fixed Stars) તારાઓ રહેલા છે, આ સમગ્ર આકાશમંડળ યાને શિશુમાર ચક્ર કહેવાય છે.

આ આકાશ મંડળમાં મુખ્ય ગ્રહો તથા રાશિ ચક્ર છે તેમનાં સૂર્યને મધ્ય બિન્દુ ગણી અનુક્રમે નામઃ—*

**ગ્રહ નામઃ—**

| | | |
|---|---|---|
| ૧ સૂર્ય | ૨ બુધ | ૩ શુક્ર |
| ૪ પૃથ્વી ને ચંદ્ર | ૫ મંગળ | ૬ ગુરૂ |
| ૭ શનિ | ૮ હર્શલ | ૯ નેપચ્યુન |

---

* भूमेःपिंडः शशाङ्कज्ञकविरविकुजेज्यार्किनक्षत्रकक्षा ।
वृत्तैर्वृत्तोवृतः सन् मृदनिलसलिलव्योमतेजोमयोयं ॥
नान्याधारः स्वशक्त्यैववियतिनियतं तिष्ठतीहास्यपृष्ठे ।
निष्ठं विश्वं च शश्वत् सदनुजमनुजादित्य दैत्यं समन्तात् ॥ १ ॥

॥ गोलाध्यायः ॥

## રાશિ નામઃ—

| | | | |
|---|---|---|---|
| મેષ | કર્ક | તુલા | મકર |
| વૃષભ | સિંહ | વૃશ્ચિક | કુંભ |
| મિથુન | કન્યા | ધન | મીન |

આવાં આકાશ મંડળો અનેક હશે કે જે પરમાત્માની મહત્તાને દર્શાવી આપે છે છતાં પણ તે સંબંધમાં આપણે કંઇ પણ જાણવાની જરૂર નથી આપણે આપણા આકાશ મંડળનો વિચાર કરવો આવશ્યક છે.

### ગ્રહ જ્ઞાન.

*સૂર્યને ( Sun—) આકાશ મંડળનો પિતા ગણ્યો છે અને તેજ મધ્ય બિંદુમાં છે કે જેની આજુબાજુ પૃથ્વી તથા ગ્રહો કુંડાળામાં ભ્રમણ કરેછે.

તેની પછી કુંડાળામાં ફરનાર અને ખગોળવેત્તાઓથી હજી પણ બરોબર નહિ શોધી કઢાયેલો વલ્કન ( Vulcan ) નામનો ગ્રહ છે.

પછી **બુધ** નામના ગ્રહનું સ્થાન કુંડાળા રૂપે છેકે જે સૂર્યની આજુબાજુ ૮૮ દિવસ, ૨૩½ કલાકમાં ફરી વળે છે. કે જેને બુધનું વર્ષ કહે છે. આશરે ૩ કરોડ ૬૦ લાખ માઇલ દૂર છે. આ ગ્રહ કદમાં નાનો છે ને પ્રકાશ ઝાંખો વાદળી છે. ( Pale bluish light ) પણ તે ગ્રહ ઉઘાડી આંખે જ્યારે ૩૦ અંશના અંતરે સૂર્યથી દૂર હોય છે ત્યારેજ દેખી શકાય છે. તે કદાપિ પણ ૨૮. ૩૦ અંશ ( degrees. ) કરતાં દૂર સૂર્યથી જતો નથી.

---

* Sun is called the body of the Logus of the solar system—From this glorious body radiates the light which illuminates the whole and there can be no grandeour conception of God than this idea of One—who sustains the whole of his Universe by his manifestation the sun.—"In him we live and move and have our breathing" truly. "*Leo.*"

આ ગ્રહને કેટલાક લોકો પરમેશ્વરનો પાંખવાળો દૂત ( winged messenger of gods ) કહે છે અને તે ગ્રહ ચેતવણી (warning) આપનાર પણ ગણાય છે તેને મર્ક્યુરી ( Mercury ) નામથી યુરોપીઅનો ઓળખે છે. આપણે તેને બુદ્ધિનો ગ્રહ **બુધ** કહીએ છીએ. જેને કુંડળીઓમાં ( બુ= ☿ ) ચિન્હોથી લખવામાં આવે છે. શેલ્ડીઅન લોકો તેને નેબો ( Nebo ) કહેતા હતા.

બુધ પછી Venus—**શુક્ર** ગ્રહ છે જેનું અંતર સૂર્યથી ૬ કરોડ ૬૧ લાખ માઈલને આસરે છે. જે ૨૨૪ દિવસ ૧૭ કલાકમાં પોતાનું એક ભ્રમણ સૂર્યની આસપાસનું પુરૂં કરે છે. કોઇ દિવસ પહેલી રાત્રી તો કોઈ દિવસ પાછલી રાત્રીએ આ ગ્રહ દેખાય છે. તેથી તેને ( વેનસ ) કહે છે. તે સૌથી તેજસ્વી ગ્રહ છે તેના ઉપર લોકો વસે છે તેને ગ્રીક લોકો ( Aprodile ) ઍપ્રોડાઈલ નામનો ગ્રહ કહેતા હતા. લેટીનમાં તેને ( Lucifer ) લ્યુસીફર અને વેસ્પર ( Vesper ) એટલે સવાર સાંજનો તારો એમ બન્ને વખતે જુદા જુદા નામથી કહેતા હતા તેની નિશાની કે ચિન્હ ( શુ= ♀ ) છે.

પછી **પૃથ્વી**નું વૃત્ત છે તેનું સૂર્ય મધ્ય બિંદુથી ૯૨ દશ લાખ માઈલ અંતર છે. આ પૃથ્વીની આજુબાજુ જેટલા વખતમાં ફરી વળે છે તેને ( our year ) આપણું વર્ષ એવી સંજ્ઞા આપવામાં આવી છે ને તેને પૃથ્વીનું ( Revolution ) સૂર્યની આસપાસનું એક ભ્રમણ કહે છે અને તે પોતાની ધરી ( Axis ) ઉપર પણ ૨૪ કલાકમાં ફરી વળે છે જેને ( Rotation ) ધરીભ્રમણ કહે છે ને તેથી રાત્રી દિવસ ઉત્પન્ન થાય છે.

બીજી પણ એક પૃથ્વીની ગતિ છે કે જેને **અયનાંશ** અથવા સંપાત કહે છે કે જે એક વર્ષમાં ૫૦ સેકન્ડ છે અને સૂર્યના માર્ગની વક્રતા ( ત્રાંસાપણા ) માં એક સૈકામાં ( ૫૨ ) સેકન્ડ ઓછી થાય છે.

આ પૃથ્વી ( mixed gases ) મિશ્ર હવાના પટથી વિંટાયેલ છે કે જે વાતાવરણ ( Atmosphere ) કહેવાય છે કે જે પ્રકાશ વિગેરેને પૃથ્વી ઉપર પ્રસરાવે છે તે વાતાવરણ ( હવા ) પૃથ્વીની તલેટી ઉપર જાડું હોય છે અને જેમ ઉંચાઇમાં જઇએ છીએ તેમ પાતળું હોય છે અને તેજ હવાને આપણે શ્વાસોશ્વાસમાં લઇએ છીએ; તેજ હવામાં પ્રકાશ

વિજળી, પવન, ચમકારા અને વરસાદ પ્રગટ થાય છે. પૃથ્વી (Earth) પહેલાં (Rhea) રીયા નામથી ઓળખાતી હતી, તેની નિશાની (⊕=પૃ) છે અથવા તેને ફોરચ્યુનપણ કહે છે.

આકાશ મંડળમાં પૃથ્વીની આજુબાજુમાં ફરનાર પૃથ્વીનો ઉપગ્રહ (Sattelite) **ચંદ્રમા** (Moon) છે તે પૃથ્વીની આસપાસ રવિમાર્ગની કક્ષામાં ૨૯½ દિવસમાં ફરી વળે છે, પણ એકજ બિંદુથી તેજ બિંદુમાં આવવાને ૨૭ દિવસ, ૭ કલાક અને ૪૩ મિનિટ થાય છે. ૨ લાખ ૪૦ હજાર માઇલ પૃથ્વીથી દૂર છે. આ ગ્રહ ફલજ્યોતિષમાં ઘણોજ ઉપયોગી છે. તે **પૃથ્વીની માતા** કહેવાય છે. ( Mother of the Earth )

તેનું નામ લ્યુના અથવા આઇસીસ ( Luna or Isis ) છે, તેની નિશાની ( ચં=☽ ) છે.

ત્યાર પછીનો ગ્રહ **મંગળ** છે, જેને ઈંગ્રેજો માર્સ ( Mars ) કહે છે. સૂર્ય મધ્ય બિંદુથી ૧૩૯ દશ લાખ માઈલ દૂર છે; આપણા ૬૮૭ દિવસોમાં સૂર્યની આસપાસ ફરી વળે છે. આપણા કરતાં તે ગ્રહનો દિવસ ૪૦ મિનિટ વધારે છે. તે ગ્રહ લડાઇનો ગ્રહ અથવા શિકારી ગ્રહ કહેવાય છે તે ગ્રહનાં નામ એરીઝ ને નીમરોડ છે ( Ares and Nimrod ) તેની નિશાની ( મં=♂ ) છે.

ત્યાર પછી અને ગુરૂના વચમાં **ઉપગ્રહનું** વૃત્ત છે ( Circle of Asteroides ) જેમાં મુખ્ય (Vesta) વેસ્ટા નામનો ઉપગ્રહ છે, પણ તે અત્ર અપ્રાસંગિક છે.

મંગળ પછીનો ગ્રહ **ગુરૂ** છે જેને (Jupiter) કહે છે. તે ગુરૂ કદમાં સૂર્યથી બીજા નંબરે છે. ૪૭૬ દશ લાખ માઈલ સૂર્ય મધ્ય બિંદુથી દૂર છે. સૂર્યની આસપાસ ફરી વળવાને આશરે ૧૨ માસ લાગે છે. ૧૦ કલાકનો તેનો દિવસ છે. શુક્રના કરતાં ઊતરતો તેજસ્વી ગ્રહ ગુરૂ છે. તેને ચાર ઉપગ્રહો છે. તેનું નામ પહેલાં જ્યુસ Jeus હતું. તેની નિશાની ( ગુ=♃ ) છે.

ગુરૂ પછી **શનિનું** વૃત્ત ( Saturn ) છે તે સૂર્યના મધ્યબિંદુથી ૮૭૨ દશ લાખમાઈલ દૂર છે. તેનું ભ્રમણ સૂર્ય આસપાસનું ૩૦ વર્ષનું છે તેનો દિવસ ૧૦ કલાક કરતાં વધારેનો છે. તેને ત્રણ કુંડાળાં છે. અને નવ ચંદ્રમા છે શનિ તે યુરેનસનો પુત્ર ગણાય છે તેનું નામ ક્રોનસ ( Cronos ) છે. નિશાની–( શ= ♄ ) છે.

શનિ પછી **યુરેનસ** ( Uranus ) અથવા તેના શોધકના નામે ઓળખાતો **હર્શલ** ( Herschel ) નામનો ગ્રહ છે. ૧૭૫૪ દશ લાખ માઇલ દૂર છે. ૮૪ વર્ષમાં સૂર્યની આસપાસનું ભ્રમણ ફરી વળે છે. તેને ચાર ઉપગ્રહ છે. તેનું નામ ઑરેનસ (Ouranos) હતું. નિશાની ( ♅= મા=♅ ) છે તેને આપણા લોકોએ નવીન ગણિતમાં ઉમેર્યો છે ને તે ઇંદ્ર નામના ગ્રહથી ઓળખાય છે.

યુરેનસ પછીનો ગ્રહ **નેપચ્યુન** ( Neptune ) છે જે હાલમાંજ શોધી કઢાયેલ છે. તેનું અંતર ૨૭૪૫ દશ લાખ માઇલ છે. ૧૬૫ વર્ષમાં સૂર્યની આસપાસ ફરી વળે છે. નિશાની ( ♆=ને ) છે ને તેને આપણા લોકોએ વરૂણ અથવા પ્રજાપતિના નામથી નવીન ગણિતમાં દાખલ કરેલ છે.

**રાહુ** અને **કેતુ** ગ્રહ નથી. તે તો પૃથ્વીની ઉત્તર ને દક્ષિણની છાયા છે. ને તેને Moon's node મુન્સનોડ અથવા Dragon's Head અને Tail ( કલ્પિત મસ્તક અને પુચ્છ ) કહેવાય છે.

## રાશિ જ્ઞાન.

સ્થિર નક્ષત્ર તારા મંડળ ગ્રહો પછીથી આકાશમાં આવેલ છે—સ્થિર નક્ષત્રોથી કલ્પાયેલ ભ ચક્ર ( રાશિ ચક્ર ) ના બાર ભાગ પાડવામાં આવેલ છે ને તેને રાશિ સંજ્ઞા આપવામાં આવી છે—રાશિઓ જોકે ફરતી નથી પણ ભચક્ર ફરતું દેખાય છે ને તેમાં જે બાર રાશિઓ રહેલી છે તે વારા ફરતી આકાશમાં જુદા જુદા ભાગમાં જુદા જુદા વખતે દસ્યમાન થાય છે ને તેમાં ફરતા ગ્રહો જુદા જુદા સમયે જુદી જુદી રાશિઓમાં જુદે જુદે સ્થળે દેખાય છે.

એક આખા મંડળ ( Zodiacal Circle ) ના ૩૬૦ અંશ ( degrees ) કલ્પવામાં આવી છે. ને તેનાં ૨૭ ભાગ છે જે નક્ષત્ર નામથી ઓળખાય છે. એટલે કે એક નક્ષત્ર ૧૩⅓ અંશનું બનેલું છે. અને ૩૬૦ અંશને બાર રાશિઓ હોવાથી બારે ભાગમાં એક રાશિના ૩૦ અંશ ગણાય છે. હવે તે રાશિઓ નીચે મુજબ છે,*

---

* **मेष वृष मिथुन कर्कट सिंहाः कन्या तुला च वृश्चिक भं ॥**
**धनुरथ मकर कुंभो मीनः इति राशयः कथिताः ॥ १ ॥**

## રાશિઓઃ—

| | | |
|---|---|---|
| ૧ મેષ | ૨ વૃષ | ૩ મિથુન |
| ૪ કર્ક | ૫ સિંહ | ૬ કન્યા |
| ૭ તુલા | ૮ વૃશ્ચિક | ૯ ધન |
| ૧૦ મકર | ૧૧ કુંભ | ૧૨ મીન |

રાશિ ચક્રના, ઝોન ( belt ) નું માપ ૮–૮ ડીગ્રી બન્ને બાજુએ છે.

| | | |
|---|---|---|
| ૬૦ સેકન્ડ–વિકલા | ( " ) | =૧ મિનિટ–કળા. |
| ૬૦ મિનિટ-કલા | ( ' ) | =૧ ડીગ્રી–અંશ. |
| ૩૦ ડીગ્રી, | ( ° ) | =૧. રાશિ. ( s ) |
| ૬૦ ડીગ્રી | ( ° ) | =૧ (ષડંશ,) |
| ૯૦ ડીગ્રી | ( ° ) | =૧ કાટ ખૂણું |
| ૩૬૦ ડીગ્રી | ( ° ) | =૧ એક વૃત્ત. |

મેષ રાશિ આકાશમાં Equator વિષુવૃત્ત તથા Eclipl'c રવિ માર્ગનો જ્યાં સંપાત થાય છે–ત્યાંથી શરૂ થાય છે–( જે હંમેશાં ૨૧મી માર્ચે હોય છે ) ત્યાંથી આરંભી બાર રાશિઓ દરેક ૩૦ અંશોની કલ્પાયેલ છે–એટલે એક આકાશ મંડળની બાર રાશિ છે.

| | | |
|---|---|---|
| આકાશ વૃત્ત | = | ૧૨ રાશિ |
| ૧ રાશિ | = | ૩૦ અંશ ( degrees ) |
| ૧ અંશ (ડીગ્રી) | = | ૬૦ કળા ( minut s ) |
| ૧ કળા | = | ૬૦ વિકલા ( seconds ) |



# સારાંશઃ—

## ખગોળ ટેબલ.

| ઈંગ્રેજી ચિન્હ. | સંસ્કૃત ચિન્હ. | ઈંગ્રેજી ગ્રહ નામ. | ગ્રહ નામ. | સૂર્યથી અંતર. માઈલ. | વ્યાસ. માઈલ | વર્ષ દૈર્ઘ્ય. દિવસ. | દિન દૈર્ઘ્ય ક. મિ. | પોતાના રસ્તામાં એક કલાકે ગતિ. માઈલ. | ચંદ્રમા |
|---|---|---|---|---|---|---|---|---|---|
| ☿ | बु | Mercury | બુધ | ૩૫,૩૯૨,૦૦૦ | ૩,૦૫૮ | ૮૮ | ૨૪—૫ | ૧,૦૫,૦૦૦ | ૦ |
| ♀ | शु | Venus | શુક્ર | ૬૬,૧૩૪,૦૦૦ | ૭,૫૧૦ | ૨૨૫ | ૨૩—૨૧ | ૭૭,૦૫૦ | ૦ |
| ⊕ | पृ | Earth | પૃથ્વી | ૯૧,૪૩૦,૦૦૦ | ૭,૯૨૬ | ૩૬૫¼ | ૨૪—૦ | ૬૫,૫૩૩ | ૧ |
| ♂ | मं | Mars | મંગળ | ૧૩૯,૩૧૧,૦૦૦ | ૪,૩૬૩ | ૬૮૭ | ૨૪—૩૭ | ૫૩,૦૯૦ | ૨ |
| ♃ | गु | Jupiter | ગુરૂ | ૪૭૨,૬૯૨,૦૦૦ | ૮૪,૮૪૬ | ૪,૩૩૩ | ૯—૩૫ | ૨૮,૭૪૪ | ૪ |
| ♄ | श | Saturn | શનિ | ૮૭૨,૧૩૭,૦૦૦ | ૭૦,૧૩૬ | ૧૦,૭૫૯ | ૧૦—૨૯ | ૨૧,૨૨૧ | ૯ |
| ⛢ | इं | Uranus | ઈંદ્ર | ૧,૭૫૩,૮૬૯,૦૦૦ | ૩૩,૨૯૭ | ૩૦,૬૮૭ | ૯—૩૦ | ૧૪,૯૬૨ | ૪ |
| ♆ | ने | Neptune | વરૂણ | ૨,૭૪૫,૯૯૮,૦૦૦ | ૩૭,૨૭૬ | ૬૦,૧૨૭ | ..... | ૧૧,૯૫૮ | ૧ |
| ☽ | चं | Moon | ચંદ્ર | પૃથ્વીથી દૂર ૨૪૦,૦૦૦ | ...... | ...... | ...... | ...... | |
| ⊙ | र | Sun | સૂર્ય | | | ૨૯½ | | | |



| | ચિન્હ. | | ઇંગ્રેજી નામ. | ગુજરાતી નામ. |
|---|---|---|---|---|
| ઉત્તર રાશિ. | ૧ | ♈ | Aries | મેષ. |
| | ૨ | ♉ | Taurus | વૃષભ |
| | ૩ | ♊ | Gemini | મિથુન |
| | ૪ | ♋ | Cancer | કર્ક |
| | ૫ | ♌ | Leo | સિંહ |
| | ૬ | ♍ | Virgo | કન્યા |
| દક્ષિણ રાશિ. | ૭ | ♎ | Libra | તુલા |
| | ૮ | ♏ | Scorpio | વૃશ્ચિક |
| | ૯ | ♐ | Sagitarins | ધન |
| | ૧૦ | ♑ | Capricornus | મકર |
| | ૧૧ | ♒ | Aquarius | કુંભ |
| | ૧૨ | ♓ | Pisces | મીન |



# परिच्छेदः ३ Chapter III.

## ગ્રહશીલ:—

ग्रहाः राज्यं प्रयच्छन्ति.
ग्रहाः राज्यं हरन्ति च. ॥
ग्रहैस्तु व्यापितं सर्वं.
त्रैलोक्यं सचराचरं. ॥ १ ॥

"The Angles or the spirits of the Planets are the messengers or the interpreters of the will of God to man." "*Bessie Leo.*"

---

( गृह्=to rceive or to catch up )

ઈંગ્રેજીમાં ગ્રહોને (Planets) પ્લેનેટ કહે છે. (Gr–Planao= I wander,) ગ્રહો ફરતા હોઈ દરેકને વારાફરતી પોતાની સત્તામાં લે છે.

મનુષ્ય પ્રતિ ગ્રહોના દેવતાઓ પરમાત્માની ઈચ્છાના દૂતો અગર વાહકો છે. એટલે કે તેઓ મનુષ્યોના શુભાશુભ કર્મોનાં પ્રાક્સૂચક ચિન્હો છે.

જ્યોતિષ શાસ્ત્ર ગૂઢ રહસ્યોથી ભરપૂર છે, અને ગ્રહો કર્મોના પડને ઉકેલનાર છે.×

ગ્રહોમાં રહેલા ગુપ્ત જ્ઞાનથી છેવટે પરમાત્માનું ઐક્ય પ્રાપ્ત થાય છે, ગ્રહો દરેકનું ભલુંજ કરે છે અને તેને ઉંચે ચઢાવવા પ્રયત્ન કરે છે.

ગ્રહો જીવાત્મા અને પરમાત્માની વચ્ચેની સાંકળ છે, એટલે ગ્રહો **પરમાત્માંશરૂપ** છે.*

---

×આ વિષય ગૂઢ હોવાથી અન્ય પ્રસંગે વધુ વિવેચન કરવા લેખકનો આશય છે.

*પૌરાણુ જ્યોતિષમાં ગ્રહો અંશાવતારી ગણેલ છે. જેમકે:—

| | | |
|---|---|---|
| રવિ–રામ. | બુધ–બુદ્ધ. | શનિ–કૂર્મ. |
| ચંદ્ર–કૃષ્ણ. | ગુરૂ–વામન. | રાહુ–વરાહ. |
| મંગળ–નૃસિંહ. | શુક્ર–પરશુરામ. | કેતુ–મચ્છ. |

૩

ગ્રહોના અનુક્રમ ( Order ) બે પ્રકારે છે, તે બન્ને ઉપયોગી હોવાથી નીચે મુજબ:—

| ૧ ગતિ અનુસાર. | ૨ વાર અનુસાર. |
|---|---|
| *૧ ચંદ્ર. | ૧ રવિ. |
| ૨ બુધ. | ૨ ચંદ્ર |
| ૩ શુક્ર. | ૩ મંગળ. |
| ૪ રવિ. | ૪ બુધ. |
| ૫ મંગળ. | ૫ ગુરૂ. |
| ૬ ગુરૂ. | ૬ શુક્ર. |
| ૭ શનિ. | ૭ શનિ. |

ઉપર મુજબના મુખ્ય સાત ગ્રહો છે.

રાહુ કેતુ પણ ગ્રહો ગણાયેલ છે, અને તે પૃથ્વીની ઉત્તર દક્ષિણ છાયા છે. ( Shadows of the Earth. )

યુરેનસ અથવા હર્શલ અને નેપચ્યુન નામના હાલમાં શોધી કઢાયેલા બીજા બે ગ્રહો છે; જેમને નવિન જ્યોતિષમાં દાખલ કર્યા છે. યુરેનસનું સંસ્કૃત નામ ઈંદ્ર અને નેપચ્યુનનું વરૂણ અથવા પ્રજાપતિ કલ્પવામાં આવ્યું છે.

ફોરચ્યુન ( Fortune=⊕ ) નામનો નવો એક કલ્પિત ગ્રહ છે જેને પાશ્ચિમાત્યો ધન સુખ સમૃદ્ધિ જોવામાં મુખ્ય લેખે છે.

---

* ગતિ અનુસાર ગ્રહોનો અનુક્રમ ગોળાધ્યાય મુજબ છે ને જો તેમાં ચોથાથી ચોથો ( चतुर्थाच्चतुर्थः ) એમ લેઇએ તો વારનો અનુક્રમ આવે છે—કે જે ઉપરથી, તેમજ વારના દિવસનાં તત્વોના પ્રબળથી, વારની ઉત્પત્તિનો અનુક્રમ સિદ્ધ થાય છે.

## चंद्रः—MOON==The Mother.

सौम्यः कान्तविलोचनो मधुरवाग्गौरः कृशांगो युवा
प्रांशुः सूक्ष्मनिकुंचिता सितकचः प्राज्ञो मृदुः सात्विकः ॥
वार्वातकफात्मकः प्रियसखो रक्तैकसारोघृणी.
वृद्धस्त्रीपुरतश्चलोऽतिसुभगः शुभ्राम्बरश्चन्द्रमाः ॥ १ ॥

**ચિન્હ—**　　　　चं==☽

**નામ**—ચંદ્ર, શોમ, હેલી, શીત દ્યુતિ, ઉડુપતિ, ગ્લૌ, મૃગાંક, ઇંદુ, મુન, લ્યુના, લ્યુસીના, લેટોના, માહ, ફ્રામસીદ, કમર. વિગેરે.

**ગતિ**—સામાન્ય ગતિ ૧૩ અંશ. ૧૦ કલા ૩૬ વિકલા. પૃથ્વીની આસપાસની ગતિ ૨૭ દિવસ ૭ કલાક ૪૩ મિનિટ છે ને તે સમયમાં તે બારે રાશિ ફરી વળે છે.

**રેખાંશ**—ઉત્તર ૫ અંશ. ૧૭ કલા. દક્ષિણ ૫ અંશ ૧૨ કલા.

આ ગ્રહ કોઇ પણ દિવસ વક્રી થતો નથી, પણ જ્યારે ધીમો થાય છે ત્યારે વક્રી તુલ્ય ગણાય છે, તે તદન પૃથ્વીની નજદીકનો ગ્રહ છે.

**પ્રકૃતિ**—સ્ત્રી જાતિ, રાત્રીગ્રહ, શીતળ, સ્નિગ્ધ-નિષેધક.

**સ્વભાવ**—( શુભ દૃષ્ટ અથવા બલિષ્ટ હોય તો ):—નમ્ર, સુશીલ, પ્રમાણિક, બુદ્ધિવાળાં શાસ્ત્રનો શોખીન, નવીનતાનો શોધક, આનંદ પામનાર, વારંવાર નિવાસ બદલનાર, અસ્થિર, વર્તમાનની કાળજીવાળો, ભયભીત, ઉડાઉ, શાંતિ ઇચ્છનાર, આ જીંદગીની ઉપાધિઓથી મુક્ત થવા ઇચ્છનાર, ઘણા ધંધા કરનાર.

( પાપ દૃષ્ટ અથવા નિર્બલી હોય તો ):— ભટકનાર, આળસુ, કામનો કાયર, છાકટો, મૂર્ખ, કોઇપણ જાતના ભવિષ્યના વિચાર વિનાનો, બેદરકારી, ભિખ માગી પૂરૂ કરનાર, હમેશ અસંતોષી.

**શરીર**—ચંદ્ર બળવાન હોય તોઃ—સુંદર શરીર, શ્વેત રંગ, ગોળ મુખ, કાબરી આંખો, સ્હેજ નીચી દૃષ્ટી, બહુ વાળ, એક આંખ કરતાં બીજી મોટી, ટુંકા હાથ અને પગ, માંસ યુક્ત, નાજુક.

**ધંધા**—ખલાશીઓ, વહાણવટીઓ, મુસાફરો, માછીઓ, કલાલ, કાપડીઆ ટપાલી, મિડવાઇફ—નર્સ, વેશ્યા, ભીસ્તી, વહાણના અધિકારી, રાણીઓ, સ્ત્રીઓ, જુદી જુદી જાતની સ્ત્રીઓ, ગૃહ રક્ષક, રસોઇઆ, સાધારણ મનુષ્યો, ફેરીયા, શિકારીઓ.

**રોગ**—મગજે લોહીનું ચઢવું, પેટની પીડા, ડાબી બાજુનાં દરદો, મુત્રાશય અને જનનેંદ્રિય (ગુહ્યભાગ) ની પીડા, પેટના ઉભરા, ઠંડો સંધિવાયુ, પેટનો વાયુ, કાંડાં અને પગનો ગાઊટ (Gout), જલંધર, લકવો, આંખની પીડા, કીડાની પીડા, ખવાઈ ગયેલ કફ, તાણુ, ઓરી, બલીયા, અછબડા, કંઠમાલ, ગડગુમડ.

**સ્થાન**—જળાશયનાં સ્થાન, રાણીનાં મકાનો, સ્ત્રી ગૃહ—વિગેરે.

**અમલ**—ભેજું, પેટ, આંતરડાં, ડાબી આંખ પુરૂષની ને જમણી સ્ત્રીની.

**વર્ષ**—૩૨૦—૧૦૮, ૬૬—૨૫.*

**દેશ**—હોલેન્ડ, ઝીલેન્ડ, ડેન્માર્ક, ન્યુરેન્બર્ગ, ફ્લેન્ડર્સ.

**કારક**—માતા, મન, લક્ષ્મી.

**ધાતુ**—ચાંદી.

**વાર**—સોમ.

**ફળ**—શુભ.

**આધિપત્ય**—સ્વત્વ.

**બિંબ**—અંશ ૧૨.

**નંગ**—મોતી. ( Pearl )

**જાતિ**—સ્ત્રી.

**રંગ**—ધોળો સ્ફટિક અને જાંબુડો.

---

*અહીં જોશી લોકો ચંદ્રમાનો અવધિ ૮૪ નો ગણે છે.

## बुध:—MERCURY==The Thinker.

**रक्तान्तायतलोचनो मधुरवाक् दूर्वादलश्यामल.**
**स्त्वक्सारोऽतिरजोधिकः स्फुटवचा स्फीतस्त्रिदोषात्मकः ॥**
**हृष्टो मध्यमरूपवान् सुनिपुणो वृत्तः शिराभिस्ततः**
**सर्वस्यानुकरोति वेषवचनैः पालाशवासा बुधः ॥ ४ ॥**

**ચિન્હ—**　　　બુ== ☿

**નામ**—સૌમ્ય, તારા તનય, વિદ્, બોધન, ઇંદુપુત્ર, મરક્યુરી, નેબો, તીર, કલંગ, ઓતારદ.

**ગતિ**—૧ દિવસમાં ૫૯ કલા ( મિનિટ ) ને ૮ વિકલા ( સેકન્ડ ). શીઘ્રગતિ ૧ અંશ ને ૪૦ કલા.

૨૪ દિવસ વક્રી.

૧ દિવસ સ્થિર

૮૭ દિવસ ૨૩ કલાકનું વર્ષ છે એટલે બાર રાશિ એટલા **સમયમાં** ફરી વળે છે.

**રેખાંશ**—વધારેમાં વધારે

દક્ષિણ—૩ અંશ ૩૫ કલા.

ઉત્તર—૩ અંશ ૩૩ કલા.

**પ્રકૃતિ**—નપુંસક ( સ્ત્રી કિંવા પુરૂષ જેવા ગ્રહની સાથે હોય તે મુજબ) શાંત, મુગ, સહજ ઉદાસી, સારા ગ્રહ સાથે સારો, નઠારા ગ્રહ સાથે નઠારો, લુચ્ચાઈ યુક્તિ ઠગાઇ અને ખોટી પ્રતિજ્ઞાના ઉપર સ્વામિત્વવાળો, વાયુ તત્વવાળો, મગજ શક્તિવંત, અસ્થિર, સાથેના ગ્રહનો પાસ ગ્રહણ કરનાર.

**સ્વભાવ**—શુભ દષ્ટ અથવા બળવાન હોય તો—લુચ્ચાઇ અને પોલીટીકલ મગજ અને જ્ઞાનવાળો, વાદવિવાદ કરનાર, ન્યાય ને તર્ક જાણનાર, તીવ્ર વાચાલ, દરેક શાસ્ત્ર અને રહસ્યનો શોધક, ચાલાક, બુદ્ધિમાન, ગુરૂની મદદ વિના શિખનાર, મુસાફર પરદેશ જોવાની ઈચ્છા કરનાર, વિચિત્ર જ્ઞાનવંત અને અગાધ બુદ્ધિનો ઉપયોગ કરી રહસ્ય બતાવી આપનાર, વ્યાપાર કરે તો યુક્તિથી ઘણું જ ધન મેળવનાર.

**શરીર**—ઉંચો, સીધો, પાતલો, સામાન્ય શરીર, મોટું કપાળ, કંઇક લાંબુ મુખ, લાંબુ નાક, સુંદર આંખો, તદન કાળો તેમજ ઝાંખો નહિ, પાતળા ઓઠ અને નાક, ડોકીએ થોડા વાળ, માથે બહુ વાળ (કાલા), લાંબા હાથ, લાંબી આંગળીઓ તથા લાંબુ હાથનું તલીયું.

કુંડળીમાં *પૂર્વાર્ધમાં બુધ હોય તોઃ—મધરંગી ચહેરો, મધ્યમકદ, સારો બાંધો, નાની આંખો, બહુ વાળની ખામી, શરીરના પ્રમાણમાં સુંદરતા, (પણ મુખ ઉપર ખોડ), સ્વાર્થનુંજ બોલનાર—

કુંડળીમાં પશ્ચિમ પ્રદેશમાં હોય તોઃ-બહુચક મુખ, ઝુકી ગયેલું શરીર. નાના નાજુક અવયવો, પોલી આંખો, ( ચાહે તો રાતી ચળકતી કે અગ્નિ જેવી. )

**ધંધા**—બુદ્ધિવંત મનુષ્ય, તત્વ શોધક, ગણિત જાણનાર, જોશી, વ્યાપારી સેક્રેટરી, લખનાર ( clerks ), કોતરનાર, કવિ, ભાષણ કર્તા, એડવોકેટ, વકીલ, કમીશનર, સોલીસીટર, હુન્નરી, વ્યાકરણી, કોઇક વખત ચોર, છાપખાનાવાળો.

**રોગ**—મગજની શૂન્યતા વિગેરે કોઇ પણ વ્યાધિ, જીભમાં તોતડામણ, ખોટી કલ્પનાઓ, કમી યાદદાસ્ત, જાડાઇ, સુકો કફ (માથા અને નાકમાં.) હાથે પગે સંધિ, જીભમાં રોગ, ભેજાંના દરદો, વાંચવાથી થતા વ્યાધિ.

**સ્થાન**—નિશાળો, મદ્રેશાઓ, ભાષણની જગાઓ, મંડળીઓ, કમીટીઓ, વિદ્વાનોનાં ઘર, વિગેરે.

**સ્થળ**—ભેજાં, જ્ઞાનતંતુ, હાથ પગ.

**વર્ષ**—૪૫૦-૭૬-૪૮૮-૨૦.+

**દેશ**—ગ્રીશીઆ, ફ્લેન્ડર્સ, ઇજીપ્ત; શહેર પારીસ.

**કારક**—ભાઇ તથા મિત્રો, બુદ્ધિ, મગજ.

---

* Oriental=પૂર્વાર્ધમાં એટલે ૧૦ થી ૪ ઘર સુધીમાં હોય છે. તથા Occidental=પશ્ચિમાર્ધમાં એટલે ૪ થી ૧૦ ઘર સુધીમાં હોય છે.

+બુધનો અવધિ ૭૨ વર્ષનો પણ અહીં ગણાયેલ છે.

**ધાતુ**—પારો

**વાર**—બુધ.

**ફળ**—શુભ અથવા અચોક્કસ

**આધિપત્ય**—મગજશક્તિ.

**બિંબ**—અંશ ૭.

**નંગ**—પાનુ ( Emerald )

**જાતિ**—નપુંસક.

**રંગ**—ધુળવાળો રૂપેરી, કાબરચિતરો.

---

## શુક્રઃ—VENUS==The Unifier.

**चारुदीर्घभुजः पृथूरवदनः शुक्राक्षिकः कान्तिमान्**
**कृष्णाकुञ्चितसूक्ष्मलम्बिचकुरो दूर्वादलश्यामलः**
**कामी वातकफात्मकोऽतिसुभग श्चित्राम्बरो राजसो**
**लीलावान्मतिमान्विशालनयनः स्थूलांसदेशः सितः ॥१॥**

ચિન્હ—　　　શુ==♀

**નામ**—કાવ્ય, સિત, ભૃગુ સુત, આચ્છ, આરકુચિત, દાનવેજ્ય, વેનસ એફ્રોડાઈટ, લ્યુશીફર, વેસ્પર, નાહીદ, અનીદ, ઝોહરે.

**ગતિ**—( સામાન્ય ) ૫૯ મિનિટ (કલા), ૯ સેકન્ડ વિકલા.
( દર રોજ ) ૬૨ મિનિટ (કલા).
( વધારેમાં ) ૮૨ મિનિટ (કલા).

**રેખાંશ**—૯ અંશ ૨ કલા.
૪૨ દિવસ વક્રી.
૨ ,, સ્થિર.

૨૨૪ દિવસ ૭ કલાકનું વર્ષ છે એટલે તેટલા સમયમાં બાર રાશિ ફરે છે.

**પ્રકૃતિ**—સ્ત્રી જાતિ, શાંત, સ્નિગ્ધ, રાત્રીગ્રહ, નશીબ જોવામાં બીજા નંબરનો ગ્રહ, આનંદ ને હર્ષનો અધિપતિ, સ્હેજ ઉષ્ણ, ફળદ્રુપ.

**સ્વભાવ**—(શુભ દૃષ્ટ કે બળવાન હોય તો)—શાંત મનુષ્ય, કાયદા કજીયા ને તકરાર વિનાનો, બીન તોફાની, આનંદી, ચોખ્ખો, વાતોમાં

અને કામોમાં આનંદી અને મશ્કરો, લુગડાં સ્વચ્છ રાખનાર, ખાવા કરતાં પીવામાં વધારે મશગુલ, વારંવાર વ્યભિચારમાં ગુંથાયેલ, પ્યારમાં અદેખો, કવિ, સ્નાન કરવામાં આનંદી અને દરેક વૈભવી ચીજોનો શોખીન, વિશ્વાસુ, ઓછો મહેનતુ, કોઈપણ શંકા વિનાનો, પ્રમાણીક અને સત્વગુણી, પુરૂષ કિંવા સ્ત્રી ગુણી, વારંવાર વિના કારણે અદેખો—

( પાપદષ્ટ અથવા નિર્બળ હોય તો )—સ્હેજ તોફાની, ખચોળ, નઠારી સ્ત્રીઓનો સોબતી, કીર્તિ વિનાનો, વ્યભિચારી, અવિશ્વાસુ, માન વિનાનો, સ્ત્રીઓ અને નઠારી કમ્પનીમાં મિલકત ઉડાવી દેનાર, ધર્મ અને સંસારી ચીજોનો બેદરકારી, હમેશાં આળસુ.

**શરીર**—ઉંચાઈ વિનાનું સુંદર શરીર, મુખ ધોળું, સ્હેજ કાળું, જેથી વધારે સુંદરતાવાળું, સુંદર આનંદી કાળી આંખો, ગોળ મુખ, સામાન્ય સુંદર સુંવાળા વિશેષ કેશ, મોટા સુંદર ઓઠ, ફરતી આંખો, શરીર ભરપુર, શરીર ને લુગડાંથી ચોખો, ગાળમાં ચકચકીત પ્યાર વાળો.

શુક્ર પૂર્વાર્ધમાં હોય તો—સીધુ અને બહુ જાડુ, તેમજ બહુ ઉંચુ નહીં એવું ચોખું શરીર.

પશ્ચિમાર્ધમાં શુક્ર હોય તો—બહુજ ઠીંગણો તો પણ સુંદર દેખાવનો, દરેકને પ્રસન્ન પડેલ.

**ધંધા**—ગાનાર, રમનાર, એકટર, સ્ટોર વેચનાર, કાપડીઆ, લીનન ડ્રેપર, જવેરી, ભરત કામ કરનાર, દરજી સ્ત્રીઓ, કુમારિકા, ફીડળ વગાડનાર, સ્ત્રીના લુગડાં અને ફેન્સી માલ વેચનાર, સુગંધી વેચનાર, ઘરેણાં કરનાર ને વેચનાર, ફળ ફુલના ધંધા કરનાર.

**રોગ**—બરડાનાં દરદો, જનનેંદ્રિય ( ગુહ્યભાગ ) નાં દરદો, પેટને ગરદનની પીડા, પ્રમેહ, ધાતુશ્રાવ, પેશાબનાં દરદો, વ્યભિચારથી થતા વ્યાધિ, ( હરનીયા=અંડવૃદ્ધિ. ) ડાયેબીટી અથવા મીઠો પેશાબ, ગળાના વ્યાધિ, પેઢુ અને હડપચી ને ગાલનાં દરદો, ખાધા પીધા ને વૈભવથી થતાં દરદો.

**સ્થાન**—નાટકશાળા, છબીની દુકાનો, મોજમજાહનાં ઠેકાણાં, તાડી અને દારૂની દુકાનો, સુગંધી ને દારૂની ચીજોનાં સ્થાન વિગેરે.

**અમલ**—ગુરદા, બરડાનાં કાંડા, ગર્ભસ્થાન, ગળું, આંચળ, છાતી.

**વર્ષ**—૧૫૧-૮૨-૪૫-૮ ને ( ૧૪ થી ૨૮ )*

**દેશ**—અર્બીઆ, આસ્ટ્રીઆ, કેમ્પેનીયા, વીએના, પોલેનીયા, પાર્થિઆ, મીડીઆ, સાઈપ્રશ.

**કારક**—શ્રી, વીર્ય, વૈભવ.

**ધાતુ**—તાંબુ.

**વાર**—શુક્ર.

**ફળ**—શુભ.

**આધિપત્ય**—પ્રેમ

**બિંબ**—૭ અંશ.

**નંગ**—( Diamond ) હીરો.

**રંગ**—ધોળો કે વાદળી.

---

## सूर्यः—SUN.==The Life—giver.

**स्वल्पाकुञ्चितमूर्धजः पटुमति र्मुख्यस्वरूपस्वनो**
**नात्युच्चो मधुपिंगचारुनयनः शूरः प्रचण्डः स्थिरः ॥**
**रक्तश्यामतनु र्विगुडचरणः पित्तास्थिसारो महान्**
**गंभीरश्चतुरस्रकः पृथुकरः कौसुम्भवासा रविः ॥ १ ॥**

**ચિન્હ**— ર=☉

**નામ**—દિનકૃત્, હેલી, તપન, રવિ, સૂર્ય, ભાનુ, પૂષા, અરૂણ, અર્ક, સન, સૉલ, ખોરસેદ, હરામીદ, સમ્સ.

**ગતિ**—તે ભમંડળના મધ્યમાં અને સ્થિર હોવાથી ગતિનો અભાવ છે. છતાં પૃથ્વીની જે ગતિ છે, તે ગતિને સૂર્ય ગતિ કલ્પવામાં આવી છે. અને તે પ્રમાણે સૂર્ય એક વર્ષમાં બારરાશિઓ ફરી વળે છે.

મધ્યમ ગતિ ૫૯ કલા ( મિનિટ )
૮ વિકલા ( સેકન્ડ )

દિવસ ગતિ ૫૭-૧૬, ને ૬૧ કલા કરતાં કદાપિ વધારે ગતિ નથી.

---

*અહીં વર્ષ ૨૫ નો અવધિ શુક્રનો ગણાય છે.

**રેખાંશ**—હમેશાં તે ઈકલીપ્ટીકમાં ( રવિમાર્ગમાં ) ભમે છે. તેથી તેને રેખાંશ હોતા નથી–તે હમેશ માર્ગીજ છે. ને કદાપિ વક્રી થતો નથી.

**પ્રકૃતિ**—કુદરતથી ગરમ ને શુષ્ક પણ મંગલના કરતાં ઘણોજ નિયમિત, પુરૂષ અને દિવસ ગ્રહ, જો બળવાન હોય તો "નશીબ જોવાનો" ગ્રહ, સબળ ગ્રહ.

**સ્વભાવ**—( શુભ દષ્ટ કે બળવાન હોય તો )—ઘણોજ પ્રમાણીક, નિયમિત રીતે વચન પાળનાર, જ્યાં ત્યાં સત્તા ભોગવવાની ઇચ્છાવાળો, ડાહ્યો અને અદ્વિતીય ન્યાય બુદ્ધિવાળો, માન અને વારસો મેળવવાને પ્રયત્નવંત, ગંભીર વાણી વાળો, પોતાની લાગણી અને સત્તા ભરેલાં વચન બોલનાર, વિચારવંત, ગુપ્ત વિશ્વાસુ, વિચારી બોલનાર, મોટા મનનો છતાં માયાળુ, દરેકના ઉપર દયાળુ, સરલ, નકામા ને હલકા વિચાર વિનાનો.

(પાપદષ્ટ કે નિર્બળ હોય તો)—ઉદ્ધત, અભિમાની, અને દરેક કામને ધિક્કારનાર, કુલાભિમાની, વિરામ વિનાનો, દુઃખદાયક, માથું મારનાર, શબ્દમાં ગંભીરતા વિનાનો, ખર્ચાળ, કામમાં ઉપલક, વારસો ઉડાવનાર, અને બીજાના આશ્રયથી જીવનાર તોપણ મિથ્યાભિમાનને ધારણ કરનાર.

**શરીર**—સારો લાંબો ને મજબૂત બાંધો, પીળું કેશરી મુખ, ગોળ મોટું કપાળ, મોટી ચકચકિત ચાલાક ને ભવ્ય આંખો, શરીર મજબૂત ને સારૂં (બહુ સુંદર નહીં તોપણ ભવ્ય ને ગરમી ભરેલ), પીળા વાળ, માથા ઉપર તાલ, દાઢીના બહુ વાળ, ઘણું ખરૂં વધારે સત્તા ભરેલું મુખ, માંસળ શરીર.

**ધંધાઓ**—રાજા, રાજપુત્ર, સાર્વભૌમ, ડયુક, લોર્ડસ, માજીસ્ટ્રેટ, જેન્ટલમેન, સત્તા અને માનની ઇચ્છા વાળા, જે. પી. મેયર, મોટા શેરીફ, કમીશનર, નવાબ, મોટા પોલીસ, શહેરના સત્તાવાળા, સોની, તાંબુ ઘડનાર, પૈસા પાડનાર, ઓફીસર, ગ્રામ્ય સત્તાવાળા, વિગેરે.

**રોગ**—મોઢા ઉપરના ડાઘ, મગજ અને છાતીના ધબકારા અને ધ્રુજારા, આંખોની નબળાઈ, ચુંક, અણગમતું બેભાનપણું, મુખનો ગંધાતો શ્વાસ, કફ, આંખનો રોગ, ખુટ્રીક તાવ, સ્ત્રીઓને

હીસ્ટીરીયા, જમણી આંખની પીડા, ગરદનની પીડા, છાતીની પીડા. ( heart disease ).

**સ્થાન**—દરબાર, મહેલ, નાટકશાળા, મોટી બીલ્ડીંગ, જમવાની રૂમ, મોટી ભભકાવાળી જગા, વિગેરે.

**અમલ**—હૃદય, બરડો, પુરૂષની જમણી આંખ, સ્ત્રીની ડાબી આંખ, ગુરદા ને કમર.

**વર્ષ**—૧૪૬૦—૧૨૦—૬૯—૧૯ ×

**દેશ**—ઈટાલી, શીશીલી, બોહીમીયા, ફ્રેનીસીયા, શેલ્ડીયા, વિગેરે.

**કારક**—પિતા, રાજ્ય, આત્મા.

**ધાતુ**—સોનું.
**વાર**—રવિ.
**ફળ**—શુભ. *
**આધિપત્ય**—સ્વત્વ.
**બિંબ**—૧૫ અંશ.
**જાતિ**—પુરૂષ.
**રંગ**—નારંગી, પીળો કે રેતીના જેવો.
**નંગ**—માણેક. ( Ruby ).



## **मंगलः**—MARS==The Energiser.

**ह्रस्वः पिंगललोचनो दृढवपुः दीप्ताग्निकान्तिश्चलो**
**मज्जावानरुणाम्बरः पटुवरः शूरश्च निष्पन्नवाक् ॥**
**ह्रस्वाकुञ्चितकेशदीप्ततरुणः पितात्मकस्तामस**
**श्चण्डः साहसिको विघातकुशलः संरक्तगौरः कुजः॥ १५ ॥**

**ચિન્હ**— मं==♂

**નામ**—આર, વક્ર, ક્ષિતિજ, અંગારક, ક્રૂરનેત્ર, માર્સ, એરીસ, નિમરોડ બેહરામ, બહરામ, મરીક.

× અહીં રવિ અવધિ ૨૨ ગણાય છે.

* આપણા લોકો આ ગ્રહને પાપગ્રહ ગણે છે.

**ગતિ**—૩૨૧ દિવસ ૨૨ કલાકનું વર્ષ છે એટલે બાર રાશી તે સમયમાં ફરી વળે છે.

૮૦ દિવસ વક્રી.

૨–૩ દિવસ સ્થિર.

**રેખાંશ**—ઉત્તર–૪ અંશ ૩૧ કલા.

દક્ષિણ–૬ અંશ ૪૭ કલા.

**પ્રકૃતિ**—ઉષ્ણ, શુષ્ક, ફળરહિત, વંધ્યગ્રહ, રાત્રીગ્રહ, પુરૂષ, ક્રમનશીબ જોવાનો બીજો ગ્રહ, કજીયા ને કલેશનો અધિપતિ.

**સ્વભાવ**—( શુભ દ્રષ્ટ કે બળવાન હોય તો )—યુદ્ધમાં અને શરાતનમાં અજીત, પોતાથી વધારે બળવાન કોઈ નથી એમ ધારનાર, વિચારરહિત, હિંમતવાન, વિશ્વાસુ, અસ્થિર, કજીયાખોર, સઘળી સત્તાનો ખોટો ડોળ ધરનાર, વીર, લડાઇ ને લશ્કરને ચાહાનાર, દરેક દુઃખમાં જોકાવનાર, કોઇને પણ તાબે ન થનાર, પોતાના કામનોજ બડાઇખોર, વિજય વિનાનાં કૃત્યો તરફ અપ્રીતિ ધરાવનાર તોપણ પોતાનાં કાર્યોમાં ડહાપણ ભરેલો—

( પાપદ્રષ્ટ કે નિર્બલી હોય તો ):—બડબડ કરનાર, વિનય અને ન્યાય વિનાનો, મારકાપ ને કજીયાને ચહાનાર, ખુની, ચોર, રાજ્યદ્રોહી, મોટો ચોર, ભયંકર, દ્રોહી, પીડા દેનાર, ખોટા સોગન ખાનાર, ઉતાવળીઓ, ગલીચ, માણસાઇ વિનાનો, પરમેશ્વર તેમજ મનુષ્યની દરકાર વિનાનો, ત્રાસજનક, ઠગ, ઘાતકી.

**શરીર**—લશ્કરી બાંધો, મધ્યમ કદ, મજબુત શરીર, મોટાં હાડ, પાતળો ને જાડા નહીં. રાતો રંગ, મુખ ગોળ, રાતા રેતી જેવા વાળ ( ગુંચળાં વળી ગયેલ ), ચાલાક, ભુરી આંખ, હિંમત ને વિશ્વાસ ઉત્પન્ન કરે તેવું મુખ, ભય રહિત.

રવિ પૂર્વાર્ધમાં હોય તોઃ—શરીર. ધોળા તથા રાતા મિશ્ર રંગવાળો.

રવિ પશ્ચિમાર્ધમાં હોય તોઃ—લાંબો, શરીર ઉપર વાળવાળો, રાતા રંગનો, નીચા કદનો, નાના માથાનો, સુંવાળા શરીરવાળો.

**ધંધા**—સોલ્જર, કર્નલ, કેપ્તાન, કમાન્ડર, ડૉક્ટર, ગાંધી, સર્જન,

બેલીફ, વકીલ, હેન્ગમેન, ચોર, ઘડીયાળી, સુતાર, લોઢાં ને તેલનો વેપારી, ખલાશી, રસાયણી પ્રયોગો કરનાર, હથીઆર ને દવાઓ વેચનાર ને કરનાર, અગ્નિ અર્ક અને ઝેરી પદાર્થનો ધંધો કરનાર, ઇજનેર, વૈદ્ય, સુઓ, શિકારી, જાસુસ.

**રોગ**—( gall ) ઉનો તાવ, દરેક જાતના લોહીના રોગો, તાવ, માથાનાં દરદો, પ્લેગની બીમારી, દાઝવાની પીડા, ઉનવા, દાદર, બ[illegible] ડર, માથાનું ભમી જવું, પીળો કમળો, લોહીનું વહન, ફીસ્ચુલા, ઘા, કાપ, પથરી, મીંડો પેશાબ, મુખ ઉપરના બળીયા, લોઢાથી પીડા, ગુસ્સા કામદેવ અને આવેશથી થતા વ્યાધિ, ઉડતા રોગો, માથું કપાળ નાક ડાબો કાન ને બાહુનાં દરદો, જખમ.

**સ્થાન**—કારખાનાં, લોહારની ભઠ્ઠી, બબરચીખાનાં, કસાઈખાનાં, ઈંટની ભઠ્ઠી, એન્જીન, લડાઇનાં મેદાન, છાવણી.

**અમલ**—પિત્ત, મોઢું, ડાબો કાન, ડાબો હાથ, નાક વિગેરે.

**વર્ષ**—૪૧ થી ૫૬. ૨૬૪. ૬૬. ૪૦. ૧૫.×

**દેશ**—શેરો, મેડીઆ, લોંબાર્ડી, એટેરીયા, ગોથલેન્ડ, ફેરેરીયા,

**કારક**—ભાઈ, લોહી, વિક્રમ.

**ધાતુ**—લોખંડ.

**વાર**—મંગળ.

**ફળ**—અશુભ.

**આધિપત્ય**—શક્તિ.

**બિંબ**—૭ અંશ

**જાતિ**—પુરૂષ.

**રંગ**—રાતો અથવા સિંદુરી.

**નંગ**—પ્રવાળ ( Coral. )

---

×બાકી ૨૮ નો આધિ મંગળનો મધ્યાય છે.

## गुरुः—JUPITER==The Up-liftor.

ईषत्पिंगललोचनश्रुतिधरः सिंहाच्छनादः स्थिरः।
सत्वाढयः सुविशुद्धकाञ्चनवपुः पीनोन्नतोरस्थलः ॥
ह्रस्वो धर्मरतो विनीतनिपुणो बद्धात्कटाक्षः क्षमी।
स्यात्पीतांबरधृक्कफात्मकतनु र्मेदःप्रधानो गुरुः ॥ ५ ॥

ચિ-૯ ગુ==♃

**નામ**—મંત્રિ, વાચસ્પતિ, સૂરાચાર્ય, દેવેજ્ય, જીવ, જ્યુપીટર, જોવ, અહુરમઝદ, બરહસ્ત્રી, મોસતીરી.

**ગતિ**—શનિ કરતાં વધારે ગતિ, ૧૪ વર્ષ ૩૧૪ દિવસ ૧૨ કલાકે બાર રાશિ ફરી વળે છે.

મધ્યમ ગતિ—૪ મિનિટ ૫૨ સેકન્ડ. ૧૨૦ દિવસ વક્રી.

**રેખાંશ**—ઉત્તર ૧ અંશ ૩૮ કલા. દક્ષિણ ૧ અંશ ૪૦ કલા. વક્રી થતા પહેલાં ૫ દિવસ ને પછીથી ૪ દિવસ સ્થિર.

**પ્રકૃતિ**—પુરૂપ, સામાન્ય ગરમ, બીનાશવંત, નશીબ જોવામાં મુખ્ય ગ્રહ, વિનય ગંભીરતા ને ન્યાયનો અધિપતિ.

**સ્વભાવ**—(શુભ દષ્ટ કે બળવાન હોય તો)—ભવ્ય, વિશ્વાસુ, નમ્ર, શરમાળ, મોટી બાબતોમાં આગળ વધનાર, સત્વ કામ કરનાર ને ચહાનાર, દરેક મનુષ્યને લાભ કરનાર, કીર્તિવંત કામ કરનાર, માનવંત, ધર્મિષ્ઠ, મીઠી અને વહાલી વાતો કરનાર, સ્ત્રી અને છોકરાંને લાડ લડાવનાર, ઘરડાંને માન આપનાર, ગરીબને મદદ કરનાર, ધર્મદાન કરનાર, ઉદાર, નીચ કૃત્યને ધિક્કારનાર, પ્રમાણીક, ડાહ્યો, ઉપકાર કરનાર, સદ્ગુણી.

(પાપ દ્રષ્ટ કે નિર્બળ હોય તો):—વારસો ખોનાર, ધર્મઢોંગી, ધર્મની જુઠી વાતો ટકાવવામાં આગ્રહી, અજ્ઞાની, બેદરકારી, મિત્રોના પ્યારનો બેદરકારી, સ્થુલ બુદ્ધિવાળો, દરેક કમ્પનીમાં પોતાને નીચો ગણનાર, જરૂર વિનાનું માથું મારનાર, વિગેરે.

**શરીર**—સીધો, ઊંચો, સહેજ રતુંમડો, લંબગોળ મુખ, લોહીથી ભરપુર, ઝુલતું કપાળ, લાંબી ને ભુરી આંખ, સુંવાળા વાળ, ઘણી દાઢી,

મોટું ઊંડુ પેટ, મજબૂત સાથળ તથા પગ, લાંબા પગ (તે પણ બેડોળ), ગંભીર વાણી, ગંભીર વાર્તા.

પૂર્વાર્ધમાં હોય તો—ચોખ્ખી ચામડી, મધ્યરંગી મુખ, ગંભીર રાતો રંગ, આંખો મોટી, જાડું શરીર, જમણા પગ ઉપર પીડાનું ચિન્હ અથવા તિલ.

પશ્ચિમાર્ધમાં હોય તો—ચોખ્ખું ને સુંદર મુખ, શરીર બહુજ સ્હેજ રાતા કાળા ને સુંવાળા વાળવાળું, કપાળ અગર બરડા આગળ તાલવાળો.

**ધંધા**—સભાસદ, બીશપ, ધર્મગુરૂ, પ્રધાન, ડાક્તર, ઊનના વેપારી, ગાંધી, પંડિત, વહાણના વેપારી, જડ્જ, બેન્કના વેપારી, પ્રોફેસર, માસ્તર, ગુરૂ, વકીલ, કાપડીઆ, રાજ્ય કે ધર્મને લગતી નોકરી કરનારા.

**રોગ**—તાવ, લોહીવિકાર, છાતીનાં અને ફેફસાનાં દરદો ને સંધિવાયુ, લંગ્સના સોજા, બહુજ ઝાડા. સાથળ બરડો ને પગને લગતાં દરદો, લોહી, લીવર, નસ ને પાંસલીનાં દરદો, અનિયમિતપણાથી થતાં દરદો.

**સ્થાન**—દેવળ, ધર્મની જગાઓ, જાહેર મોટાં મકાનો, કૉલેજ, કોર્ટ, સ્વચ્છ ને આનંદી જગાઓ, ભાષણ કરવાની જગાઓ, મંડળીઓ, સભાઓ.

**અમલ**—ફેફસાં, કાળજું, નસો, લોહી, પાચનશક્તિ, વિગેરે.

**વર્ષ**—૪૨૮, ૭૯, ૪૫, ૧૨. ×

**દેશ**—બેબીલોન, પર્શીયા, હન્ગેરીયા, સ્પેન, વિગેરે.

**કારક**—પુત્ર, જીવ, સુખ.

**ધાતુ**—કલાઈ.

**વાર**—ગુરૂ.

**ફળ**—શુભ.

**આધિપત્ય**—ઊચ્ચતાઈ.

**બિંબ**—૯ અંશ.

**જાતિ**—પુરૂષ.

**રંગ**—લીલો, ડાઘાવાળો ને ખાખી.

**નંગ**—પુષ્પરાગ. ( Topaz ).

---

× અહીં ગુરૂનો અવધિ ૧૨ વર્ષનો ગણાયેલ છે.

## शनिः—SATURN==The Subduer.

**पिंगो निम्नविलोचनः कृशतनु दीर्घः सिरालोऽलसः**
**कृष्णांगः पवनात्मकोऽतिपिशुनः स्नायवाततो निर्घृणः**
**मूर्खः स्थूलनखद्विजोऽतिमलिनो रुक्षोऽशुचिस्तामसो**
**रौद्रः क्रोधपरो जरा परिणतः कृष्णाम्बरो भास्करिः ॥ ७ ॥**

**ચિન્હ—** શ== ♄

**નામ**—છાયાસૂનુ, તરણિતનય, કોણ, અર્કી, મંદ, સેટર્ન, કેવાન, સનાશીર, જોહલ.

**ગતિ**—૨૯ વર્ષ ૧૬૭ દિવસ ૫ કલાકે ૧૨ રાશિ ફરી વળે છે. ૨ અંશ ૧ કલા મધ્યમ ગતિ. દૈનિક ગતિ ૩ થી ૬ અંશ સુધી.

**રેખાંશ**—ઉત્તર ૨–૪૮
દક્ષિણ ૨–૪૯
૧૪૦ દિવસ વક્રી.
વક્રી થતા પેહેલાં ને પછી ૫–૫ દિવસ સ્થિર.

**પ્રકૃતિ**—શાંત, શુષ્ક. ઉદાસ, પૃથ્વી તત્વરૂપી, પુરૂષ, કમનસીબ જોવામાં મુખ્ય ગ્રહ, એકાંત વાસ, અને દુષ્કર્મનો અધિપતિ.

**સ્વભાવ**—( શુભ દ્રષ્ટ કે બળવાન હોય તો )—અગાધ કલ્પનાશક્તિવાળો, કામમાં આકળો, ઓછાબોલો, મહેનતમાં ગંભીર, વાદવિવાદ ને તકરારમાં ગંભીર, આ જીંદગીનાં સુખ મેળવવામાં ઉદ્યમી, દરેક કામમાં ગંભીરતા અને સ્થિરતાવાળો.

( પાપ દ્રષ્ટ કે નિર્બલી હોય તો )—અદેખો, લોભી, ઝેરીલો, અવિશ્વાસુ, બીકણ, આળસુ, વ્હેમી, હઠીલો, સ્ત્રીઓને વખોડનાર, જુઠો, હમેશ અસંતોષી, અને હમેશાં પશ્ચાત્તાપ કરનાર.

**શરીર**—ઠંડું ને લુખું, મધ્યમ કદ, કાળો ફીક્કો ચહેરો ( ચીકણો ), નાની ને કાળી આંખો, નીચી દાઢી, પોહોળું કપાળ, કાળા ને ભુખરા વાળ, મોટા કાન, ઝુઝતા ભ્રમર, જાડા ઓઠ ને નાક, નાની દાઢી, નાખુશ ચ્હેરો, ઉંચી અગર નીચી દ્રષ્ટિ, મોટા ને

વિશાળ ખભા, નાનું પેટ, વળી ગએલ સાથળ (પાતળી ને લાંબી નહીં), ઢીંચણુ ને પગ ખરાબ (એક બીજા સાથે અથડાતા).

શનિ પૂર્વાર્ધમાં હોય તો:—ઘણુંજ ઠીંગણું શરીર પણ સુંદર ને ઘાટીલું.

પશ્ચિમાર્ધમાં હોય તો:—ઘણોજ કાળો, પાતળો ને થોડા વાળ વાળો, (ઉંચો હોય તો પાતળો ને નીચો હોય તો જાડો બાંધો.)

**ધંધા**—ભિખારી, પટાવાળા, સાધુ, સેક્રેટરી, રાત્રીના ખેડુત, ખાણુ ખોદનાર, કુંભાર, વાસીદું વાળનાર, ચાકર, ઇંટો બનાવનાર, ગોલા, ચીમની સાફકરનાર, ઘોડાવાળા, પીશીવાળા, ગાડીવાળા, માળી, રંગારા, ગળીવાળા, ગોવાળ, ભરવાડ, રબારી, જમીન, મીલકત, લાકડાં, ખાણુ, ઘર, કોલસા, ખેતર, બાગ વિગેરેમાં કામ કરનાર, મ્યુનિસીપલ ઓફીસર ને સ્ટેટ્સમેન, ખાસ કરીને નોકરી કરનાર વિગેરે.

**રોગ**—પત ( Leprosy ), ક્ષય ( Consumption ) સર્દી, જલંધર, ભગંદર, હાથ પગના સંધિ, નસના રોગ, તાવ, ગાંડછા, કાળો કમળો, ફેફર, બહેરાપણું, મુગાપણું, દિલગીરીથી થતાં દરદો—

ઢીંચણુ, ચામડી, જમણી આંખ, દાંત અને હાડકાનાં દરદો, સ્પ્લીન તથા સાંધાનાં દરદો.

**વર્ણ**—૪૬૫, ૫૭, ૪૩૬×

**દેશ**—બેવેરીઆ, સેક્ષની, કોન્સ્ટાન્ટીનોપલ, રોમ.

**સ્થાન**—જંગલ, ખીણુ, ખેતર, ખાડા, ખાબોચિયાં, પહાડ, કબ્રસ્તાન, ખંડેર, કોલસાની ખાણુ, દુર્ગંધમય જગાઓ, ગુફાઓ વિગેરે.

**અમલ**—જમણો કાન, હાડકાં, વિગેરે.

**કારક**—ચાકર, આયુષ્ય, દુઃખ.

**ધાતુ**—સીસું.

**વાર**—શનિ.

---

×શનિનો અવધિ ૩૬ વર્ષનો ગણેલ છે.

**ફળ**—અશુભ.

**આધિપત્ય**—દુઃખ.

**બિંબ**—અંશ ૯.

**જાતિ**—પુરૂષ.*

**રંગ**—કાળો અથવા રાખોડીઓ, લીલો.

**નંગ**—ઈંદ્રનીલ ( Saphire )

---

## હર્શલ—URANUS==The Awakener.

**ચિન્હ**— ♅==♅

**નામ**—હર્શલ, યુરેનસ, ઈંદ્ર.

**ગતિ**—૮૩ વર્ષ ૧૫૧ દિવસમાં બાર રાશિ ફરી વળે છે.

**પ્રકૃતિ**—ઘણીજ ખરાબ, પાપગ્રહ—મંગળ અને શનિ કરતાં ઓછો બળવાન, પુરૂષગ્રહ, ઠંડો, ખોટું કરીને તરતજ સારૂં ફળ આપનાર, ચંચળ સ્વભાવ, મગજ શક્તિવાળો, વાયુમય, નર્વસ, અસ્થિર, શીતળ, વંધ.

**સ્વભાવ**—( શુભ દ્રષ્ટે બળવાન હોય તો )-વિચિત્ર સ્વભાવનો, ઘણું કરીને કમનશીબ ઉત્પન્ન કરનાર, હમેશાં તીવ્ર, ઘણી ખરી વખતે તોફાની કામ કરનાર, યોગનો અભ્યાસી, અદ્ભૂત જ્ઞાનને મેળવનાર, જીંદગીમાં સારા લાભ ને હાનિ અકસ્માત રીતે આપનાર, શોધ ને નવિનતા ભરેલો.

પાપ દ્રષ્ટ કે નિર્બળ હોય તોઃ—ઘણો પાપી, ખુની વિચારનો, ઘાતકી, હદપાર અને અચાનક નુકશાન કરનાર, પબ્લીકથી નુકશાન પામનાર, નખ્ખોદ વાળનાર. ઉતાવળો, ભેજાં ફ્રાટેલ.

**શરીર**—ઉંચો, સીધો, પાતળી દાઢીવાળો, સારા દેખાવનો, ભરેલા ચ્હેરાનો, ભુખરા કે કાળા વાળવાળો, મધ્યમ કદ, નીચલો બાંધો મજબૂત, દમામદાર, ઝીણી આંખ, ઉંચું કપાળ.

---

* શનિ ને સ્ત્રી જાતિ અને નપુંસક અહીંના જોશીઓ ગણે છે.

**ધંધા**—જોશી. વિદ્યુત શાક્તવાળો, શોધક, માસ્તર, રસાયણી, **આપશુક્તી**, કોતર કામ કરનાર, તત્વજ્ઞાની, મેસ્મેરીઝમ વિગેરે **અસાધારણ** વિચિત્ર ધંધા કરનાર, ગાંધી, પબ્લીક કામ કરનાર, હાથ જોનાર, ભૂતાદિક વિદ્યા જાણકાર.

**રોગ**—મગજ અને નસના રોગ, સ્નાન કરવાથી થતા વ્યાધિ, અસાધારણ રોગ, નસ્તરના વ્યાધિ, કોઇથી પારખી ન શકાય તેમજ દવા પણ ન થઈ શકે તેવાં દરદો, પેટના સાંચાનો બીગાડો અને પેટનાં દરદો, ચુંક. આ દરદો અસાધારણ પ્રયોગોથી મટે છે.

**સ્થાન**—રેલ્વે સ્ટેશન, સ્ટીમ અને એન્જીનની જગો, મેડ હાઉસ, વિજલીગૃહ, ગેસ હાઉસ, વિચિત્ર જગો.

**અમલ**—મગજ ( brain )–ઉપર ખાસ કરીને.

**રંગ**—કુદરતી અથવા મિશ્ર રંગ.

---

## नेपच्युन–NEPTUNE=The Mystic.

**ચિન્હ**— **ने**==♆

**નામ**—નેપચ્યુન, પ્રજાપતિ, વરૂણ.

**ગતિ**—૧૮૧ વર્ષે બાર રાશિ ફરી વળે છે.

**પ્રકૃતિ**—નમ્ર હવાવાળો, જલતત્વાશ્રયી, વૃત્તિઓના આવેશવાળો, **ખચીળ**, અદઢ, ચળકાટવાળો, અચોક્કસ લાગણીવાળો.

**ધંધા**—દરીઆ અને વહાણ વિગેરેને લગતા ધંધા કરનાર.

**રોગ**—સલેખમ વિગેરે.

---

## राहु—DRAGON'S HEAD.

**ચિન્હ**— **रा**==☊

**નામ**—રાહુ, સર્પ, અસુર, ફણિ, તમસ્, સૈંહિકેય, અગુ, પૃષ્ટિછાયા, મુન્સનોડ. ( Moon's Node. )

ગતિ—૧૮ વર્ષે બાર રાશિ પુરી કરે છે.

*સ્વભાવ—ગુરૂ શુક્રના જેવો.

કારક—જ્ઞાતિ.

રંગ—કાળો.

ફળ—અશુભ.

નંગ—ગોમેદ ( Amethyst )

ધાતુ—સીસું.

---

## केतु—DRAGON'S TAIL.

ચિન્હ— के=☋

નામ—કેતુ, ધ્વજ, શિખિ, Moon's south node.

ગતિ—૧૮ વર્ષે બાર રાશિ ફરી વળે છે.

સ્વભાવ—શનિ જેવો.

રંગ—ધુમાડા જેવો.

ધાતુ—પીલાદ.

ફળ—અશુભ.

નંગ—લસણીઓ. ( Garlio gem ).

---

## फोरच्युन—FORTUNE.

ચિન્હ— फो=⊕

ફળ—શુભ.

આ ગ્રહ કલ્પિત છે. તે લગ્ન, ચંદ્ર ને સૂર્યના ઉપર અવલંબીને ચાલે છે.

---

*આપણા જોશીઓ શનિ જેવો ગણે છે.

## સારાંશઃ—

આ ઉપર લખેલ સર્વે ગ્રહોની અસરો જે જે ભુવનમાં ને રાશિમાં સબળ કે નિર્બળ થઇને તેઓ બેઠેલા હોય તેના પ્રમાણમાં તે ભુવનને લગતી હકીકત ઉત્પન્ન કરે છે. ખાસ કરીને જો ગ્રહ લગ્ને હોય છે તો આ સર્વે લખેલ હકીકત તે મનુષ્યને લાગુ પડે છે, અથવા બીજાં ભુવનોમાં હોય છે તો તે પ્રમાણે ભુવનને લગતા આશામી અને ચીજને લાગુ પડે છે. વિશેષ પ્રસંગોપાત સમજાવવામાં આવશે

પૌર્વાત્ય એટલે હિન્દુ જ્યોતિષ શાસ્ત્ર આધારે ગ્રહોનું આધિપત્યપણું ઘણી ઘણી બાબતો ઉપર છે, જેનું કોષ્ટક એપેન્ડીક્ષ અ માં આપવામાં આવ્યું છે.

---

## ગ્રહ શીલ.

**ગ્રહ નામઃ—**રવિ, ચંદ્ર, મંગળ, બુધ, ગુરૂ, શુક્ર, શનિ, રાહુ, કેતુ, યુરેનસ, નેપચ્યુન. (ફોરચ્યુન એ કલ્પિત ગ્રહ છે.)

**શુભ ગ્રહો—***રવિ, ચંદ્ર, ગુરૂ, શુક્ર.

**પાપ ગ્રહો—**મંગળ, શનિ, રાહુ, હર્શલ.

**મિશ્ર ગ્રહો—**બુધ, નેપચ્યુન.

**પુરૂષ ગ્રહ—**રવિ, મંગળ, ગુરૂ, શનિ.× હર્શલ.

**સ્ત્રી ગ્રહ—**ચંદ્ર, શુક્ર. નેપચ્યુન.

**નપુંસક ગ્રહ—**બુધ.

---

*અહીં સૂર્ય પાપ ગ્રહ ગણાયેલ છે.

**कृष्णेन्दु सूर्यारशनैश्चराख्याः पापाः समस्तैर्युत इंदुजोपि ॥ १ ॥**

રવિ, મંગળ, શનિ, પાપ ગ્રહો છે ને કૃષ્ણ પક્ષનો ચંદ્ર તથા પાપ ગ્રહ યુત ચંદ્ર પાપ છે.

×શનિને પુરૂષ ગ્રહ ગણ્યો છે છતાં અહીં તે નપુંસક ગણાય છે.

**रवीज्यभूमितनयाः पुमांसः स्त्रियौसितेंदू शशजौ च षंढौ ॥**

**રવિ મંગળ ગુરૂ—પુરૂષ છે. ચંદ્ર શુક્ર સ્ત્રી, ને બુધ શનિ નપુંસક ગણાય છે.**

## ગ્રહ કોષ્ટકઃ——

| ગ્રહ | ઇંગ્રેજી નામ. | ઉચ્ચાર | નિશાન. | | જાતિ. | ફળ. |
|---|---|---|---|---|---|---|
| રવિ | Sun. | સન | ☉ | र | પુરૂષ. | શુભ. |
| ચંદ્ર. | Moon. | મુન | ☽ | चं | સ્ત્રી. | શુભ. |
| મંગળ. | Mars. | માર્સ | ♂ | मं | પુરૂષ. | અશુભ. |
| બુધ. | Mercury. | મરક્યુરી | ☿ | बु | નપુંસક. | ( અચોક્કસ ). શુભ |
| ગુરૂ | Jupiter. | જ્યુપીટર | ♃ | गु | પુરૂષ. | શુભ. |
| શુક્ર. | Venus. | વીનસ | ♀ | शु | સ્ત્રી. | શુભ. |
| શનિ. | Saturn. | સેટર્ન | ♄ | श | પુરૂષ. | અશુભ. |
| હર્શલ. | Herschel. | યુરેનશ ( હર્શલ ) | ♅ | ह | પુરૂષ. | અશુભ. |
| નેપચ્યુન. | Neptune. | નેપચ્યુન | ♆ | ने | સ્ત્રી. | અચોક્કસ. (અશુભ.) |
| રાહુ. | Moon's node (Head.) | મુન્સનોડ | ☊ | रा | | અશુભ. |
| કેતુ. | Moon's node (Tail.) | મુન્સનોડ | ☋ | के | | અશુભ. |
| ફોરચ્યુન | Fortune. | ફોરચ્યુન | ⊕ | फो | | શુભ. |

# परिच्छेदः ४ Chapter IV.

## राशि शीलः—

The signs in the Zodiac are not the bodies but spaces of 30 degrees each, and divide the Ecliptic or the apparent track of the Sun and Planets round the earth into twelve equal parts, and the measurement both of the Ecliptic & of the Equator begins from the point where they cross each other i. e. the 1st Point of Aries as the Sun ascends forthwards. " *Alan Leo.* "

---

ભમંડળના ૩૬૦ અંશ છે. ને તેના બાર ભાગ પાડયા છે, તે દરેકને રાશિ કહે છે. એટલે ૩૦અંશના એક સમૂહને રાશિ સંજ્ઞા આપી છે, ને તે બારે રાશિઓ જુદા જુદા નામથી ઓળખાય છે.

**રાશિનાં નામ—**

**૧ મેષ. ૨ વૃષ. ૩ મિથુન. ૪ કર્ક. ૫ સિંહ. ૬ કન્યા. ૭ તુલા. ૮ વૃશ્ચિક ૯ ધન ૧૦ મકર, ૧૧ કુંભ. ૧૨ મીન.**

(*a.*) **રાશિઓના ઉત્તર દક્ષિણ ભેદ.**

ઉત્તર તરફની ૬ રાશિઓ ( Northern signs ).
મેષ, વૃષભ, મિથુન, કર્ક, સિંહ, કન્યા.
દક્ષિણ તરફની ૬ રાશિઓ ( Southern signs ).
તુલા, વૃશ્ચિક, ધન, મકર, કુંભ, મીન,

(*b*) Elements **રાશિઓના તત્વ ભેદ:—**

( **Fiery** ) **અગ્નિ રાશિ**—મેષ, સિંહ, ધન.

( **Earthy** ) **પૃથ્વિ રાશિ**—વૃષભ, કન્યા, મકર.

( **Airy** ) **વાયુ રાશિ**—મિથુન, તુલા, કુંભ.

( Watery ) **જલ રાશિ**—કર્ક, વૃશ્ચિક, મીન.

(c.) Qualities-રાશિઓના ગુણ:—

( Moveable) ચર રાશિ—મેષ, કર્ક, તુલા, મકર.

( Fixed ) સ્થિર રાશિ—વૃષ, સિંહ, વૃશ્ચિક, કુંભ.

( Common ) દ્વિસ્વભાવ રાશિ—મિથુન, કન્યા, ધન, મીન.

(d.) Power=સ્થાન સત્તા:—

( Cardinal ) કેન્દ્ર રાશિ—મેષ, કર્ક, તુલા, મકર.

( Succeedant) પણફર રાશિ—વૃષ, સિંહ, વૃશ્ચિક, કુંભ.

( Cadent ) આપોક્લીમ રાશિ—મિથુન, કન્યા, ધન, મીન.

(e) Masculine or Positive / Feminine or Negative Signs. } રાશિ જાતિ ભેદ:—

પુરૂષ રાશિ=પોઝીટીવ. { ( એકી રાશિ. ) મેષ, મિથુન, સિંહ, તુલા, ધન, કુંભ.

સ્ત્રી રાશિ=નેગેટીવ. { ( બેકી રાશિ. ) વૃષભ, કર્ક, કન્યા, વૃશ્ચિક, મકર, મીન.

(f.) Short and long ascension. રાશિ દૈર્ઘ્ય:—

લઘુ રાશિ—મકર. કુંભ. મીન. મેષ. વૃષ. મિથુન.

દીર્ઘ રાશિ—કર્ક. સિંહ. કન્યા. તુલા. વૃશ્ચિક. ધન.

(g.) Fruitful. ફળરૂપ રાશિ:—કર્ક, વૃશ્ચિક, મીન.

Barren. વંધ્ય રાશિ—મિથુન, સિંહ, કન્યા.

Double bodied દ્વિત્વ શરીરવાળી રાશિ:—

મિથુન, મીન અને ધન રાશિનો પૂર્વ અર્ધ ભાગ.

(*h.*) **Equinoxial વિષુવ રાશિ**—મેષ. તુલા.

**Tropical અયન રાશિ**—કર્ક. મકર.

## (*i.*) રાશિ ચતુષ્ક.

**(Physical sign) શારીરિક રાશિ**—મેષ. વૃષ. મિથુન. કર્ક.

**(Psychic) અધ્યાત્મિક રાશિ**—સિંહ. કન્યા. તુલા. વૃશ્ચિક.

**( Spiritual ) ધાર્મિક રાશિ**—ધન. મકર. કુંભ. મીન.

## (*j.*) રાશિ ત્રિતય.

**(Intellectual) બુદ્ધિ વિષયક રાશિ**—મેષ. વૃષભ. મિથુન.

**( Maternal ) માતૃક રાશિ**—કર્ક. સિંહ. કન્યા.

**( Generative ) ઉત્પાદક રાશિ**—તુલા. વૃશ્ચિક. ધન.

**( Serving ) સેવક રાશિ**—મકર. કુંભ. મીન.

## (*k.*) રાશિ પરત્વે રૂતુ.

**( Spring ) વસંત ઋતુ રાશિ**—મેષ. વૃષભ. મિથુન.

**( Summer ) ઉષ્ણ ઋતુ રાશિ**—કર્ક. સિંહ. કન્યા.

**( Antumn ) પાનખર ઋતુ રાશિ**—તુલા. વૃશ્ચિક. ધન.

**( Winter ) શિતળ ઋતુ રાશિ**—મકર. કુંભ. મીન.



(l.) * બાર રાશિઓના સ્વામિઃ—

| | |
|---|---|
| મેષ | મંગળ |
| વૃષ | શુક્ર |
| મિથુન | બુધ |
| કર્ક | ચંદ્ર |
| સિંહ | સૂર્ય |
| કન્યા | બુધ |
| તુલા | શુક્ર |
| વૃશ્ચિક | મંગળ |
| ધન | ગુરૂ |
| મકર | શનિ |
| કુંભ | શનિ ( હર્શલ )+ |
| મીન | ગુરૂ ( નેપચ્યુન ) |

જો કે આપણામાં સ્વગૃહી રાશિ ને તેનાથી સાતમી રાશિ અસ્તરાશિ કહેવાય છે. છતાં તેને નબળી ગણી નથી. પણ પાશ્ચિમાત્ય વિદ્વાનો તેને Detriment Signs અસ્ત રાશિઓ કહે છે. ને જેટલો સ્વગૃહી ગ્રહ સારો ગણાય છે તેટલો નબળો અસ્તરાશિમાં ગણાય છે.

---

* अजालिपो भूतनयश्च शुक्रः तुला वृषेन्द्रो मिथुनांगनापः ॥
बुधस्तुकर्काधिपतिर्हिमांशुः ॥ धनुर्झषेन्द्रो धिषणाभिधानः ॥ १ ॥
शनैश्चरकुंभ मृगाधिपः स्यात् सिंहाधिपो भास्कर नाम धेयः ॥ २ ॥

રાશિ બાર છે તે પૈકી સિંહથી ૭ રાશિ સૂર્યની સત્તાની ને કુંભથી ૭ રાશિ ચંદ્રની સત્તાની છે. તે પૈકી સૂર્યે સિંહ ને ચંદ્રે કર્ક પોતાને માટે રાખી બાદ શીઘ્ર ગતિના પ્રમાણમાં અનુક્રમે બુધ, શુક્ર, મંગળ, ગુરૂ, શનિને પોતાની એક એક રાશિ આપી. તે હીસાબે રાશિઓના સ્વામિ કલ્પાયા એટલુંજ નહિ પણ તે તે રાશિઓમાં તેના તેના સ્વામિના સરખા ગુણો હોય છે.

+કુંભ રાશિનો સ્વામિ શનિશ્ચર છે. ઇંગ્રેજીમાં સાથે યુરેનસ અથવા હર્શલ ગણેલ છે, તથા મીન રાશિનો ગુરૂ છે છતાં સાથે નેપચ્યુન પણ ગણ્યો છે, કારણ કે તેઓ રાશિઓ તે તે ગ્રહોના ગુણને મળતી છે.

## (m.) રાશિ પરત્વે અસ્તગ્રહ.

| | |
|---|---|
| મેષ | શુક્ર |
| વૃષ | મંગળ |
| મિથુન | ગુરૂ |
| કર્ક | શનિ |
| સિંહ | શનિ |
| કન્યા | ગુરૂ |
| તુલા | મંગળ |
| વૃશ્ચિક | શુક્ર |
| ધન | બુધ |
| મકર | ચંદ્ર |
| કુંભ | રવિ |
| મીન | બુધ |

## (n.) ઉચ્ચ નીચ ગ્રહઃ—*

| ગ્રહ. | ઉચ્ચ. | નીચ. | અંશ. |
|---|---|---|---|
| રવિ | મેષ | તુલા | ૧૯ |
| ચંદ્ર | વૃષ | વૃશ્ચિક | ૩ |
| મંગળ | મકર | કર્ક | ૨૮ |
| બુધ | કન્યા | મીન | ૧૫ |
| ગુરૂ | કર્ક | મકર | ૧૫ |
| શુક્ર | મીન | કન્યા | ૨૭ |
| શનિ | તુલા | મેષ | ૨૧ |
| રાહુ | મિથુન | ધન | ૩ |
| કેતુ | ધન | મિથુન | ૩ |
| હરસલ | વૃશ્ચિક | વૃષ | |

---

* अजोऽदिगंशै १० वृषभस्तु रामैः ३ मकाष्टदस्रैः २८ तिथिभिश्च कन्या ॥ कर्कशराशैः प्रमितैश्च मीनः तुलाक्षदस्रैः रवि तुंगभानि ॥ १ ॥

જો કે ગ્રહોની ઉચ્ચ નીચ રાશિઓ સરખી છે છતાં અંશોમાં પૌર્વાત્ય રીતિથી રવિ ૧૦, ગુરૂ ૫, શનિ ૨૦, રાહુ ૨૦ અંશે છે. ને ચંદ્ર, મંગળ, બુધ ને શુક્રના અંશો પણ સરખા છે.

# મેષ રાશિ.

## ARIES==The Ram.

**ऋक्षश्चरो वेदपदोद्विचारी । रक्तोतिशब्दोल्प सवेन्द्रदिक्पः ॥**
**अह्श्वरोना विषमोद्गमी च मेषोभवेत् मीढकरूपधारी ॥ १ ॥**

**નિશાની—** ♈==♈

**નામ**—અજ, વિશ્વ, તુંબર આદ્ય, G. Krios, ક્રિય, એરીઝ, બરે, હમલ, ફરવરદીન, ચમકાર, મીનરવા, કોટીઆક.

**દિશા**—પૂર્વ.

**સ્વરૂપ—ઘેટું.**

**નંગ**—Amethyst ગોમેદ કે યાકુત જેવું આસમાની નંગ, Diamond હીરો.

**રંગ**—સફેત ( સ્હેજ રતાશવાળો ).

**સ્વામિ**—મંગળ.

**એકજ તત્વરાશિ**—સિંહ, ધન.

**અવયવ**—મસ્તક, ચ્હેરો.

**સ્વભાવ**—દૈનિક, દિવસ રાત્રી સરખી જણાવનાર, શુષ્ક, વૈભવી, અનિયમિત, ઉગ્ર, પૂર્વ દિશા સંબંધી, મંગળનું પોઝીટીવ ઘર.

**રોગ**—Gunboils ફોલ્લા, સોજા, ખીલ, ગાંઠ, દરાજ, શીફ્ર, મગજે લોહીનું ચઢવું, દાંતનો દુઃખાવો, માથાનો દુઃખાવો, માથાની તાલ, સ્ત્રીના ગર્ભસ્થાનની ગાંઠ વિગેરે, ( Small pox ) બળીયા.

**સ્થાન**—ઢોર ને બકરાંનાં સ્થાન, રેતાળ અથવા પહાડી જમીન, એકાંત જગા, ચોરને સંતાવાની જગા, નવી જમીન.

**આકૃતિ**—શુષ્ક શરીર, મધ્યમ કદ, સ્હેજ ઉચું પાતળું શરીર, મોટાં હાડકાંવાળું, મજબૂત અવયવ, લાંબુ મોઢું, કાળી ભ્રગુટી, લાંબી ડક્ષ-ગરદન, જાડા ખભા, ખડબચડા વાળ.

**દેશ**—ઇંગ્લેન્ડ, જર્મની, ડેન્માર્ક, લોઅરપોલેન્ડ, પેલેસ્ટાઇન, સીરીઆ, જુડીઆ.

**શહેર**—નેપલ્સ, કેપ્યુઆ, વેરોના, ફ્લોરેન્સ, માર્સેલ્સ, કેકો, લીશેસ્ટર, ફ્લોરેન્સ, બરગેનો, બરગન્ડી, સારાગોસા.

---

## વૃષભ રાશિ.

### TAURUS==The Bull.

**वृषोंगनाशुक्रतनुः शिरश्च याम्येश्वरो रात्रिचरो त्रिपादः**
**पृथ्वीचरो शीतभरस्तुरुक्षः मध्यमजः स्याद्विषमोद्गमीच ॥ १ ॥**

**નિશાની**　　૨==♉

**નામ**—વૃષ, વૃષભ, ઉક્ષ, ગો, ગોકુળ, તાવરૂ, ( રિ ) Tauros ટોરસ, ગાવ, સૌર, અરદી, બેહશદ, ગામ, વીનસ.

**દિશા**—દક્ષિણ ( અથવા દક્ષિણ પૂર્વ. )

**સ્વરૂપ**—બળદ.

**નંગ**—Emerald પાનું.
Mossagate (ગોમેદ, અકીક, અથવા સુલેમાની પથ્થર જેવું નંગ.)

**રંગ**—સફેદ ( સ્હેજ પીળાશવાળો )

**સ્વામિ**—શુક્ર.

**એકજ તત્વરાશિ**—કન્યા, મકર.

**અવયવ**—ગરદન, ગળું.

**સ્વભાવ**—શીતળ, શુષ્ક, ઉદાસ, રાત્રી બળી. શુક્રનું નેગેટીવ ઘર.

**આકૃતિ**—પહોળુ કપાળ, મધ્યમ કદ, સ્હેજ જાડુ, મોટું મોઢું, ભવ્ય આંખો, (કાળી અથવા ભુરી), મોટા ખભા, ટુંકી ગરદન, પહોળું ને મોટું નાક તથા ગરદન, જાડા હોઠ, આગળ વળી ગયેલ કાળા વાળ.

**રોગ**—( Kings evil ) લકવો, ગળાનો સોજો, ગળાનાં દરદો, ભરણી ઘરો, ચોળીઆ, દાંતનાં દરદો, આંખનાં દરદો.

**સ્થાન**—ઘોડાનાં સ્ટેબલ, હલકાં ઘરો, ખેતીનાં હથીયાર હોય તેવાં સ્થાન, જનાવરોને ચરવાની જગાઓ, મેદાનો, ખેતર, ભોંયરાં વિગેરે.

**દેશ**—આયરલેન્ડ, પરસીયા, જ્યોર્જીઆ, એસીયા માઇનોર, આર્ચીપેલેગો, સાઇપ્રસ પોલેન્ડ, વ્હાઈટ રૂશીઆ.

**શહેર**—ડબ્લીન, મેન્યુઆ, લીપઝીક, પારમા, પેથરમો વિગેરે.

## મિથુન રાશિ.

### GEMINI—=The Twins.

**युग्मः पुमान् द्वि प्रकृतिः दिवागः स्निग्धस्तुशूच्योविषमो द्रमीच॥**
**मध्य प्रजः पश्चिमपो द्विपादो भूरिस्वनोष्णो युगलस्वरुपः ॥ १ ॥**

**નિશાની.** ૩=♊.

**નામ**—દ્વંદ્વ, નૃ, યુગ્મ. ત્રતીય, જીતુમ (Didumos), gemini જીમીની, દોપેકર, જેવઝ, ખોરદાદ, દામરીર, સૌસ.

**દિશા**—પશ્ચિમ (સ્હેજ દક્ષિણ)

**સ્વરૂપ**—સ્ત્રી પુરૂષ સાથે સાથે.

**નંગ**—Beryl (વૈડૂર્ય, પિરોજ઼ે, નીલમણિ જેવું નંગ.)
Aquamarine (ખુલા રંગનું દરીયાના પાણી જેવું નંગ છે) નીલમણી.

**સ્વામિ**—બુધ.

**એકજ તત્વ રાશિ**—તુલા, કુંભ.

**અવયવ**—હાથ, પહોંચા, ખભા.

**રંગ**—સફેદ (લાલ સાથે મળેલ).

**સ્વભાવ**—ઉષ્ણ, બીનાશવાળી, ગંભીર દૈનિક, બેવડા ગુણવાળી, દિવસ બળી બુધરાશિ.

**આકૃતિ**—સીધું, ઉચ્ચ સ્વરૂપ, ગંભીર ચ્હેરો, (ચોખો નહી પણ ઝાંખો ને કાળો,) લાંબા હાથ, (તોપણ હસ્તપાદ ટુંકા), ઘણુંજ મજબૂત શરીર કાળા વાળ, આગળ પડતી હડપચી, ફરતી ને તદન ચોખી ઉતાવળી દૃષ્ટિ, સારો જ્ઞાની, સંસારી બાબતનો અનુભવી.

**રોગ**—નાના અકસ્માત, હાથ ખભા ને હસ્તની નબળાઈ, બગડેલું લોહી, નસોમાં પવનનું ભરાવું, હદ પારની કલ્પનાઓથી થતા વ્યાધિ, રગોની નબળાઈ.

**સ્થાન**—પ્લાસ્ટરીંગ, ઘરની ભીંતો અને ઓરડાઓ, ટેકરીઓ, ડુંગરો, ભંડાર સ્થાન, અનાજ સંગ્રહસ્થાન, પેટીઓ ને મોટી જગાઓ, રમતની જગા.

**દેશ**—ટ્રીપોલી, ઉત્તર અમેરીકા, લોઅર ઈજીપ્ત, ફલેન્ડર્સ, લોંબાર્ડી, સારડીનીઆ, બેલજીઅમ, પશ્ચિમ ઈગ્લેન્ડ, યુનાઈટેડ સ્ટેટસ ઓફ અમેરીકા.

**શાહેર**—લંડન, વર્સેલ્સ, મેન્ટસ, કારડોવા, ન્યુરેમ્બર્ગ.

## કર્ક રાશિ.

CANCER==The Crav.

**अंगना बहुसत्र श्वपाटलो । रात्रिगो जलगतश्च शीघ्रगः॥**
**स्निग्धभूरिचरणोत्तराधिपः । श्लेष्मलः कफलभूश्च कुलीरः॥१॥**

**નિશાની—** ૪==♋

**નામ**—કુલીર, કર્કટક, કર્કટ, G. Karkinds, Cancer. કેન્સર, ખરચંગ, સરતાન, તીર મરચંગ, મરકયુરી.

**દિશા**—ઉત્તર.

**સ્વરૂપ**—કરચલું.

**નંગ**—Emerald=પાનુ, Black Onyx=કાળું–ગોમેદ.

**રંગ**—લીલો.

**સ્વામિ**—ચંદ્રમા.

**એકજ તત્વરાશિ**—વૃશ્ચિક, મીન.

**અવયવ**—છાતી ને પેટ.

**સ્વભાવ**—શીતળ. બીનાશવંત. રાત્રીબળી, મુંગી, બોબડી, ફળદ્રુપ.

**આકૃતિ**—નીચું ને નાનું કદ. ઉપલો ભાગ નીચલા કરતાં મોટો, ગોળ મુખ, રોગી ઝાંખા શ્વેત ચહેરો. કાળા વાળ. નાની આંખો, ઘણાં છોકરાં ( જો સ્ત્રી હોય તો ).

**રોગ**—કફ, જળોદર. ચાંદી. અપચો, છાતી ને પેટના વ્યાધિ, આખા શરીરમાં વ્યાધિ, આંચળનાં દરદો. નબળી પાચનશક્તિ, ક્ષય, પેટમાં પાણી વિગેરે ગગડાટ.

**સ્થાન**—દરીઓ. મોટી નદીઓ. નદીઓની નજદીકની જગાઓ, કુવા, ઝરા, ભોંયરાં, ટાંકા, વિગેરે.

**દેશ**—હોલેન્ડ, સ્કોટલેન્ડ, ન્યુઝીલેન્ડ, આખો આફ્રિકા.

**શહેર**—આયસ્ટર્ડામ, કેડીઝ, કોન્સ્ટાન્ટીનોપલ, વેનીસ, જીનોયા, યોર્ક, ન્યુયોર્ક, મીલન, માન્ચેસ્ટર.

# સિંહ રાશિ.

LEOT==he Lion.

**अल्प दमूर्वेद पर्दोद्रिचारी । दृढः स्थिरः माकूपतिरुण तेजाः ॥**
**ग्रव्द्राधिकोरण्यचरोथ कुक्षो । सिंहस्तथाधुसर विग्रहश्च ॥ १ ॥**

**નિશાની—** ૫==♌

**નામ**—કંઠીરવ, મૃગેન્દ્ર, લેય, Leon, Leo, લીઓ, શીર, અશદ, અમરદાદ, સાર, જ્યુપીટર.

**દિશા**—ઉત્તર પૂર્વ.

**સ્વરૂપ**—સિંહ.

**નંગ**—( Ruby ) માણેક, ( Diamond ) હીરો.

**રંગ**—લાલ અથવા લીલો.

**સ્વામિ**—રવિ.

**એકજ તત્વ રાશિ**—મેષ ને ધન.

**અવયવ**—પાંસરાં, બરડાનો ઉપલો ભાગ અથવા કરોડ.

**સ્વભાવ**—ઉષ્ણ, દિવસ બળી, સત્તાધારી, વંધ્ય.

**આકૃતિ**—મોટું ગોળ મોઢું, મોટી ભવ્ય આંખો ( સામે દેખાવાજ કરતી) તીવ્ર દૃષ્ટિ, સંપૂર્ણ અને મોટું શરીર, પહોળા ખભા, પીળાશ ને કાળાશવાળા વાળ ( વળી ગયેલા ), બાજુ પાતળી, ગંભીર મુખ, ભયંકર ચ્હેરો, સુદૃઢ રીતે ચાલનાર, મન માયાળુ.

**રોગ**—પાંસલાં અને છાતીની પટીઓમાં થતાં દરેક જાતનાં દરદો, ફેફસામાં પરૂ, ગરદન પીડા, હૃદયના ધમકારા, તાણુ, પ્લેગ, ગુસ્સામાં ધ્રુજવું, સુજેલી આંખ, પીળો કમળો, હરકોઈ ઉડતા રોગો.

**સ્થાન**—જંગલી પ્રાણીનાં રહેઠાણુ, જંગલ, પહાડી મુલક, રાજાના મહેલ, કીલ્લા, મેદાન, અગ્નિ સ્થાન.

**દેશ**—ફ્રાન્સ, ઇટાલી, સીસીલી, આલ્પ્સ, બોહીમીયા, શેલ્ડીઆ, સીડન, દાયર.

**શહેર**—બાથ, બ્રીસ્ટલ, ટોન્ટન, ડેમાસ્કસ, બોસ્ટન, પોટર્સમાઉથ, ફીલાડેલ્ફીઆ.

## કન્યા રાશિ.

### VIRGO==The Virgin.

याम्येश्वरो रात्रिचरो द्विपाद । शीतोंगना द्विवकृतिर्विचित्रः॥
तुल्योद्गमीभूमिचरोऽल्पसूक्ष्म । ऋक्षोंगनाख्यो युवतिस्त्वरुक्षः ॥१॥

**નિશાની—** ૬ == ♍

**નામ**—પાર્થોન, રમણી, તરૂણી, યુવતી. G. Pathonos, Virgo વર્ગો, ખુશે, સોમબોલ, શહેરેવર, અદશેહ, સીરસ.

**દિશા**—દક્ષિણ ( જરા પશ્ચિમ તરફ ).

**સ્વરૂપ**—કન્યા.

**નંગ**—Pink Jasper ગુલાબી રંગનો પોખરાજ, Hyacinath માણેકના જેવું નંગ.

**રંગ**—કાળો ( સ્હેજ વાદળી સાથેનો ).

**સ્વામિ**—બુધ.

**એક તત્વરાશિ**—વૃપ, મકર.

**અવયવ**—પેટ ને આંતરડાં.

**સ્વભાવ**—શીતલ, ઉદાર, સ્ત્રી જાતિ, રાત્રી બળી, બુધનું ઘર અને ઉચ્ચ સ્થાન.

**આકૃતિ**—પાતળું શરીર, સ્હેજ ઉંચુ પણ સુંદર, રાતો ને સ્હેજ કાળો ચ્હેરો, કાળા વાળ, ચાલાક, મશ્કરો, વખણાયેલ, ઇતિહાસનો શોખીન, તીણો શબ્દ, ખંતીલો, મ્હેનતુ.

**રોગ**—કીડાઓ, પવનના વ્યાધિ, ઉબકા, કમી, ચુંક, આંતરડાંનાં દરદો, છુપા ભાગની ગોળી ( અંડ ) ને લગતાં દરદો, ઈંદ્રિય વ્યાધિ, પેટનો કોઇપણ રોગ.

**સ્થાન**—ડેરી હાઉસ, અભ્યાસની જગો, અનાજનું ખેતર, ઘાસ, વટાણા વીગેરે બી રાખવાનું સ્થાન.

**દેશ**—તુર્કસ્થાન, ક્રોએલિઆ, એસીરીયા, ગ્રીસ, થેસીલી, કોરીન્થ, મોરીઆ, સ્વીટઝર્લેન્ડ.

**શહેર**—પારીસ, જેરૂસલેમ, એરીસ, લીઓન્સ, બીડીમ, બગદાદ, શેલ્ટનહેમ.

## તુલા રાશિ.

### LIBRA==The Balance.

**चरोल्पसूः पश्चिमपोद्विपाद । स्निग्धोति ्ष्णो दिनराशीचारी ॥**
**तुल्योदयःस्यात्पुरुषस्तथोष्णः तुलास्वरूपात्तुलानिरुक्ता ॥१॥**

**નિશાની—** ૭==≏

**નામ**—તૌલિ, વણિક, ઘટા, જુક G. Zugar, Libra લીબ્રા, ત્રાજુ, મીજાન, મહેર, તુલાર, વલકન.

**દિશા**—પશ્ચિમ.

**સ્વરૂપ**—કાંટો અથવા તાજવું.

**નંગ**—Diamond ( હીરો ), Opal=લસણીઆ જેવો રંગ બદલતો કિમતી પથ્થર.

**રંગ**—કાળો ને ઘેરો લાલ.

**સ્વામિ**—શુક્ર.

**એક તત્વરાશિ**—મિથુન ને કુંભ.

**અવયવ**—પેડું, ગુરદા ને બરડાનો પાછલો ભાગ.

**સ્વભાવ**—ઉષ્ણ, ભીનાશ, ગંભીર, રાત્રી દિવસ સરખા કરનાર, દિવસ બળી, શુક્રનું પોઝીટીવ ઘર.

**આકૃતિ**—સારૂં શરીર, સીધું ઉચું સુંદર શરીર, ગાલ સુંદર, ગંભીર ચ્હેરો, રાતાશ અને ધોળાશ સરખી રીતે (યુવાવસ્થામાં), સુંવાળા લાંબા પીળા વાળ.

**રોગ**—( Stone ) પથરી, રેતી, વિગેરે પેશાબના વ્યાધિ, ગુરદા કે પેડુનાં દરેક જાતનાં દરદો, મીઠો પેશાબ, કમરનાં દરદો, ધાતુને લગતાં દરદો, ગરમીનાં દરદો, ઇંદ્રિય અને પેડુમાં પડતાં નાસુરો. પેશાબના કુકા તથા ઇંદ્રિય અને બરડાના પાછલા ભાગમાં થતો વ્યાધિ, લોઈનો બીગાડ.

**સ્થાન**—વીન્ડમીલ્સની નજદીકની જગો, લાકડાં વિગેરે કપાય છે તેવી જગો, પર્વતનાં શિખરો, વૃક્ષો, ઘરમાં મેડાની જગો, ( Chambers ) વિગેરે.

**દેશ**—ચાઈના, જાપાન, ઓસ્ટ્રીયા, અપરઈજીપ્ત, ટીબેટ, લીવોનીઆ, કાસ્પીઅન.

**શહેર**—એન્ટવર્પ, લીસ્બન, ફ્રેન્કફર્ટ, વીયેના, શાર્લસ્ટન.

# વૃશ્ચિક રાશિ.

## SCORPIO==The Scorpion.

**अष्टो राशिगः पीतवर्णः कफी स्यात् दरण्य प्रचारोत्तराशापतिश्च ॥**
**समानोदयो भूरिपादः स्थिरश्च प्रसूतौ च युक्तोंगनाख्यिः सतेजाः ॥१॥**

**નિશાની**— ૮== ♏

**નામ**—કૌર્પ્ય (Scorpios) અલિ, અષ્ટમ, કટિ, સ્કોર્પીઓ (Scorpio) કઝદુમ, અકરબ, આંવાં, કાઝામ, માર્શ.

**દિશા**—ઉત્તર ( જરા પૂર્વ તરફ )

**સ્વરૂપ**—વિંછી.

**નંગ**—Topaz પોખરાજ, Malachite એક જાતનું ઈંગ્રેજી નંગ.

**રંગ**—બ્રાઉન ( શામળું, ભુરૂં, ઉંદ્, બદામી. )

**સ્વામિ**—મંગળ.

**એક તત્વરાશિ**—કર્ક, મીન.

**અવયવ**—ગુહ્ય, ઇંદ્રિય.

**સ્વભાવ**—શીતલ, જળમય, રાત્રી બળી, રાત્રી માટે મંગળનું નેગેટીવ પણ આનંદી ઘર, ઘણું કરીને ઠગ સ્વભાવ.

**આકૃતિ**—જાડુ, મજબૂત, શક્તિવંત શરીર, ચોખડો, ભુખરો ચ્હેરો. કાળા વાળ, શરીર ઉપર વાળ, નાના પગ, ટુંકી ગરદન.

**રોગ**—ગુહ્યનાં દરદો, રેતી, પથરી, ગોળી અને દરેક છુપા ભાગનાં દરદો, સ્ત્રીનાં દરદો, ભગંદર, અંતરગળ, મસા, આંતરડાંનું પેશાબની કોથળીમાં ઉતરી પડવું મરદ અને સ્ત્રીનાં ગુહ્ય દરદો, ગર્ભસ્થાનન દરદો, ફીસ્ચુલા.

**સ્થાન**—છાતીએ ચાલનાર પ્રાણીને રહેવાની જગો, ઝેરી જનાવરોની જગો, બાગ, ખેતર, પાણી પાસેનાં ખંડેર, તલાવ, રસોડું.

**દેશ**—મોરોક્કો, એલ્જીર્સ, બેવેરીઆ, એરમેરી, જુડીઆ, ફેઝ, નોર્વે.

**શહેર**—મેન્ટ, લીવરપુલ, મેસીના.

## ધન રાશિ.

**SAGITARIUS=The Archor.**

**तुल्योद्रूपी शीतरुचिर्दिवाग । पीतोतिशक्रो पुरुहूतदिग्पः ॥**
**लघुर्नरःस्यात्द्विशरीर राशि । धनुःस्वरुपो धननामधेयः ॥ १ ॥**

**નિશાની—** ♐

**નામ**—ધન્વી, ચાપ, શરાશન, તૌક્ષિક-Toxikos, Sagitarious સેજીટેરીયસ, કમાન, કૌશ, આદર, ગમાર, દીએનાં.

**દિશા**—પૂર્વ ( પણ જરાક દક્ષિણ તરફ ).

**સ્વરૂપ**—કામઠું ( ધનુર્બાણ ).

**નંગ**—Carbuncle માણેક, Turquoise=ફીરોઝો ( ભ્રુરા રંગનો ).

**રંગ**—પીળો.

**સ્વામિ**—ગુરૂ.

**એક તત્વરાશિ**—સિંહ, મેષ.

**અવયવ**—ઝાંઘ ને ઝાંઘની પાછળનો ભાગ.

**સ્વભાવ**—ઉષ્ણ, શુષ્ક, પુરૂષ જાતિ, દિવસ બળી. એવડું સ્વરૂપ, ગુરૂનું પોઝીટીવ ઘર.

**આકૃતિ**—સુંદર મુખ, સ્હેજ લાંબું મોઢું, (સંપૂર્ણ રાતુ અથવા સનબર્ન્ટ) ચેસ્ટનટના રંગના વાળ, મજબૂત શરીર, તાસ, ઘોડાનો શોખીન.

**રોગ**—જાંઘનાં દરદો, ભગંદરો, ઝાડાના માર્ગમાં થતાં દરદો, લોહીનું ગરમ થવું, ઘોડા વિગેરે જનાવરોથી થતી પીડા, આગથી બળવું, તાવ, ગરમીનાં દરદો, પુષ્કળ મ્હેનતથી થતાં દરદો, ચોપગાં જનાવરથી પીડા.

**સ્થાન**—લશ્કરી ઘોડાનું સ્ટેબલ, ચોપગાં જનાવરની જગો, ટેકરીઓ, ઉંચી જગાઓ (ખેતરોમાં), અગ્નિ પાસેનાં સ્થાન ને તે ઉપરનો માળ.

**દેશ**—અર્બીઆ, સ્પેઈન, ડેલામેટીઆ, હંગેરી, મોરેવીયા.

**શાહેર**—બુડા, નેપલ્સ, શેફીલ્ડ, નરબોન, રોટનબર્ગ, સ્ટટલેન્ડ, કોલોન, ટોલેડો.

# મકર રાશિ.

## CAPRICORNUS==The Goat.

**याम्येश्वरोरात्रिचरोऽङ्घ्रिपादः। चरोऽल्पभूः स्त्रीस्तुहिनश्च रूक्षः ॥**
**पाथश्चरः कर्बुरवर्णरूपो। बुधैर्निरुक्तो मकराभिधानः ॥ १ ॥**

**નિશાની—** ૧૦==♑

**નામ—**મૃગ, મૃગાસ્ય, નક્ર આકોકેરોસ. Agokeros, Capricorn કેપ્રી કોર્ન, ગોઅ, જદ્દી, દેહે, મઝદ, વેસ્તા.

**દિશા--**દક્ષિણ.

**સ્વરૂપ--**મગર ( જંગલી બકરો. )

**નંગ--**White Onyx સફેત ગોમેદ, Moonstone ચંદ્રકાંત.

**રંગ--**કાળો, ઝાંખો, ભુરો.

**સ્વામિ--**શનિ.

**એક તત્વરાશિ--**વૃષ, કન્યા.

**અવયવ—**ઢીંચણ ને તેની ઉપરનો ભાગ.

**સ્વભાવ—**શનિનું નેગેટીવ ઘર, રાત્રી બળી, શીતલ, શુષ્ક, ઉદાસી.

**આકૃતિ--**ઉદાસી પાતળું શરીર, સાધારણ ઉંચુ, લાંબુ પાતળું મોઢું. પાતળી દાઢી, કાળા વાળ, વાંકી હડપચી, લાંબી નાની ગરદન.

**રોગ—**પગનાં ને ઢીંચણનાં દરદો, સાંધાનાં દરદો, લોહી બીગાડ, ચામડીનાં દરદો, ઉદાસીનતા અને ઘસારાથી ઉત્પન્ન થતાં દરદો, ખુજલી, બેદરકારી અને અસ્વચ્છતાથી થતાં લાંબાં દરદો, Loprosy (પત)

**નસ્થા--**બળદ અગર ગાયનું સ્થાન, ખેતીના સામાનની જગો, ઘેટાને ખાવાનું સ્થાન, અંધારાની જગો.

**દેશ:--**હિંદુસ્તાન ( India ) શરકન, મેશીઅન, પંજાબ, ફ્રેશ, બોશનીયા, બલ્ગેરીયા, એલ્બેનીઆ, સેક્ષની, મેક્ષીકો.

**શહેર—**ઓક્ષફર્ડ, બ્રેડનબર્ગ, ફ્રેઅન્સ.

## કુંભ રાશિ.

AQUARIUS==The Water bearer.

**स्थिरोद्विपादः पुरुसतेजा । मध्यप्रसूः घस्रचरोऽल्पवक्त्रा ॥**
**वारिप्रचारो परदिग्पतिश्च । कुंभःप्रदिष्टो त्रिषमोऽस्यप्रश्नः ॥ १ ॥**

**નિશાની—** ૧૧== ♒

**નામ—**ઘટ, તોયધર, હૃદ્રોગ Ulderchois, Aquarious એક્વેરીઅસ, દુલ, દલ્વ, બહમન, દાલ, જુનો.

**દિશા—**દક્ષિણ ઉત્તર.

**સ્વરૂપ—**જલની ઘટાવાળો મનુષ્ય ( ડોળચું )

**નંગ—**Saphire શનિ, Opal=લસણીઓ.

**રંગ—**આશમાની બ્લુ રંગ.

**સ્વામિ—**શનિ ( અથવા હર્શલ. )

**એક તત્વરાશિ—**મિથુન, તુલા.

**અવયવ—**ઢીચણની નીચેનો ભાગ.

**સ્વભાવ—**ઉષ્ણ, ભીનાશવંત, દિવસ બળી, ગંભીર સ્થિર, પોઝીટીવ, શનિનું દૈનિક ઘર.

**આકૃતિ—**જાડું શરીર, મજબૂત સુંદર બાંધો, મધ્યમ કદ, સુંદર ચામડી ને ચ્હેરો.

**રોગ—**પવનનાં દરદો, ( ચુંક ) આંકડી, રગોની ધ્રુજારી, પગના ટેટામાં થતાં દરદો, ઢીચણ નીચેના ભાગમાં થતાં દરદો તથા ખોડ ખાંપણ, તાણ વિગેરે.

**સ્થાન—**ટેકરાની અને ખડબચડી જમીન, નવા ખોદેલા ખાડા, ખાણોની જગા, કોલશાનાં સ્થાન, છાપરાં.

**દેશ—**રેડ રૂશીઆ, અર્બીઆ, ટાટાર, પ્રુશીઆ, અફગાનીસ્તાન, સરકેશીઆ, વોલેશીઆ, સ્વીડન, એબીસીનીઆ.

**શહેર—**હેમ્બર્ગ, બ્રીમન, ટ્રેન્ટ સાલ્સબર્ગ.

# મીન રાશિ.

## PISCES—The Fishes.

**द्विपादांबुगो रात्रिचारी कफी स्त्री सतेजासदाभूरिसूःद्विस्वभावः ॥**
**पुंधैर्मस्यरुपोत्तराशापतिश्च निरुक्तस्तुमीनोऽतिमालिन्यशाल्डिः ॥ १॥**

**નિશાની—** ૧૨==♓

**નામ—**મત્સ્ય, પૃથુરોમ ઝસ, અંત્યભ, ઇત્થ Ichthus Pisces, પીશીઝ-માહી, હૂત, અસ્પંદારમદ, સ્માક, નેપચ્યુન.

**દિશા—**ઉત્તર, પશ્ચિમ.

**સ્વરૂપ—**બે સામસામી માછલાં.

**નંગ—**Chrysolite લસણીઓ હીરો મુજપરખા.
Moonstone ચંદ્રકાંત.

**રંગ—**સફેત.

**સ્વામિ—**ગુરૂ ( અથવા નેપચ્યુન )

**એક તત્વરાશિ—**કર્ક, વૃશ્ચિક.

**અવયવ—**પગના ગુંટણથી તળીયાં સુધી.

**સ્વભાવ—**શીતળ, ફળદ્રુપ, સ્ત્રી જાતિ, ગુરૂનું નેગેટીવ ઘર, બેવડું શરીર, આળસુ, રોગી.

**આકૃતિ—**નીચું શરીર, સુંદર લાંબું મુખ, ફીકો ચહેરો, માથું નીચું.

**રોગ—**પગનાં તળીયાંનાં દરદો ગાઉટ, લંગડાઇ, ધાતુશ્રાવ, કફ, ઝાડાવાટે અથવા પગનાં તળીયામાંથી રસીનું ઝરવું ગડગુમડાં, ખુજલી, શરદી, ને ઠંડકનાં દરદો, લોહી બીગાડનાં દરદો.

**દેશ—**પોર્ચુગાલ, કેલેબ્રીઆ, નોરમેન્ડી, ગેલીશીઆ (સ્પેનમાં) નુબીઆ.

**શહેર—**એલેકઝાન્ડ્રીઆ, વોર્મ્સ, સેવીલ, રીલીશીઆ, ટીવરટન.

## સારાંશઃ—

આકાશ મંડળના ૩૬૦ ભાગ અંશ છે, તેના મેષ પૂર્ણ અંશથી ત્રીસ ત્રીસ અંશના સમૂહને રાશિ સંજ્ઞા કહે છે.

રાશિ અને સ્થાન એ જુદી જુદી વસ્તુઓ છે.

રાશિનું વર્ણન આ પરિચ્છેદમાં કરેલ છે.

મેષ, વૃષ, મિથુન વિગેરેથી મીન સુધીની રાશિઓ કહેવાય છે.

સ્થાનનાં જુદાં જુદાં નામ—ભાવ, ભુવન. ભવન, ઘર, ગૃહ છે ને પહેલા, બીજા, ત્રીજા વિગેરેથી બારમા સુધીના સ્થાન કહેવાય છે. ને તે પરિચ્છેદ છઠ્ઠામાં વર્ણવેલ છે.

જે જે રાશિમાં લગ્ન, રવિ, ચંદ્ર વિગેરે હોય છે, તે તે રાશિનું મુખ્યત્વે ફળ બતાવી આપવામાં ઉપર લખેલ રાશિશીલ બહુજ ઉપયોગી છે.

બીજા ગ્રહો અને સ્થાન પણ જે જે રાશિમાં હોય છે તેના પ્રમાણમાં તે તે આસામી ને ચીજને પણ રાશિનાં શીલ અસર કર્તા ગણાય છે.

સિવાય હિંદુ રીત મુજબ રાશિશીલ વધારે પ્રમાણમાં છે ને તેનું કોષ્ટક એપેન્ડીક્ષ બી. (Appendix B.) માં આપેલ છે.



## રાશિ સંબંધ કોષ્ટક.

| | ૧ | | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ |
|---|---|---|---|---|---|---|---|---|
| રાશિ. | અંગ્રેજી નામ. | | નિશાન. | તત્વ. | અસર. | સ્વામિ. | સ્થાન. | પુ.-સ્ત્રી. |
| ૧ મેષ | Aries | એરીઝ | ♈ | અગ્નિ | ચર | મંગળ | કેન્દ્ર | પુરૂષ |
| ૨ વૃષભ | Taurus | ટોરસ | ♉ | પૃથ્વી | સ્થિર | શુક્ર | પણફર | સ્ત્રી |
| ૩ મિથુન | Gemini | જેમીની. | ♊ | વાયુ | દ્વિસ્વભાવ | બુધ | આપોકલીમ | પુરૂષ |
| ૪ કર્ક | Cancer | કેન્સર | ♋ | જળ | ચર | ચંદ્રમા | કેન્દ્ર | સ્ત્રી |
| ૫ સિંહ | Leo | લીઓ | ♌ | અગ્નિ | સ્થિર | રવિ | પણફર | પુરૂષ |
| ૬ કન્યા | Virgo | વરગો | ♍ | પૃથ્વી | દ્વિસ્વભાવ | બુધ | આપોકલીમ | સ્ત્રી |
| ૭ તુલા | Libra | લીબ્રા | ♎ | વાયુ | ચર | શુક્ર | કેન્દ્ર | પુરૂષ |
| ૮ વૃશ્ચિક | Scorpio | સ્કોરપીઓ | ♏ | જળ | સ્થિર | મંગળ | પણફર | સ્ત્રી |
| ૯ ધન | Sagitarius | સેજીટેરીઅસ | ♐ | અગ્નિ | દ્વિસ્વભાવ | ગુરૂ | આપોકલીમ | પુરૂષ |
| ૧૦ મકર | Capricornus | કેપ્રીકોર્નસ | ♑ | પૃથ્વી | ચર | શનિ | કેન્દ્ર | સ્ત્રી |
| ૧૧ કુંભ | Aquarius | એક્વેરીઅસ | ♒ | વાયુ | સ્થિર | શનિ કે હર્શલ | પણફર | પુરૂષ |
| ૧૨ મીન | Pisces | પીસીઝ | ♓ | જળ | દ્વિસ્વભાવ | ગુરૂ કે નેપચ્યુન | આપોકલીમ | સ્ત્રી |

| | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ |
|---|---|---|---|---|---|---|
| રાશિ. | રાશિસત્તા. | રાશિ દૈર્ઘ્યતા. | વંધ્ય-ફળદ્રુપ વિ. | રાશિચતુષ્ક. | રાશિત્રિતય. | રાશિ પરત્વે ઋતુ. |
| ૧ મેષ | પોઝીટીવ | લઘુ | વિષુવરાશિ | શારીરિક | બુદ્ધિવિષયક | વસંત. |
| ૨ વૃષભ | નેગેટીવ | લઘુ | | ,, | ,, | ,, |
| ૩ મિથુન | પોઝીટીવ | લઘુ | વંધ્ય, બેવડો | ,, | ,, | ,, |
| ૪ કર્ક | નેગેટીવ | દીર્ઘ | ફળદ્રુપ, અયનરાશિ | ,, | માતૃક | ઉષ્ણ |
| ૫ સિંહ | પોઝીટીવ | દીર્ઘ | વંધ્ય | અધ્યાત્મિક | ,, | ,, |
| ૬ કન્યા | નેગેટીવ | દીર્ઘ | વંધ્ય | ,, | ,, | ,, |
| ૭ તુલા | પોઝીટીવ | દીર્ઘ | વિષુવરાશિ | ,, | ઉત્પાદક | પાનખર |
| ૮ વૃશ્ચિક | નેગેટીવ | દીર્ઘ | ફળદ્રુપ, | ,, | ,, | ,, |
| ૯ ધન | પોઝીટીવ | દીર્ઘ | અગ્રભાગ બેવડો | ધાર્મિક | ,, | ,, |
| ૧૦ મકર | નેગેટીવ | લઘુ | અયનરાશિ, | ,, | સેવક | શીત |
| ૧૧ કુંભ | પોઝીટીવ | લઘુ | | ,, | ,, | ,, |
| ૧૨ મીન | નેગેટીવ | લઘુ | ફળદ્રુપ, બેવડો | ,, | ,, | ,, |

| | ૧૪ | ૧૫ | ૧૬ | ૧૭ | ૧૮ |
|---|---|---|---|---|---|
| રાશિ. | રંગ. | ઉચ્ચ ગ્રહ.* | નીચ ગ્રહ. | ત્રિગુણ દિન રાત્રી: | અસ્ત રાશિ. |
| ૧ મેષ | સફેત. | રવિ ૧૯ | શનિ ૨૧ | રવિ, ગુરૂ | શુક્ર |
| ૨ વૃષ | સફેત ને પીળો | ચંદ્ર ૩ | | શુક્ર, ચંદ્ર | મંગળ |
| ૩ મિથુન | લાલ. | રાહુ ૩ | કેતુ ૩ | શનિ, બુધ | ગુરૂ |
| ૪ કર્ક | લીલો ને ભુરો | ગુરૂ ૧૫ | મંગળ ૧૫ | મંગળ, મંગળ | શનિ |
| ૫ સિંહ | લાલ ને લીલો | | | રવિ, ગુરૂ | શનિ |
| ૬ કન્યા | કાળો ને બ્લ્યુ | બુધ ૧૫ | શુક્ર ૨૭ | શુક્ર, ચંદ્ર | ગુરૂ |
| ૭ તુલા | લાલ ને ફીરમજી | શનિ ૨૧ | રવિ ૧૯ | શનિ, બુધ | મંગળ |
| ૮ વૃશ્ચિક | ભુરો | | ચંદ્ર ૩ | મંગળ, મંગળ | શુક્ર |
| ૯ ધન | પીળો ને લાલ | કેતુ ૩ | રાહુ ૩ | રવિ, ગુરૂ | બુધ |
| ૧૦ મકર | કાળો ને આછીન | મંગળ ૨૮ | ગુરૂ ૧૫ | શુક્ર, ચંદ્ર | ચંદ્ર |
| ૧૧ કુંભ | બ્લ્યુ ( વાદળી ) | | | શનિ, બુધ | રવિ |
| ૧૨ મીન | સફેત | શુક્ર ૨૭ | બુધ ૧૫ | મંગળ, મંગળ | બુધ |

* તેનાથી સાતમી રાશિ તેટલાજ અંશે નીચ છે.

# परिच्छेद: ५ Chapter V.

## સાયન કુંડળી કાઢવાની રીતિઃ—

## CASTING THE HOROSCOPE

or

**“ The Map of the Heavens for the Moment of Birth at any Place. ”**

**कुण्डली** શબ્દનો અર્થ નાભિ છે. અથવા ( Circular from ) “ વર્તુલાકાર ” થાય છે.

કોઈપણ સ્થાનના, કોઈપણ વખતના, જન્મના, આકાશના નકશાને જન્મ કુંડલી કહે છે. એટલે કે અમુક વખતે અમુક ઠેકાણે જન્મેલ બાળકને માટે આકાશના એકઝેકટ નકશાને યા ફોટોને “ જન્મ કુંડલી ” એવી સંજ્ઞા આપવામાં આવી છે.

જન્મ કુંડલીઓ હાલમાં બે પદ્ધતિથી કઢાય છે.

(a) નિરયન. (b) સાયન.
(निर्+अयन.) (स+अयन.)

અયનાંશ રહિત ગ્રહો તથા ભાવના ગણિતથી બનેલી કુંડલીને “ નિરયન કુંડલી ” કહે છે.

અયનાંશ સહિત ગ્રહો તથા ભાવના ગણિતથી બનેલી કુંડલીને “ સાયન કુંડલી ” કહે છે.

પાશ્ચિમાત્યો સાયન કુંડલી સ્વિકારે છે.

પૌર્વાત્યો નિરયન કુંડલી સ્વિકારે છે.

**अयन**=પૃથ્વીની એક પ્રકારની ગતિને લીધે મેષના પ્રથમ અંશ થકી તે બન્નેની વચ્ચે અંતર પડતું જાય છે જે અંતર અંશો ( degrees ) માં હોય છે એટલે કે પૃથ્વીની અયન ગતિના અંશોને **अयनांश=(अयन+अंशाः)** કહે છે.*

આ ગતિ એક વરસમાં આશરે ૫૦ કળા હોય છે.

---

* The Earth has also another motion which arises from the “ Precession of Equinoxes ” which is equal to about 50 seconds in a year.

**અયનાંશા કાઢવાની રીતિઃ—**

અયનાંશામાં ઘણા ઘણા મત ભેદ છે.

**ઇષ્ટશક ઉપરથી અયનાંશા કાઢવાની રીતિઃ—**

(a) હાલ પ્રચલિત રૂઢીઃ—

**वेदाब्ध्यब्ध्यूनः स्वरसशको ऽयनांशाः ॥ १ ॥**

આ લાઘવ પ્રમાણે કોઇપણ શકમાંથી ૪૪૪ બાદ કરવાથી જે શેષ રહે તેને ૬૦ ભાગવાથી જે આવે તે અયનાંશા અને શેષને કલા કહે છે.

(b) **अथायनांशाःशरवेदवेदहीनेष्टशाकःस्वरसैर्विभक्तः ॥**
**गतिस्तदीयेषु विलिप्तिकाःस्युर्मासंचमासंप्रतिशाकशाकात्॥१॥**

શકમાંથી ૪૪૫ બાદ કરવાથી ને ૬૦ થી ભાગ લેતાં અયનાંશા આવે છે. અયન ગતિ દરેક માસે પાંચ પાંચ કલા છે.

(c) **खखाष्टभूम्यून शकात्खशैलैख पंचभिर्भागकलादिकंद्वयोः ॥**
**यदंतरंतत्सहिताद्विहस्ता अष्टौसुरास्तेऽयनभाग संज्ञा ॥ १ ॥**

અયનાંશા સ્પષ્ટ રીતે કાઢવા માટે કેતકીમાં ઉપરનો શ્લોક છે કે શક વર્ષમાંથી ૧૮૦૦ બાદ કરી એક ઠેકાણે ૭૦ થી ભાગ લેતાં જે આવે તે અંશો જાણવા. અને પ્રથમ શેષ વધેલને બીજે ઠેકાણે રાખી મુકેલ હોય તેને ૫૦ થી ભાગ લેતાં જે આવે તે કલા જાણવી. તે કલાને પ્રથમથી આવેલ ફળમાંથી બાદ કરવી. ને જે ફળ આવે તેમાં અયનાંશાના ક્ષેપક ૨૨।૮।૩૩ ઉમેરવાથી ઇષ્ટ વર્ષના અયનાંશા આવે છે.

( d ) પાશ્ચિમાત્યો અયનગતિ દર વર્ષે–૫૦ કળા ગણે છે.

પરંતુ હાલમાં કેતકરે લીધેલા અયનાંશા લેવાથી વધુ સુગમ અને વેધસિદ્ધ ગણિત આવે છે–એટલે કે (c) માં બતાવેલી રીતિથી અયનાંશા કાઢવા વધારે શ્રેયસ્કર છે.

**ઉદાહરણઃ—**

સંવત્ ૧૯૬૮ શક ૧૮૩૪ ના ચૈત્ર શુદ્ધ ૧૫ ને વાર સોમે સવારમાં સૂર્યોદય ટાઇમે ( ઘડી ૦, પળ ૧, ) ના સમયે એક બાળકનો મુંબાઇ મધ્યે–જન્મ થયેલ છે.

**તે તિથિના અયનાંશાઃ--**

( a ) શક ૧૮૩૪ માંથી. ૪૪૪ બાદ જતાં ૧૩૯૦ રહ્યા તેને ૬૦ ભાગ લેતાં અયનાંશા. ૨૩ અને શેષકળા ૧૦ આવી.

( b ) ૪૪૫ બાદ કરીયે તો અયનાંશા. ૨૩-૯ આવે.

( c ) કેતકર લેખે કરીયે તો, ઇષ્ટ શક ૧૮૩૪ માંથી ૧૮૦૦ બાદ કર્યા, તો ( ૩૪ ) શેષ રહ્યા. ૩૪ ને ૭૦ થી ભાગ લીધો તો ૦-૨૯-૮ અંશાદિ આવ્યું. ફરીથી ૩૪ ને ૫૦ થી ભાગ લેતાં ૦-૪૧ લગભગ કળાદિ આવે તે બન્નેનું અંતર કર્યું તો ૦-૨૮-૨૭ અંશાદિ આવ્યું. તેમાં અયનાંશાનો ક્ષેપક ૨૨-૮-૩૩ ઉમેરવાથી ૨૨-૩૭-૦ સ્પષ્ટ અયનાંશા તે દિવસને માટે આવ્યા*

( d ) ઇંગ્રેજી રીતના અયનાંશા કાઢવાની રીત પ્રસંગોપાત બીજા લખાતાં પુસ્તકોમાં પ્રગટ થશે.

સાયન કુંડળીઓ કરવામાં નીચેનાં મુખ્ય સાધનોની ખાશ જરૂર છેઃ-

( ૧ ) **જન્મ દિવસ ને વખત**
( Birth Date & Time ).

( ૨ ) **જન્મ ભૂમિ**
( Birth Place ).

( ૩ ) **જન્મ પંચાંગ**
( Birth Ephemeris ).

( ૪ ) **ભાવ સાધન કોષ્ટક**
( Tables of houses ).

**(૧) જન્મ દિવસ ને વખતઃ—**

( a ) **જન્મ દિવસ.** એટલે જન્મની ઇંગ્રેજી તારીખ ને વાર; જો તારીખ ન હોય તો જન્મના સંવત શક તથા માસ તિથિ ને વાર ઉપરથી ઇંગ્રેજી તારીખ પંચાંગમાંથી શોધી કાઢવી+

---

*કેતકરના શક ૧૮૩૪ ના પંચાંગમાં ચૈત્ર સુદી ૧૫ ને દિવસના અયનાંશા જોવાથી સમજાશે કે તે મુજબ છે.

+ પંચાંગની મદદ વિના હિંદુ તિથિ ઉપરથી ઇંગ્રેજી તારીખ અને ઇંગ્રેજી તારીખ ઉપરથી હિંદુ તિથિ કાઢવાની રીતિ માટે જુઓ પરિશિષ્ટ ક ( Appendix C. )

જેમકે સંવત ૧૯૬૮ શક ૧૮૩૪ ના ચૈત્ર શુદ ૧૪ ને વાર સોમના રોજ પંચાંગ ઉપરથી સન ૧૯૧૨ ના એપ્રીલ માસની પહેલી તારીખ આવી.

ઈંગ્રેજી સાયન પંચાંગોમાં તારીખ મધ્યરાત્રીથી બદલાય છે અને એક મધ્ય રાત્રીથી બીજી મધ્ય રાત્રીના ૨૪ કલાકના સમયને તારીખ લખે છે.

અહીંનાં નિરયન પંચાંગોમાં એક સુર્યોદયથી બીજા સુર્યોદય સુધીના ૬૦ ઘટી અથવા ૨૪ કલાકના સમયને એક દિવસ કહે છે.

( b ) જન્મ વખત

જન્મનો વખત જન્મ કુંડલી કાઢવામાં મુખ્ય વસ્તુ છે. ને તે બનતા સુધી સ્પષ્ટ હોય તો કુડળીનાં પરિણામ વધારે સારાં મળતાં આવે છે. તેને માટે પોતાના દેશના ટાઈમનાં ઘડીયાળો—સૂર્યોદય સ્પષ્ટ ટાઇમ ઉપરથી મેળવેલ—ની ખાસ જરૂર છે ને તે ઉપરથીજ જન્મના કલાક મિનિટ નક્કી જાણવા વધારે સારૂં છે.

મુંબાઈમાં અગર હરકોઈ સ્થળે જન્મ થયો હોય તો તે ગામના લોકલ ટાઇમનાં ઘડીયાળો ઉપરથી ગણિત કરવાની જરૂર છે.

હાલમાં રેલવે વિગેરે સ્થળે હિંદુસ્તાનમાં સર્વત્ર (Standard Time) સ્ટાન્ડર્ડ ટાઇમ ચાલે છે. ને તે સ્ટાન્ડર્ડ ટાઇમને જન્મ સ્થળ વચ્ચે જેટલી મિનિટનું અંતર હોય તેટલા સંસ્કાર આપવાથી લોકલ ટાઇમ આવે છે. *

મુંબાઇ અને સ્ટાન્ડર્ડ ટાઇમ વચ્ચે ૩૯ મિનિટનું અંતર છે.

જન્મનો વખત કયો ગણવો તેને માટે ઘણોજ ભેદ છે. બાળકનો જન્મ થતાં ૨૦—૩૦ મિનિટ સહેજમાં થઈ જાય છે ને ઈંગ્રેજી ફળ જ્યોતિષ લેખે ૪ મિનિટના તફાવતે પરિણામમાં એક વર્ષની ઓછા વત્તી થાય છે ને એક મિનિટે ત્રણ માસનો અંતર પડે છે જેથી બરોબર સ્પષ્ટ રીતે કલાક મિનિટ હોવાં જોઇએ.

પૌર્વાત્યો જન્મ ટાઇમ માટે નીચે પ્રમાણે કહે છે.

हस्तमंजलभावं तु मध्यमं केशदर्शनं ॥
अधमंप्रसवं प्रोक्तं त्रिधाहिजन्मलक्षणं ॥ १ ॥

---

* એક રેખાંશ ( Longitude ) પરત્વે સૂર્યના ટાઇમમાં (૪) મિનિટનું અંતર પડે છે.

માતાના ઉદરમાંથી જલસ્રાવ થાય છે તે સમયને ઉત્તમ જન્મ સમય કહે છે. બાળકનાં કેશ દર્શન-જે સમયે થાય છે તે સમયને મધ્યમ જન્મ સમય કહે છે તથા સંપૂર્ણ પ્રસૂતિને અધમ પ્રકારનો જન્મ સમય કહે છે.

પણ પાશ્ચિમાત્યોએ એમ સિદ્ધ કર્યું છે કે, જન્મ્યા પછીથી બાળક તરતજ રડે છે. ને તે રડવાના પેહલા અવાજનો જે વખત તે બાળકના જન્મનો ખરો વખત સમજવો, કારણકે પહેલાજ (breathing) શ્વાસોશ્વાસની સાથેજ તેજ ઘડીપળના વાઇબ્રેશન્સ યાને વાતાવરણ તે બાળકમાં પ્રવેશ કરે છે.

ઉપર લખેલ ઉદાહરણમાં ઘડી ( ૦ ) પળ (૧) નો જન્મ સમય છે તો તેના તે સમયના કલાક મિનિટ કરી લેવા, ને દિવસનો મુંબાઇનો સ્પષ્ટ સૂર્યોદય કલાક ( ૫ ) મિનિટ (૫૮) છે ને જન્મ સૂર્યોદયનો હોવાથી જન્મનો ટાઇમ પણ તેજ થયો.

જન્મનાં ઘડી પળ ઘણાખરાઓની જન્મોતરીઓમાં લખેલ હોય છે તો તે ઉપરથી તે દિવસનો તેજ ગામનો સ્પષ્ટ સૂર્યોદય જે હોય તે આધારે જન્મના કલાક મિનિટ કાઢી લેવા.

**(૨) જન્મ ભૂમિ.**

કુંડળી કાઢવામાં બીજું સાધન જન્મભૂમિ છે, ને તે પૃથ્વીના ગોળમાં કયા ભાગમાં છે, તે જાણવાને મુખ્ય બે ચીજની જરૂર છે.

( a ) અક્ષાંશ (Latitude). ( b ) રેખાંશ. (Longitude).

અક્ષાંશનો ઉપયોગ લગ્ન તથા બાર ભાવ માટે છે.

રેખાંશનો ઉપયોગ ગ્રહોના રાશિ અંશ કાઢવા માટે છે.

**( a ) અક્ષાંશઃ—**

ઓબ્ઝર્વેટરીના સ્થલ ગ્રીનીચને* સૂન્ય અંશ માનીને પૃથ્વીના ગોળમાં પૂર્વથી પશ્ચિમ તરફ જતી. ૯૦-૯૦ રેખાઓ કલ્પેલી છે. જેને અક્ષાંશ કહે છે. તે અક્ષાંશમાં ૯૦ ઉત્તર તરફની અને ૯૦ દક્ષિણ તરફની લાઇનો છે. જેથી ઉત્તર અક્ષાંશ અને દક્ષિણ અક્ષાંશ એવા બે ભેદ પડયા છે.

---

* હિંદુસ્થાનમાં પૌર્વાત્ય વિદ્વાનોએ ઉજ્જનને ભૂમધ્ય રેખા માને છે પણ હાલમાં વેધશાળાનો લોપ હોવાથી તે ઉપરથી ગણિત સૂક્ષ્મ આવી શકતાં નથી.

### * નકશાની મદદથી જન્મભૂમિ ઉપરના અક્ષાંશા કયા છે તે નકકી કરવા.

**મુંબાઇ=અક્ષાંશા ૧૮-૫૬ ઉત્તર,** તેજ મુજબ દરેક **જન્મભૂમિ** અક્ષાંશા નકકી કરવા.

( b ) રેખાંશાઃ—

Equator ભૂમધ્ય રેખાને શૂન્ય રેખાંશ માની ઉત્તરથી **દક્ષિણ** તરફ જતી રેખાઓને રેખાંશા કહે છે.

**રેખાંશાના** પૂર્વ રેખાંશા અને પશ્ચિમ રેખાંશા એવા બે ભેદ છે. તે દરેકના અંશ ( ૧૮૦ ) છે.

નકશા ઉપરથી જન્મભૂમિ માટે કયા રેખાંશા છે તે નકકી કરવું.

ઉદાહરણમાં મુંબાઇ જન્મ ભુમિ હોવાથી તે નકશામાં **૭૨-૪૯** રેખાંશા ઉપર છે-મુંબાઇ ગ્રીનીચ રેખાથી પૂર્વમાં છે.

**મુંબાઈ-રેખાંશા. ૭૨-૪૯ પૂર્વ**

રાશિ ચક્ર પશ્ચિમથી પૂર્વમાં જતું હોવાથી ગ્રહો પૂર્વથી પશ્ચિમ તરફ જતા દેખાય છે. તેથી ગ્રહોના રાશિ અંશ નક્કી કરવામાં રેખાંશાની ખાસ જરૂર છે.

સૂર્ય ૨૪ કલાકમાં ૩૬૦ રેખાંશા ફરી વળે છે **એટલે** તે **૧૪૪૦** મિનિટમાં એક દિવસનું ભ્રમણ પૂર્ણ કરે છે.

**એક રેખાંશાનું ભ્રમણ સૂર્ય (૪) મિનિટમાં કરી શકે છે.**

( 3 ) જન્મ પંચાંગઃ—

જન્મ કુંડલીમાં સ્પષ્ટ ગ્રહો તથા ભાવ કાઢવા માટે ત્રીજું સાધન પંચાંગનું છે. સાયન અને નિરયન બન્ને ભેદથી ઘણાં પંચાંગો જુદી જુદી ભાષાઓમાં પ્રગટ થાય છે. નિરયન અંશોમાં અયનાંશા ઉમેરવાથી સાયન ગણિત ને સાયનઅંશમાંથી અયનાંશા બાદ કરવાથી નિરયન ગણિત આવે છે. તેથી સાયન કિંવા નિરયન હરકોઇ પંચાંગ વેધસિદ્ધ હોય તેનો ઉપયોગ થઇ શકે છે, પણ હિંદુસ્થાનમાં જ્યોતિષ પંચાંગ ગણિત કે જે ગ્રહ લાઘવ મકરંદ વિગેરે ગ્રંથોના આધારે થાય છે તે તદન સ્થૂળ પડી ગયેલ છે તેને માટે **સૂર્ય સિદ્ધાંતમાં** પણ કહ્યું છે કે

---

*નકશાની મદદ વિના અક્ષાંશા તથા રેખાંશા કાઢવાની રીતિ તથા મુખ્ય મુખ્ય સ્થલોના અક્ષાંશા રેખાંશાના કોષ્ટક માટે જુઓ પરિશિષ્ટ. ૯ ( Appendix D.)

**युगानां परिवर्तेन कालभेदोऽत्र केवलः ॥ १ ॥** એટલુંજ નહિ, પણ વસિષ્ઠનું પ્રમાણ છે કે **विस्पष्टौ रविचंद्राद्यैः भविष्यति युगे युगे ॥ १ ॥** તે મુજબ કાળ જેમ બદલાતો જાય છે તેમ જ્યોતિષ ગ્રંથોનું ગણિત બદલાતું જાય છે, તેથી તે ગ્રહો વેધસિદ્ધ જન્મ સમયના કાઢવાની જરૂર છે

+**કેશવી**માં તેને માટે લખ્યું છે કે જે ગણિત આકાશમાં મળતું આવે તેજ ગણિત સ્પષ્ટ વેધસિદ્ધ ગણિત જાણવું. ને ફળાદેશમાં પણ તેનોજ ઉપયોગ ફલની સત્ય પ્રતીતિ કરાવે છે. **બ્રહ્મસિદ્ધાંત**માં પણ કહ્યું છે કે,—

**संसाध्यस्पष्टतरंबीजं नलिकादियंत्रेभ्यः ॥**
**तत्संस्कृतग्रहेभ्यः कर्तव्यौ निर्णयादेशौ ॥ १ ॥**

નલિકા વિગેરે યંત્રોના આધારથી સ્પષ્ટ ગ્રહો લાવવા જોઇએ પણ હાલમાં તેવો રીવાજ પ્રચલિત નથી. અને પંચાંગો જે સ્થૂલ પડી ગયેલ છે ને જે ગ્રહ લાઘવ વિગેરે ઉપરથી બનેલ છે, તે ગ્રહોના આધારથી મોટી મોટી કેશવી વિગેરે જન્મોત્રીઓ થાય છે જેથી ફળાદેશ મળતાં આવતાં નથી માટે હાલમાં ફક્ત એકજ ગ્રીનીચ વેધશાળા અસ્તિત્વમાં છે ને તેના આધારે ઇંગ્રેજીમાં પંચાંગો પ્રગટ થાય છે જેની મદદ વિના હાલમાં આપણે કોઈ પણ રીતે સ્પષ્ટ ગ્રહો સ્હેલાઇથી મેળવી શકીયે તેવું બીજું કોઈ પણ સાધન નથી.

( a ) ઇંગ્રેજીમાં છપાતાં સાયન પંચાંગો (Ephemeris) ઘણાં છે પણ તે પૈકી ( Raphael, Zadkeil and Nautical ) રેફેલ, ઝાડકીલ ને નૉટીકલ મુખ્ય છે. તે પંચાંગો ઇંગ્રેજી ભાષામાં છે. તેથી તેનો ઉપયોગ કરી શકે તે માટે પ્રથમથીજ ગ્રહો તથા રાશિઓનાં નિશાનો ( Symbols ) બતલાવી દીધાં છે જે બરોબર યાદ રાખવાથી પંચાંગનો ઉપયોગ સાધારણ અંગ્રેજી આંકડા જાણનાર કરી પણ શકશે.

( b ) બાળબોધીમાં છપાતું સાયન પંચાંગ હાલમાં છે તે ફક્ત એકજ **કુંડલી વિજ્ઞાન**ના એડીટર તરફથી દરેક વર્ષે સન ૧૯૮૫ ની સાલથી મુંબાઈના મધ્યાન્હ સમયનાં **दैनिक सायन स्पष्ट ग्रह**ના નામે મુંબાઇમાં પ્રગટ થાય છે.

---

+ **यन्त्रैः स्पष्टतरोऽत्र जन्मसमयो वेधोथखेटाःस्फुटाः ॥**
**कापकेहि बहुन्यत्क्रम ग्रहास्तर्क सवद्मः स च ॥ १ ॥**

જોકે રેફાઇલ વિગેરેનાં ઈંગ્રેજી પંચાંગો આ પંચાંગ કરતાં વધુ હકીકત આપે છે છતાં તે પંચાંગો ગ્રીનીચના માનનાં અને ઈંગ્રેજીમાં છે તેથી બન્ને અડચણો આ પંચાંગથી દૂર થઈ શકે છે.

**ઈંગ્રેજી પંચાંગનો ઉપયોગઃ**—( Use of the Ephemeris )

ઉદાહરણ—એક બાળકનો જન્મ મુંબાઇમાં સન ૧૯૧૨ ના એપ્રીલની તારીખ પેહેલીના રોજ સવારમાં ક. ( ૫ ) મિ. ( ૫૮ ) ના સુમારે થયેલ છે.

સન ૧૯૧૨ નું રેફાઇલનું પંચાંગ મેળવી એપ્રીલ માસમાં જન્મ હોવાથી એપ્રીલના ગણિતનું પાનું શોધી કાઢો—

તે શોધતાં તે પંચાંગમાંનું ( ૮ ને ૯ ) પાનું આવશે.* તે બન્ને પાનામાં એક જાડી લીટીથી બે ભાગ પડયા છે. ને તેમાં પહેલા અર્ધ ભાગના ( ૮–૯ ) પાના ઉપર પેહેલી લીટીમાં એપ્રીલ ૧૯૧૨ એમ લખ્યું છે.

બીજી લીટીમાં—નેપચ્યુન, હરશલ, સેટર્ન ( શનિ ) જ્યુપીટર ( ગુરૂ ) માર્સ ( મંગળ ) વેનશ ( શુક્ર ) મરકયુરી ( બુધ ) મુન્સનોડ ( રાહુ ) અને મ્યુચ્યુઅલ અસ્પેકટસ ( પરસ્પર દ્રષ્ટિ ) એવાં મુખ્ય નવ ખાનાં છે—

ત્રીજી લીટીમાં દરેક ગ્રહ નીચે Lat એટલે ગ્રહોના લેટીટયુડ. તથા Dec. એટલે ડેકલીનેશન લખ્યા છે.

ચોથી લીટીમાં. ( ° ' ) આવાં ચિન્હો છે જે અંશને કળા બતલાવે છે. ( અંશ=°, ને કળા= ' )

પાંચમી લીટીથી દરેક ગ્રહોના N એટલે ( North ) ઉત્તર ને S એટલે ( South ) દક્ષિણ એવા ભેદથી લખેલ તારીખો પ્રતિ ઉપર લખેલ ગ્રહોનાં લેટીટયુડ અને ડેકલીનેશનનાં અંશ કળાઓ છે—

રાહુનું ગણિત ( ☊ node ) થી લખેલું છે.

મ્યુચ્યુઅલ એસ્પેકટસ શું છે તે એસ્પેકટસના પરિચ્છેદ સાતમામાં સમજાવવામાં આવશે.

હવે તે બન્ને પાનાના નીચલા અર્ધ ભાગમાં

પહેલા ઉભા કોલમમાં—D. M. ( Dates of the Month ) લખેલ છે. એટલે તે તારીખો છે.

---

* તેનો નમુનો પરિશિષ્ટ. ૭ ( Appendix B. ) જુઓ.

બીજા ઉભા કોલમમાં D. W. ( Days of the Week ) એટલે વાર લખેલ છે.*

ત્રીજા ઊભા કોલમમાં ( Sidereal Time ) સાઇડીરીઅલ ટાઇમ. તારીખ પ્રતિ કલાક મિનિટને સેકન્ડ છે.

ચોથા ઉભા કોલમમાં—( ⊙ Long ) સૂર્યના તારીખ પ્રતિ લોન્જીટયુડ છે એટલે રાશિ અંશ કલા છે.

પાંચમા ઉભા કોલમમાં (⊙ Dec ) સૂર્યના ડેક્લીનેસન અંશ કલા ( ° , ) ના રૂપમાં N=(North) ઉત્તર S=(South) દક્ષિણ છે.

છઠ્ઠા કોલમમાં ચંદ્રની લોંજીટયુડ એટલે રાશિ અંશ કલા છે.

સાતમા કોલમમાં ચંદ્રનું લેટીટયુડ છે.

આઠમા કોલમમાં ચંદ્રનું ડેકલીનેશન છે.

નવમી તથા દશમી કોલમમાં ચંદ્રનું મધ્ય રાત્રીનું લોંજીટયુડને ડેકલીનેશન છે. તેની પાસેના નવમા પાનાના બીજા અર્ધમાં પહેલા ઉભા કોલમમાં તારીખ છે.

બીજા કોલમમાં નેપચ્યુન, ત્રીજામાં હરશલ, ચોથામાં સેટર્ન (શનિ) પાંચમામાં જ્યુપીટર (ગુરૂ) છઠ્ઠામાં માર્સ (મંગળ) સાતમામાં વેનસ (શુક્ર) આઠમામાં મરકયુરી (બુધ) નાં લોંજીટયુડ રાશિ અંશ કલામાં તારીખવાર પ્રતિ આપેલાં છે. આ રાશિઓના કોલમમાં જ્યાં R ( Retrograde ) લખેલ હોય ત્યાંથી માંડીને વક્રી જાણવો ને જ્યાં D લખેલ હોય ત્યાંથી ( Direct એટલે ) સીધી ચાલનો જાણવો.

નવમા કોલમમાં લ્યુનર એસ્પેકટસ યાને ચંદ્રની દૃષ્ટિ બીજા ગ્રહો સાથેની લખેલી છે.

આ પંચાંગમાં ગ્રહોનાં ગણિત તથા સાઇડીરીઅલ ટાઇમ દરેક તારીખના ગ્રીનીચના મધ્યાન્હ સમયનાં આપેલાં હોય છે જેથી દરેક દેશવાળાએ પોત પોતાના ટાઇમ પ્રમાણે તેમાં કલાકોનો ફરક ઉમેરી યા બાદ કરી કુંડલી કાઢવાના ઉપયોગમાં લેવાં જોઇએ.

---

*વારની નિશાનીની સમજણઃ—

S.=રવિવાર. ( Sunday )
M.=સોમવાર. ( Monday )
Tu.=મંગળવાર. ( Tuesday )
W.=બુધવાર. ( Wednesday )
Th=ગુરૂવાર. ( Thursday )
F.=શુક્રવાર. ( Friday )
S.= શનિવાર. ( Saturday )

ઉદાહરણમાં આપેલું તા. ૧ નું કોલમ કાઢો. તે દિવસે સોમવાર છે એમ મેળવી જુઓ.

બાદ તે દિવસનો ( Sidereal Time ) નાક્ષત્રકાલ મધ્યાન્હ સમયનો ક. ૦ મિ. ૩૭ સે. ૫૪ આપેલ છે તે ગ્રીનીચનો છે, માટે મુંબાઈ માટે—

નાક્ષત્ર કાલનાં કોષ્ટક મહિના તારીખવાર પરિશિષ્ટ એફ (Appendix F.) માં આપેલ છે તેમાં એપ્રીલ માસની તારીખ પહેલીને દિવશે ક. ૦ મિ. ૩૫ સે. ૩૫ છે. પણ તે સ્થૂલ છે. કુંડલી વિજ્ઞાનકારનાં સાયન પંચાંગમાં પણ જોવાથી જણાશે કે તે દિવસે ક. ૦ મિ. ૩૭ સે. ૭ નાક્ષત્રકાળ છે ને તેજ નાક્ષત્રકાળ મુંબાઈના માનનો સ્પષ્ટ હોવાથી આપણે આપણા દાખલામાં ઉપયોગી છે.

નાક્ષત્રકાળ શું છે તે હાલ સમજાવવું ઘણુંજ કઠીણ અને અપ્રાસંગિક છે, છતાં પણ નાક્ષત્રકાળનો આરંભ મેષાંશ ૦ એટલે તા. ૨૧ મી માર્ચથી થાય છે.

નાક્ષત્રકાળનું ઘડીયાળ ૩૬૬ દિવસ લે છે. ને સૂર્યના અંશ ૩૬૦ છે. દિવસની મિનિટ ૧૪૪૦ ને ૩૬૦ થી ભાગ લેતાં એક અંશ પરત્વે, ૪ મિનિટ આવી તો દરેક અંશ પરત્વે ૪ મિનિટ સાઇડીરીઅલ ટાઇમમાં વધારો થતો જાય છે.

૨૪ કલાકના સાઈડીઅલ ટાઇમમાં સૂર્ય એક અંશ આગળ વધી જાય છે. એટલે સૂર્ય ૩૬૦ અંશ પુરા કરે તે સમયમાં સાઈડીરીઅલ ટાઇમ. ( ૪ ) મિનિટ પાછો એટલે ક. ૨૩ મિ. ૫૬ હોય છે તે હીસાબથી સૂર્યના મધ્યાન્હ સાયના રાશિ અંશ કળા ઉપરથી તે દિવસનો સાઇડીરીઅલ ટાઇમ ( નાક્ષત્રકાળ ) કાઢી લેવો.*

---

* આશરાના સાઈડીરીઅલ ટાઇમનું કોષ્ટક.

| | | | |
|---|---|---|---|
| ૨૨ માર્ચ | ૦—૦—૦ | ૨૨ એપ્રીલ | ૨—૦—૦ |
| ૨૨ મે | ૪—૦—૦ | ૨૨ જુન | ૬—૦—૦ |
| ૨૨ જુલાઇ | ૮—૦—૦ | ૨૨ ઓગષ્ટ | ૧૦—૦—૦ |
| ૨૧ સપ્ટેમ્બર | ૧૨—૦—૦ | ૨૧ અકટોમ્બર | ૧૪—૦—૦ |
| ૨૧ નવેમ્બર | ૧૬—૦—૦ | ૨૨ ડીસેમ્બર | ૧૮—૦—૦ |
| ૨૧ જાનેવારી | ૨૦—૦—૦ | ૨૦ ફેબ્રુઆરી | ૨૨—૦—૦ |

એક તારીખે ચાર ચાર મિનિટ લગભગ વધારતા જવાથી દરેક તારીખનો લગભગ નાક્ષત્રકાળ આવશે.

જન્મનો વખત જે હોય તે ઉપરથી જન્મ સમયનો નાક્ષત્રકાળ ( Sidereal Timo ) શો છે. તે નક્કી કરવાનું કામ હવે છે.

જન્મના કલાક મિનિટ લોકલ હોય તો તેનેજ કાયમ રાખવા, નહીંતર સ્ટાન્ડર્ડ ટાઇમ હોય તો પોતાના દેશનાં અંતર પ્રમાણે ઓછા-વત્તી કરી લોકલ ટાઇમ મેળવવો—

આપણા દાખલામાં મુંબાઇમાં જન્મ હોવાથી મુંબાઇનો જન્મનો લોકલ ટાઇમ કલાક ( ૫ ) મિનિટ ( ૫૮ ) છે*

પંચાંગમાં નાક્ષત્રકાળ મધ્યાન્હ સમયનો હોય છે. તેથી જન્મસમય અને મધ્યાન્હ વચ્ચે કેટલા કલાક મિનિટનું અંતર છે તે નક્કી કરવું—મધ્યાન્હ પહેલાં જન્મ હોય તો બારમાંથી જન્મ ટાઇમને બાદ કરવાથી મધ્યાન્હ થવાને કેટલા કલાક મિનિટ બાકી છે, તે આવશે. અને મધ્યાન્હ પછીનો જન્મ વખત હોય તો તેટલા કલાક મિનિટ મધ્યાન્હ પછીથી ગયા છે, એમ સમજવું—

જન્મ જો બાર વાગ્યા પછીનો હોય તો જેટલા કલાક મિનિટ ગયા હોય તેટલા કલાક મિનિટ અને દર કલાક દીઠ ( ૧૦ ) સેકન્ડ પ્રમાણે આવતો ટાઇમ નાક્ષત્ર કાળમાં ઉમેરવાથી અથવા જો જન્મ બાર વાગ્યા પહેલાંનો હોય છે તો મધ્યાન્હ થવામાં જેટલા કલાક મિનિટ બાકી હોય તે તથા દર કલાક દીઠ ( ૧૦ ) સેકન્ડ ઊમેરતાં આવતો ટાઇમ તે દિવસના સાઇડીરીઅલ ટાઇમમાંથી ( નાક્ષત્ર કાળમાંથી ) બાદ કરવાથી જન્મ સમયનો નાક્ષત્ર કાલ આવે છે.+

ઉદાહરણમાં જન્મનો ટાઇમ મધ્યાન્હ પહેલાંનો છે એટલે ક. ૫ મિ. ૫૮ છે. મધ્યાન્હ પહેલાં જન્મ હોવાથી તેને બારમાંથી બાદ કર્યા તો ક. ૬ મિ. ૨ મધ્યાન્હ બાકીને માટે આવી.

---

*સ્ટાન્ડર્ડ ટાઇમ હોય તો મુંબાઇ માટે ( ૩૯ ) મિનિટ ઓછી કરવાની છે.

+સાઇડીસરીઅલ ટાઇમ અને મીન ટાઇમ વચ્ચે દર કલાકે ૧૦ સેકન્ડનો ફરક પડે છે તેથી કલાક દીઠ ૧૦ સેકન્ડનો વધારો જન્મના મધ્યાન્હના બાકીના તથા પછીના ટાઇમમાં ઉમેરો કરવા સૂચવ્યું છે.

દર કલાક દીઠ દશ સેકન્ડના હીસાબે ૬૦ સેકન્ડસ આવી તેને જન્મ તારીખના મધ્યાન્હ કાળના નાક્ષત્ર કાળમાંથી બાદ કરવા.

| | | ક. | મિ. | સે |
|---|---|---|---|---|
| તા. ૧ એપ્રીલ ૧૯૧૨નો નાક્ષત્ર કાળ | + | ૦ | ૩૭ | ૭ |
| મધ્યાન્હ બાકી રહેલ= | | ૬ | ૨ | ૦ |
| દર કલાકે દશ સેકન્ડ લેખે= | | | ૧ | ૦ |
| જન્મ સમયનો નાક્ષત્ર કાલ= R. A. M. C. (Right Ascension of the Meridian.= | | ૧૮ | ૩૪ | ૦ |

+ બાદ નજતી હોય તો ૨૪ કલાક ઉમેરવા. ટોટલમાં ૨૪ કરતાં વધારે હોય તો ૨૪ બાદ કરવા.

પરિશિષ્ટ ‌ઌ ( Appendix G. ) માં નાક્ષત્ર કાળનો અનુક્રમ નંબર છે. તે કોષ્ટકમાંથી જન્મ સમયનો નાક્ષત્ર કાલ કયા નંબરમાં પડે છે તે શોધી કાઢવું.

ક. ૧૮ મિ. ૨૬ સે ૬ ને લગભગ મળતો નંબર (૨૭૯) આવે છે

(૪) ભાવ સાધન કોષ્ટક. *

જન્મ ભૂમિના અક્ષાંશ પરત્વે—જન્મના નાક્ષત્ર કાળનાં દરેક ૩૬૦ અંશ રૂપી નંબર થી ભાવ સાધન કોષ્ટકો જુદા જુદા અક્ષાંશ પરત્વે=

( Tables of Houses for different Latitudes ) પરિશિષ્ટ ह ( Appendix H ) માં આપવામાં આવે છે.

જન્મ મુંબાઇમાં હોવાથી મુંબાઇના અક્ષાંશ ૧૮—૫૪ ના આધારે થયેલ ભાવ સાધન કોષ્ટકો પરિશિષ્ટ ह માં જુઓ. ઉદાહરણમાં જન્મ સમયના નાક્ષત્ર કાળનો નંબર ૨૦૧ છે તો તે આધારે મુંબાઇના ભાવ સાધન કોષ્ટકમાંથી જન્મના નાક્ષત્ર કાળનો નંબર [૨૦૧] શોધી કાઢો.

---

* આપણા દેશના ગણિતથી ભાવ વિગેરે બરોબર સૂક્ષ્મ આવતા નથી છતાં પણ ૧ ને ૧૦ ભાવ સ્હેજ મળે છે. ને અંતરાલના ભાવમાં તો ઘણોજ તફાવત જણાય છે. તેથી નિરયન ભાવના ગણિતમાં અયનાંશ ઉમેરવા છતાં પણ આ ભાવ સાધન કોષ્ટકોથી તૈયાર થતા સાયન અસંદ ભાવમે મળતા આવતા નથી.

તે કોષ્ટકની સમજણુ નીચે મુજબ:—

પ્રથમ કોલમમાં નંબર ૨૭૧ છે. ત્યાર પછીનાં ૭ કોલમ છે

પહેલા કોલમમાં　द એટલે દશમ=દશમો ભાવ છે.
બીજા કોલમમાં　ए એટલે એકાદશ=૧૧ મો ભાવ છે.
ત્રીજા કોલમમાં　द्वा=એટલે દ્વાદશ=બારમો ભાવ છે.
ચોથા કોલમમાં　लग्न એટલે પહેલો ભાવ છે
પાંચમા કોલમમાં द्वि એટલે દ્વિતીય=બીજો ભાવછે
છઠા કોલમમાં　त्रि એટલે ત્રતીય=ત્રીજો ભાવ છે.

છઠ્ઠા કોલમની આડી લીટી નીચે રાશિઓ માટે मे. वृ. मि. વિગેરે રાશિના પ્રથમ અક્ષરો લખેલ છે.

અનુક્રમ નંબરની સીધિ લાઇનમાં દરેક ભાવના મથાળા નીચે રાશિઓના અંશ લખેલ છે તે કોષ્ટકમાંથી જોતાં,

X　૧૦ મો ભાવ મકર ૮° ( ♑ 8° )
XI　૧૧ મો ભાવ કુંભ ૪° ( ♒ 4° )
XII　૧૨ મો ભાવ મીન ૪° ( ♓ 4° )
I　૧ લગ્ન ભાવ મેષ ૧૧° ( ♈ 11° )
II　૨ જો ભાવ વૃષ ૧૪° ( ♉ 14° )
III　૩ જો ભાવ મિથુન ૧૩° ( ♊ 13° )

ઉપર મુજબ ૧૦ મા ભાવથી ત્રીજા ભાવ સુધીનું ગણિત તૈયાર આપણને કોષ્ટકમાંથી મળ્યું.

બાકીના ૭ ભાવ જે ચોથાથી નવમા સુધીના રહ્યા તે ઉપરના ભાવોમાં ૭ રાશિ ઉમેરવાથી તેની સામેના ભાવનાં ગણિત આવે છે.

IV　૪ થો ભાવ કર્ક ૮° ( ♋ 8° )
V　૫ મો ભાવ સિંહ ૪° ( ♌ 4° )
VI　૬ ઠો ભાવ કન્યા ૪° ( ♍ 4° ).
VII　૭ મો ભાવ તુલા ૧૧° ( ♎ 11° )
VIII　૮ મો ભાવ વૃશ્ચિક ૧૪° ( ♏ 14° )
IX　૯ મો ભાવ ધન ૧૩° ( ♐ 13° )

આ રીતે જન્મ કુંડલીમાં મુકવાને માટે બાર ભાવ તૈયાર થયા ને સંધિભાવ પાશ્ચિમાત્યો કાઢતા નથી.

## દ્વાદશ ભાવ.

| ભાવ. | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| રાશિ. | મેષ | વૃષ. | મિથુ | કર્ક | સિંહ | કન્યા | તુલા | વૃશ્ચિક | ધન | મકર | કુંભ | મીન |
| અંશ. | ૧૧ | ૧૪ | ૧૩ | ૮ | ૪ | ૪ | ૧૧ | ૧૪ | ૧૩ | ૮ | ૪ | ૪ |

જન્મ ભૂમધ્ય રેખા ઉપર હોય છે તો બાર ભાવ ૩૦–૩૦ ના સરખાજ હરકોઈ ટાઇમને માટે આવે છે. પણ અક્ષાંશાના ભેદ પરત્વે બાર ભાવ ઓછા વત્તી પ્રમાણમાં આવ્યાંજ જાય છે.

રાશિ અને ભાવ એ બે શબ્દો જુદા છે.

**राशि**=Sign=મેષ વૃષ વિગેરે

**भाव**=Houses ( **भू-भव्** to be )

ચક્રના ૩૬૦ અંશના બાર ભાગ જન્મ ભૂમિ અને સમય પરત્વે જે કલ્પાય છે તેને ભાવ એવી સંજ્ઞા આપવામાં આવી છે, ને તેને ભવન અથવા ભુવન અથવા સ્થાન પણ કહે છે જેમ કે પહેલો, બીજો, ભાવ અથવા ભવન વિગેરે.

તેમાં કુંડાળા રૂપે બે વર્તુલ મધ્યે જે છે તે ભચક્ર એટલે રાશ્યાત્મક ચક્ર છે. જેને Zodiac કહે છે.

પૂર્વથી પશ્ચિમ સુધીની ડબલ લાઇનથી કુંડળીના બે ભાગ છે તેમાંનો દક્ષિણ તરફનો એક દૃશ્ય ગોળાર્ધ ( Bright Hemisphere ) ને બીજો ઉત્તર તરફનો અદૃશ્ય ગોળાર્ધ ( Dark Hemisphere ) છે જન્મ વખતના ભચક્રના ચાર બિન્દુ હોય છે, કે જેને પૂર્વ પશ્ચિમ દક્ષિણ ઉત્તર કેન્દ્ર કહે છે.

પૂર્વ ( East ) લખેલ છે તે સ્થાનને લગ્ન અથવા પેહેલો ભાવ ( Accendant ) એસેંનડન્ટ કહે છે જન્મ વખત ને સ્થલ પરત્વે પૂર્વ ક્ષિતિજમાં અંશો સહિત તે ઉદિત રાશિ છે. એટલે તે (Rising sign ) રાઈઝીંગ સાઇન કહેવાય છે. પશ્ચિમ ( West ) લખેલ છે તે સ્થાનને અસ્ત રાશિ અથવા સાતમો ભાવ કહે છે. જેને (Descendant) ડીસેંન્ડન્ટ કહે છે.

દક્ષિણ ( South ) લખેલ છે. જન્મ વખતે મસ્તક ઉપરના રાશિ અંશ છે તેને મેરીડીઅન ( Meridian=M. C ) અથવા દશમો ભાવ કહે છે.

ઉત્તર ( North ) લખેલ છે તેને નાદીર ( Nadir=I. C ) અથવા ચોથો ભાવ ( પાતાલ ) કહે છે.

તે ચાર કેન્દ્ર વચમાં આવેલો જે રાશ્યાત્મક વિભાગ છે તેના ત્રણ ત્રણ વિભાગ થતાં બાર ભાગ એટલે ભાવ, જન્મ સ્થળ ને સમય પરત્વે થાય છે.

એ પ્રમાણે ભચક્રના બાર ભાગને ભાવ કહે છે. આકૃતિમાં ૧-૨-૩ વિગેરે લખેલ છે તે ભાવ અથવા ભવન ( Houses ) દર્શાવે છે અને તે દરેક બાર ભાવ દર્શક લીટીના ઉપર ભચક્રની કઇ રાશિ તથા અંશ છે તે આપણા પ્રથમ આવેલ ગણિત પ્રમાણે આકૃતિમાં ·કેલ છે.

**અહોનું ગણિત કાઢવાની રીતિઃ—**

ઇંગ્રેજી પંચાંગોમાં ગ્રીનીચના મધ્યાન્હ સમયના અહોનું ગણિત હોય છે માટે જન્મભૂમિના પ્રમાણમાં જન્મનો વખત ગ્રીનીચના ટાઇમમાં ફેરવી નાંખવો. (એટલે કે જન્મભૂમિ અને ગ્રીનીચ વચ્ચે જેટલા રેખાંશ. Longitude અંતર હોય તેને ચારથી ગણતાં જે મિનિટ આવે તે જો જન્મભૂમિ ગ્રીનીચથી પૂર્વમાં હોય તો બાદ કરવાથી ને પશ્ચિમમાં હોય તો ઉમેરવાથી જન્મનો ટાઇમ ગ્રીનીચ ટાઇમમાં બદલાઈ જશે. ગ્રીનીચ અને મુંબાઈ વચ્ચે રેખાંશા ૭૨°—૪૯' કળાનું અંતર છે. તેને ( ૪ ) થી ગુણતાં ૨૯૧ મિનિટ ને ૧૬ સેકન્ડ આવી એટલે ( ક. ૪ મિ. ૫૧ સે. ૧૬ ) થઇ.

ગ્રીનીચ મધ્યાન્હ=મુંબાઇ ક. ૪ મિ. ૫૧ P. M. ગ્રીનીચ ટાઇમમાં જન્મ ટાઇમને ફેરવવો હોય તો તે અહોનું ગણિત મુંબાઇના ક. ૪ મિ. ૫૧ નું છે એમ માનવું.

અથવા મુંબાઇના ટાઇમમાંથી ક. ૪ મિ. ૫૧ બાદ કરવાથી જન્મ વખત ગ્રીનીચ ટાઇમ પ્રમાણે આવશે.

ઉદાહરણમાં—જન્મ ટાઇમ મુંબાઈ ક. ૫ મિ. ૫૮ (A M.) છે તે વખત ક. ૪ મિ. ૫૧ બાદ કરવાથી ગ્રીનીચ ટાઇમ જન્મ વખતે ક. ૧ મિ. ૭ A. M. આવશે.

ગ્રીનીચના મધ્યાન્હ ગ્રહોમાં ક. ૧૦ મિ. ૫૩ ના ( મધ્યાન્હ પહેલાં હોય તો બાદ કરવાના અને મધ્યાન્હ પછી હોય તો ઉમેરવાના) સંસ્કારથી જન્મ વખતના સ્પષ્ટ ગ્રહો આવે છે.

ઘણું કરીને એફીમેરીઝમાં ગ્રીનીચના મધ્યાન્હ વખતના લખેલા ચંદ્ર શિવાયના ગ્રહોના ગણિતમાં વખતના પ્રમાણમાં સ્હેજ ફરક પડે છે તેથી સામાન્ય કુંડલીમાં રવિ વિગેરે ગ્રહોના રાશિ અંશો પંચાંગ પ્રમાણે મુકવામાં હરકત નથી. શિવાય ચંદ્ર કે જે ઘણીજ ગતિવાળો છે તેમાં વધારે ફરક પડે છે તે આશરે બે કલાકે લગભગ એક અંશ એક દિવસમાં ચાલે છે તેથી તે હિસાબે ચંદ્રને પણ જન્મના વખતને કલાકના પ્રમાણમાં સંસ્કાર આપી મુકવામાં વાંધો નથી

---

ઈંગ્રેજી પંચાંગમાં ગ્રહો ગ્રીનીચ મધ્યાન્હના છે તો જન્મનો ટાઇમ મધ્યાન્હ પહેલાં હોય તો જન્મની તારીખ અને તે પહેલાંની તારીખના ગ્રહ ગણિતનું અંતર—અને જો જન્મ મધ્યાન્હ પછી હોય તો તે પછીની તારીખ અને જન્મ તારીખના ગ્રહ ગણિતનું અંતર એજ તે ગ્રહની દૈનિક ગતિ+ બતલાવે છે—

તે ગતિ ૨૪ નો કલાક થાય છે, તો જેટલો ટાઇમ—મધ્યાન્હથી પહેલાં અગર પછી હોય તેના પ્રમાણમાં **ત્રિરાશિથી** ગણત્રી કરી મધ્યાન્હના ગ્રહમાં બાદ કરવાથી અને ઉમેરવાથી ઇષ્ટ સમયના સ્પષ્ટ ગ્રહો આવે છે.

**ઉદાહરણ**—જન્મ મધ્યાન્હ પહેલાં હોવાથી તા. ૩૧ મી માર્ચ અને તા. ૧ એપ્રીલ એ બન્ને વચ્ચે સૂર્યનું અંતર—તે, તે દિવસની સૂર્યની ગતિ થઇ. ( Daily Motion ).

| | | | | |
|---|---|---|---|---|
| તા. ૧ એપ્રીલ ૧૯૧૨ | મેષ | ૧૧° | ૨૩′ | ૫૧″ |
| તા. ૩૧ માર્ચ ,, | મેષ | ૧૦ | ૨૪ | ૪૨ |
| દૈનિક ગતિ | | ૦ | ૫૯ | ૯ |

---

+શીઘ્ર ગતિવાળા ગ્રહોની દરરોજની દૈનિક ગતિનું કોષ્ટક રેફાઇલના પંચાંગમાં ૨૬. ૨૭. ૨૮ પાને આપવામાં આવે છે. જેથી અંતર કાઢી ગતિ કાઢવાની મહેનત બચે છે—પરિશિષ્ટ આઇ. (Appendix I) જુઓ.

આ સૂર્યની તા. ૧ એપ્રીલના રોજ મધ્યાન્હ સુધીની ગતિ થઈ, જે રેફાઇલના પાના ૨૬ ના ઉપર તા. ૩૧ માર્ચના સૂર્યના કોલમમાં લખવામાં આવી છે તે મેળવી જુઓ.

તેવીજ રીતે અંતર કાઢીને ચંદ્ર, મંગળ, બુધ, શુક્રની પણ દૈનિક ગતિ તેજ લાઇનમાં લખી છે, પણ શનિ, ગુરૂ, હરસલ ને નેપચ્યુનની લખી નથી. કારણ કે તે એક દિવસમાં બહુ ગતિ કરતા નથી. ને એકજ દ્દષ્ટિની સાથ જણાઇ આવે છે કે તેમની ગતિ એક દિવસમાં કેટલી છે. પછીથી જેટલા સમયનો સંસ્કાર આપવાનો હોય તે માટે ત્રિરાશિ કરવી.

**દાખલા તરીકે**—પ્રથમ ગતિની કલા વિકલાને ને કલાક મિનિટને પણ એક રૂપમાં લઇ જવાં જોઇએ.

૩ × ૧/૬૦ = ૩/૬૦ = ૫૯ ૩/૬૦ = ૩૫૪૩/૬૦ કલા થઇ.

૫૩/૬૦ = ૧૦ ૫૩/૬૦ = ૬૫૩/૬૦ કલાક થયા.

કલાક કલાક

૨૪ = ૬૫૩/૬૦ = = ૩૫૪૩/૬૦ = x

ક. મિ.

૬૫૩/૬૦ × ૧૧૮૧/૬૦ × ૧/૮ = ૭૭૧૧૯૩/૨૮૮૦૦ = ૨૬—૪૬

સૂર્ય તા. ૧ એપ્રીલ ૧૯૧૨ ના મધ્યાન્હે મેષ ૧૧|૨૩|૫૧ છે. તેમાંથી મધ્યાન્હ પૂર્વનો જન્મ હોવાથી ઉપર આવેલ ફળ બાદ કર્યું.

| | | | |
|---|---|---|---|
| મેષ | ૧૧° | ૨૩′ | ૫૧″ |
| | ૦ | ૨૬ | ૪૬ |
| મેષ | ૧૦ | ૫૭ | ૫ સૂર્ય જન્મ સમયનો સ્પષ્ટ થયો. |

Logarithms:—

ત્રિરાશિની મેહેનત કરવાને કંટાળો કેટલાકને આવે છે. તો ઇંગ્રેજી ગણત્રીમાં Logarithm નામના કોઠાઓ તૈયાર હોય છે. તે ઉપરથી ગ્રહોની ગતિ અને વખતના પ્રમાણમાં સંસ્કાર આપવાનું ફળ તૈયાર થાય છે. રેફાઇલનાં પંચાંગમાં છેલ્લા પાના ઉપર ( Proportional Logarithms for Finding out the Planet's Places ) આપેલ છે.*

---

* પ્રોપોરશનલ લોગેરીથમ કોષ્ટક માટે જુઓ પરિશિષ્ટ જે. ( Appendix J. )

Rule:—મધ્યાન્હ ચુકી (પહેલાં અને પછીના) ના કલાક મિનિટના લોગેરીથમમાં ગ્રહની દૈનિક ગતિના પ્રમાણનાં લોગેરીથમ ઉમેરવાથી જોઇતી ગતિનાં લોગેરીથમ આવશે. જો જન્મ ટાઇમ પી. એમ. ( p. m. ) હોય તો મધ્યાન્હના ગ્રહગણિતમાં ઉમેરો. અને જો જન્મ ટાઇમ ( a. m. ) હોય તો મધ્યાન્હના ગ્રહગણિતમાંથી બાદ કરો, ગ્રહ વક્રી હોય તો ઉલટું કરો.

ઉદાહરણ:—

સૂર્ય=દૈનિક ગતિ ૦° ૫૯'

=મધ્યાન્હથી વખત ક. ૧૦ મિ. ૫૩

પ્રથમ અંશ અથવા કલાક ( Degrees or Hours ) ના નીચેના ખાનામાંથી ૧૦ કલાકનું ખાનું અને પછી મિનિટ અથવા કલા ૫૩ નું ખાનું શોધી કાઢી બન્ને ક્યાં મળે છે તે જુઓ. તે ખાનામાં ૩૪૩૪ નો આંક છે. પછીથી ગતિ ૦ અંશ ૫૯ કલાનો તેવીજ રીતથી લોગેરીથમ શોધી કાઢો. તે ૧–૩૮૭૫ છે.

| | |
|---|---|
| સૂર્યની ક. ૧૦ મિ. ૫૩ ની ગતિ | ૩૪૩૪ |
| અંશ ૦–૫૯ કલા= | ૧. ૩૮૭૫ |
| બન્નેનો સરવાલો | ૧. ૭૩૦૯ |

તે આંકનો લોગેરીથમ શોધી કાઢો કે ક્યા અંશને કળામાં પડે છે, તો જણાશે કે પૂર્ણ અંશને ૨૬. કલા ઉપરાંતને ૨૭ કલાની અંદર તે આંક આવે છે. જો વિકલા કાઢવી હોય તો ૨૬ અને ૨૭ લોગેરીથમનું અંતર કાઢવું જે ૧૬૪=૬૦ વિકલા માટે છે તો ૨૭ કલાના લોગેરીથમને આપણા આવેલ લોગેરીથમમાંથી બાદ કરવાથી જે વિકલા આવે તેને ૨૭ કલામાંથી બાદ કરવાથી સ્પષ્ટ કલા વિકલા આવશે.

૧. ૭૩૦૯
૧. ૭૭૫૦
———
૦. ૦૦૩૯

લો. લો. વિકલા ૫૮૫ વિકલા.

ત્રિરાશી. ૧૬૪—૩૯=૬૦=૧૪ ૧૬૪ ... =૧૪ (fraction illegible)

ક. ૨૭. વિ. ૦ માંથી ૧૪ વિકલા બાદ કરી તો ૨૬ કલા ને ૪૬ વિકલા સ્પષ્ટ આવી. પણ જન્મ મધ્યાન્હ પહેલાંનો છે તેથી સૂર્યના ગણિતમાંથી તેને બાદ કરવાથી ઇષ્ટ સમયનો સૂર્ય સ્પષ્ટ આવશે.

તા. ૧ એપ્રીલ—સૂર્ય=મેષ ૧૧: ૨૩ ૫૧

૦. ૨૬ ૪૯

જન્મ સમયનો સ્પષ્ટ સૂર્ય=મેષ—૧૦. ૫૭ ૫

પ્રથમ ત્રિરાશિથી કરેલ સૂર્યની બરોબર તે આવેલ છે તે મેળવી જુઓ.

ઈંગ્રેજી ગણિતમાં અહીંની વિકલા કાઢવાની જરૂર નથી. એકલા લોગેરીથમ થકી આવતા અંશ કલાનો સંસ્કાર પૂરતોજ છે.

ચંદ્ર—દૈનિક ગતિ ૧૪°—૦′ ના લોગેરીથમને ક. ૧૦ મિ.૫૩ ના લોગેરીથમમાં ઉમેરો.

૩૪૩૪
૨૩૪૧

=૫૭૭૫=૬°–૧૯′

તેને ચંદ્રના ગણિતમાંથી બાદ કરો.

તા. ૧ એપ્રીલ, ચંદ્ર તુલા ૬°–૦′
૬—૧૯

જન્મ સમયનો ચંદ્ર=કન્યા= ૨૯–૪૧

બુધ— ક. મિ. લોગેરીથમ.
૧૦—૫૩— ૩૪૩૪
દૈનિક ગતિ=૦°–૩૧′= ૧–૬૬૭૦

= ૨–૦૧૦૪=

તેના પ્રમાણ ૦°–૧૪′ આવી—,
તા. ૧ એપ્રીલ બુધ, મેષ=૨૮°–૫૩′
૦—૧૪

જન્મ સમયનો બુધ, મેષ=૨૮—૩૯

શુક્ર— ક. મિ. લોગેરીથમ
૧૦—૫૩= ૩૪૩૪
૧°–૧૩′ દૈનિક ગતિ= ૧–૨૯૫૦

૦°–૩૩ કલા= ૧–૬૩૮૪

તા. ૧ એપ્રીલ શુક્ર મીન ૧૬°–૧૨′
૦—૩૩

જન્મ સમય શુક્ર=મીન ૧૫–૪૯

મંગળ— ક. મિ. લોગેરીથમ

૧૦—૫૩= ૩૪૩૪

૩૨′ દૈનિક ગતિ= ૧-૬૫૩૨

૦°-૧૫′ = ૧-૯૯૬૬

તા. ૧ એપ્રીલ મંગળ મિથુન ૨૭°-૫૨′

૦—૧૫

જન્મ સમય મંગળ=મિથુન ૨૭— ૩૭

ગુરૂ— ક. મિ. લોગેરીથમ

૧૦—૫૪= ૩૪૩૪

દૈનિક ગતિ = શૂન્ય હોવાથી ગ્રહ તેનો તેજ રહ્યો.

તા. ૧ એપ્રીલ તથા જન્મ સમયનો ગુરૂ ધન ૧૫-૨૪

આ ગ્રહ આ તારીખે સ્ટેશનરી છે.

શનિ— ક. મિ. લોગેરીથમ

૧૦—૫૩ ૩૪૩૪

૭′ દૈનિક ગતિ= ૨-૩૧૩૩

૦-૩′= ૨-૬૫૬૭

તા. ૧ એપ્રીલ=શનિ વૃષ ૧૮′-૧૧′

૦—૩

જન્મ સમય શનિ=વૃષ ૧૮—૮

હરશલ—ગતિમાં એક કલા છે તેથી કંઈ પણ અંતર પડશે નહી.

તા. ૧ એપ્રીલ તથા જન્મ સમયનો હરશલ કુંભ ૨°-૫૪′

નેપચ્યુન—ગતિનો અભાવ છે તેથી

તા. ૧ એપ્રીલ તથા જન્મ સમયનો નેપચ્યુન કર્ક ૨૦°-૫૯′

રાહુ— દૈનિક ગતિ′ ૩ ૨-૬૮૧૨

ક. મિ.

૧૦ ૫૪= ૩૪૪૪

૦′=૧′= ૩-૦૨૪૬

તા. ૧ એપ્રીલ રાહુ મેષ ૨૨°-૧૬′

૧

મેષ ૨૨—૧૫

**ફોરચ્યુન—**

લગ્નમાં ચંદ્ર ઉમેરી રવિ બાદ કરવાથી ફોરચ્યુન આવે છે.

લગ્ન ( મેષ ) ૦૬—૧૧°—૭′
ચંદ્ર ૫°—૨૯—૪૧
૫—૪૦—૪૮
રવિ ૦—૧૦—૫૭
૫—૨૯—૫૧

જન્મ સમયનું ફોરચ્યુન કન્યા ૨૯°—૫૧′ આવ્યા.

**સૂર્યાદિ સ્પષ્ટ ગ્રહો.**

| ગ્રહ | सू | चं | बु | शु | मं | गु | श | ह | ने | रा | फो |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| રાશી | મેષ | કન્યા | મેષ | મીન | મિથુન | ધન | વૃષ | કુંભ | કર્ક | મેષ | કન્યા |
| અંશ | ૧૦ | ૨૯ | ૨૮ | ૧૫ | ૨૭ | ૧૫ | ૧૮ | ૨ | ૨૦ | ૨૨ | ૨૯ |
| કલા | ૫૭<br>૫ | ૪૧ | ૩૯ | ૪૯ | ૩૭ | ૨૪ | ૮ | ૫૪ | ૫૯ | ૧૫ | ૫૧ |
| ગતે | ૫૯<br>૯ | ૮૪૦<br>૦ | ૩૧<br>૦ | ૭૩<br>૦ | ૩૨<br>૦ | ૦<br>૦<br>સ્ટેશન | ૩<br>૦ | ૧<br>૦ | ૦<br>૦ | ૩<br>૧૧ | |

પ્રથમ બાર ભાવ લખીને કુંડલી તૈયાર કરી છે તે કુંડલીમાં આ તૈયાર થયેલા ગ્રહોને નીચે પ્રમાણે સ્થાપન કરવાઃ—

**રવિ**—લગ્નના જ કસ્પ (Cusp) ઉપર, કારણ કે લગ્ન તથા રવિના રાશિ અંશ લગભગ એકજ છે.

**ચંદ્ર**—કન્યાના ૪ અંશથી વધારે અને તુલા ૧૧ **અંશથી** ઓછો છે તે છઠ્ઠા સ્થાનમાં મુકયો.

**બુધ**—મેષના ૧૧ થી વૃષભના ૧૪ સુધી હોવાથી લગ્નમાં બુધ મુકયો.

**શુક્ર**—બારમો ભાવ મીન ૪ અંશથી મેષના ૧૧ અંશ સુધીનો છે તેથી તેને બારમા ભાવમાં મુકયો.

**મંગળ**—મિથુન ૧૩ થી કર્ક ૮ સુધી નો ત્રીજો ભાવ છે તેથી ત્રીજામાં મુકવો.

**ગુરૂ**—નવમો ભાવ ધન ૧૩ થી મકર આઠ સુધી હોવાથી નવમે મુકયો.

**શનિ**—બીજો ભાવ વૃષ ૧૪ થી મિથુન ૧૩ હોવાથી બીજે મુકયો.

**હરશલ**—કુંભ ૨ અંશનો, ને ૧૧ મો ભાવ કુંભ ૪ અંશનો હોવાથી ૧૧ મા ભાવના કસ્પથી પાછળ દશમામાં મુકયો.

**નેપચ્યુન**—કર્કના ૨૦ હોવાથી ચોથા સ્થાનમાં મુકાયો.

**રાહુ**—મેષના ૨૨ હોવાથી લગ્નમાં મુકાયો

**ફોર્ચ્યુન**—કન્યાના ૨૯ હોવાથી છઠે મુકાયો

**જુદાં જુદાં પંચાંગોનો ઉપયોગ:—**

કુંડલી વિજ્ઞાનકારના સાયન પંચાંગમાં પણ મુંબાઇના માનના મધ્યાન્હ વખતના ગ્રહોનાં લોંજીટયુડ એટલે રાશિ અંશ કલા આપેલ છે. તો તે ઉપરથી પણ જન્મના ટાઇમ અને ગ્રહની દૈનિક ગતિના પ્રમાણમાં ત્રિરાશિ અથવા લોગરીથમથી ગ્રહો સ્પષ્ટ કાઢી શકાશે.

તેમાં મધ્યાન્હનો સ્પષ્ટ ટાઇમ આવેલ છે જેને એપેરન્ટ અથવા ટ્રુ ટાઇમ ( Apparent or True Time ) કહે છે. એપેરેન્ટ અને મીન ટાઇમ ( Mean Time ) વચ્ચેનું અંતર સૂર્યના રાશિ અંશ પરત્વે કેટલું છે તે જાણવાને જુઓ પરિશિષ્ટ કે. ( Appendix K. )

**દાખલો**= રવિ. તા. ૧ એપ્રીલ. મેષ ૧૧°–૧૨′

| | | લોગેરીથમ. |
|---|---|---|
| દૈનિક ગતિ= | ૬૦= | ૧—૩૮૦૨ |
| મધ્યાન્હ પૂર્વ કલાક | ૬°–૨′= | ૫૯૯૭ |
| =૦°– | ૧૫′= | ૧—૯૭૯૯ |

જેને રવિમાંથી બાદ કર્યો.

| | | | |
|---|---|---|---|
| | મેષ | ૧૧° | ૧૨′ |
| | | ૦ | ૧૫ |
| જન્મ સૂર્ય= | મેષ | ૧૦ | ૫૭ |

રેફાઇલનાં પંચાંગના ગણિત પ્રમાણે સૂર્ય આવ્યો તેવીજ રીતે બીજા ગ્રહોનું ગણિત કરી લેવું.

## નિરયન પંચાંગો ઉપરથી સાયન કુંડલી:—

નિરયન ઉપરથી આવતા ગણિતમાં જો તે પંચાંગકર્તાએ લીધેલા અયનાંશા ઉમેરીયે તો તે સાયનગ્રહ ગણિત આવે છે. પણ વેધસિદ્ધ પંચાંગો તે હોતાં નથી. તેથી તેમ કરવા છતાં પણ ઈંગ્રેજી સાયન ગ્રહો અને અયનાંશા સહિત કરેલા આપણા અહીંના સાયનગ્રહોમાં કેટલીક વખત ૮, ૧૦ અંશોનો તફાવત હોય છે તથાપિ નિરયન પંચાંગો પૈકી કેતકી અગર છત્રેનું પંચાંગ કંઈક અંશે વેધસિદ્ધ છે ને તે ઉપરથી આવેલા ગ્રહોમાં તે તે ગ્રંથકર્તાઓના અયનાંશા ઉમેરવાથી સાયનગ્રહ ગણિતને લગભગ મળતું ગણિત આવશે.

**ઉદાહરણ**—શક ૧૮૩૪ ના ચૈત્ર સુદી ૧૫ ને વાર સોમે સૂર્યોદય ટાઇમે કેતકી પંચાંગના નિરયન ગ્રહ તથા કુંડલી.

| र. | च. | बु. | शु. | मं. | गु. | श. | रा. |
|---|---|---|---|---|---|---|---|
| ૧૧ | ૫ | ૦ | ૧૦ | ૨ | ૭ | ૦ | ૧૧ |
| ૧૮ | ૭ | ૫ | ૨૩ | ૫ | ૨૨ | ૨૫ | ૨૯ |
| ૨૦ | ૪ | ૫૮ | ૧૧ | ૦ | ૪૬ | ૫૧ | ૪૦ |
| ૫૯ | ૮૪૦ | ૪૦ | ૭૩ | ૩૨ | ૦ | ૬ | ૩ |
| ૭ | ૦ | ૧ | ૩૬ | ૭ | ૧૨ | ૪૭ | ૧૧ |
| | | | વ | | વ | | |

નિરયન કુંડલી. ડં૧૮



સંધિ સહિત દ્વાદશ ભાવ.

| | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | ૦ | ૨ | ૦ | ૩ | ૦ | ૪ | ૦ | ૫ | ૦ | ૬ | ૦ |
| ૧૧ | ૦ | ૦ | ૧ | ૧ | ૧ | ૨ | ૨ | ૩ | ૪ | ૪ | ૫ |
| ૧૮ | ૨ | ૧૬ | ૦ | ૧૪ | ૨૮ | ૧૨ | ૨૮ | ૧૪ | ૦ | ૧૬ | ૨ |
| ૭ | ૦ | ૮ | ૦ | ૯ | ૦ | ૧૦ | ૦ | ૧૧ | ૦ | ૧૨ | ૦ |
| ૫ | ૬ | ૬ | ૭ | ૭ | ૭ | ૮ | ૮ | ૯ | ૧૦ | ૧૦ | ૧૧ |
| ૧૮ | ૨ | ૧૬ | ૦ | ૧૪ | ૨૮ | ૧૨ | ૨૮ | ૧૪ | ૦ | ૧૬ | ૨ |

ચલિત કુંડલી



ભાવનાં ગણિત અયનાંશા ઉમેરવા છતાં મળતાં આવશે નહિ.

ચૈત્ર શુધ ૧૫ ના સૂર્યોદયના ગ્રહો તૈયાર પંચાંગમાં છે. ને તેના અયનાંશા ૨૨°–૩૭' છે તે ઉમેરવાથી ઈંગ્રેજી પંચાંગોપરથી આવેલા ગ્રહ ગણિતને લગભગ મળતું ગણિત આવશે. તે નીચે મુજબઃ—

| ગ્રહ. | ર. | ચં. | બુ. | શુ. | મં. | ગુ. | શ. | રા. |
|---|---|---|---|---|---|---|---|---|
| રાશિ. | મીન. | કન્યા. | મેષ. | મીન. | મિથુન | ધન. | વૃષ. | મેષ. |
| અંશ. | ૧૦ | ૨૯ | ૨૮ | ૧૫ | ૨૭ | ૧૫ | ૧૮ | ૨૨ |
| કલા. | ૫૭ | ૪૧ | ૩૫ | ૪૮ | ૩૭ | ૨૪ | ૨૮ | ૧૭ |
| ગતિ. | ૫૯ ૭ | ૮૪૦ | ૪૦ | ૭૨ | ૩૨ | ૦ | ૬ | ૩ |

આ ગ્રહોનું ગણિત ઈંગ્રેજી ગણિતને તદન મળતુંજ છે. વિકલામાં કોઈ કોઈ ગ્રહમાં સ્હેજ તફાવત છે. પણ **સ્વલ્પાન્તરત્વાન્નદોષઃ** ( સ્વલ્પ અંતર હોય તો દોષ નથી. ) એ ન્યાય અત્રે લાગુ પડે છે.

પણ જો ગ્રહ લાઘવથી થતાં પંચાંગોના ગ્રહ ગણિતમાં અયનાંશા ઉમેરીએ તો તેમાં કેટલાક ગ્રહોમાં અંશોનો તફાવત માલુમ પડશે.

ગ્રહલાઘવીય ગ્રહો ( સાયન =અયનાંશા ( ૨૬–૧૦ ).

| | ર. | ચં. | બુ. | શુ. | મં. | ગુ. | શ | રા. |
|---|---|---|---|---|---|---|---|---|
| રાશિ. | મેષ. | કન્યા | મેષ. | મીન | મિથુન | ધન | વૃષ | મેષ |
| અંશ. | ૧૧ | ૨૯ | ૨૭ | ૧૭ | ૨૭ | ૧૮ | ૧૮ | ૨૨ |
| કલા | ૩૮ | | ૫૫ | ૦ | ૫૬ | ૫ | ૫૯ | ૫૨ |
| ગતિ. | ૫૯ ૧૨ | ૮૨૩ ૦ | ૪૧ | ૭૪ | ૩૧ | ૦ | ૬ | ૩ |

આ ગ્રહોમાં એક એક અંશ કરતાં લગભગ વધારે તફાવત છે. તેથી તેના કરતાં સાયન ગણિત ઉપરથી અયનાંશા બાદ કરીને નિરયન ગણિત કાઢવું ને તે ઉપરથીજ કેશવી વિગેરે જન્મોતરીઓ તથા દશાઓ અને વર્ષફળ વિગેરેનું ગણિત થાય તો તે વેધસિદ્ધ હોવાથી વધારે મળતું આવશે એ નિર્વિવાદ સિદ્ધ છે.

હાલના જ્યોતિષીઓ ગણિત સ્થૂલ પડી ગયેલ છે એમ કબુલ કરે છે છતાં તેને સુધારવા અગર સુધરેલા ગણિતનો સ્વિકાર કરવા આનાકાની કરે છે એ સખેદાશ્ચર્યની વાત છે.



## સારાંશઃ—

### સાયન કુંડળી કાઢવાની ટુંકી રીત.

જન્મની ઈંગ્રેજી તારીખ ટાઈમ, કલાક મિનિટના રૂપમાં તૈયાર કરવો, બાદ તે તારીખનો નાક્ષત્રકાળ પંચાંગ અગર પરિશિષ્ટ ક માંથી નક્કી કરવો.

જન્મ જો મધ્યાન્હ પેહેલાં હોય તો જેટલા કલાક મિનિટ મધ્યાન્હ બાકી હોય તે નાક્ષત્ર કાળમાંથી બાદ કરવાથી અથવા જન્મ મધ્યાન્હ પછીથી હોય તો જેટલા કલાક મિનિટ મધ્યાન્હ પછીથી ગયા હોય તેને નાક્ષત્ર કાળમાં ઉમેરવાથી જન્મ સમયનો નાક્ષત્ર કાળ આવે છે, તે નાક્ષત્ર કાળનો નંબર પરિશિષ્ટ " ક્ષ "માંથી શોધી કાઢવો, ને જન્મ ભુમિના અક્ષાંશાનાં ભાવ સાધન કોષ્ટકો ઉપરથી તે નંબરને અનુસરીને દશથી ત્રીજા સુધીના ભાવ શોધી કાઢવા, બાકીના છ ભાવ ઉપલા આવેલા છ ભાવમાં છ રાશી ઉમેરવાથી તે તે ભાવના સામેના છ ભાવ આવે છે, આ રીતે બાર ભાવ કુંડળીમાં મુકવા.

ત્યારબાદ ગ્રહો મુકવાનું કામ સ્થૂલ રીતે એવું છે કે જે તારીખનો જન્મ હોય તે તારીખના મધ્યાન્હના ગ્રહો પંચાંગમાં હોય છે. તો પોતાના દેશના ટાઇમ અને જન્મના ટાઇમ પ્રમાણે સંસ્કાર આપીને અને ચંદ્ર સિવાયના સઘળા ગ્રહો રાશિ અંશ પરત્વે તેના તેજ મુકી દેવા. ચંદ્રમાં બે કલાકે એક અંશ લગભગ આગળ વધે છે તે ખ્યાલમાં રાખી ચંદ્રમાને પણ કુંડળીમાં મુકવો, આ રીતે સાયન કુંડલી તૈયાર થશે, સાયન ઉપરથી નિરયન અને નિરયન ઉપરથી સાયન, અયનાંશા રહિત અને સહિત કરીને કરવું ને ગ્રહ ગણિત વેધસિદ્ધ લેવાં. તે આપણા ગણિતથી સ્થૂલ આવે છે, તેથી તે માટે ઇંગ્રેજી અથવા દેશી સાયન અને વેધસિદ્ધ નિરયન પંચાંગોની મદદ એજ હાલ મુખ્ય સાધન છે.

દ્વાદશ ભાવ સાધન કોષ્ટકો પણ વેધસિદ્ધ તૈયાર પરિશિષ્ટ ૬ માં આપેલ છે.

ઇંગ્રેજી કુંડળીમાં ચલિત કુંડળી હોતી નથી કારણ કે આપણા જોશીઓ ગ્રહ, ભાવ, જન્મ ને ચલિત, એ ચાર વસ્તુઓ જુદી જુદી કરે છે ને પાશ્ચિમાત્યો તો તે ચારે વસ્તુઓનો એક સાયન કુંડળીમાંજ સમાવેશ યુક્તિપુરઃસર કરે છે કે જે અત્યંત પ્રશંશનીય છે.



# परिच्छेदः ६ Chapter VI.

## દ્વાદશ ભાવ:—

## THE TWELVE HOUSES.

The exact knowledge of the Houses is so requisite that he who learns the nature of the Planets and Signs without exact Judgement of the houses, is like an improvident man that furnishes himself with a variety of household stuff-having no place to bestow them.

ઝોડીઆકમાં જેવી બાર રાશીઓ મેષ વૃષ મિથુન વિગેરે છે તેવી જ રીતે કુંડલી તૈયાર થયા બાદ જન્મ ભૂમિના અક્ષાંશા પરત્વે ઝોડીઆક ( ભ ચક્ર ) ના ઓછા વતી પ્રમાણમાં બાર વિભાગ પડે છે જેનું નામ સ્થાન અથવા ભાવ કે ભવન Houses કહેવાય છે કે જે નીચે પ્રમાણે.

ભાવનાં ચિન્હો તથા નામ:—

| Houses | સંજ્ઞા— | | સ્થાન. |
|---|---|---|---|
| I | 1 | ૧ | પ્રથમ |
| II | 2 | ૨ | દ્વિતીય |
| III | 3 | ૩ | ત્રતીય |
| IV | 4 | ૪ | ચતુર્થ |
| V | 5 | ૫ | પંચમ |
| VI | 6 | ૬ | ષષ્ટમ |
| VII | 7 | ૭ | સપ્તમ |

| | | | |
|---|---|---|---|
| VIII | 8 | ૮ | અષ્ટમ |
| IX | 9 | ૯ | નવમ |
| X | 10 | ૧૦ | દશમ |
| XI | 11 | ૧૧ | એકાદશમ |
| XII | 12 | ૧૨ | દ્વાદશ |

ઉપર લખેલ રોમન તેમજ ઇંગ્રેજી તેમજ ગુજરાતી બાર અંકો ભાવને માટેના છે ને તે કુંડલીઓમાં ઉપયોગી હોય છે.

ગ્રહો જે ભાવમાં પડે છે તે ભાવનું ફળ આપે છે

પાશ્ચિમાત્ય વિદ્વાનો ભાવનાં ફળ ભાવના આરંભથી જ ગણે છે કારણ કે તે પદ્ધતિમાં સંધિભાવ કાઢવાનો રીવાજ નથી છતાં ફક્ત પાંચ પાંચ ડીગ્રી ભાવના આરંભ પૂર્વે તે તે ભાવમાં ફળદાતા ગ્રહોને ગણેલ છે જ્યારે પૌર્વાત્યોએ ભાવ તથા સંધિ બન્ને કાઢેલા છે ને સંધિભાવથી ભાવનું કંઇક ફળ આપવાનું શરૂ થાય છે ભાવના સમાન અંશ લગભગ સંપૂર્ણ ફળ મળે છે ને પછીથી અગ્રિમ સંધિ સુધી ધીમે ધીમે ફળ કમી થતું જઇ સમૂળગું અટકે છે જેને માટે કેશવીની મનોરમા ટીકામાં નીચે મુજબ છે.

**भावप्रवृत्तौहिफलप्रवृत्तिः पूर्णफलंभावसमांशकेषु ।**
**ह्रासःक्रमाद्भावविरामकाले फलस्यनाशो कथितोमुनींद्रैः ॥१॥**

મતલબ કે પૌર્વાત્ય તેમજ પાશ્ચિમાત્ય વિદ્વાનો ભાવ સંબંધી ફળને માટે તો એકજ અભિપ્રાયના છે કે દરેક ભાવના અંશ ( cusp of the House ) લગભગમાં પડેલ ગ્રહો સંપૂર્ણ ફળને આપે છે ને આસપાસ જેટલા દૂર હોય છે તેથી ઓછાવત્તી પ્રમાણમાં ફળદાતા ગણાય છે.

## FIRST HOUSE—પ્રથમ ભાવ.

દેહ ભાવમાં નીચે લખેલ જોવાય છે. +

( a ) શારીરીક સ્થીતિ, તંદુરસ્તી, જીંદગી ( Life ) સુખ, દુઃખ, ચેહેરો, રૂપ, રંગ, કદ, ચિન્હ, અકસ્માત.

( b ) ગુણ, સ્વભાવ, મનોબલ.

( c ) મસ્તક અને મુખ.

( d ) ભાઇઓના મિત્રો, રાજાઓના પિતા, દુશ્મનો અને ભાગીદારની સ્ત્રીઓ, નોકરનું મોત, પુત્રાદિકની લાંબી મુસાફરી.

Notes:—આ ભાવના સંબંધમાં પૌર્વાત્ય તથા પાશ્ચિમાત્ય વિદ્વાનો એકજ અભિપ્રાયના છે છતાં પૌર્વાત્યો વધુમાં નીચે પ્રમાણે દર્શાવે છેઃ—

જાતિ, વર્ણ, બસ્તી, કંઠ, પૂર્વદિશા, મામા અને શત્રુનુ મરણ, બાપની મા, સ્ત્રીની માની મા, પુત્રનો ભાગ્યોદય, માતાનો બાપ, સાલાનો પુત્ર, સ્ત્રીનો દાદો, સાહસ વિગેરે પહેલા ભાવમાં જોવાય છે.

**પ્રથમ ભાવ સંજ્ઞાઃ**—First Candial ( પ્રથમ કેન્દ્ર. )

આત્મા, શરીર, હોરા, કલ્પ, લગ્ન, અને મૂર્તિ વિગેરે સંજ્ઞાથી આ ભાવ ઓળખાય છે.



---

+ रूपं तथा वर्ण विनिर्णयश्च । चिन्हानिजाति वयसः प्रमाणं ॥
सुखानिदुःखान्यपि साहसं च । लग्नेविलोक्यं खलुसर्वमेतत् ॥ १ ॥

## SECOND HOUSE—દ્વિતીય ભાવ:—

આ ભાવમાં નીચે લખેલ જોવાય છે+

( a ) Richies=ધન પૈસો, સંગ્રહ, રત્નનો ભંડાર, સોનું રૂપુ વિગેરે ધાતુનો સંચય.

( b ) વ્યાપાર ( ક્રય વિક્રય ) જાતની મીલકત.

( c ) કુંટુંબ, સ્ત્રી, કુળ વિગેરે.

( d ) વાણી, વિદ્યા, સ્વતંત્રતા

( e ) લાભ, હાનિ, ધીરધાર, ગરીબાઈ.

( f ) જાહેર દુશ્મન, તેમની મીલકત

[ g ) મુખ, જમણી આંખ, ગળું ને ગરદન

( h ) બાપના મિત્રો, પુત્રાદિકની આબરૂ, સ્ત્રીનું મરણ, ભાઈ બેનના ખાનગી શત્રુ.

Notes;—પૌર્વાત્ય વિદ્વાનો વિદ્યાને પાંચમામાં ને શત્રુને છઠ્ઠામાં દર્શાવે છે તથા વધુમાં ધાન્ય સંગ્રહ, ગોધન, પુત્રનો ઉદય, શત્રુનું ભાગ્ય, ભાઈના શત્રુ, પિતાની વિદ્યા, સાળાનો શત્રુ, મુખ, આંખ, ગુહ્ય, ઇશાન દિશા, ખભા, શત્રુથી છુટકારો, સુસ્વર, ભાઈનું બંધન વિગેરે આ ભાવમાં જોવાનું જણાવે છે.

**દ્વિતીય ભાવ સંજ્ઞા:—પણફર ( Succeedant ).**

સ્વમ્ અને કુટુમ્બ સંજ્ઞાથી આ ભાવ ઓળખાય છે.

---

+ स्वर्णादिधातु क्रयविक्रयश्च । रत्नादिकोशोपि च संग्रहस्य ॥
कुटुंबसौख्यं परिचिंतनीयं । धनाभिधाने भवनेसुधीभिः ॥ १ ॥

## THIRD HOUSE—ત્રતીય ભાવઃ—

આ ત્રીજા પરાક્રમ ભાવમાં નીચે લખેલ જોવાય છે+

( a ) નાની નાની મુસાફરીઓ.

( b ) કાગળ પત્રો, દસ્તાવેજો, સહીઓ તથા લખાણુ.

( c ) આડોશી પાડોશી.

( d ) નજદીકનાં સગાં ભાઇ બેન, પિત્રાઈ.

( e ) ખભો, ગળું. હાથ, છાતી, જમણો કાન.

( f ) પરાક્રમ અથવા અક્કલ.

( g ) ઔષધ તથા સહાયતા.

( h ) મિત્રનાં બાલક, કાસદ, નોકરનો ધંધો, રાજાની માંદગી પિતાના શત્રુ પુત્રાદિકના મિત્ર.

Notes:—પૌર્વાત્યો ઔષધને ચોથા ભાવમાં ગણે છે ને નોકર ચાકરને પૌર્વાત્યો ત્રીજામાં અને પાશ્ચિમાત્યો છઠામાં ગણે છે વધુમાં પૌર્વાત્યો કાન, ઇશાન દિશા, આજીવિકા સ્ત્રીની મુસાફરી તથા ધર્મ માર્ગ, નાટકશાલાની સ્ત્રી, પિતાનો શત્રુ, હાથ વિગેરે આ ભાવમાં જોવા જણાવે છે.

**ત્રતીય ભાવ સંજ્ઞાઃ**—આપોકલીમ ( Cadent ).

દુશ્ચિકય, વિક્રમ, સહજ ને સહ એવી સંજ્ઞાથી આ ભાવ ઓળખાય છે.

---

+ सहोदराणामत्र किंकराणां । पराक्रमाणामुपजीविनां च ॥
दु... [illegible] । तृतीयभावे नियमेवतेषाम् ॥ १ ॥

## FOURT OUSE—ચતુર્થ ભાવ:—

આ સુખ ભાવમાં નીચે લખેલ જોવાય છે×

( a ) પિતા અને તેનું સુખ તથા વારસો.

( b ) ઘર, ખેતર, જમીન, સ્થાન વૃદ્ધિ, બાગ બગીચો, વાડી ને ખેતી.

( c ) ( End of life ) છેલ્લી જીંદગી અને મરણુ વખતની સ્થિતિ.

( d ) છાતી ને હોઝરી.

( e ) ભોજન, આસન, બેઠક.

( f ) ગુપ્ત ધન, વારસો ને હીસ્સો.

( g ) પેહેલો ભાઇ અથવા બ્હેનનું ધન, પુત્રાદિકનો શત્રુ વર અગર વહુના જાહેર દુશ્મન, મરનારની મીલકત, મિત્રની માંદગી, નોકરના મિત્ર વિગેરે.

Notes:—

**પિતા સ્થાન**–પાર્વાત્ય લેખે દશમું અને પાશ્ચિમાત્ય લેખે ચોથું છે.

**માતા સ્થાન**–પૌર્વાત્ય લેખે ચોથું અને પાશ્ચિમાત્ય લેખે દશમું છે.

**મિત્ર સ્થાન**—પૌર્વાત્ય લેખે ચોથું અને પાશ્ચિમાત્ય લેખે ૧૧ મું છે.

**પશુ ઢોર**—પૌર્વાત્યો ચોથામાં જુએ છે અને પાશ્ચિમાત્યો નાનાં ઢોર છઠામાં અને મોટાં બારમામાં જુએ છે.

વધુમાં પૌર્વાત્યો આ ભાવમાં ગુપ્તધન, ક્રયવિક્રય, સુખ, શય્યા ઉત્તર દિશા, પાષાણુ ભંડાર ક્ષુધા વિગેરે જોવા જણાવે છે.

**ચતુર્થ ભાવ સંજ્ઞા:**—પાતાલ કેન્દ્ર ( cardinal or i. c. )

પાતાલ, હિબુક, વેશ્મ મિત્ર, બંધુ, ઉદક, સુખ, વિગેરે નામોથી આ ભાવ ઓળખાય છે.

---

× सुहृत्गृहग्राम चतुष्पदांवा । क्षेत्रोघमालोकनकं चतुर्थे ॥
दृष्टेशुभानांशुभयोगतो वा । भवेद्विवृद्धि र्नियमेनतेषाम् ॥ १ ॥

## FIFTH HOUSE—પંચમ ભાવઃ—

આ ભાવમાં નીચે લખેલ જોવાય છે.+

( a ) સંતાન—પુત્ર, પુત્રી, ને ગર્ભોદય.

( b ) લાભ હાનિ.

( c ) Speculations. સટ્ટો અને સાહસ તથા તેથી થતી લાભ હાનિ.

( d ) Races શરતો, રમત, ગમત, લોટરી, જુગાર, ખેલ, નાટક.

( e ) વૈભવ, વ્યભિચાર, સ્રી, પ્યાર તથા સાહસ.

( f ) ભોજન ને ખાનપાન.

( g ) પિતાનું દ્રવ્ય, પહેલું બાળક. બીજો ભાઈ અથવા બ્હેન, નોકરના શત્રુ.

( h ) હૃદય, પેટ, વાંસો ( Back. )

Notes:—

લાભસ્થાન પૌર્વાત્યો ૧૧ મું ને પાશ્ચિમાત્યો પાંચમું ગણે છે.

હાનિસ્થાન પૌર્વાત્યો બારમું તથા પાશ્ચિમાત્યો પાંચમું ગણે છે.

વિદ્યાસ્થાન પૌર્વાત્યો પાંચમામાં જણાવે છે પણ પાશ્ચિમાત્યો બીજા અને નવમામાં જોવા જણાવે છે.

વધુમાં પૌર્વાત્યો વાયુ દિશા, મામાનું ખર્ચ, કાકાના શત્રુ, માતાની વાણી, શાળાનું ભાગ્ય, જઠરાગ્નિ, માતાનો ભંડાર, મંત્ર વિદ્યા વગેરે આ ભાવમાં જોવા જણાવે છે.

**પંચમ ભાવ સંજ્ઞાઃ**—ત્રિકોણ અથવા પણફર સ્થાન (Succeedant)

પ્રતિભા, બુદ્ધિ માત્રાભિધ વિદ્યા કે સુત ભાવના નામથી આ ભાવ ઓળખાય છે.

---

+ बुद्धिप्रबंधात्मजमंत्रविद्या- । विनेयगर्भस्थीति नीति संस्थः ॥
सुताभिधाने भवनेनराणां । होरागमज्ञैः परिचिंतनीयम् ॥ १ ॥

## SIXTH HOUSE—ષષ્ટમ ભાવઃ—

આ રોગ શત્રુના ભાવમાં નીચે લખેલ જોવાય છે.+

( a ) રોગ, મંદવાડ તથા તેનાં કારણો અને દુઃખ.

( b ) પોતાનાથી હલકા લોકો, નોકરો ને ચાકરો.

( c ) ભાડુત, ખેડુત અને એજન્ટો.

( d ) નાનાં પશુઓ, જેવાં કે પોપટ, કુતરાં, બિલાડાં વિગેરે.

( e ) પેટ, આંતરડાં અને અંડ.

( f ) ચોર તથા કાકા કાકીઓ.

( g ) સ્વાદ વિષય ( Taste )

( h ) પહેલા છોકરાનું ધન અને માતાની મુસાફરી.

Notes:—

**શત્રુસ્થાનઃ**—પૌર્વાત્યો છઠામાં જણાવે છે પણ તે પાશ્ચિમાત્યો લેખે મુખ્યત્વે સાતમામાં અને જાહેર શત્રુ માટે બીજામાં અને ગુપ્ત શત્રુ માટે બારમામાં જોવાય છે.

**નોકરસ્થાન**—પૌર્વાત્યો ત્રીજામાં જુએ છે પણ તે છઠા ભાવમાં પાશ્ચિમાત્યો જોવા જણાવે છે.

વધુમાં પૌર્વાત્યો મુશાળ પક્ષ, મામા, ચિંતા, શંકા, ક્રૂર કર્મ, હાડકાં, વાયુ દિશા, માશી, પુત્રનું ધન, પિતાનું પુણ્ય, પશુ, કટી ભાગ ને ચોર વિગેરેને આ ભાવમાં જોવા કહે છે.

**ષષ્ટમ ભાવ સંજ્ઞાઃ**—આપોકલીમ ( Cadent )

વ્યાધિ, ક્ષત, અહિ, ભંગ, ક્રોધ, લોભ, મત્સર એ નામથી આ ભાવ ઓળખાય છે.

---

+ **वैरिव्रातं क्रूरकर्मामयानां । चिंताशंकामातुलानां विचारः ॥
होरापारावारपारंप्रयाति । ह्येतत्सर्वं षष्ठभावे विचिन्त्य ॥ १ ॥**

## SEVENTH HOUSE—સપ્તમ ભાવઃ—

આ સ્ત્રી ભાવમાં નીચે લખેલ જોવાય છે.+

( a ) લગ્ન—વિવાહ ( Marriages )

( b ) પુરૂષની કુંડલીમાં સ્ત્રી તથા સ્ત્રીની કુંડલીમાં પુરૂષ તથા તે સંબંધી ગુણ દોષ.

( c ) ભાગીદાર ( Partners ) તથા કંટ્રાકટર.

( d ) જવા આવવા વિષે.

( e ) પબ્લીક શત્રુ તથા વિરોધીઓ.

( f ) સગાં સિવાયનો સંબંધ જેમકે પ્યાર, સ્નેહ ને ત્રીજો ભાઈ કે બ્હેન.

( g ) લડાઈ, બીજું છોકરૂં, દાવા, કજીયા, ને કોર્ટનો સંબંધ.

( h ) પેઢુ અને ( Loins ) કમ્મર.

( i ) શેર, સટ્ટાની દલાલી.

( j ) બાપનું ઘરબાર, નોકરોનું ધન, રાજાઓનાં માન, દાદા, મિત્રોની લાંબી મુસાફરી તથા ડોકટર વિષે. વિગેરે.

Notes:—

શત્રુસ્થાનઃ—પૌર્વાત્યો છઠ્ઠાનાં જુએ છે. વધુમાં પૌર્વાત્યો આગમન, પશ્ચિમ દિશા, પ્રયાણ, ખોવાયલું ધન, ભત્રિજા, નાભિ, માની મા, પિતાનું કારણ, પુત્રનો ઉદ્યમ, ખેતી, ભોગ, સુખ વિગેરે આ ભાવમાં જોવાય છે.

સપ્તમ ભાવ સંજ્ઞાઃ—( Descendant ) અસ્ત કેન્દ્ર.

કામ, વિવાહ, સ્ત્રી, રતિ દ્યૂન, મદ અને અજ્ઞાતાના નામથી આ ભાવ ઓળખાય છે.

---

+ રણાઙ્ગણઞ્ચાપિ [illegible] નાશં । જાયાવિવાહાગમનપ્રયાણં ॥
[illegible]दीर्घैः [illegible]नीयं । कलत्रभावे किलसर्वमेतत् ॥ १ ॥

## EIGHTH HOUSE--અષ્ટમ ભાવ:—

આ આયુર્દા ભાવમાં નીચે લખેલ જોવાય છે.+

( a ) આયુર્દા ( Death ) અને મૃત્યુનું કારણ, મરણની જગ્યા ને અવસ્થા.

( b ) વારસો, સ્ત્રી વારસો ને મીલકત, વીલ, ટ્રસ્ટ, મરનારની મીલકત.

( c ) ઈંદ્રિય તથા ગુહ્ય ભાગ.

( d ) સ્વપ્ન તથા જાગ્રતિ, શાસ્ત્ર તથા યોગાભ્યાસ.

( e ) સંકટ ને દુઃખ. આપઘાત ને ઝેર.

( f ) ભાગીદારની મીલકત.

( g ) નોકરના ભાઈ બ્હેન, ત્રીજા ભાઇની દોલત, પહેલા ભાઇ કે બ્હેનની માંદગી, ધર્મગુરૂના દુશ્મનો, શેઠના શત્રુ વિગેરે.

Notes:—

પૌર્વાત્યો વધુમાં આ ભાવમાં નીચે લખેલ જોવા જણાવે છે.

પ્રધાનોનો વિરોધ, શૂન્ય ભૂમિ, વિરોધ, કીલ્લાઓ, પૂર્વજોનું જુનું ધન, નદીનો વિચાર, મરનારનો સંબંધ. સ્ત્રીનું કુળ, ભત્રીજાના છોકરાના છોકરા, છોકરાનો સસરો, નૈઋતિ દિશા, જાંઘ, વિગેરે.

**અષ્ટમ ભાવ સંજ્ઞા:**—પણફર સ્થાન ( Succeedant )

પરાભવ, મૃતિ. બંધ, રંધ્ર, આયુઃ નિધન, ચ્યુતિ વિગેરે નામથી આ ભાવ ઓળખાય છે.

---

+ [illegible] । शास्त्रमायुः संकटंचेतिसर्वं ॥
रंध्रस्थानेकर्म [illegible] । [illegible] ॥ १ ॥

## NINTH HOUSE—નવમ ભાવ

આ ભાગ્ય ભાવમાં નીચે લખેલ જોવાય છે+

( a ) મોટી અથવા દરીયાઇ મુસાફરીઓ ને યાત્રા.

( b ) કાયદા, ધર્મ ને શાસ્ત્ર પ્રીતિ. અધ્યાત્મ જ્ઞાન, ધર્મ ગુરૂ ને ભક્તિ.

( c ) જાંધ ( Hips ).

( d ) સ્વપ્ન વિચાર.

( e ) સ્ત્રી અગર પુરૂષનાં ભાંડુ.

( f ) વિદ્યા, ચોપડી, છાપકલા, ઇન્સ્યુરન્સ.

( g ) ત્રીજું છોકરૂં, ન્હેંલાભાઇના જાહેર દુશ્મન, ભાગીદારી અને બાપની માંદગી, બાપના નોકર, સાલા કે સાલી, મિત્રનો મિત્ર વિગેરે.

Notes:—

**વિદ્યા સ્થાન** પાશ્ચિમાત્યો આ ભાવમાં ને પૌર્વાત્યો પાંચમામાં જુએ છે. વધુમાં પૌર્વાત્યો, મનપ્રવૃત્તિ, ભાગ્યોદય, શીલ, વીર્ય, પુરાણ શ્રવણ, દીક્ષા, દીર્ઘ જીવીપણું, નૈઋતિ દિશા, પુત્રના પુત્ર વિગેરે આ ભાવમાં જોવા જણાવે છે.

**ભાગ્યં ભાવ સંજ્ઞા**—( Cadent ) આપોકલીમ સ્થાન.

શુભ કર્મ, ધર્મ, ભાગ્ય, ત્રિકોણ ગુરૂ ને વિભુ એ નામથી ઓળખાય છે.

---

+ धर्मक्रियायां हि मनःप्रवृत्तिः । भाग्योपपत्तिं विमलं च शीलं ॥
तीर्थप्रमाणं प्रणवपुराणैः । पुण्यालये सर्वमिदं प्रदिष्टं ॥ १ ॥

## TENTH HOUSE—દશમ ભાવ—

આ રાજ્ય ભાવમાં નીચે લખેલ જોવાય છે.+

( a ) રાજ્ય, માન, આબરૂ, સત્તા, કીર્તિ, રાજ્ય લાભને નોકરી.

( b ) માતા વિષે.

( c ) ( Trade ) ધંધો ને ચાકરી.

( d ) ઠીંચણ

( e ) રાજા, અમીર, સસરા, ચોર ને ચોરેલી ચીજ.

( f ) બાપનું ઘર, તથા બાપના જાહેર દુશ્મન, પહેલા ભાઈ કે બહેનનું મરણ, નોકર કે ભાડુતનાં છોકરાં, પહેલા છોકરાની માંદગી, મિત્રના ખાનગી શત્રુ વિગેરે

Notes:—

**માતા સ્થાન**, ઈંગ્રેજી લેખે દશમું છે ને દેશી લેખે ચોથું છે.

**પિતા સ્થાન**, ઈંગ્રેજી લેખે ચોથું ને દેશી લેખે દશમું છે.

વસ્તુમાં પૌર્વતો, કુવા વાવ, તલાવ, દક્ષિણ દિશા, સ્ત્રીનાં માતપિતા ભાઈનું મરણ, શત્રુનો પુત્ર, મામાનો પુત્ર, વિગેરે આ ભાવમાં જોવા જણાવે છે.

**દશમ ભાવ સંજ્ઞાઃ**—( Cardinal=કેન્દ્ર=M. C. )

વ્યાપાર, આસ્પદ, મેષુરણ, માન, આજ્ઞા, કર્મ, ખં એ નામથી આ ભાવ ઓળખાય છે.



+ [illegible] । [illegible] ॥
[illegible] । [illegible] ॥ १ ॥

## ELEVETH HOUSE—એકાદશ લાભ ભાવઃ—

આ ભાવમાં નીચે સંજોગ જોવાય છે. +

( a ) મિત્રો અને તે દ્વારા લાભ હાનિ, મદદગાર, મુરબ્બી, સલાહકાર.

( b ) જમીનગીરી.

( c ) માતાનું ધન, રાજાની દોલત.

( d ) કીર્તિ અપકીર્તિ ને મોટાઈ.

( e ) ઢીંચણ નીચેનો પગનો ભાગ તથા ડાબો કાન.

( f ) લાભ, આશા, અકસ્માત સંજોગ, ઈચ્છા.

( g ) પાંચમો ભાઈ કે બ્હેન, ચોથું સંતાન, બાપનું મરણ, છોકરાંનાં શત્રુ, છોકરાની વહુ અથવા છોકરીનો વર, સાવકાં છોકરાં, ભાઈ બ્હેનની મુસાફરી.

Note:—

મિત્ર સ્થાન—પૌર્વાત્ય લોકો ચોથામાં ને પાશ્ચિમાત્ય લોકો અગીઆરમા ભાવમાં જોવાય છે.

વધુમાં પૌર્વાત્યો, આ ભાવમાં હાથી, ઘોડા, રત્નજાતિ, લાભ, પિતાનું ધન, ભાઇનો ભાગ્યોદય, અગ્નિદિશા, સંતાનનું સુખ, વિગેરે જોવા જણાવે છે.

લાભ ભાવ સંજ્ઞાઃ—( Succeedant=પણફરસ્થાન. )

ભાવ, આય, લાભ, અય, તપ, વિગેરે નામથી આ ભાવ ઓળખાય છે.

---

\+ गजाश्वहेमाम्बरवाहनाः । [illegible] ॥
लाभः स्त्रियो मणिवस्त्राणि । [illegible] ॥ १ ॥

## TWELTH HOUSE—દ્વાદશમ ભાવ:—

આ વ્યય ભાવમાં નીચે લખેલ જોવાય છે. +

( a ) ગુપ્ત શત્રુ ને તે દ્વારા ત્રાસ.

( b ) મોટાં પશુ—જેવાં કે ગાય, ભેંસ, ઘોડા વિગેરે.

( c ) દંડ, બંધન ( કેદ ), ઠગાઈ.

( d ) લુંટારા તથા ચોર ભય.

( e ) પગનાં તળીયાં, ડાબી આંખ.

( f ) દીલગીરી, આફત, અદેખાઈ, આપઘાત, રાજ્યદ્રોહ, ખુન.

( g ) પેહેલા ભાઈ કે બ્હેનનો ધંધો, વૈરી કે પુરૂષની માંદગી, પુત્રાદિકનું મરણ, રાજાના મિત્રો.

Notes:—

**શત્રુસ્થાન**—ગુપ્તશત્રુ માટે પાશ્ચિમાત્યો બારમામાં અને પૌર્વાત્યો આમાત્ય શત્રુ માટે છઠ્ઠામાં જોવાનું કહે છે.

વધુમાં હાનિ, નુકશાન, છુટકારો, મામાનો વિરોધ, રાજ્ય ખટપટ, સંકટ, મોટા રોગ, કુટુંબ વિરોધ, સદ્વ્યય, કાકા, સ્ત્રીનો રોગ, શત્રુની સ્ત્રી, માતાનું ભાગ્ય, પિતાનો હાથ, અગ્નિદિશા વિગેરે આ ભાવમાં જોવાય છે.

**વ્યયભાવ સંજ્ઞા**:—( Cadent=આપોક્લીમ સ્થાન. )

રિષ્ફ, હાનિ, વ્યય, એ નામથી આ ભાવ ઓળખાય છે.

---

+ **हानिर्दाने व्ययश्चापि । बंधोनिर्बंध एव च ॥**

**सर्वमेतत् [illegible]स्थाने । चिंतनीयं प्रयत्नतः ॥ १ ॥**

## કુંડળી અર્ધ વિભાગઃ—

| | |
|---|---|
| (I) દૃશ્ય ગોળાર્ધ<br>Ab ve the Earth | સાતમા ભાવથી બારમાના અંત સુધી ગણાય છે. ને તેમાં રહેલા ગ્રહો બળવાન ગણાય છે ને મનુષ્ય કીર્તિવંત તથા ચાલાક બને છે. |
| (II અદૃશ્ય ગોળાર્ધ<br>Below tha Earth | લગ્નથી છઠ્ઠા ભાવના અંત સુધી ગણાય છે. ને તેમાં રહેલા ગ્રહો નિર્બલી ગણાય છે. તેથી મનુષ્ય પ્રશાંત ને પ્રસંગને ખોનાર બને છે. |
| (I) પૌર્વાત્ય ભાવ<br>Orienta! (Easteru) | દશમાથી ત્રીજા સુધીના ભાવ ગણાય છે. |
| (II) પાશ્ચિમાત્ય ભાવ<br>Occidental(Western) | ચોથાથી નવમા સુધીના ભાવ ગણાય છે. |

## Four Quarters—ચતુર્વિભાગઃ—

(I) ભાવ ૧ થી ૩ સુધીના ગ્રહો ધીમે ધીમે ઉચ્ચતર વૈભવ આપતા ગણાય છે.

(II) ,, ૪ થી ૬ સુધીના ગ્રહો જીંદગીમાં દુઃખ, હાનિ, નિવૃત્તિ આપે છે.

(III) ,, ૭ થી ૯ સુધીના ગ્રહો, લગ્ન અને સહીયારાથી સુખી કરે છે. ને મધ્યાવસ્થાથી સુખ આપે છે.

(IV) ,, ૧૦ થી ૧૨ સુધીના ગ્રહો વિજય, કીર્તિ, લાભ, પરાક્રમ, મિત્રસહાય ને ઉચ્ચતર સ્થીતિ ઉત્તરોત્તર આપ્યાંજ કરે છે.



# ભાવ કોષ્ટક.

| ભાવની નિશાની. | | | ભાવ. | ભાવમાં પ્રબલ રાશિ. | ભાવમા પ્રબલ ગ્રહ. | ભાવમાં હર્ષિત ગ્રહ. | ભાવમાં નબળા ગ્રહ. | ભાવના રંગ. | ભાવનું સ્ત્રીપુરૂષપણું | દશ્યપણું | પૂર્વ-પશ્ચિમ. ભેદ. | દિશા. |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | I | 1 | પહલા | મેષ | શનિ | બુ.ગુ.શુ.ર.ચ | | ધોલો | પુરૂષ | અદશ્ય | પાર્વાત્ય | પૂર્વ |
| ૨ | II | 2 | બીજો | વૃષ | ગુરૂ | | રવિ, મંગળ | લીલો | સ્ત્રી | અદશ્ય | પૌર્વાત્ય | ઇશાન |
| ૩ | III | 3 | ત્રાજો | મિથુન | મંગળ | ચંદ્ર | શનિ મંગળસાથે | રાતો ને પીલો | પુરૂષ | અદશ્ય | પૌર્વાત્ય | ઇશાન |
| ૪ | IV | 4 | ચોથો | કર્ક | રવિ | | | રાતો | સ્ત્રી | અદશ્ય | પાશ્ચિમા. | ઉત્તર |
| ૫ | V | 5 | પાંચમો | સિંહ | શુક્ર | શુક્ર | શનિ, મંગળ | કાળો ને ધોળો | પુરૂષ | અદશ્ય | પાશ્ચિમા. | વાયુ |
| ૬ | VI | 6 | છઠ્ઠો | કન્યા | બુધ | મંગળ | | કાળો | સ્ત્રી | અદશ્ય | પાશ્ચિમા. | વાયુ |
| ૭ | VII | 7 | સાતમો | તુલા | ચંદ્ર | | શનિ, મંગળ | તદન કાળો | પુરૂષ | દશ્ય | પાશ્ચિમા. | પશ્ચિમ |
| ૮ | VIII | 8 | આઠમો | વૃશ્ચિક | શનિ | | | લીલો ને કાલો | સ્ત્રી | દશ્ય | પાશ્ચિમા. | નૈઋતિ |
| ૯ | IX | 9 | નવમો | ધન | ગુરૂ,મંગળ | સૂર્ય | શનિ, મંગળ | લીલો ને ધોલો | પુરૂષ | દશ્ય | પાશ્ચિમા. | નૈઋતિ |
| ૧૦ | X | 10 | દશમો | મકર | મંગળ | (રવિ, ગુરૂ) | શનિ, કેતુ | ધોલો કે રાતો | સ્ત્રી | દશ્ય | પૌર્વાત્ય | દક્ષિણ |
| ૧૧ | XI | 11 | અગીઆરમો | કુંભ | રવિ | ગુરૂ | | કેશરી કે પીલો | પુરૂષ | દશ્ય | પૌર્વાત્ય | અગ્નિ |
| ૧૨ | XII | 12 | બારમો | મીન | શુક્ર | શનિ | | લીલો | સ્ત્રી | દશ્ય | પૌર્વાત્ય | અગ્નિ |

# परिच्छेदः ७ Chapter VII.

## ASPECTS—દ્રષ્ટિયોગ.

भावाध्यायस्य भावार्थं व्याख्याय गणकोत्तमः ॥
सोमेश्वरोथ दृष्ट्याख्यं व्याख्यात्विमलोक्तिभिः ॥ १ ॥
दृष्टिमदानांच फलान्यनेकधा । भवंतिग्रद्व्योम सदामतोस्फुटम् ॥
तत्सिद्धयेखेचरदृष्टिसाधनं । मयोच्यतेयेनबलं स्फुट क्रिया ॥ २ ॥

---

કુંડળી થયા બાદ ને દરેક ભાવમાં શું શું જોવાય છે તે જાણ્યા બાદ કુંડળીનો ભાવાર્થ સમજવાને માટે મુખ્ય ચાર સાધનો:—

( a ) ગ્રહો રાશિ પરત્વે,
( b ) ગ્રહો સ્થાન પરત્વે,
( c ) રાશિ સ્થાન પરત્વે.
( d ) ગ્રહો દૃષ્ટિ પરત્વે.

ઉપલા પ્રથમના ત્રણ ભેદમાં ગણિતના વિષય જેવું સમજવાનું કંઇ પણ નહિ હોવાથી અત્રે તે નામ માત્રથીજ વર્ણવ્યા છે ને તેમનાં પ્રથક્ પ્રથક્ ફળ આગળ ઉપર લખાતા પરિચ્છેદમાં સ્પષ્ટ રીતે આપવામાં આવેલ છે.

હવે ચોથો ભેદ એ છે કે જેને એસ્પેક્ટસ યાને દૃષ્ટિયોગ કહે છે. તેના મુખ્ય બે ભેદ છે:—

( i ) Planetary Mutual Aspects=
ગ્રહોની પરસ્પર દૃષ્ટિ અથવા ગ્રહોપરિગ્રહ દૃષ્ટિ.

( ii ) Mundane Aspects=
ભાવો પરિભાવ દૃષ્ટિ અથવા સ્થાન પરત્વે સ્થાન દૃષ્ટિ.

જો કે ત્રીજો ભેદ કલ્પવાની જરૂર છે ને તે નીચે આપ્યો છે.

( iii ) ગ્રહ ભાવ દૃષ્ટિ:—

**દૃષ્ટિ ( Aspect ) ની સમજ:—**

ભચક્રની બાર રાશિના ( દરેકના ૩૦ અંશ લેખે ) એકત્ર ૩૬૦ અંશ અથવા ડીગ્રી થાય છે.

દરેક ગ્રહ અને ભાવના રાશિ અંશ તો કુંડળી તૈયાર થઇ હોય

તેના ઉપરથી આપણે જાણી શકીએ છીએ, અને તે ઉપરથી એક બીજા ગ્રહ વચ્ચે કેટલું અંતર છે તે સ્પષ્ટ સમજી શકાયે છીએ. પણ આ અંતર વધારેમાં વધારે ૧૮૦ અંશ યાને ડીગ્રી હોય છે, કારણ કે તે અંતર ૧૮૦ અંશ સુધી ચઢતું ને ચઢતું રહે છે; બાદ ઉતરતું ઉતરતું થઇને પૂર્ણ થઇ જાય છે. એ રીતે ૩૬૦ અંશ સંપૂર્ણ થાય છે.

( a ) **ગ્રહ દૃષ્ટિ**—( Planetary Aspe.ts )—
એક ગ્રહનું બીજા ગ્રહ વચ્ચેનું જે અંતર

( b ) **ભાવ દૃષ્ટિ**—( Mundane Aspects )—
એક ભાવનું બીજા ભાવ વચ્ચેનું અંતર

જો કે ત્રીજો ભેદ પણ તેમાંથી ઉત્પન્ન થાય છે ને તે એ છે કે

( c ) **ગ્રહ ભાવ દૃષ્ટિ**—ગ્રહોની ભાવ ઉપરની દૃષ્ટિ એટલે ગ્રહ અને ભાવ વચ્ચેનું અંતર,

જે અંતર હોય છે તે રાશિમાં ન ગણતાં તેના અંશ કરીને કાઢવું, ને તે **અંશોના અંતર ને** પ્રથક્ પ્રથક્ નામથી દૃષ્ટિ કલ્પી છે.

ઉપર જણાવેલ દૃષ્ટિના ત્રણ ભેદ ઉપરાંત સામાન્ય દૃષ્ટિના મુખ્યત્વે બે વિભાગ છે.

( a ) **પ્રધાન** દૃષ્ટિ ( Major Aspects )

( b ) **ગૌણ** દૃષ્ટિ ( Minor Aspects )

( a ) **પ્રધાન દૃષ્ટિ**—

| નંબર. | ચિન્હ. | અંશાંતર. | દૃષ્ટિ નામ. | Aspects. |
|---|---|---|---|---|
| ૧ | ☌=**સં.** | ૦ | સંયોગ. | Conjunction. |
| ૨ | ☍=**પ્ર.** | ૧૮૦ | પ્રતિયોગ | Opposition. |
| ૩ | △=**ત્રિ.** | ૧૨૦ | ત્રિકોણ. | Trine |
| ૪ | □=**કે.** | ૯૦ | કેન્દ્ર. | Square. |
| ૫ | ✶=**ષ.** | ૬૦ | ષડંશ. | Sextile. |

( b ) **ગૌણ દૃષ્ટિ**—

| | | | | |
|---|---|---|---|---|
| ૯ | ⊻=**દ્વા** | ૩૦ | દ્વાદશમાંશ* | Semisextile |
| ૧૧ | ⊥=**દ** | ૩૬ | દશમાંશ | Semiquintile. |

* અંશ ૩૬૦ ના તેટલામા ભાગ.

| | | | | |
|---|---|---|---|---|
| ૬ | ∠=અ | ૪૫ | અર્ધકેન્દ્ર | Semisquare |
| ૮ | Q=પં | ૭૨ | પંચમાંશ | Quintile |
| ૭ | ⊡=સા | ૧૩૫ | સાર્ધકેન્દ્ર | Sesquiquadrate |
| ૧૨ | ±=દ્વિ | ૧૪૪ | દ્વિત્વપંચમાંશ | Biquintile |
| ૧૦ | ⊼=ર | ૧૫૦ | રહિતદ્વાદશાંશ | Quincux |

આ શિવાય ૧૮, ૪૦, ૧૦૮ અંશના અંતરે નાની નાની દૃષ્ટિઓ થાય છે.

| | | | |
|---|---|---|---|
| ૧૮ | અંશ | વિંશાંશ | Semidecile |
| ૪૦ | ,, | નવમાંશ | Nanagon |
| Y ૧૦૮ | ,, | સવિંશાંશકેન્દ્ર | Sesquiquintile |

**પ્રથમ આપેલ કોષ્ટકની સમાજઃ—**

( I ) અનુક્રમ નંબર દૃષ્ટિ બળના પ્રમાણુમાં ગોઠવેલ છે એટલે સૌથી બળવાનનો નંબર પહેલો છે તેથી ઓછા બળવાનનો બીજો એ રીતે ઉત્તરોત્તર નંબરના પ્રમાણુમાં દરેક દૃષ્ટિનું ઓછું બળ સમજી લેવું.

( II ) દરેક દૃષ્ટિની નિશાનીનાં ઇંગ્રેજી તેમજ સંસ્કૃત ચિન્હો આપેલ છે કે તે ઇંગ્રેજી પંચાંગનો ઉપયોગ કરવામાં સુગમ પડે, તથા નવીન કલ્પિત સંસ્કૃત ચિન્હો છે તે હમેશના ઉપયોગ માટે લેવાય તે હેતુથી આપેલ છે.

જો કે ઇંગ્રેજી નિશાનીઓ કાયમ રાખવી એજ વધારે સારૂં છે કારણુ કે તે નિશાનીઓમાંથી દૃષ્ટિનું ભાન થાય છે કે દૃષ્ટિ કેટલા અંશના અંતરે છે. આ ચિન્હો ઘણુાજ બારીક અવલોકનથી કાઢેલા છે, ને તે કોઈ પણુ ભાષાને લગતાં નથી. પણુ એક વર્તુલના જુદા જુદા વિભાગદર્શક ભૂમિતિનાં જુદાં જુદાં ચિન્હો છે. ને તેજ ચિન્હો બનતા સુધી આખાં પુસ્તકમાં કાયમ રાખવા પ્રયત્ન કર્યો છે.

( III ) એક ગ્રહનું બીજા ગ્રહ વચ્ચે જે અંતર, તે ૩૬૦, ૧૮૦, ૧૨૦, ૯૦ એ રીતે લખવામાં આવ્યું છે.

( IV ) ગુજરાતીમાં એસ્પેકટસનું પાડેલ નામ છે.

( V ) એસ્પેકટસનું ઇંગ્રેજી નામ લખેલ છે.

દૃષ્ટિ ફળઃ—

( a ) શુભ દૃષ્ટિ ( Benefic Aspects. )

| *નંબર. | ચિન્હ. | અંશાંતર. | ફળ. |
|---|---|---|---|
| ૧ | △ | ૧૨૦ | નિરંતર શુભ. (Always good.) |
| ૨ | ⚹ | ૬૦ | |
| ૩ | Q | ૭૨ | સ્વલ્પ શુભ. (Slightly Good.) |
| ૪ | ⚺ | ૩૦ | |
| ૫ | ⚻ | ૧૫૦ | |
| ૬ | ⊥ | ૩૬ | |
| ૭ | ± | ૧૪૪ | |

( b ) અશુભ દૃષ્ટિ. ( Malefic Aspects ).

| | | | |
|---|---|---|---|
| ૧ | ☍ | ૧૮૦ | નિરંતર અશુભ. (Always evil) |
| ૨ | □ | ૯૦ | |
| ૩ | ∠ | ૪૫ | સ્વલ્પ અશુભ. (Slightly evil.) |
| ૪ | ⚼ | ૧૩૫ | |

( c ) મિશ્ર દૃષ્ટિ ફળ.

+☌ સંયોગ. Conjunction.

દરેક ગ્રહના સંયોગો સારા અને નઠારા હોય છે તેમાં મુખ્યત્વે સારા નીચે મુજબઃ—

ગુ. ☌ [illegible], શ, ર, [illegible], [illegible], ચં

શુ ☌ [illegible], ચં.

[illegible] ☌ ચં

બાકીના અશુભ ગણવા.

સમક્રાંતિઃ—( Parallel Declination ).

એસ્પેક્ટસની માફક ફળ આપનાર એક ગ્રહને બીજા ગ્રહની ક્રાંતિના અંશ ( ઉત્તર અથવા દક્ષિણ ) એક અંશના અંતર સુધીમાં હોય તો તે

---

* ફળના બળના પ્રમાણમાં નંબરો છે.

+ ગાઢ સંયોગ Close Conj. નું ચિન્હ (☌) છે ને તે એકજ રાશિને એકજ અંશમાંજ ગ્રહો ઉપરાઉપરી હોય છે ત્યારેજ થાય છે

એ ગ્રહ સમક્રાંતિમાં કહેવાય છે. ને તેનું ફળ સંયોગ ફળ ( ૮ ) ના બરોબર છે.

દરેક ગ્રહની ક્રાંતિઓ રેફાઇલ ને ઝાડકીલનાં પંચાંગોમાં તારીખવાર સાથે ડેકલીનેશનાના હેડીંગ નીચે આપેલ છે. તે મુજબ જન્મ દિવસના પ્રમાણમાં ત્રિરાશિથી ઓછાવતી કરી લેવી. કેટલાંક પંચાંગમાં પણ ગ્રહોની ક્રાંતિઓ આપેલ હોય છે.

ગ્રહોના રાશિ અંશપરત્વે-પંચાંગની મદદ વિના ક્રાંતિઓ કાઢવાની રીતિ માટે જુઓ (Appendix L.) પરિશિષ્ટ એલ.

## શુભાશુભ ગ્રહ અને દષ્ટિ પરત્વે દષ્ટિ ભેદ:—

(૧) **વિશેષ શુભ દષ્ટિ**—બન્ને શુભ ગ્રહોની શુભ દષ્ટિ
(૨) **શુભ દષ્ટિ**—એક શુભ ને બીજા અશુભ ગ્રહની શુભ દષ્ટિ.
(૩) **સ્વલ્પ શુભ દષ્ટિ**—બન્ને અશુભ ગ્રહો વચ્ચેની શુભ દષ્ટિ.
(૪) **સ્વલ્પ અશુભ દષ્ટિ**—બન્ને શુભ ગ્રહોની અશુભ દષ્ટિ.
(૫) **અશુભ દષ્ટિ**—એક શુભ ને બીજા અશુભ ગ્રહની અશુભ દષ્ટિ.
(૬) **અત્યંત અશુભ દષ્ટિ**—બન્ને અશુભ ગ્રહોની અશુભ દષ્ટિ.

**પૌર્વાત્ય દષ્ટિ:—**

જન્મોતરીઓ તથા વર્ષફળોમાં દષ્ટિઓ કાઢવાનો પ્રચાર છે. પણ જાતક તથા તાજક દષ્ટિઓ જુદી જુદી રીતે કઢાય છે. ગ્રહોની ગ્રહ ઉપર અને ગ્રહોની ભાવ ઉપર દષ્ટિઓ કાઢવામાં આવે છે.—

આ દષ્ટિઓ એક ગ્રહ બીજા ગ્રહથી કેટલાં સ્થાન અથવા રાશિના અંતરે છે તે ઉપરથી મુખ્ય જોવાય છે. પણ સૂક્ષ્મતાની ખાતર ગણિત કરી તેનું બળ કાઢે છે. જે બળ (૬૦) કળાનું સંપૂર્ણ દષ્ટિથી એટલે સાતમા ઘરની દષ્ટિ માટે કલ્પેલ છે. જેમ જેમ દષ્ટિ ઓછી હોય છે તેમ તેમ દષ્ટિના કળાબળમાં ઓછાપણું આવે છે.

તે દષ્ટિબળની ૬૦ કળાના ચાર ભાગ પાડયા છે જેને **પાદ** કહેછે. એટલે એક પાદ દષ્ટિ ૧૫ કળાની થાય છે. દ્વિપાદ દષ્ટિ ૩૦ કળાની થાય છે. ત્રિપાદ દષ્ટિ ૪૫ કળાની થાય છે. ને સંપૂર્ણ દષ્ટિ ૬૦ કળાની છે. ગણિતથી તેમાં પણ ઓછાવતી કરી શકાય છે. આ ભેદ સ્થૂલ છે.

પણ આ બળને કાઢીને કયા બળવાળી દષ્ટિ શુભ ને કયા બળવાળી અશુભ, તે જોવાનું જ્યોતિષીઓએ પ્રમાદને લીધે વિસ્મૃત કરેલ

છે. જ્યારે પાશ્ચિમાત્યોએ તેનાં મુખ્ય સાધનનેજ વળગી રહીને દષ્ટિઓ કલ્પી છે.—

પૌર્વાત્ય વિદ્વાનો પણ મુખ્ય વસ્તુને કાયમ રાખીને ફળની સૂક્ષ્મતાની ખાતર ગૌણ વસ્તુઓ કાઢી ઘણાજ ઊંડા ઉતર્યા છે, જે પ્રશંશનીય છે, પણ તેમ થવાથી **મુખ્ય વસ્તુને ભુલી જવાય છે,** ને ગૌણને વળગી રહેવાનું થાય છે. અને આ દષ્ટિના વિષયમાં પણ તેમજ બન્યું છે કે **વૃક્ષના થડને મુકીને ડાળાંને બાઝયા છીયે.**

પૌર્વાત્ય વિદ્વાનોએ દષ્ટિના ત્રણ ભેદ કલ્પ્યા છે.

૧ મિત્ર દષ્ટિ. ૨ સમ દષ્ટિ. ૩ શત્રુ દષ્ટિ.

એક ગ્રહથી બીજો ગ્રહ કેટલામે સ્થાને અથવા ભવનમાં પડેલ છે એટલે કેટલી રાશિના અંતરે છે, તે ઉપરથી દષ્ટિસ્થાન **બાર** બન્યાં છે.

તાજક નીલકંઠીમાં તેને માટે નીચે મુજબ છે.

**दृष्टिः स्यान्नवपंचमे बलवती प्रत्यक्षतः स्नेहदा**
**पादोनाखिलकार्यसाधनकरी मेलापकाख्योच्यते ॥**
**गुप्तस्नेहकरी तृतीयभवने कार्यस्यसंसिद्धिदा**
**र्ध्यंशोना कथिता तृतीयभवने षड्भागदृष्टि र्भवे ॥ १ ॥**
**दृष्टिः पादमिता चतुर्थभवने गुप्तारिभावा स्मृता**
**न्योन्यं सप्तमभे तथैकभवने प्रत्यक्ष वैराखिला ॥**
**दुष्टं दृक्त्रितयं क्षुताह्वयमिदं कार्यस्य विध्वंसदं**
**संग्रामादि कलिप्रदं दृशइमाः स्युर्द्वादशांशांतरे ॥ २ ॥**

**દ્વાદશ ભાવ દષ્ટિ ભેદ.***

(a) મિત્ર દષ્ટિ સ્થાન. ૩—૫—૯—૧૧
(b) સમદષ્ટિ સ્થાન. ૨—૬—૮—૧૨
(c) શત્રુદષ્ટિ સ્થાન. ૧—૪—૭—૧૦

---

* **मित्रंत्रतीय पंचम नवमैकादशागतोऽपिवस्य ॥**
**धनमतिरिपुरिःफकेषु च समोग्रहःस्यादिति ज्ञेयम् ॥ १ ॥**
**शत्रु स्तथैकतुर्ये जाया स्थाने तथा दशमे ॥**
**ताजिकेहि [illegible] नमते [illegible]कथितमस्माभिः ॥ २ ॥**

| ( a ) મિત્ર દૃષ્ટિ. | સ્થાન. | અંશ. | ચિન્હ. |
|---|---|---|---|
| ૧ પ્રત્યક્ષ સ્નેહા. | ૫—૯ | ૧૨૦ | △ |
| ૨ ગુપ્ત સ્નેહા. | ૩—૧૧ | ૬૦ | ✳ |
| ( c ) શત્રુ દૃષ્ટિ. | | | |
| ૧ ગુપ્ત વૈરા. | ૪—૧૦ | ૯૦ | □ |
| ૨ ગાઢ વૈરા. | ૧—૭ | ૦, ૧૮૦ | ☌, ☍ |
| ( b ) સમદૃષ્ટિ:— | | | |
| સમફળપ્રદા. | ૨—૧૨<br>૬—૮ | ૩૦<br>૧૫૦ | ⊻<br>⊼ |

( a ) ગ્રહો એક બીજાથી. ૫—૯—૩—૧૧ ભાવે બેઠા હોય તો તે પરસ્પર મિત્ર કહેવાય છે ને એ પ્રકારની મિત્ર દૃષ્ટિ ઉત્પન્ન કરે છે.

( ૧ ) △ ત્રિકોણ દૃષ્ટિ:—
ગ્રહો એક બીજાથી ૫—૯ ભાવે બેઠા હોય તો તે સર્વ સંપત્તિ આપનાર, કાર્ય સાધનાર, અખિલ સુખ દેનાર બળવાન શુભ દૃષ્ટિ છે.

( ૨ ) ✳ ષડંશ દૃષ્ટિ:—
ગ્રહો એક બીજાથી ૩—૧૧ ભાવે બેઠા હોય છે તો તે મિત્ર દૃષ્ટિ છે.

b ) ગ્રહો એક બીજાથી ૪—૧૦—૧—૭ ભાવે બેઠા હોય તો તે પરસ્પર શત્રુ હોવાથી શત્રુ દૃષ્ટિ ઉત્પન્ન કરે છે.

( ૧ ) □ કેન્દ્ર દૃષ્ટિ:—
ગ્રહો એક બીજાથી ૪—૧૦ મા ભાવે બેઠા હોય તો શત્રુ દૃષ્ટિ છે.

( ૨ ) ☌ ☍ સંયોગ પ્રતિયોગ દૃષ્ટિ:—
ગ્રહો એક બીજાથી ૧—૭ મે ભાવે રહ્યા હોય તો સંપૂર્ણ શત્રુ દૃષ્ટિ છે.

ઉપર મુજબ ☌ ☍ □ આ ત્રણ મુખ્ય શત્રુ દૃષ્ટિ છે તથા △ ✳ આ બે મુખ્ય મિત્ર દૃષ્ટિ છે. આ પ્રમાણે પ્રધાન દૃષ્ટિઓ પાંચ થાય છે.

ગૌણ દષ્ટિઓ સમદષ્ટિ સ્થાનની છે. ને તે ૨–૬–૮–૧૨ ભાવે ગ્રહો એક બીજાથી બેઠા હોય છે તો થાય છે. ને તે બેપ્રકારની ( ⊻ ⊼ ) છે. એટલે ( ⊻ ) ૨–૧૨ મા સ્થાનની એક રાશિના અંતરની છે ને ( ⊼ ) ૬–૮ ભાવની પાંચ રાશિના અંતરની છે.

## પૌર્વાત્ય દ્વાદશ દ્રષ્ટિઃ—

| અંશાંતર. | ભાવ. | ચિન્હ. | નામ. | ફળ. |
|---|---|---|---|---|
| (૦) | ૧ | ☌ | સંયોગ. | ગાઢ વૈરા. |
| (૩૦) | ૨ | ⊻ | એકરાશ્યંતર. | સમ ફળા. |
| (૬૦) | ૩ | ✶ | દ્વિરાશ્યંતર=ષડંશ. | ગુપ્ત સ્નેહા. |
| (૯૦) | ૪ | □ | ત્રિરાશ્યંતર=કેન્દ્ર. | ગુપ્ત વૈરા. |
| (૧૨૦) | ૫ | △ | ચતુરાશ્યંતર, ત્રિકોણ. | પ્રત્યક્ષ સ્નેહા. |
| (૧૫૦) | ૬ | ⊼ | પંચરાશ્યંતર. | સમફલા. |
| (૧૮૦) | ૭ | ☍ | ષડરાશ્યંતર, પ્રતિયોગ. | ગાઢ વૈરા. |
| (૧૫૦) | ૮ | ⊼ | સપ્તરાશ્યંતર. | સમફલા. |
| (૧૨૦) | ૯ | △ | અષ્ટરાશ્યંતર, ત્રિકોણ. | પ્રત્યક્ષ સ્નેહા. |
| (૯૦) | ૧૦ | □ | નવરાશ્યંતર, કેન્દ્ર. | ગુપ્ત વૈરા. |
| (૬૦) | ૧૧ | ✶ | દશરાશ્યંતર, ષડંશ. | ગુપ્ત સ્નેહા. |
| (૩૦) | ૧૨ | ⊻ | એકાદશરાશ્યંતર. | સમફળા |

આ સિવાયની ∠ (૪૫) ⚼ (૧૩૫) Q (૭૨) ⊥ (૩૬) ± (૧૪૪) અંશોની દષ્ટિઓ લીધેલ નથી છતાં તેને પાશ્ચિમાત્યોએ પ્રત્યક્ષ અનુભવમાં આવેલ હોવાથી લીધેલ છે.

દષ્ટિઃ–( Aspcets ) જોવાના મુખ્ય ત્રણ પ્રકારઃ—

| | દષ્ટિ | Aspect |
|---|---|---|
| ૧ | સંપૂર્ણ | Exact |
| ૨ | ઉપક્રમણ | Applying |
| ૩ | નિષ્ક્રમણ | Separating |

( ૧ ) દષ્ટિ કર્તા બન્ને ગ્રહો અથવા સ્થાન વચ્ચે એસ્પેક્ટસમાં જણાવ્યા પ્રમાણેના અંશો હોય છે તો તે કાંઈ પણ સંપૂર્ણ દષ્ટિ કહેવાય છે

( ૨ ) એક ગ્રહ બીજા ગ્રહ સાથે દષ્ટિનો પ્રારંભ કરી કોઇ પણ સંપૂર્ણ દષ્ટિ થતા સુધી અંશોમાં વધી દષ્ટિ સંબંધ વધારતો જાય છે તેને ઉપક્રમણ દષ્ટિ અથવા એપ્લાઇંગ એસ્પેક્ટ કહે છે.

( ૩ ) એક ગ્રહની બીજા ગ્રહ સાથે કોઇ પણ સંપૂર્ણ દષ્ટિ થવા બાદ અંશોમાં ઘટતો જઇ જે સંબંધ ઓછો કરતો જાય છે તેને નિષ્ક્રમણ દષ્ટિ અથવા સેપેરેટીંગ એસ્પેક્ટ કહે છે.

પણ દષ્ટિ કેટલા અંશ પૂર્વે શરૂ થાય છે ને કેટલા અંશ પછી પહોંચે છે તે જાણવાને ગ્રહોનાં ઓર્બ યાને દીપ્તાંશાને ખાસ લક્ષ્યમાં રાખવા જોઇએ.

### ગ્રહ દીપ્તાંશા=Orbs

એક ગ્રહને બીજા ગ્રહ વચ્ચે કઇ દષ્ટિ થાય છે તે શોધી કાઢવામાં દરેક ગ્રહના દીપ્તાંશા અથવા ઓર્બ ( Orbs ) જાણવા જોઇએ કે જે નીચે પ્રમાણે:--

| ગ્રહ | | પાશ્ચિમાત્ય ઓર્બ (Orb) | પૌર્વાત્ય દીપ્તાંશા+ | પાશ્ચિમાત્ય અન્યમત |
|---|---|---|---|---|
| ☉ | र | ૧૫ | ૧૫ | ૧૭ |
| ☽ | चं | ૧૨ | ૧૨ | ૧૨ |
| ♂ | मं | ૭ | ૮ | ૮ |
| ☿ | बु | ૭ | ૭ | ૮ |
| ♃ | गु | ૯ | ૯ | ૧૦ |
| ♀ | शु | ૮ | ૭ | ૮ |
| ♄ | श | ૯ | ૯ | ૮ |
| ♅ | ह | ૭ | ૦ | ૮ |
| ♆ | ने | ૭ | ૦ | ૮ |

મંગળ શિવાયના સર્વ ગ્રહોનાં ઓર્બ્સ–પૌર્વાત્ય દીપ્તાંશાની બરોબર છે જેને માટે નીલકંઠીમાં કહ્યું કે,

**तिथ्यर्काष्ट नगांक शैलखचराः सूर्यादि दीप्तांशकाः ॥ १ ॥**

એક ગ્રહ બીજા ગ્રહને પોતાની દષ્ટિમાં બન્ને ગ્રહોના દીપ્તાંશાના સર્વાલાના અર્ધાંશમાં લેઈ શકે છે. એટલે દષ્ટિકર્ત્તા બન્ને ગ્રહોના ઓર્બ્સના સરવાલાનો અરધો ભાગ જેટલા અંશથી થાય તેટલા અંશ પૂર્વે દષ્ટિની શરૂઆત થાય છે ને તેટલા અંશ પાછળ દષ્ટિ કાયમ રહે છે.

પરંતુ ગ્રહો જ્યારે દષ્ટિમાં પ્રવેશ કરે છે ત્યારે ગ્રહોનાં ઓર્બ્ઝ નાનાં, ને છુટા પડે છે ત્યારે મોટાં હોય છે. તેથી દરેક ગ્રહ કેટલા અંશ પૂર્વેથી દષ્ટિ કરે છે ને કેટલા અંશ પછી પહોંચે છે તે નીચે મુજબ:—

**પ્રધાન દષ્ટિ દીપ્તાંશા:—**

| ગ્રહ Planet. | ઉપક્રમણ અંશ Applying. (°) | નિષ્ક્રમણ અંશ Separating. (°) |
|---|---|---|
| ☉ ર. | ૧૨ | ૧૫ |
| ☽ ચં. | ૮ | ૧૨ |
| ♂ મં. | ૬ | ૮ |
| ☿ બુ. | ૬ | ૮ |
| ♃ ગુ. | ૬ | ૮ |
| ♀ શુ. | ૬ | ૮ |
| ♄ શ. | ૬ | ૮ |
| ♅ હ. | ૬ | ૮ |
| ♆ ને. | ૬ | ૮ |

ઉપલા દીપ્તાંશા=પ્રધાન દષ્ટિઓ (☌ ✳ □ △ ☍) ને માટેજ છે.

**ગૌણ દષ્ટિ દીપ્તાંશા:—**

| દષ્ટિ. | ગ્રહ. | એપ્લાઈંગ. | સેપેરેટીંગ. |
|---|---|---|---|
| ∠ ⚼ | સૂર્ય ચંદ્ર | ૪ | ૫ |
| | બીજા ગ્રહ | ૩ | ૪ |
| ⊻ ⊼ Q ± ⊥ | સૂર્ય ચંદ્ર | ૩ | ૪ |
| | બીજા ગ્રહ | ૨ | ૩ |

હમેશ યાદ રાખવું કે દષ્ટિકર્તા બન્ને ગ્રહો પૈકી શીઘ્રગતિવાળો ગ્રહ મંદગતિવાળા ગ્રહની સાથે દષ્ટિ શરૂ કરી, સંપૂર્ણ દષ્ટિમાં આવી દષ્ટિથી છુટો પડે છે.

**ઉદાહરણઃ—**

ધારો કે બુધના અંશ મેષના ૧૧ છે. ને શનિના અંશ મેષના ૧૭ છે તો પણ તે બન્ને એક રાશિમાં ને લગભગ સરખા અંશોમાં હોવાથી કંજંકશન કરે છે. પણ તે શીઘ્રગતિવાળો ગ્રહ, શનિના અંશથી જ્યારે એપ્લાઈંગ દીપ્તાંશાથી ઓછો હોય છે ત્યારથી એટલે મેષના ૧૧ અંશથી કંજંકશનનો આરંભ કરે છે ને તે અંશથી માંડીને ૧૭ સુધી થતા સુધી એપ્લાઈંગ કંજંકશન કહેવાય છે ને તે બુધ વધતો વધતો જ્યારે શનિના અંશ ( મેષ ૧૭ ) બરોબર આવે છે ત્યારે સંપૂર્ણ કંજંકશન કરે છે. ને તે સંપૂર્ણ કંજંકશન કહેવાય છે. બાદ ઘટતો જાય છે ને તે જ્યાં સુધી સેપેરેટીંગ દીપ્તાંશા ઉમેરતાં શનિના જેટલા અંશ થાય તેટલા ( મેષના ૨૫ ) અંશનો બુધ થાય ત્યાં સુધી સેપેરેટીંગ કંજંકશન કહેવાય છે. બીજી દષ્ટિઓને માટે તે પ્રમાણે સમજી લેવું.

**દષ્ટિ સ્મૃતિ—**

( a ) દરેક તત્વની દરેક રાશિઓ પરસ્પર (ત્રિકોણ ટ્રાયન) માંજ હોય છે.*

અગ્નિ તત્વ= મેષ, સિંહ, ધન.
પૃથ્વી તત્વ= વૃષ, કન્યા, મકર.
આકાશ તત્વ= મિથુન, તુલા, કુંભ.
જળ તત્વ= કર્ક, વૃશ્ચિક, મીન.

( b ) ચર સ્થિર ને દ્વિસ્વભાવ રાશિઓ પરસ્પર કેન્દ્રમાં એટલે સ્કવેર એસ્પેકટમાંજ હોય છે.+

ચર રાશિ= મેષ, કર્ક, તુલા, મકર.
સ્થિર રાશિ= વૃષ, સિંહ, વૃશ્ચિક, કુંભ.
દ્વિસ્વભાવ રાશિ= મિથુન, કન્યા, ધન, મીન.

( c ) એકજ રાશિમાં લગભગ સરખા અંશોથી કંજંકશન ( સંયોગ ) થાય છે.

( d ) સાતમી રાશિમાં રહેલ ગ્રહ પ્રતિયોગ (ઓપોઝીશન) કરે છે.

( e ) ત્રીજે અગીઆરમે ભાવે રહેલ ગ્રહ ષડંશ (સેક્ષટાઈલ) કરે છે.

( f ) એસ્પેકટસ જોવાનાં કોષ્ટક માટે જુઓ પરિશિષ્ટ એમ. ( Appendix M. )

---

* મેષ, સિંહને ધન રાશિઓ માંહોમાંહે એક બીજા સાથે ત્રિકોણ (ટ્રાયન) એસ્પેકટ કરે છે તેવીજ રીતે બીજા તત્વની રાશિઓ માટે સમજવું.

+ મેષ, કર્ક, તુલા ને મકર માંહોમાંહે એક બીજા સાથે સ્કવેર એસ્પેકટ કરે છે તેવીજ રીતે સ્થિર ને દ્વિસ્વભાવ રાશિઓ માટે સમજવું.

## સારાંશ:— ASPECTS=દૃષ્ટિ પ્રદર્શક:—

| નિ.ઇ. | ડીગ્રી=અંશાંતર. | ઇંગ્રેજી નામ. | Aspects. |
|---|---|---|---|
| ☌ | સમાન રાશિ અંશ | ક્લોઝ કન્જન્કસન | Close Conjunction. |
| ☌ | ૫ | કંજંકશન. | Conjunction. |
| ⊻ | ૩૦ | સેમી સેક્ષટાઇલ | Semi Sextile. Dodecogan. |
| ⊥ | ૩૬ | સેમી ક્વીનટાઇલ. | Semi Quintile, Decagon-Decile. |
| ∠ | ૪૫ | સેમી સ્કવેર. | Semi Square, Semi Cross, Semi Quartile, Octagon. |
| ✶ | ૬૦ | સેક્ષટાઇલ. | Sextile, Sextagon. |
| Q | ૭૨ | ક્વીનટાઇલ. | Quintile, Pentagon. |
| □ | ૯૦ | સ્કવેર. | Square, Cross, Quartile, Quadrangle. |
| △ | ૧૨૦ | ટ્રાયન. | Trine, T iangle, Hexagon. |
| ⚼ | ૧૩૫ | સેસ્કવીકવોડ્રેટ. | Sesquiquadrate. |
| ± | ૧૪૪ | બાઇક્વીનટાઇલ. | Biquintile. |
| ⊼ | ૧૫૦ | ક્વીન્કક્ષ. | Quincux. |
| ☍ | ૧૮૦ | ઓપોઝીશન. | Opposetion. |
| P | ૧ | પેરેલલ. | Parallel. |

| નિ. ઈં. | ફળ. | નામ. | રાશ્યંતર. | ચિન્હ. |
|---|---|---|---|---|
| ● ☌ | ગ્રહના પ્રમાણમાં શુભ કે અશુભ. | ગાઢ સંયોગ. | શૂન્ય રાશ્યંતર. | સં. |
| ☌ | | સંયોગ. | | |
| ⊻ | સ્વલ્પ શુભ. | દ્વાદશમાંશ. | ૧ ( એક રાશ્યંતર ). | દ્વા. |
| ⊥ | સ્વલ્પ શુભ. | દશમાંશ. | ૧ ૧/૫ ,, | દ. |
| ∠ | અશુભ. | અર્ધકેન્દ્ર, અષ્ટમાંશ. | ૧ ૧/૨ ,, | અ. |
| ✳ | હમેશ શુભ. | ષડંશ. | ૨ ( દ્વિ રાશ્યંતર ). | ષ. |
| Q | સ્વલ્પ શુભ. | પંચમાંશ. | ૨ ૨/૫ ,, | પં. |
| □ | મહા અશુભ. | કેન્દ્ર, ચતુર્થાંશ. | ૩ ( ત્રિ રાશ્યંતર ). | કે. |
| △ | વિશેષ શુભ. | ત્રિકોણ, ત્રતીયાંશ. | ૪ ( ચતુ રાશ્યંતર ). | ત્રિ. |
| □̲ | અશુભ. | સાર્ધચતુરાસ્યંતર. | ૪ ૧/૨ ,, | સા. |
| ± | સ્વલ્પ શુભ. | દ્વિત્વપંચમાંશ. | ૪ ૪/૫ ,, | દ્વિ. |
| ⊼ | સ્વલ્પ શુભ. | રહિત દ્વાદશાંશ. | ૫ ( પંચ રાશ્યંતર ). | ર. |
| ☍ | મહા અશુભ. | પ્રતિયોગ. | ૬ ( ષડ્રાશ્યંતર ). | પ્ર. |
| P | ગ્રહના પ્રમાણમાં શુભ કે અશુભ. | સમક્રાંતિ. | ૧ અંશાંતર. | ક્રાં. |

## સપૂર્ણ, ઉપક્રમણ ને નિષ્ક્રમણ=દૃષ્ટિદર્શક અંશાંતરઃ—

| દૃષ્ટિ. | સંપૂર્ણ દૃષ્ટિ. | દીપ્તાંશા. અન્ય ગ્રહ. | | દીપ્તાંશા. સૂર્ય. | | ચંદ્ર. | |
|---|---|---|---|---|---|---|---|
| નિશાન. | અંશાંતર | ઉપક્ર. | નિષ્ક્ર. | ઉપક્ર. | નિષ્ક્ર. | ઉપક્ર. | નિષ્ક્ર. |
| ☌ | ૦ | ૧ | ૨ | ૨ | ૩ | ૨ | ૩ |
| ☌ | ૫ | ૬ | ૮ | ૧૨ | ૧૭ | ૮ | ૧૨ |
| ⊻ | ૩૦ | ૨ | ૩ | ૩ | ૪ | ૩ | ૪ |
| ⊥ | ૩૬ | ૨ | ૩ | ૩ | ૪ | ૩ | ૪ |
| ∠ | ૪૫ | ૩ | ૪ | ૪ | ૫ | ૪ | ૫ |
| ✶ | ૬૦ | ૬ | ૮ | ૧૨ | ૧૭ | ૮ | ૧૨ |
| Q | ૭૨ | ૨ | ૩ | ૩ | ૪ | ૩ | ૪ |
| □ | ૯૦ | ૬ | ૮ | ૧૨ | ૧૭ | ૮ | ૧૨ |
| △ | ૧૨૦ | ૬ | ૮ | ૧૨ | ૧૭ | ૮ | ૧૨ |
| ⚼ | ૧૩૫ | ૩ | ૪ | ૪ | ૫ | ૪ | ૫ |
| ± | ૧૪૪ | ૨ | ૩ | ૩ | ૪ | ૩ | ૪ |
| ⊼ | ૧૫૦ | ૨ | ૩ | ૩ | ૪ | ૩ | ૪ |
| ☍ | ૧૮૦ | ૬ | ૮ | ૧૨ | ૧૭ | ૮ | ૧૨ |

# परिच्छेदः ८ Chapter VIII.

# कुंडली संशोधनम्.

## RECTIFICATION OF THE HOROSCOPE.

જન્મનો સમય અને તેના ઉપરથી થયેલ કુંડલી સત્ય છે કે અસત્ય છે તે **પ્રથમ** નક્કી થયા બાદ જ્યોતિષીઓએ ભવિષ્ય જેવું અગર કહેવું વધારે ઉચિત છે.

**જન્મ સમયઃ**—હમેશાં પોતપોતાના ગામમાં જે ઘડીયાળો હોય છે તે ઉપરથી લોકો જન્મનો ટાઇમ બનતી તજવીજ કરી તેને બીજાં ઘડીયાળો સાથે મેળવી, જ્યોતિષીઓને **જન્મનો ખરો ટાઈમ છે** એમ કહી બતલાવે છે. ને તેનેજ ખરો માની જોશીઓ કુંડળીઓ તૈયાર કરે છે. પણ તેમાં મુખ્યત્વે કરીને નીચે પ્રમાણે ભુલો થવાનો સંભવ છે.

(a) સત્ય ટાઈમનો અભાવ.
(b) એપેરેન્ટ અને મીન ટાઇમના તફાવતની અજ્ઞાનતા.
(c) શુદ્ધ લગ્નપત્રાની ન્યૂનતા.
(d) જ્યોતિષીઓની તે સુધારવાની શક્તિની ન્યૂનતા.

ઉપરની ત્રણે ખામીઓ તો ચોથી ખામીમાં એટલે જ્યોતિષીની તે કુંડલી સુધારવાની શક્તિની ન્યૂનતામાં સમાઈ જાય છે.

પૌર્વાત્ય વિદ્વાનોએ કુંડલીના સંશુદ્ધિકરણ માટે ઘણીજ પદ્ધતિઓ કલ્પેલ હશે પણ હાલના જ્યોતિષીઓએ તેનો અજ્ઞાનના અને પ્રમાદને લીધે ત્યાગ કરેલ છે, ને ફક્ત જન્મ સમયના નજદીકનો નવમાંશ ( પુરૂષ કે સ્ત્રી રાશિનો ) મેળવે છે; એક નવમાંશ–૩ અંશ ૨૦ કલાનો હોય છે એટલે લગભગ ૧૩ મિનિટ અથવા ૩૫ કલાનો હોય છે. પણ ૧૩ મિનિટ પૈકી કઇ મિનિટ સત્ય હશે અથવા બે ત્રણ કલાકનો તફાવત હોય તો કયો ટાઇમ સત્ય હશે, તે જાણવાને કોઈ પણ પદ્ધતિનો ઉપયોગ થતો હોય એમ સમજાતું નથી.

પાશ્ચિમાત્ય વિદ્વાનો બનતા સુધી જન્મ દિવસનો કયો કલાક, મિનિટ ને સેકન્ડ સત્ય હશે તે શોધી કાઢવાને પ્રયત્ન કરે છે; કારણ કે એક મિનિટના વ્હેલા કે મોડાના પ્રમાણમાં ભવિષ્ય ફળ ત્રણ માસ વેહેલું કે મોડું મળે છે ને એક અંશના તફાવતે એક વર્ષનો તફાવત ભવિષ્ય ફળમાં પડે છે.

હવે જુઓ ! એક નવમાંશ પૈકી ગમે તે અંશ લીધેલ હોય તો લગભગ ત્રણ વર્ષનો તફાવત ભવિષ્ય ફળમાં પડી આવે છે. જેથી જેમ બને તેમ કુંડલી (મિનિટ સેકન્ડ અથવા ઘડી પળથી) સત્ય સુધારી શકાય તેમ ફળમાં વધારે મળતાપણું આવશે.

પાશ્ચિમાત્યો કુંડલી સંશોધન માટે બે પદ્ધતિ બતલાવે છે. જો કે આ બન્ને પદ્ધતિઓ સાયન અગર નિરયન જ્યોતિષમાં પ્રવેશ કરનારને કઠણ તો પડશે. પણ તેનું અત્ર દિગ્દર્શન કરાવવું યોગ્ય ધારેલ છે.

**કુંડલી સંશોધન પદ્ધતિ દ્વય=Two Methods of Rectification.**

**( I ) પ્રથમ પદ્ધતિ:—**

જીંદગીમાં બનેલ મુખ્ય મુખ્ય ઉપયોગી બનાવોની તારીખોપરથી.

( a ) માતા પિતા કે સ્ત્રી પૈકી કોઇના મરણનો દિવસ.

( b ) લગ્નનો દિવસ.

( c ) પુત્રાદિકના જન્મનો દિવસ.

( d ) મહાન ભાગ્યોદય અથવા સંકટનો દિવસ.

( e ) મહાન રોગ અથવા અકસ્માતનો દિવસ. વિગેરે.

**( II ) દ્વિતીય પદ્ધતિ:—**

આધાનકાલ ( Herme's Theory ) એટલે જન્મ સમયના ક્ષિતિજ મંડળ સાથે જન્મ ચંદ્રના સંબંધ ઉપરથી.

**( I ) પ્રથમ પદ્ધતિ:—**

આ પદ્ધતિથી સૂક્ષ્મ રીતે કુંડલી શોધવામાં ત્રિકોણ મિતિની મદદથી ડીરેકશનનાં આર્ક કાઢવા પડે છે. પણ ગણિતના ગુંચવાડામાં પડયા સિવાયની સ્થૂલ રીતિ—

**સંશોધન નિયમ:—**

( a ) જન્મ સમયની કુંડલીમાં ચતુર્થ અને દશમ ભાવના અંશ પ્રત્યેક વર્ષે એક એક અંશ આગળ વૃદ્ધિ પામે છે. અને તે હિસાબે દરેક ભાવ પણ અક્ષાંશો પરત્વે વધે છે.

૧ અંશ=૧ વર્ષ.

( b ) દશમ ભાવના અંશમાં એક અંશ અધિક ન્યૂન થવાની સાથે જન્મના સમયમાં ચાર ચાર મિનિટની અધિક ન્યૂનતા થાય છે.

૧ અંશ=૪ મિનિટ.

( c ) ભાવ અને તે ભાવમાં રહેલ ગ્રહ વચ્ચેના અંશોના અંતર તુલ્ય વર્ષ સમજવાં.

( d ) ગ્રહના સ્વભાવ પ્રમાણે પોતાથી સ્પર્શ કરાતા ભાવના સૂચક ચીજને અસર કરે છે.

Note:—

કોઇ પણ કેન્દ્ર ભાવ અને તે ભાવમાં રહેલ ગ્રહના અંશાંતરના તુલ્ય વર્ષે શુભ કે અશુભ ગ્રહ પોતાના સ્વભાવ પ્રમાણે* પોતાનાથી સ્પર્શ થતા ભાવની સૂચક વસ્તુઓ× પૈકી કોઇને સારી યા નરસી અસર કરે છે.

**સંશોધન કૃત્યઃ—( પ્રથમ પદ્ધતિ ).**

( ૧ ) સ્થૂલ રીતિ. ( ૨ ) સૂક્ષ્મ રીતિ.

**ઉદાહરણઃ—**

એક ગૃહસ્થનો જન્મ સન ૧૮૭૭ ના એપ્રીલ માસની તારીખ બીજીએ આશરે કલાક ( ૬ ) ને મિનિટ ( ૧૬ ) ના સુમારે પોરબંદર મુકામે થયેલ છે.

( a ) પિતાશ્રીનું મરણ તા. ૧૬–૧૦–૧૮૮૦ ના રોજ ઘોડાના અકસ્માતથી થયેલ છે.

( b ) પોરબંદરના અક્ષાંશાઃ ( ૨૨ ) છે.

( c ) તા. ૨—૪--૧૮૭૭ નો નાક્ષત્ર કાળ. ૦—૪૦—૨૮ છે.

( d ) પિતા માટે મુખ્ય ભાવ ૪ કે ૧૦ મો છે.

( e ) પાપ ગ્રહ અકસ્માત કે જનાવરથી મરણ કરે છે.

---

* ગ્રહ સ્વભાવ માટે જુઓ પરિચ્છેદ ત્રીજો.

× ભાવસૂચક વસ્તુઓ માટે જુઓ પરિચ્છેદ ચોથો.

સ્થૂલ રીતિઃ—

આશરાના ટાઇમ ઉપરથી કુંડલી કાઢતાં

| | | અંશ. કલા. |
|---|---|---|
| મંગળ= | મકર. | ૨૦—૨૦ |
| દશમ ભાવ= | મકર— | ૧૩——૦ |
| અંતર અંશ વર્ષ પિતા મરણ માટે= | | ૭——૦ |

પણ તેમ ન થતાં આશરે સાડા ત્રણ વર્ષે પિતાનું મરણ થયેલ છે. તો દશમ ભાવ—જો ૧૭ અંશ લેઇએ તો અંશાંતર=વર્ષ=૩ાા આવે. હવે ફક્ત દશમ ભાવ ચાર અંશ વધારવાથી તેમ થાય છે. એક અંશ વૃદ્ધિ પામવાને ચાર મિનિટના હીસાબે ચાર અંશ માટે ૧૬ મિનિટ આવી. જે જન્મનો સ્થૂલ ટાઇમ ક. ( ૬ ) મિ. ( ૧૬ ) છે તેમાં ૧૬ મિનિટ ઉમેરી તો જન્મનો શુદ્ધ ટાઇમ ક. ( ૬ ) મિ. ( ૩૨ ) આશરે થયો.

સૂક્ષ્મ રીતિઃ—ઉદાહરણ.

| | વર્ષ. માસ. દિવસ |
|---|---|
| પિતા મરણ. | ૧૮૮૦—૧૦—૧૬ |
| જન્મ તારીખ. | ૧૮૭૭——૪——૨ |
| મરણ વખતે થયેલ વર્ષ. | ૩——૬—૧૪ |

એક વર્ષ=( ૪ ) મિનિટ પ્રમાણે નાક્ષત્ર કાળ કલાક મિનિટમાં. } વર્ષ ૩, માસ ૬, દિવસ. ૪ ને ચાર મિનિટથી ગુણતાં=ક. ૦ મિ. ૧૪ સે. ૯

મંગળ મકરનો ૨૦°–૨૦′ છે તે દશમા ભાવને સ્પર્શ કરતી વખતનો નાક્ષત્ર કાળ. }

| ક. | મિ. | સે. |
|---|---|---|
| ૧૯ | ૨૬ | ૩૪ |
| ૦ | ૧૪ | ૯ |
| ૧૯ | ૧૨ | ૨૫ |

ક. મિ. સે.
તો ૧૯; ૧૨; ૨૫ નો જન્મ સમયનો શુદ્ધ નાક્ષત્ર કાળ આવ્યો.

| | ક. મિ. સે. |
|---|---|
| જન્મ દિવસ નાક્ષત્ર કાળ. | ૦ ૪૦ ૨૮ |
| શુદ્ધ નાક્ષત્ર કાળ. | ૧૯ ૧૨ ૨૫ |
| મધ્યાન્હ પૂર્વનો જન્મ સમય= | ૫—૨૮——૩ |
| સૂર્યોદય કલાક= | ૬—૩૧—૫૭ |
| જન્મનો શુદ્ધ સમય–જન્મ લગ્ન= | મેષ ૨૩°—૩૧′= |

## સંશોધન કૃત્ય. ( દ્વિતીય પદ્ધતિ ).

આધાન કાળ*

यस्मिन् द्वादशभागे गर्भाधाने व्यवस्थितश्चंद्रः ।
प्रसुतवर्षेप्रसवो गर्भस्य समादिशेत्प्राज्ञः ॥

Traitine of Hermes=હમી જ સ્વિકૃત પક્ષ.

મુખ્ય નિયમ—

૧ જન્મ સમયનો ક્ષિતિજ ( લગ્ન અથવા સપ્તમ ભાવ ) તે આધાન કાળનો ચંદ્રમા છે. અને જન્મ સમયનો ચંદ્રમા તે આધાન કાળનો ક્ષિતિજ ( લગ્ન અથવા સપ્તમ ભાવ ) હોય છે.

૨ શુક્લ પક્ષમાં લગ્નને સ્વિકારો ને જન્મના ચંદ્રમાને ગર્ભાધાનનું લગ્ન બનાવો. અને કૃષ્ણ પક્ષમાં સપ્તમ ભાવને સ્વિકારો તથા જન્મના ચંદ્રમાને ગર્ભાધાનનો સપ્તમ ભાવ બનાવો.

આ સાથે આપેલા કોષ્ટકમાં ગર્ભાધાન અને જન્મ દિવસ વચ્ચેના દિવસોનું અંતર છે.

× અદ્દશ્ય ગોળાર્ધમાં જો ચંદ્ર હોય તો લગ્ન અને ચંદ્રના અંશોનું અંતર, અને દશ્ય ગોળાર્ધમાં ચંદ્ર હોય તો સપ્તમ ભાવ અને ચંદ્રના અંશોનું અંતર કાઢો.

જન્મ ચંદ્ર= ધન ( ૦ ) અંશ.
જન્મ લગ્ન= મેષ ( ૨૩ ) અંશ.
જન્મ ચંદ્ર= કૃષ્ણ પક્ષ.
જન્મ ચંદ્ર ગોળ=દ્દશ્ય ગોળાર્ધ.

ઉપરના દાખલામાં દશ્ય ગોળાર્ધમાં ચંદ્રમા હોવાથી સપ્તમ ભાવ તુલા ૨૩ અને ચંદ્ર ધન પૂર્ણ અંશ વચ્ચેનું અંતર ૩૭ અંશ થયું

સાથે આપેલા ગર્ભાધાન દિવસ કોષ્ટકમાં ૩૭ ને લગતો આંક ૩૬ છે અને કૃષ્ણ પક્ષનો દશ્ય ગોળાર્ધમાં ચંદ્રમા છે, તો ( ૨૭૩+૩=૨૭૬ ) દિવસ થયા. જન્મની તારીખથી ૨૭૬ કાપતાં જે દિવસ આવશે તે

---

* માતાના ઉદરમાં ગર્ભના રહેવાના સમયને આધાન કાળ કહે છે.

× દશ્ય ગોળાર્ધ—૭ મા ભાવથી લગ્ન સુધી, ને અદ્દશ્ય ગોળાર્ધ લગ્નથી સાતમા ભાવ સુધી છે.

દિવસે અથવા આગળ પાછળના કોઈ પણ દિવસે જોશો તો જણાશે કે જન્મ લગ્નની અથવા સપ્તમ ભાવની રાશિમાં લગભગ સરખા અંશોમાંજ ચંદ્રમા હોય છે.

ગર્ભાધાન સમયના ચંદ્રમાની રાશિનો એગ્ઝેકટ અંશ શોધી કાઢવા માટે ભાવસાધન કોષ્ટકમાં જુઓ. અને તેમાંથી જન્મ ચંદ્ર રાશિ અંશ અથવા તેથી સપ્તમ ચંદ્ર રાશિ અંશને લગતા નાક્ષત્ર કાળની નોંધ લ્યો. ગર્ભાધાન દિવસના મધ્યાન્હ કાળના નાક્ષત્ર કાળનું અને ઉપર આવેલ નાક્ષત્ર કાળનું અંતર કાઢો. અને જે અંતર રહેશે તે ગર્ભાધાન સમયના કલાક (a. m. કે p. m.) જાણવા ને તે સમયનો ચંદ્રમા કાઢવો, અને આ ચંદ્રમાનો જે રાશિ અંશ આવે તે જન્મનું લગ્ન અથવા સપ્તમ ભાવ જાણવો.

ગર્ભાધાન દિવસ કોષ્ટક:—

| ક્ષિતિજ ને ચંદ્રાંતર. અદૃશ્ય ગોળાર્ધમાં લગ્નથી અને દૃશ્ય ગોળાર્ધમાં સાતમાથી. | ચંદ્રમા. શુકલપક્ષ ને અદૃશ્ય ગોળાર્ધ અથવા કૃષ્ણપક્ષ ને દૃશ્ય ગોળાર્ધ | ચંદ્રમા. કૃષ્ણપક્ષ ને અદૃશ્ય ગોળાર્ધ અથવા શુક્લપક્ષ ને દૃશ્ય ગોળાર્ધ |
|---|---|---|
| અંશ. | દિવસો | દિવસો |
| ૦ | ૨૭૩+૦ | ૨૭૩—૧૫ |
| ૧૨ | +૧ | —૧૪ |
| ૨૪ | ૨ | ૧૩ |
| ૩૬ | ૩ | ૧૨ |
| ૪૮ | ૪ | ૧૧ |
| ૬૦ | ૫ | ૧૦ |
| ૭૨ | ૬ | ૯ |
| ૮૪ | ૭ | ૮ |
| ૯૬ | ૮ | ૭ |
| ૧૦૮ | ૯ | ૬ |
| ૧૨૦ | ૧૦ | ૫ |
| ૧૩૨ | ૧૧ | ૪ |
| ૧૪૪ | ૧૨ | ૩ |
| ૧૫૬ | ૧૩ | ૨ |
| ૧૬૮ | ૧૪ | ૧ |
| ૧૮૦ | ૧૫ | ૦ |

ઉદાહરણ:—

પુરૂષ જન્મ તારીખ—તા. ૨ એપ્રીલ ૧૮૭૭.

જન્મ વખત—સવારના કલાક ( ૬ ) મિનિટ ( ૩૧ ).

જન્મની તારીખ—તા. ૨ એપ્રીલ ૧૮૭૭ માંથી ૨૭૬ ગર્ભના દિવસ કાપતાં સાતમા ભાવની રાશિ અંશને લગભગ મળતો દિવસ તા. ૨૯ જુન ૧૮૭૬ આવ્યો. જે દિવસે ચંદ્રમા તુલાનો લગભગ જન્મના સાતમા ભાવના રાશિ અંશને મળતો છે.

ચંદ્રની રાશિ તો તુલા છે. પણ ગર્ભાધાનનો એગ્ઝેક્ટ અંશ કાઢવા માટે.

| | ક. મિ. |
|---|---|
| તા. ૨૯–૬–૭૬ નો નાક્ષત્ર કાળ= | ૬—૨૬ |
| મિથુન લગ્ન પૂર્ણ અંશના ઉદયનો પોરબંદરનો નાક્ષત્ર કાળ= | ૨૧—૧૭ |
| મધ્યાન્હ પૂર્વનો વખત= | ૯—૯ |
| એક કલાકે ૧૦ સેકન્ડનો સંસ્કાર= | ૧ |
| મીન ટાઇમ મધ્યાન્હ પૂર્વનો= | ૯—૮ |
| ગર્ભાધાન સમય= | ૨—૫૨ |

| | | |
|---|---|---|
| ચંદ્ર તા. ૩૦–૬–૭૬= | વૃશ્ચિક | ૦°–૫૧′ |
| „ તા. ૨૯–૬–૭૬ | તુલા | ૧૮–૧૮ |
| ચંદ્રની ગતિ ૨૪ કલાકમાં= | ૦— | ૧૨—૩૩ |

+લોગેરીથમ કોષ્ટકમાંથી ૧૨ અંશ ૩૩ કલાનો લોગ૦ પ્રમાણ= ૨૮૧૬

પંચાંગનો ચંદ્ર ગ્રીનીચના મધ્યાન્હનો હોવાથી ક. ૪ મિ. ૫૦ નો છે ને આપણો ગર્ભાધાન સમય ક. ૨ મિ. ૫૨ છે તે વચ્ચેનું અંતર કલાક ( ૧૦ ) મિનિટ ( ૨ ) થયું તેને ભળતો લોગ૦ પ્રમાણ= } ૩૭૮૮

બન્ને લોગનો સરવાળો= ૬૬૦૪

લોગ–૬૬૦૪=( ૫ ) અંશ ( ૧૫ ) કલા થાય છે.

| | | |
|---|---|---|
| પંચાંગ ચંદ્ર | તુલા | ૧૮°–૧૮′ |
| ગર્ભાધાન સમય સુધીનો ચંદ્ર સંસ્કાર | ૦ | ૫–૧૫ |
| ગર્ભાધાન ચંદ્ર= | તુલા | ૨૩–૩૩ |

+ લોગેરીથમ કોષ્ટક પરિશિષ્ટ (N) એન. માં આપેલું છે તે જુઓ.

ગર્ભાધાન ચંદ્ર=જન્મ સપ્તમ ભાવ.

જન્મ લગ્ન મેષ= ૨૩°–૩૩′

જન્મ તા. ૨–૪–'૭૧ નાક્ષત્ર કાળ= ૦–૪૦–૨૮

પોરબંદરમાં (મેષ ૨૩°–૩૩′) ના લગ્નનો નાક્ષત્ર કાળ= ૧૯–૧૦—૦

મધ્યાન્હ પૂર્વનો નાક્ષત્ર કાળ= ૫–૨૯—૦

જન્મ સમયના સવારના કલાક=૬–૩૧

ઉપરની બન્ને પદ્ધતિઓ પૈકી વધારે વિશ્વાસપાત્ર પ્રથમ પદ્ધતિ છે.

**લગ્ન નિર્ણય:—**

( क ) *લગ્નની રાશિના સ્વભાવ તથા ગુણ દોષ ઉપરથી જન્મેલ મનુષ્યનું શરીર, રૂપ રંગ, સ્વભાવ, રોગ, ચિન્હ, વિગેરે મેળવવાં.

( ख ) +લગ્નમાં રહેલો ગ્રહ અથવા લગ્નેશના સ્વભાવ તથા ગુણ દોષના પ્રમાણમાં જન્મેલ મનુષ્યનું સ્વરૂપ, રૂપ, રંગ, સ્વભાવ, રોગ તથા ચિન્હ મેળવવાં.

આ સિવાયના નિયમો નીચે પ્રમાણે છે.

**विना प्राणपदाच्छुद्धी गुलिकाद्वानिशाकरात् ॥**
**तदशुद्धं विजानीयात् स्थ वराणां तदैव हि ॥ १ ॥**
**द्वयोर्हीन बलेप्येवं गुलिकात्परिचिंतयेत् ॥**
**तस्मात्तत्सप्तमस्थानात्तदंशाच्चकलत्रतः ॥ २ ॥**
**तत्रैव तत्रि कोणे वा जन्मलग्नं विनिर्दिशेत् ॥**
**मनुष्याणां पशूनां च द्वितीयेदशमेरिपौ ॥ ३ ॥**
**तृतीयेमदनेलाभे विहंगानां विनिर्दिशेत् ॥**
**कीट सर्प जलस्थानां शेषस्थानेषु संाप्रतः ॥ ४ ॥**

( ૧ ) ચંદ્ર—પ્રથમ તો ચંદ્ર રાશિના સ્વામિથી અગર તેની સપ્તમ રાશિથી ત્રિકોણમાં જન્મ લગ્ન હોય છે.

( ૨ ) **પ્રાણપદ**—તેમ ન હોય તો પ્રાણપદ રાશિ અથવા તેની સપ્તમ રાશિથી ત્રિકોણમાં જન્મ લગ્ન હોય છે.

---

* રાશિશીલ માટે પરિચ્છેદ ચોથો વાંચો.

\+ ગ્રહશીલ માટે પરિચ્છેદ ત્રીજો વાંચો.

( ૩ ) ગુલિક—તેમ પણ જો ન હોય તો ગુલિક રાશિ અથવા તેની સપ્તમ રાશિથી ત્રિકોણમાં જન્મ લગ્ન હોય છે.

ઉપરના નિયમો પછી ત્રિકોણ સિવાયની રાશિમાં જન્મ.

૨—૬—૧૦=પશુ પ્રાણીના જન્મ.

૩—૭—૧૧=પક્ષિઓના જન્મ.

૪—૮—૧૨=કીડા, સર્પ અને જલચરના જન્મ.

**૧ ચંદ્ર શુદ્ધિ—૨ પ્રાણપદ શુદ્ધિ—૩ ગુલિક શુદ્ધિ.**

**૧ ચંદ્ર શુદ્ધિ.**

**चंद्र लग्नाधिपो यत्र तत्त्रिकोणमथापिवा ॥**

***तत्सप्तमा त्रिकोणं वा भवे लग्नस्यनिर्णयः ॥ १ ॥**

પ્રથમ તો કુંડલીમાં જન્મ ચંદ્રાશ્રિત રાશિના સ્વામિની આશ્રિત રાશિથી અથવા તેનાથી સપ્તમ રાશિથી, ત્રિકોણ રાશિમાં ( ૫—૯ ) જન્મ લગ્ન હોય છે.

(એટલે ચંદ્ર રાશિ સ્વામિથી ૩—૫—૯—૧૧ મી રાશિનું લગ્ન હોય છે.)

પણ જ્યારે જન્મ ચંદ્ર રાશિ સ્વામિ જન્મ લગ્નમાં ૧—૨—૪—૬—૮—૧૦—૧૨ મી રાશિમાં હોય ત્યારે અથવા દરેક વખતે પ્રાણપદ નિયમ લાગુ પાડવો.

૨, પ્રાણપદ શુદ્ધિ. ( બૃહત્પારાશરી આધારે. )

**स्वेष्ट कालं पलीकृत्य, तिथ्याप्तमादिकंचयत् ॥**

**चरागद्विभगे भानौ योज्यं स्वेनवमे सुते ॥**

**स्फुटं प्राणपदं तस्मात्पूर्ववत्शोधयेत्तनुः ॥ १ ॥**

**प्राणत्रिकोणे प्रवदन्तिजन्म तत्सप्तकालन्मत्रिकोणगेवा॥**

**प्राणांशकस्यांश समानयाते तत्त्रिकोणे लग्नजन्मलग्नं। २ ॥**

+જન્મ કાળની ઈષ્ટ ઘડીની પળ કરીને તેમાં ઈષ્ટ પળ મેળવવી. તેને ( ૧૫ ) થી ભાગ લેવો. ને તે જો બારથી વધારે હોય તો બારથી શોધવા. ને પળોને બમણી કરવી. ને તેમાં સૂર્યની રાશિ ઉમેરવી.

૧ જો સૂર્ય ચર રાશિમાં હોય તો ઉપર આવેલ ફળજ પ્રાણપદ થાય છે.

---

* तत्सप्तमे त्रिकोणे वा એવું પદ પણ લે છે.

+ અથવા—ઈષ્ટ ઘડીને ચારથી ગુણી પળોને બમણી કરી ૩૦ થી ભાગ લેઈ ઉપલા ફળમાં ઉમેરી દેવી.

૨ જો સ્થિર રાશિમાં સૂર્ય હોય તો સૂર્ય રાશિથી નવમો જે ચર રાશિનો અંક હોય તે મેળવવો.

૩ જો દ્વિસ્વભાવ રાશિમાં સૂર્ય હોય તો સૂર્ય રાશિથી પાંચમો જે ચર રાશિનો આંક હોય તે મેળવવો:—

ઉદાહરણ—શકે ૧૮૨૮ ના અષાડ સુદી ૧૩ બુધવાર શ્રી સૂર્યોદયાત્ ગત ઘટી (૫) પળ (૫૫) ના સમયનું પ્રાણપદ કાઢો.

ઘટી–૫ ને પળ (૫૫) ની પળો ૩૫૫ થઇ તેને ૧૫ થી ભાગ લીધો તો રાશિ ૨૩ અંશ ૧૦ આવ્યા. રાશિ (૨૩) ને બારથી ભાગ્યા તો ૧૧ વધ્યા ને (૧૦) ને બમણા કર્યાં તો રાશિ (૧૧) ને અંશ (૨૦) આવ્યા તેમાં સૂર્ય રાશિ મિથુન એટલે બે ઉમેર્યા—

| | | | |
|---|---|---|---|
| ૧૧ | ૨ | ૧૩ | ૧ |
| ૨૦ | ૦ | ૨૦ | ૨૦ |

ને તેમાં દ્વિસ્વભાવ રાશિથી પાંચમી ચર રાશિ તુલાનો આંક ૬ ઉમેર્યા તો ૭–૨૦ આવ્યા. તે પ્રાણપદ થયું.

જો પ્રાણપદથી મળતું ન આવે તો ગુલિક સાધન કરવું.

**૩. ગુલિક શુદ્ધિ.** ( જૈમિની સૂત્રના આધારે. )

દિવસે જન્મ હોય તો દિનમાનને અને રાત્રિએ જન્મ હોય તો રાત્રિમાનને આઠથી ભાગતાં જે આવે તેને નીચે કોષ્ટકમાં આપેલા (દિવસે જન્મ હોય તો દિવસના ને રાત્રિએ હોય તો રાત્રિના ) વારાંકથી ગુણવા, ગુણતાં જે આવે તેને ઘટી પળ સમજવાં. ને તે ઉપરથી લગ્ન કાઢવાની રીતે લગ્ન કાઢવું. *

**ગુલિક ધ્રુવાંકા.**

| વાર | રવિ | સોમ | મંગળ | બુધ | ગુરૂ | શુક્ર | શનિ | વાર |
|---|---|---|---|---|---|---|---|---|
| દિવસ | ૭ | ૬ | ૫ | ૪ | ૩ | ૨ | ૧ | દિવસ |
| રાત્રિ | ૩ | ૨ | ૧ | ૭ | ૬ | ૫ | ૪ | રાત્રિ |

* જન્મ દિવસના સૂર્યના રાશિ અંશ પ્રમાણે લગ્નપત્રમાંથી આંક શોધી તેમાં જન્મની ઘટી પળ ઉમેરી ફરીથી જે આવે તે ફળને લગભગ મળતો શોધી કાઢવો. ને તે ઠેકાણે જે રાશિ અને અંશ મળતા હોય તે લગ્નની રાશિ અંશ સમજવા. લગ્નપત્ર માટે જુઓ પરિશિષ્ટ ઓ. (O)

**ઉદાહરણ**—જન્મ દિવસે હોવાથી જન્મ દિવસના દિનમાનને ૩૨–૧૪ ને આઠથી ભાગતાં શેષ ૪–૯–૧૫ આવ્યા. ને જન્મ બુધવારે હોવાથી તે દિવસના આંક (૪) થી ગુણતાં ૧૬–૩૭ આવ્યા તેને ઘટી પળ સમજવાં, ને તે ઉપરથી તે દિવસના સૂર્યના રાશિ અંશ (મિથુનાંશા ૪) પ્રમાણે લગ્ન કાઢતાં ગુલિક લગ્ન પાંચ રાશિ ૭ અંશ આવ્યું.

**માંદીષ્ટ સાધન.** ( સર્વાર્થ ચિંતામણિ. )

અહીં ગુલિકેષ્ટ અથવા માંદીષ્ટ એકજ ગણેલ છે, તેથી જે દિવસે જન્મ હોય તે દિવસના દિનમાનને જે વારે જન્મ હોય તેના નીચે આપેલા વારના ધ્રુવાંકથી ગુણીને ૩૦ ભાગ લેવો. ને આવે તેને ઘટી પળ સમજી તે દિવસના સૂર્યના રાશિ અંશ પ્રમાણે લગ્નપત્ર ઉપરથી લગ્ન કાઢવું, જે આવે તે **ગુલિકેષ્ટ** અથવા **માંદીષ્ટ** લગ્ન સમજવું.

**માંદીષ્ટ વાર ધ્રુવક ચક્રમ.**

| રવિ | સોમ | મંગળ | બુધ | ગુરૂ | શુક્ર | શનિ | વાર |
|---|---|---|---|---|---|---|---|
| ૨૬ | ૨૨ | ૧૮ | ૧૪ | ૧૦ | ૬ | ૨ | ધ્રુવાંક |

માંદીષ્ટ અથવા ગુલિકેષ્ટથી અથવા તેનાથી સપ્તમ રાશિથી ત્રિકોણમાં જન્મ લગ્ન હોય છે.

**કેરલ મત:—**

**તત્વકાળ ઉપરથી પુરૂષ અથવા સ્ત્રી જન્મજ્ઞાન.**

જન્મ કાળ દિવસે હોય તો દિનમાન ને રાત્રિએ હોય તો રાત્રિમાનને આઠથી ભાગ લેવાથી **યામાર્દ્ધ** કાળ આવશે.

દિવસના કિંવા રાત્રિના ઉપર પ્રમાણે આવેલા આઠ ભાગ પૈકી ૧–૩–૫–૭ મા ભાગમાં યામનો **આરોહ** કાળ, અને ૨–૪–૬–૮ મા ભાગમાં યામનો **અવરોહ** કાળ છે.

**સૂર્યાદિ ગ્રહોનાં તત્વ.**

| ગ્રહ | રવિ | ચંદ્ર | મંગળ | બુધ | ગુરૂ | શુક્ર | શનિ |
|---|---|---|---|---|---|---|---|
| તત્વ | અગ્નિ | જળ | અગ્નિ | પૃથ્વી | આકાશ | જળ | વાયુ |

જે દિવસે જે વાર હોય તે ગ્રહના તત્વથી આરંભી પ્રત્યેક યામના આરોહ કાળમાં પંચતત્વની એક આવૃત્તિ થાય છે. ને યામના અવરોહ

કાળમાં ઉલટ રીતિથી પંચતત્વની એક આવૃત્તિ થાય છે.

દિવસ અને રાત્રિના યામાર્ધ કાળને ૧૫ થી ભાગ લેવો. ભાગાકારાત્મક એકેક તત્વ કાળ થાય છે. ( એક યામાર્ધ કાળમાં તત્વ ભાગ કાળની ૧૫ આવૃત્તિ થાય છે. )

સ્ત્રીજન્મ—જળતત્વ અથવા વાયુતત્વ કાળમાં થાય છે.

પુરૂષજન્મ—પૃથ્વી, આકાશ અથવા અગ્નિતત્વ કાળમાં થાય છે.

## વાર પરત્વે યામાર્ધ કાળના આરંભ કાળનું તત્વ કાળ કોષ્ટક.

| વાર. | તત્વ ભાગ અથવા તત્વ. | | | | |
|---|---|---|---|---|---|
| રવિ | ૧—૨—૩ અગ્નિ | ૪—૫—૬—૭ વાયુ | ૮—૯—૧૦—૧૧—૧૨ આકાશ | ૧૩ પૃથ્વી | ૧૪—૧૫ જળ |
| સોમ | ૧—૨ જળ | ૩—૪—૫ અગ્નિ | ૬—૭—૮—૯ વાયુ | ૧૦—૧૧—૧૨ ૧૩—૧૪ આકાશ | ૧૫ પૃથ્વી |
| મંગળ | ૧—૨—૩ અગ્નિ | ૪—૫—૬—૭ વાયુ | ૮—૯—૧૦—૧૧—૧૨ આકાશ | ૧૩ પૃથ્વી | ૧૪—૧૫ જલ |
| બુધ | ૧ પૃથ્વી | ૨—૩ જળ | ૪—૫—૬ અગ્નિ | ૭—૮—૯ ૧૦ વાયુ | ૧૧—૧૨—૧૩—૧૪—૧૫ આકાશ |
| ગુરૂ | ૧—૨—૩—૪—૫ આકાશ | ૬ પૃથ્વી | ૭-૮ જળ | ૯—૧૦—૧૧ અગ્નિ | ૧૨—૧૩—૧૪—૧૫ વાયુ |
| શુક્ર | ૧—૨ જળ | ૩—૪—૫ અગ્નિ | ૬—૭—૮—૯ વાયુ | ૧૦—૧૧—૧૨—૧૩—૧૪ આકાશ | ૧૫ પૃથ્વી |
| શની | ૧—૨—૩—૪ વાયુ | ૫—૬—૭—૮—૯ આકાશ | ૧૦ પૃથ્વી | ૧૧—૧૨ જળ | ૧૩—૧૪—૧૫ અગ્નિ |

| વાર. | વાર પરત્વે યામાર્દ્ધ કાળના અવરોહ કાળનું તત્વ કાળ કોષ્ટક. | | | | |
|---|---|---|---|---|---|
| રવિ | ૧-૨ જળ | ૩ પૃથ્વી | ૪-૫-૬-૭-૮ આકાશ | ૯-૧૦-૧૧-૧૨ વાયુ | ૧૩-૧૪-૧૫ અગ્નિ |
| સોમ | ૧ પૃથ્વી | ૨-૩-૪-૫-૬ આકાશ | ૭-૮-૯ ૧૦ વાયુ | ૧૦-૧૧-૧૨ અગ્નિ | ૧૪-૧૫ જલ |
| મંગળ | ૧-૨ જળ | ૩ પૃથ્વી | ૪-૫-૬-૭-૮ આકાશ | ૯-૧૦-૧૧-૧૨ વાયુ | ૧૩-૧૪-૧૫ અગ્નિ |
| બુધ | ૧-૨-૩-૪-૫ આકાશ | ૬-૭-૮-૯ વાયુ | ૧૦-૧૧-૧૨ અગ્નિ | ૧૩-૧૪ જળ | ૧૫ પૃથ્વી |
| ગુરૂ | ૧-૨-૩-૪ વાયુ | ૫-૬-૭ અગ્નિ | ૮ ૯ જળ | ૧૦ પૃથ્વી | ૧૧-૧૨-૧૩ ૧૪-૧૫ આકાશ |
| શુક્ર | ૧ પૃથ્વી | ૨-૩-૪-૫-૬ આકાશ | ૭-૮-૯-૧૦ વાયુ | ૧૧-૧૨-૧૩ અગ્નિ | ૧૪-૧૫ જળ |
| શનિ | ૧-૨-૩ અગ્નિ | ૪-૫ જળ | ૬ પૃથ્વી | ૭-૮-૯-૧૦-૧૧ આકાશ | ૧૨-૧૩-૧૪-૧૫ વાયુ |

જન્મ દિવસના સૂર્યોદયથી અથવા સૂર્યાસ્તથી—ઘટિકાદિ કાળમાંથી યામાર્ધ કાળ જેટલી વેળા જાય તેટલા યામાર્ધ ગત થયા, તે પછીનો યામાર્ધ કાળ અમલમાં છે, ને તે યામાર્ધ કાળમાં જેટલો સમય ઈષ્ટ ઘડી પળ પર્યંતનો ગયેલો હોય તેને યામાર્ધ ગત કાળ કહે છે, ને રહેલ, તે યામાર્ધ ગત કાળને ૧૫ થી ભાગતાં જેટલાં જાય તેટલાં તત્વ કાળ ગયાં ને જે રહે તે ચાલુ તત્વ કાળ સમજવું.

| રવિવારે. | ઇષ્ટ ઘડી. | દિનમાન. |
|---|---|---|
| | ૬ \| ૪૨ | ૨૯ \| ૯ |

**ઉદાહરણ:—**

દિનમાન ઘ. ૫. વિ.

૨૯/૯ ÷ ૮/૧ = ૩-૩૮-૩૭ = એક યામાર્ધ કાળ.

૫. વિ.

(૩—૩૮—૩૭) / ૧૫ = ૧૪—૩૪—એક તત્વ કાળ.

દ્વિતીય યામાર્ધ, યામાર્ધ રહિત કાળ=

| ઘ. પ. | યામાર્ધ. | રહિત કાળ |
|---|---|---|
| ૬ | ૩ | ૩ |
| ૪૨ | ૩૮ | ૪ |

ઘડી (૩) પળ (૪) ને એક તત્વ કાળથી ભાગતાં ભાગાકાર ૧૨ ને શેષ ૮ પળ ૩૫ વિપળ રહી. તે ૧૩ મા તત્વ કાળની ગત પળ વિપળ જાણવી.

આ યામાર્ધના બીજા અવરોહ કાળના કોષ્ટકમાંથી રવિવારનો (૧૩) મો. તત્વ ભાગ અગ્નિ તત્વનો છે. તેથી પુરૂષ જન્મ સિદ્ધ થાય છે.

**સૂર્યેન્દુ લગ્નમ્:—**

સૂર્ય, ચંદ્ર ને લગ્ન ત્રણ પૈકી કોઇપણ બેના અંશ સરખા હોય છે અથવા કોઈપણ બેના અંશનો સરવાળો ત્રીજાની બરોબર હોય છે તો તે ઇષ્ટકાળ બરોબર છે એમ અનુભવ સૂચવે છે.

**કુટુંબ કુંડળી સંબંધ:—**

(a) પુત્ર—ને માતાપિતા.

(क) માતાપિતાના લગ્નથી ત્રિકોણમાં અથવા સપ્તમ રાશિમાં પુત્ર લગ્ન વા ચંદ્ર.

(ख) માતાપિતાના ચંદ્રથી ત્રિકોણ અથવા સપ્તમ રાશિમાં પુત્ર લગ્ન વા ચંદ્ર.

(ग) એકનો ચંદ્ર તે બીજાનું લગ્ન અથવા એકનું લગ્ન તે બીજાનો ચંદ્ર.

(घ) એકજ રાશિનો ચંદ્ર અથવા લગ્ન.

(ङ) સપ્તમ રાશિ અથવા ત્રિકોણ રાશિ અથવા એકજ રાશિમાં રવિ.

(च) એકનો રવિ તે બીજાનું લગ્ન અથવા ચંદ્ર.

(छ) માતા પિતાની રવિની રાશિનો પુત્રનો ગુરૂ.

(જ) એકજ રાશિ અથવા તત્વનો ગુરૂ.

(ઝ) માતાપિતાની કુંડળીના પ્રબળ ગ્રહોની પુત્ર ગ્રહ સાથે સામ્યતા—

(૧) એકજ રાશિમાં (૨) એકજ તત્વમાં (૩) એકજ સ્થાનમાં (૪) સપ્તમ સ્થાનમાં (૫) પરસ્પર સમાનાંતર સ્થાનમાં (૬) ઉચ્ચ નીચ સ્વ વિગેરે.

(b) ભાંડુ=( ભાઇ કે બ્હેન ).

(ક) લગ્નથી વા ચંદ્રથી ત્રિકોણમાં જન્મ લગ્ન.

(ખ) એક બીજાથી ત્રીજું લગ્ન.

(ગ) મંગલ સામ્યતા અથવા એકની મંગળ રાશિ તેજ બીજામાં જન્મ લગ્ન અથવા એકના મંગળથી બીજાનું ત્રીજું લગ્ન.

(ઘ) રાશિ અથવા લગ્ન અથવા સૂર્ય એક (૧) અથવા એકની રાશિ તે બીજાનો સૂર્ય વા લગ્ન (૨) અથવા એકનુ લગ્ન તે બીજાની રાશિ વા સૂર્ય (૩) અથવા એકનો સૂર્ય તે બીજાની રાશિ વા લગ્ન.

(ચ) ગ્રહ સામ્યતા.*

(છ) ત્રીજા સ્થાનમાં એકની રાશિ તો બીજાનું લગ્ન અથવા ચંદ્ર, કવચિત્ મંગળ.

(c) પતિ—પત્ની.

(ક) લગ્ન અથવા ચંદ્ર એકજ અથવા સપ્તમ લગ્ન અથવા સપ્તમ રાશિનું લગ્ન વા રાશિ.

(ખ) ત્રિકોણ લગ્ન.

(ગ) એકના બીજા ભાવની રાશિ તેજ બીજાનું લગ્ન, સપ્તમ, શુક્ર, વા ચંદ્ર.

(ઘ) રવિની એકજ રાશિ કે તત્વ.

(ચ) એકની રાશિ તે બીજાનો રવિ વા લગ્ન.

(છ) એકનો રવિ તે બીજાનો ચંદ્ર.

(જ) શુક્ર એક.

(ઝ) એકનો શુક્ર તે બીજાનું લગ્ન વા રાશિ.

---

* જુઓ ઉપર લખેલ પુત્ર ને માતાપિતા સંબંધ.

( ક ) ચંદ્ર, રવિ, લગ્ન ને શુક્રના સપ્તમ સ્થાન તે બીજાનું ચંદ્રાદિ ઉપર પ્રમાણે.

( ખ ) લગ્નેશ, ધનેશ, સપ્તમેશ, ચંદ્રેશ ને શુક્રેશની એકમેકની સામ્યતા.

( ગ ) અન્ય પ્રબળ ગ્રહોની સામ્યતા.*

( ઘ ) એક બીજા ગ્રહોની તત્વ અથવા પ્રતિ સામ્યતા.

( ચ ) પુરૂષના ચંદ્ર અથવા શુક્રના દિન નક્ષત્રથી ૨-૩-૧૦-૧૬-૨૦ માં નક્ષત્રમાં જ્યારે શનિ હોય છે ત્યારે ઉત્પન્ન થયેલ કન્યા તે તે પુરૂષની સ્ત્રી થાય છે.

## સારાંશઃ—

અત્રે કુંડળી સંશોધન કરવાની પૌર્વાત્ય તેમજ પાશ્ચિમાત્ય બન્ને પદ્ધતિઓ આપેલ છે ને તે થયા બાદ ભવિષ્ય ફળ જોવાય તે વધારે સારૂં છેઃ—

### પદ્ધતિ અનુક્રમ.

૧ જીંદગીના મુખ્ય ઉપયોગી બનાવો ઉપરથી.
૨ આધાન કાળ ( Herme's Theory) ઉપરથી.
૩ લગ્ન તથા લગ્નમાં રહેલ ગ્રહ અથવા લગ્નેશના સ્વભાવ ઉપરથી.
૪ ચંદ્ર ઉપરથી.
૫ પ્રાણપદ ઉપરથી.
૬ ગુલિક ઉપરથી.
૭ તત્વ ભાગ કાળ ઉપરથી.
૮ કુટુંબ કુંડળી સામ્યતાથી.
માતાપિતા ને પુત્ર, ભાઈબ્હેન, ને પતિપત્નીના પરસ્પર સંબંધ ઉપરથી.

---

* જુઓ ઉપર લખેલ પુત્ર અને માતાપિતાનો સંબંધ.

# द्वितीय विभागः

# Section B.

## ત્રિપુટી (સૂર્ય, ચંદ્ર ને લગ્ન.)

## The Three Centres (Sun, Moon and Ascendant.)

પ્રથમ વિભાગમાં જ્યોતિષની સત્યતા, ગ્રહ રાશિ, તથા ભાવનું જ્ઞાન, કુંડળી કાઢવાની રીતિ, ગણિત, દ્રષ્ટિનું ગણિત, તથા કુંડળી સંશોધન વિગેરે બાબતોનું વર્ણન સ્પષ્ટ રીતે કરવામાં આવેલું છે.

જુના ગણિતને આધારે હાલમાં થતી નિરયન કેશવી વિગેરે જન્મોતરીઓ તથા વર્ષફળો જો વેધસિદ્ધ ગણિતને આધારે બનાવવામાં આવે તો તે વધારે અનુભવસિદ્ધ નિવડે એ નિઃસંશય છે.

આ સાયન ગણિતમાં આવેલ ગ્રહો ઉપરથી પણ ષડ્વર્ગ, મૈત્રી, સપ્તક વર્ગ, અષ્ટક વર્ગ, દશા તથા કેશવીનાં ગણિત કાઢવાથી સાયન જન્મોતરીઓ વધારે પ્રતીતિપ્રદ થઇ શકે છે.

હવે આ વિભાગથી આરંભી ફળ જ્યોતિષનો વિષય શરૂ થાય છે ને તે ગણિતના ગુંચવાડા વિનાનો હોવાથી સર્વોપયોગી છે.

આ દ્વિતીય વિભાગમાં સૂર્ય, ચંદ્ર ને લગ્નની રાશિઓનાજ ફળ તેમજ તેમને લગતાં લગ્નેશ તથા લગ્નાશ્રિત ગ્રહ વિગેરેનાં ફળોનું સ્પષ્ટ વર્ણન કરેલું છે.

પોતાના જન્મની તારીખ તથા સામાન્ય રીતે પોતાના જન્મના સમય ઉપરથીજ આ ભવિષ્ય વાંચી શકાય છે.

ગ્રહોનાં ફળમાં મુખ્ય ત્રણ ફળ છે, અને તે સૂર્ય, ચંદ્ર ને લગ્નની ત્રિપુટીનાં છે.

× ત્રિપુટી.

(૧) સૂર્ય (Sun=Spirit) આત્મા.

(૨) ચંદ્ર (Moon=Soul) મન.

(૩) લગ્ન (Ascendant=Body) દેહ.

---

× આ વિષય તેમજ તેમનાથી ઉત્પન્ન થતાં ફળનો વિષય ઘણોજ લાંબો ને મહત્વનો હોવાથી બીજા પુસ્તકમાં પ્રથક્ પ્રસિદ્ધ કરવા વિચાર છે.

# परिच्छेदः ९ Chapter IX.

## દ્વાદશ રાશિગત સૂર્યફળ=

### + The Sun in the Twelve Signs.

સૂર્ય—જેમાં "सू=to produce=ઉત્પન્ન કરવું." એવો ધાતુ છે. એટલે કે જેનાથી જગતોત્પત્તિ છે તે સૂર્ય છે. સૂર્ય દરેકના પ્રાણ વાયુરૂપી આત્મા છે. ને તેથી તે જીવનદાતા છે. તેનાથીજ જગતની ઉત્પત્તિ, સ્થિતિ ને લય છે.

તે પોષક તત્વસ્વરૂપી સાક્ષાત્ નારાયણ છે જેની ઉપાસના દરરોજ ગાયત્રી મંત્રથી બ્રાહ્મણ વિગેરે કરે છે.

સૂર્ય—બાર રાશિ એક વર્ષમાં ફરી વળે છે. ને તે ઉપરથી જગતના વાતાવરણમાં મુખ્યત્વે બાર વ્યક્તિઓનો પ્રાદુર્ભાવ થાય છે. તેમાં અગ્નિ, પૃથ્વી, વાયુ અને જળ એ ચાર મુખ્ય તત્વો છે. ને તે દરેકની ત્રણ ત્રણ રાશિઓ છે કે જે બાબત પ્રથમ સમજાવવામાં આવેલું છે. તે દરેક તત્વમાં ચર, સ્થિર ને દ્વિસ્વભાવ રાશિઓનો સમાવેશ થયેલો છે.

સૂર્ય દરેક વર્ષે મેષાદિ દ્વાદશ રાશિઓમાં મુખ્યત્વે કરીને નીચે બતાવ્યા પ્રમાણે અમુક તારીખોથી અમુક તારીખો સુધી રહે છે. ને તે તે સમયમાં જન્મેલ મનુષ્ય તે તે રાશિમાં જન્મેલો ગણાય છે.

---

+ The Sun is the centre of all life, force or energy, and represents the Positive and primal fount of all existence, In the sun are contained all the colours of the solar Spectrum. Every-form of existence manifesting in the Solar system is bathed in these rays, from which is drawn the life that is at the centre of its existence, all of which may be summed up in the term Positive Life."

## સૂર્ય રાશિ પ્રવેશ:—

| રાશિ. | તારીખ. | | |
|---|---|---|---|
| મેષ | ૨૧ માર્ચથી | ૨૦ | એપ્રીલ. |
| વૃષ | ૨૧ એપ્રીલથી | ૨૦ | મે. |
| મિથુન | ૨૧ મેથી | ૨૦ | જુન. |
| કર્ક | ૨૧ જુનથી | ૨૧ | જુલાઈ. |
| સિંહ | ૨૨ જુલાઈથી | ૨૧ | ઑગષ્ટ. |
| કન્યા | ૨૨ ઑગષ્ટથી | ૨૧ | સપ્ટેમ્બર. |
| તુલા | ૨૨ સપ્ટેમ્બરથી | ૨૨ | ઓક્ટોબર. |
| વૃશ્ચિક | ૨૩ ઓકટોબરથી | ૨૧ | નવેમ્બર. |
| ધન | ૨૨ નવેમ્બરથી | ૨૦ | ડીસેમ્બર. |
| મકર | ૨૧ ડીસેમ્બરથી | ૧૯ | જાનેવારી. |
| કુંભ | ૨૦ જાનેવારીથી | ૧૭ | ફેબ્રુઆરી. |
| મીન | ૧૮ ફેબ્રુઆરીથી | ૨૦ | માર્ચ. |

એટલે તા. ૨૧ મી માર્ચથી તા. ૨૦ મી એપ્રીલ શુધીમાં જન્મેલા મનુષ્યની સૂર્ય લેખે મેષ રાશિ છે, તેવીજ રીતે બીજી રાશિઓ-વાળાઓનું સમજવું.

દરેક રાશિમાં સૂર્ય જુદા જુદા ગુણો ઉત્પન્ન કરે છે. ને તે ઉપરથી દરેક મનુષ્યે પોતાનામાં રહેલા સારા ગુણોને પોષવાની અને નઠારા ગુણોને દૂર કરવાની શકિતને ઉત્તેજીત કરવી એ આવશ્યક છે.

એક રાશિ પૂરી થઇને બીજી રાશિનો પ્રવેશ થયા પછી ૭ દિવસની અંદર જન્મ થયો હોય તેમનો જન્મ સંધિગત રાશિમાં થયેલો ગણાય છે—ને સંધિગત રાશિઓનું તથા બીજી રાશિઓનાં લક્ષણોનું એકત્ર ફળ જોવામાં આવે છે—

### સંધિગત સમય.

| | | | | | |
|---|---|---|---|---|---|
| ( ૧ ) | ૧૯ થી ૨૫ | એપ્રીલ | ( ૭ ) | ૨૩—૨૯ | ઓકટોમ્બર |
| ( ૨ ) | ૨૦—૨૬ | મે | ( ૮ ) | ૨૨—૨૮ | નોવેમ્બર |
| ( ૩ ) | ૨૧—૨૭ | જુન | ( ૯ ) | ૨૧—૨૭ | ડીસેમ્બર |
| ( ૪ ) | ૨૨—૨૮ | જુલાઇ | ( ૧૦ ) | ૨૦—૨૯ | જાનેવારી |
| ( ૫ ) | ૨૨—૨૮ | ઑગષ્ટ | ( ૧૧ ) | ૧૦—૨૫ | ફેબ્રુઆરી |
| ( ૬ ) | ૨૩—૨૯ | સપ્ટેમ્બર | ( ૧૨ ) | ૨૧—૨૭ | માર્ચ |

આ ફળ રાશિ પરત્વેનું છે તેમાં ચંદ્રરાશિનું ફળ તથા લગ્નફળ પણ અસર કરે છે. ને સૂર્યના પોતાના ફળમાં પણ સ્થાન તથા અન્ય ગ્રહની દૃષ્ટિવશાત ન્યૂનાધિકપણું થાય છે.

---

**જન્મ સમય ફળ.***

સવારથી સાંજના બે વાગતા સુધીમાં જન્મેલ મનુષ્યો સારા ભાગ્યવંત અને પોતાની જન્મની સ્થિતિને ફેરવી સુધારી, વધારે સુખી બનાવી શકે છે. બપોરના બે વાગ્યા પછીથી તે મધ્યરાત્રિ સુધીમાં જન્મેલ મનુષ્યો નશીબની અસર તળે બહુજ હોય છે, તથા તેમને કુટુંબ, લગ્ન, કે માતા પિતાની સ્થિતિને તાબે રહેવું પડે છે. મધ્યરાત્રિથી તે સૂર્યોદય પર્યંતમાં જન્મેલ મનુષ્યોની સ્થિતિ ઘણી ભાગ્યવંત હોય છે.

---

## મેષ રાશિ:—

### મેષ રાશિના સૂર્યનું ફળ:—( ☉ in ♈ ) +

**સમય**—તા. ૨૧ માર્ચથી ૨૦ એપ્રીલ સુધી.

**સ્વામિ**—મંગળ.

**નંગ**—હીરો, ગોમેદ કે યાકુત.

**રંગ**—સફેત.

**શીલ** × —ભચક્રની પ્રથમ રાશિ. અગ્નિતત્વની પ્રથમ ને મુખ્ય રાશિ. પ્રથમ ચર તથા કેન્દ્ર રાશિ.

**અવયવ**—મસ્તક.

---

* આ નિયમ બારે રાશિમાં જન્મેલ મનુષ્યો માટે જાણી લેવો.

\+ भवति साहसकर्मकरो नरो । रुधिरपित्तविकार [illegible]रः ॥
[illegible] विपाविमातिमान्सहितस्त । । क्षुमहसान [illegible] भिषे ॥ १ ॥

× મેષ રાશિના વધુ શીલ માટે જુઓ પત્ર ૪૪.

**સ્વભાવઃ—**

આ રાશિમાં જન્મેલ મનુષ્યોમાં જુસ્સો, લાગણી, મજબૂત મનોબળ, ક્રોધ, હિંમત, ઉતાવળ, દઢાગ્રહ, અસ્થિરતા, ને સાહસ વિગેરે ગુણો વિશેષ ભાગે હોય છે. આ રાશિ રાજ્યરાશિ હોવાથી તેમાં જન્મેલ મનુષ્યો રાજ્ય તથા હુકમ કરનાર, રાજ્ય હુકમના શોખીન, દરેક પ્રવેશિત કાર્યમાં અગ્રેસર, સ્વતંત્ર, તથા હિંમતવાન હોય છે. કાર્યની ગોઠવણ કરવામાં કુશળ હોય છે તો પણ તે અસ્થિરતાવાળા અને સ્વચ્છંદીપણે પોતાના વિચાર અમલમાં મુકવામાં બહુજ આનંદ માનનાર હોય છે. તેઓમાં અંતર્જ્ઞાન, અધ્યાત્મ જ્ઞાન, ભવિષ્ય જ્ઞાન, વિદ્યુતમય શક્તિ, અદ્ભૂત સામર્થ્ય અને નિશ્ચયાત્મક બુદ્ધિ હોય છે, ને તેથીજ તેઓ દરેક કાર્યનું ભવિષ્ય પ્રથમથી જાણી અને જોઈ શકે છે. યુક્તિઓને જાણવા છતાં અમલમાં મુકી શકવાની શક્તિ તેમનામાં ન હોવાથી તે બીજાઓને સમજાવી અમલમાં મુકાવી શકે ને તેઓ પોતાના વિચાર પ્રમાણે કામ કરાવી લેનાર હોય છે. બદલવું, નવું કરવું, સુધારવું, સુંદર બનાવવું, વિગેરે ફેરફાર કરવાના ઉદ્દેશવાળા તથા બહુ કામ સાથે કરવાની ટેવવાળા તેઓ હોય છે.

તેઓ બીજાના તેમ મિત્રોના દોષો જાણવાવાળા છતાં સ્નેહનો નિભાવવાળાને અંતઃકરણના શુદ્ધ પ્રેમવાળા હોય છે; તેઓ બહુજ ભોળા બહુબોલા, હિંમતવાળા, લોભી, ઊતાવળીઆ, સાહસીક, તેમ દરેક કામને પોતાના માથા ઉપર લેનાર, સારી કે નઠારી દરેક ચીજને તેની ખરી સ્થિતિ કરતાં વધારે ધારવાવાળા, અને વાદવિવાદના સમયમાં વિચારશૂન્ય હોય છે. સુંદરતા, અને વૈભવ તેમને બહુ ગમે છે. તેઓ સંપને ઇચ્છનાર અને. સંગીતના બહુ શોખીન હોય છે. સ્વાર્થબુદ્ધિ, ક્રોધ, અધૈર્ય, સ્વચ્છંદીપણું અને હદપારની ઊદારતા વિગેરે દોષોને તેમણે જેમ બને તેમ કમી કરવા પ્રયત્ન કરવો આવશ્યક છે.

**ત્રિભાગઃ—**

(૧) જેઓ માર્ચના છેલ્લા અઠવાડીયામાં જન્મેલા હોય છે, તેઓ ઘણીજ લાગણીવાલા અને લગભગ નિરંકુશ હોય છે.

(૨) એપ્રીલના પ્રથમ દશ દિવસમાં જન્મેલ હોય છે તેઓ વિશ્વાસુ—શુદ્ધ પ્રેમી અને સ્નેહથી પિગળી જાય તેવા હોય છે.

( ૩ ) એપ્રીલના બીજા દશ દિવસમાં જન્મેલ હોય છે. તેઓ ઉદાર-અનિશ્ચિત-નાશી જનાર અને ડુબતા સુધી ભયમાં પડનાર હોય છે.

અંતિમ:—

( ૧ ) પોતાનાજ અભિપ્રાયવાળો, ઝેરીલો, લોભી ને વ્યાપારની લાગણીવાળો હોય છે.

( ૨ ) લોભી, ચઢતી ઇચ્છનાર, બુદ્ધિવંત, સુધારો કરનાર તથા વખાણનાર, અને મનોબળ તેમ માનસિક બળને જાણી શકનાર હોય છે.

ધંધો-પ્રવૃત્તિ:--

આ રાશિમાં જન્મેલ મનુષ્યો, ધંધા ને નાણાંની ધમાલવાળા વ્યાપારી, એજન્ટ, દલાલ, હરાજી કરનાર, સરવેયર, ઇન્સ્પેકટર, મુસાફર, મીલકતના એજન્ટ, રાજ્યદ્વારી મનુષ્યો, મેનેજર, ભાષણકાર, ફોટોગ્રાફર, ડીટેક્ટીવ, સત્તાવાળા નોકર વિગેરે.

લગ્ન કે સંબંધ—

આ રાશિમાં જન્મેલ મનુષ્યોને ધનના સૂર્યમાં ( ૨૧ નોવેમ્બરથી ૨૦ ડીસેમ્બર ) તથા મિથુનના સૂર્યમાં ( ૨૦ મેથી ૨૦ જુન ) તથા કુંભના સૂર્યમાં ( ૨૦ જાનેવારીથી ૧૮ ફેબ્રુઆરી ) તથા સિંહના સૂર્યમાં ( ૨૨ જુલાઇથી ૨૧ ઓગષ્ટ ) જન્મેલ મનુષ્યો સાથે લગ્ન વા સંબંધ વધારે અનુકુળ હોય છે ને તે લાભપ્રદ તથા દરેક રીને સુખી નિવડે છે, અથવા મેષના ચંદ્રવાળા સાથે પણ તેમજ હોય છે. આ રાશિવાળાઓએ તા. ૨૧ જુનથી ૨૧ જુલાઇ અથવા તા. ૨૧ ડીસેમ્બરથી ૧૯ જાનેવારી સુધીમાં જન્મેલ સાથે લગ્ન અથવા સંબંધ બાંધવો નહિ.

શરીર રોગારોગ્ય—

આ રાશિમાં જન્મેલ મનુષ્યો શરીરે ઠીંગણા અથવા ઊંચા, મજબૂત, ચપળ, તીક્ષ્ણવેધક દૃષ્ટિવાળા અને લંબગોળ મુખાકૃતિ શ્યામવર્ણને મોટા ખભાવાળા હોય છે.

તેઓને શિરોવેદના, નેત્ર તથા જઠરના વ્યાધિ, પક્ષાઘાત જ્ઞાન તંતુની નબળાઇ, અને પેટ અથવા પેડુના વ્યાધિ થવાના સંભવ હોયછે.

હમેશ મજબૂત શરીર અને સારી તબીઅત હોય છે તો પણ ચિંતા અને બહુ કામના બોજાથી વારંવાર શરીર બગડે છે. ને જો વધારે

ચિંતાને સેવે છે તો સખ્ત માથું ચઢેલું રહે છે, ને માનસિક અશક્તિ થઇ આવે છે; શાંતિ, વિરામ, ચિંતાનો ત્યાગ, ચોખ્ખી હવા, સારી ઉંઘ, અને અનુકુળ સંગતિ એ સર્વથા આરોગ્યવર્ધક છે.

**સ્ત્રી જન્મ—**

આ રાશિમાં જન્મેલ સ્ત્રીઓ સુંદર, આકર્ષક, પ્રીતિપાત્ર, કોમળ સ્વભાવની અને લાગણીવાળી હોય છે.

**હિતકર બોધ—**

આ રાશિમાં જન્મ હોય તેમણે વ્યવસ્થાથી, ઉત્સાહથી, આનંદથી, ને નિડરપણે કામ કરવું; માયાળુ, ઉદાર, ને નમ્ર બનવું. નિગુઢ ને અધ્યાત્મ વિદ્યાનો અભ્યાસ કરવો, પોતાનામાં રહેલી ઇર્ષ્યાને જીતવી અને ક્રોધ તથા સાહસને દબાવી દેવાં.

**સંધિ સમય—**

તા. ૨૧ થી ૨૭ માર્ચ સુધીનો મીન તથા મેષનો સંધિ સમય છે, તેમાં જન્મેલ મનુષ્યો મગજની આશ્ચર્યકારક શક્તિવાળા તેમજ ઉદ્યોગની યોજના સિદ્ધ કરનાર હોય છે, તેઓ અદ્ભૂત ઉત્સાહી ને માયાળુ હોય છે, તેથી તેમની સાથેની મિત્રતા ઘણીજ સારી નિવડે છે. તેમ તેમને ઘણા સાથે મિત્રતા હોય છે. તેઓ શરીરને અત્યંત સાફસુફ રાખનાર ને પ્રેમાળ હોય છે. તેઓ દૃઢ, વફાદાર, ને શુદ્ધ અંતર્જ્ઞાની હોય છે.

---

## વૃષ રાશિઃ—

### *વૃષ રાશિના સૂર્યનું ફળ=( ☉ in ♉.)

**સમય**—એપ્રીલ ૨૧ થી મે ૨૦ સુધી.

**સ્વામિ**=શુક્ર.

**નંગ**—પાનું, ગોમેદ, અકીક કે સુલેમાની.

**રંગ**—રતાશ પડતો ને પીળો.

+**શીલ**—સ્થિર, સ્ત્રી, પૃથ્વીતત્વ ને પશુક્રૂર.

**અવયવ**—હૃદય ને ગળું.

---

* परिमलैर्विमलैः कुसुमासनैः । सुभमनैः पशुभिः सुक्रमद्भुतम् ॥
गविगतोहिरविर्जनमीरतो । विहितमाहितमाविशतेनृणाम् ॥ १ ॥

+ વૃષભ રાશિના વધુ શીલ માટે જુઓ પત્ર ૪૫.

**સ્વભાવ—**

આ રાશિમાં જન્મેલા મનુષ્યો દૃઢ, અતડા, અનુભવી, સત્યનિશ્ચયી, આગ્રહી, માયાળુ, નિર્ભય, પ્રમાણિક, ધીર, કોન્ઝરવેટીવ, વિશ્વસનીય, બોલવામાં અને કામમાં સાવધ, જોખમનાં અને માનવંત કામો માથે લેવાને લાયક, અને ગવર્મેન્ટ અને જુના રીવાજ હોય ત્યાં નોકરી કરનાર હોય છે. તેઓમાં રહેલી શક્તિ દબાયેલી હોય છે, કે જે એકાએક કારણ-વશાત્ બહાર નીકળી આવે છે. આ મનુષ્યો પોતાની શક્તિને ગુમાવતા નથી. તો પણ તેઓના શાંત સ્વભાવને લીધે તેમને જુસ્સો ચઢાવવા બહુજ ગોંચપરોણા કરવા પડે છે. તેઓ જ્યારે ચીડાય છે ત્યારે આખલા માફક ઉશ્કેરાયેલા હોય છે તે જોઈ તેમને ચીડવનાર ચકિત બને છે. ધાર્મિક ગુણો, આધ્યાત્મિક જ્ઞાન, બળ ને સંકલ્પ શક્તિ—એ તેઓમાં વિશેષ હોય છે. તેઓ લાગણીવાળા હોવાથી અતિશય પ્રીતિવાળા અને આગતા સ્વા-ગતા કરવામાં આનંદ માનનાર અને ઉદાર હોય છે.

દ્રવ્યની ઇચ્છા હોતી નથી છતાં ધન મેળવવું એ તેમને મન રમત જેવું છે, અને ઉડાઉ હોવા છતાં પુષ્કળ દ્રવ્ય મેળવી શકે છે પણ તેને બચાવવાનું કામ તેમને બહુજ કઠીણ ભાસે છે. તેઓનાં મન વિષય સુખમાં, જનસમાજની સ્થિતિ સુધારવામાં, રાજકીય મંડળોમાં આગેવાન થવામાં, ને પોતાના સમૂહને વશ વર્તાવવામાં રમણ કર્યા કરે છે. તે મહા-પુરૂષ ભવિષ્યવેત્તા, આશ્ચર્યકારક દિવ્ય દૃષ્ટિવાળા તથા ભૂતાદિકને પ્રકટ થવાના સાધનરૂપ શરીરવાળા હોય છે. સહેલાઇથી ક્રોધને સેવનાર હોવાથી ધમપછાડા કરી મુકી બેભાન બની અયોગ્ય કામ કરી ભાનને ભૂલી જનાર હોય છે. પોતાનું ધારેલું કામ કરવા માટે તે બહુજ નિર્દય અને સ્વાર્થી હોવાથી પોતાની મરજી પ્રમાણે સર્વને ચલાવવાનું કરે છે. પોતાની સ્રીઓ સાથે બહુજ કઠોર અને ઘાતકી હોય છે.

**સ્રીઓ—**

આ રાશિમાં જન્મેલ સ્રીઓ અવિચારી કામ કરવાવાળી, તથા પરિણામ માટે બેદરકારી હોય છે, અને સ્વભાવથીજ બીજાને અણગમો

ઉપજાવનારી હોય છે.*

**ત્રિભાગ:—**

( ૧ ) એપ્રીલના છેલ્લા અઠવાડીયામાં જન્મેલ મનુષ્યો ઘણાજ નમ્ર અથવા દુરાગ્રહી હોય છે.

( ૨ ) મેના પેહેલા દશ દિવસમાં જેમનો જન્મ હોય છે તેઓ કુદરતી રસાયણી, આરોગ્યતાને ચ્હાનાર, સારા વેપારી ને ખરીદનાર, કંજુસ અગર બહુજ ખર્ચાલ હોય છે.

( ૩ ) મેની ૧૦ મીથી ૨૦ મી સુધીમાં જન્મેલ મનુષ્યો કુદરતી રીતે બાંધકામ કરવામાં કુશળ, ખરા કારીગર, કંઇ પણ કીર્તિની આશા સિવાય સાર્વજનીક કામ કરનાર ને જીંદગીમાં વિજયી હોય છે.

**અંતિમ:—**

( ૧ ) આળસુ અને તામસી.

( ૨ ) શાંત, ધાર્મિક, ઉદાર, ને સ્વાર્થ વિનાના પરોપકારી.

**ધંધો-પ્રવૃત્તિ—**

આ રાશિમાં જન્મેલ મનુષ્યો સારા ડોક્ટર, વિદ્યુત્ શાસ્ત્રી, બાંધકામ કર્તા, બેન્કર, અનુભવવાળાને ને શાંત ધંધા કરનાર, ધનાધ્યક્ષ-અનેક કંપનીઓમાં ડીરેક્ટર, ખેડુત અને માલી વિગેરે હોય છે.

સ્ત્રીઓ સારી નર્સો ( આયાઓ ) સુંદર રસોઇ કરનાર, ને ઘર કામ કરનાર હોય છે.

**લગ્ન કે સંબંધ—**

આ રાશિમાં જન્મેલ મનુષ્યોએ ઑગષ્ટ ૨૧ થી સપ્ટેમ્બર ૨૧, અને ૨૧ ડીસેમ્બરથી ૧૯ જાનેવારી સુધીમાં અથવા વૃષભ રાશિના ચંદ્રમાં જન્મેલ મનુષ્યો સાથે લગ્ન કરવું યા હરકોઇ પ્રકારનો સંબંધ બાંધવો અનુકુળ છે.

---

* આ રાશિમાં જન્મેલ મનુષ્યો જો કે પ્રારબ્ધને માનવામાં આનાકાની કરે છે. છતાં તેઓ ઓછા વત્તી પ્રમાણમાં પ્રારબ્ધવાદી છે.

મધ્યાન્હે અગર મધ્ય રાત્રિએ જન્મેલ મનુષ્યો નસીબને સ્વાધીન વધારે હોય છે. મધ્યરાત્રિથી સૂર્યોદય સુધીમાં જન્મેલ મનુષ્યો ધન મેળવે છે; પણ સૂર્યાસ્તથી મધ્યરાત્રિ સુધીમાં જન્મેલ મનુષ્યો મેળવેલું ધન ખુએ છે.

**શરીર–રોગારોગ્ય:—**

આ રાશિમાં જન્મેલ મનુષ્યો કદાવર દેખાવના અને નિરોગી હોય છે. તેમનાં નાક ને મુખ પહોળાં હોય છે. ચામડી રતુમડી તથા તેજસ્વી હોય છે. ખભા મોટા ને કાઠું બહુ મજબુત હોય છે, તથા આડે હાથે જમનારા હોય છે ને લાયક ઉમરના થતા પૂર્વે કામાવેશમાં આવે છે. છાતી, ગળું, આંખ, દાંત ને નાકના સ્થાનનાં દરદો થવાનો સંભવ તથા જલોદર, ગુમડાં, મગજે લોહીનું ચઢવું, મુત્રાશયની પીડા, વધારે ચાલાકીથી થતા વ્યાધિ વિગેરે થવાના સંભવો હોય છે, અને જો વૈભવમાં હદ પાર જાય છે તો વ્હેલા પ્રાણાંત થાય છે.

શરીરની કસરત, ને સારી સોબત બહુજ અસરકારક છે. દરેક જાતનાં ઉતાવળીયાં કામકાજનો ત્યાગ કરવો. નિયમિત ટેવો રાખવી. ઉત્તેજક ને માદક ખાનપાન હાનિકારક છે.

**હિતકર બોધ:—**

આ રાશિમાં જન્મેલ મનુષ્યોએ સત્પુરૂષનો સમાગમ કરવો. સત્ શાસ્ત્રનો અભ્યાસ કરવો. ઇંદ્રિય તથા મનનો વિજય કરવો. દ્રવ્યનો સંકોચ ન હોવા છતાં પૈસા બચાવવાનો અભ્યાસ રાખવો. તીવ્ર બુદ્ધિ હોવા છતાં પુષ્કળ વાંચવું કે જેથી લેખક, વક્તા, ઉપદેષ્ટા થઇ શકશો; અભિમાની ને ગર્વિષ્ઠ થશો નહિ. તન મન દઇને કામ કરવાથી ધંધામાં વિજય મેળવી શકશો. જે કરવું તે શાંતિથી અને બીજાની સલાહ લીધા વિના કરવું. ખાવાપીવામાં મિતાહારી થવું, શરીરમાં કે મનમાં જરા અવ્યવસ્થા જણાય કે તરતજ ઉપવાસ કરવા. બ્રહ્મચર્યનું પાલન અને શુદ્ધ વિચારને સેવવો.

**સંધિ સમય:—**

તા. ૧૯ એપ્રીલથી તા. ૨૫ મી સુધીનો મેષ તથા વૃષ રાશિનો સંધિ સમય ગણાય છે. આ સમયમાં જન્મેલ મનુષ્યો શરીરે ઘણું કરીને મજબૂત હોતા નથી પણ બહુજ આગ્રહી અને દૃઢ હોવાથી બધે પહોંચી વળે તેવા, વિજયી, નિર્ભય ને ઉદ્યોગી હોય છે, ને તેઓ અમે સઘળું જાણીએ છીએ એવું માનનારા હોવાથી બીજાઓને પોતાની સલાહ આપે છે. તેમનામાં અન્યના ઉપર પ્રતાપ પાડવાનું આશ્ચર્યકારક બલ હોય છે ને પોતાને જે પ્રિય વસ્તુ હોય તે બીજાને પ્રિય હોવીજ જોઇએ એવા દુરાગ્રહી હોય છે.

# મિથુન રાશિ.

## મિથુન રાશિના સૂર્યનું ફળ=( ☉ in ♊. )

**સમય**—તા. ૨૧ મેથી ૨૦ જુન સુધી.

**સ્વામિ**—બુધ.

**નંગ**—વૈડૂર્ય, પિરોજો કે નીલમણિ.

**રંગ**—લાલ સાથે મળેલ સફેત.

**શીલ***—દ્વિસ્વભાવ, પુરૂષ, વાયુ તત્વ, ને આપોક્લિમ.

**અવયવ**—ખભા, હાથ, પહોંચા ને છાતી.

**સ્વભાવઃ**—

આ રાશિમાં જન્મેલ મનુષ્યો બુદ્ધિના પ્રયોગો તરફ વલણવાળા, વિદ્યા ખાતાના કામોમાં વળગેલા, લાગણી કરતાં માનસિક વૃત્તિઓ વધારે હોવાવાળા, પોતાની લાગણીઓને વશ્ય રાખવા પ્રયત્ન કરનાર, નાસ્તિક અને આસ્તિકતાના વિચારોની વચમાં ભમનાર, એકી વખતે બે કામમાં અને બે જગોએ જીવ રાખનાર, અને એક જગોએ ભાગ્યેજ ઘણો વખત રહેનાર હોય છે. તેઓ એક કામ અધુરૂ મુકી બીજું આરંભનાર, બે જાતના અનુભવ મેળવનાર, બે પ્રકારના અભ્યાસી અને બે ધંધાવાળા હોય છે. અસ્વસ્થ, ચીઢીયા, અત્યંત પ્રેમાળ, ઉદાર, માયાળુ, નમ્ર, સભ્ય, વિવેકી, પોતાના કુળના અભિમાની, ગરીબોની ચિંતા ધરનાર, દુઃખની દાઝ જાણનાર, ને બીજાઓને મદદ કરનાર હોય છે. જ્ઞાનનું તથા અસાધારણ બુદ્ધિનું સામર્થ્ય હોવાથી વિદ્યા અને કળાનો અત્યંત શોખ અને વાંચનના ભારે રસીયા તથા વાતચિતમાં કુશળ, ને ઉપહાસમાં રહેલા મર્મને તરત સમજી જનાર હોય છે, પરસ્પરથી ઉલટા ગુણોને લીધે સંતોષ, સદાચાર કે દુરાચાર તેઓમાં જોવામાં આવે છે. તેઓ મહાત્મા, તત્વજ્ઞાની, વિચારકો, ત્રિકાળદર્શિઓ, તથા કવિઓ બની શકે છે, તેમનામાં લાંબી નજર ન પહોંચાડવાનો મોટો દોષ હોવાથી તેઓ

---

**गणितशास्त्र कलामलशीलता, सुललिताद्भुतवाक् प्रथितोभवेत् ।**
**द्विंमपतौ मिथुनेमनु मन्मथो, विनयतानयतातिशयान्विता ॥१॥**

*વધુ શીલ માટે જુઓ પત્ર ૪૬.

કરકસર ન કરતાં પોતે કમાયેલું ધન તરત જ ઉડાવી દે છે, છતાં જો તેઓ પોતાના વિકારો અને વાસનાઓ ઉપર અંકુશ રાખે તો પુષ્કળ ધનનો સંગ્રહ કરી શકે છે અને પ્રસંગે ઉદારતાથી મોટી રકમ ખર્ચી શકે છે, સ્વચ્છતાને બહુ સેવે છે, તથા ખાનપાનમાં બહુજ વાસના રાખે છે. બહુજ અસ્વસ્થ ને વ્યાકુળ વૃત્તિવાળા હોવાથી તેમનું જીવન વ્યગ્રતા અને દુઃખમાં પ્રસાર થાય છે સ્ત્રીઓને વિવિધ જાતીના સુંદર રંગો ઉપર તથા પુરૂષો ઉપર પ્રેમ હોય હોય છે. અને સૃષ્ટિ સૌંદર્યની કળામાં શોખીન હોય છે. તેઓ બહારનો દેખાવ જોઇ કિંમત કરનાર હોવાથી ઘણીવાર પશ્ચાત્તાપ કરવો પડે છે. અધ્યાત્મ જ્ઞાન, તત્વજ્ઞાન કલ્પનાશક્તિ તથા યોગ જ્ઞાન તેઓમાં કુદરતી રીતે હોય છે.

**ત્રિભાગઃ—**

( ૧ ) મેના છેલ્લા દશ દિવસમાં જન્મેલ મનુષ્યો બુદ્ધિવંત. અદઢી અને જાણે બે તાપણી વચ્ચે હોય તેવા ને ભાગ્યેજ એક ચીજને વળગી રહેનાર હોય છે

( ૨ ) જુનના પેહેલા દશ દિવસમાં જન્મેલ મનુષ્યો વધારે સ્થિર, સરખામણી કરવામાં કુશળ, ને ટીકાખોર હોય છે.

( ૩ ) જુનના બીજા દશ દિવશમાં જન્મેલ મનુષ્યો બહુજ ગંભીર, નિશ્ચયી, માયાળુ, સુધરેલ અને નમ્ર હોય છે.

**અંતિમઃ—**

( ૧ ) માનસિક શક્તિવાળા, સ્થિરચિત્તવાળા, ને દઢતાવાળા હોયછે

( ૨ ) તીવ્ર બુદ્ધિવાળા, કાર્ય અને વિચારને કરનાર, બહુજ ચાલાક અને જુસ્સાવાળા હોય છે.

**ધંધો—પ્રવૃત્તિ.**

આ રાશિમાં જન્મેલ મનુષ્યો સારૂં નામું રાખનાર—એકાઉન્ટન્ટ—છાપાવાળા રીપોર્ટર, સોલીસીટર, માસ્તર, ભાષણ કર્તા, સેક્રેટરી, ભાષાંતર કર્તા, એક કરતાં વધારે ધંધો કરનાર, અને મોટાં મોટાં કાર્યો કરતાં નાનાં નાનાં કાર્યોમાં બહુજ વિજય ને ધન મેળવનાર હોય છે.

**લગ્ન કે સંબંધઃ—**

આ રાશિમાં જન્મેલા મનુષ્યોએ સપ્ટેમ્બર ૨૨ થી ઓકટોબર ૨૧ અને જાનેવારી ૨૦ થી ફેબ્રુઆરી ૧૮ સુધીમાં અથવા મિથુન, તુલા

કુંભને મેષરાશિના ચંદ્રમાં જન્મેલા મનુષ્યો સાથે લગ્નયા હરકોઇ રીતનો સંબધ બાંધવો વિશેષ અનુકુળ છે.

**શરીર રોગારોગ્યઃ—**

બાંધો મજબૂત ને સારો, તેમ નેત્ર ને મુખ પણ તેજસ્વી તથા સુંદર હોયછે, ને તેઓ બળ ને વીર્યનું ભાન કરાવે તેવા હોય છે, ને જો તેઓ કદી વધારે ચાલાકી દેખાડી કામ કરે તો તેમને ક્ષય કે છાતીનાં દરદો થવાનો સંભવ રહે છે. તેમનામાં (બહુજ નર્વસપણું) સામાન્ય નબળાઇ તથા હાથ પગ હલાવવાની ટેવ હોય છે, તેમને ગળાના, ફેફસાના ને જ્ઞાનતંતુની નબળાઇના વ્યાધિ, જઠરના કૃમિ, ને ખરજવાની પીડા થવાના સંભવો હોય છે.

**હિતકર બોધઃ—**

તમારામાં સારા અને નઠારા સ્વભાવો એકે કાળે વર્તતા હોવાથી નઠારા સ્વભાવનો જ્યાં સુધી યત્નથી જય કરો નહિ, ત્યાં સુધી જગતમાં સુખી થવાની આશા થોડી રહે છે. ભય તથા શંકાનો ત્યાગ કરી, હિંમત, આશા, અને શ્રદ્ધાને આગ્રહથી ધારણ કરો. મનની શાંતિ, સ્વાસ્થ્ય અને ધૈર્યને ન તજવાથી અદૃષ્ટ સતાની મદદ મળે છે, ઉચ્ચ ગુણોને કેળવવાથી ધન વૈભવ ને આરોગ્ય વધે છે, ચિંતા અસંતોષ અને દુખનાં રોદણાં તમને નડેછે, તત્વજ્ઞાનને બીજી વિદ્યાના ગ્રંથો પુષ્કળ વાંચો;ખાવા પીવામાં નિયમિત અને મિતાહારી થાઓ, મદ્ય, માંસ, ચા, કોફી અને તમાકુ એ ચીજો તમને અનુકુળ નથી. તત્વજ્ઞાન અને કવિત્વ શકિત ખેડી સત્યવાદી થાઓ.

**સંધિ સમયઃ—**

મેની ૨૦ મીથી ૨૬ મી સુધીનો વખત વૃષને મિથુનનો સંધિ સમય ગણાય છે. તેમાં જન્મેલ મનુષ્યો વિચારકો, કારીગરો, કલાભિજ્ઞો ને શોધકો હોય છે, પુરૂષો અવિવેકી અને લજ્જા વિનાના તથા સ્ત્રીઓ આકળા સ્વભાવની અને અવ્યવસ્થિત ચિત્તવાળી હોય છે; આનંદમાં હોય ત્યારે ઉદ્યોગી મદદ કરનાર, અને અપ્રસન્ન હોયછે ત્યારે આળસમાં સમય ગુમાવી નાખનાર હોય છે. તેઓ નિર્ધન અવસ્થાવાળાં હોવાથી દયા ઉપજાવે તેવા હોવા છતાં પણ મગરૂર હોવાથી બીજાની પાસે માગવા ન જતાં ભૂખે મરી જનાર હોય છે.



## કર્ક રાશિ.

### *કર્ક રાશિના સૂર્યનું ફળ= ( ⊙ in ♋ )

**સમય**—તા. ૨૧ જુનથી તા. ૨૧ જુલાઇ સુધી.

**સ્વામિ**—ચંદ્રમા.

**નંગ**—પાનું, ગોમેદ.

**રંગ**—લીલો, રાતો કે ભુરો.

**શીલ**×—કેન્દ્ર, ચર-જલતત્વ.

**અવયવ**—છાતી ને પેટ.

**સ્વભાવઃ**—

આ રાશિમાં જન્મેલ મનુષ્યો લાગણીવાળા, ભયભીત, એશઆરામી, આગ્રહી, પોતાની જાતનેજ ખાસ વિચિત્ર ગણનાર અને બીજા કરતાં વધારે બહાર પડનાર હોય છે. જાહેરમાં આવવાની ઇચ્છા અને ઇંતેજારી હોવા છતાં તે બતાવતા નથી. કંજુસ, કૉન્ઝરવેટીવ, ઝેરીલા, યાદદાસ્ત શક્તિવાળા ને વારંવાર બીકણુ, તેમજ ચીઢીઆ હોય છે, વારંવાર સંશયાત્મક ને લાગણીવાળા તેમ અદઢી હોવાથી કેટલીક વખત દોરવાઇ જાય છે. જો દઢ બને છે તો લાગણીઓના જથાથી આગ્રહી થાય છે, ને ધારેલી ધારણામાં વિજય મેળવે છે. તેઓનું યથાર્થ સ્વરૂપ તેમના મિત્રોથી પણ સમજાતું નથી. તેઓમાં શાંતિ અને સંપની ખામી તથા દઢ નિશ્ચય અને ભારે આગ્રહ હોય છે, અંતર્જ્ઞાન હોવાથી ઉદ્દેશ સિદ્ધ કરવામાં આગ્રહી અને વિજયી હોય છે. મુસાફરીના શોખીન હોય છે. એકજ ધંધો કે એકજ સ્થળ ન ગમવાથી નવા ફેરફારો કરે છે. તેમને સર્વોપરિ સત્તા સિવાય શાંતિ હોતી નથી, ઘર અને બાળકો ઉપર પ્રીતિ હોય છે, જો તેઓ મનોવિકાર અને વાસના ઉપર જય મેળવે છે તો પુષ્કળ દ્રવ્ય એકઠું કરી શકે છે. આ મનુષ્યોને નિર્ધનતાનો બહુ ભય રહે છે, અને પોતાને નિર્ધન જોઇ તે બહુજ લજ્જા પામે છે. યંત્ર શાસ્ત્રાનુરાગી, પ્રગામી, ને સાર્વજનીક સંસ્થાઓમાં હેતુભૂત હોય છે. તેઓ પ-

---

* सुजनता रहितः कलिकाकविज्ञनकवाक्य विलोपकरोनरः
दिनकरे हि कुलीरगतेभवेत् सघनता धनतासहिताधिकः ૧

× વધુ શીલ માટે જુઓ પત્ર. ૪૭

ણીવાર રાત્રિએ ઉદાસી અને વ્યાકુળ હોય છે, ને સલાહ આપવામાં ન્યાયી, સ્વભાવે માયાળુ અને દુઃખીને મદદ કરનાર હોય છે. તેઓમાં આળસ, સ્વાર્થ બુદ્ધિ, ઇર્ષા, અહંકાર, આડંબર, લોભ, વિગેરે દોષો ઘણા હોય છે. અસ્થિર વૃત્તિનાં અને લાસરીયા સ્વભાવનાં સ્ત્રી તથા પુરૂષો હોય છે, તેથી તેઓનો ગ્રહસ્થાશ્રમ કવચિતજ સુખદ નિવડે છે, અસ્થિર, અદઢ, ને વ્યભિચારી હોવા છતાં સાક્ષાત્ મૂર્તિનો દાવો કરી જુઠાણું ચલાવે છે. આ રાશિનાં બાળકોને અત્યંત કાળજી લેઇ કેળવવાં જોઇએ. માયા ભરેલું વર્તન રાખવાથી તેઓ નમ્ર નિવડે છે. તેમને ગાયન સાંભળવા દેવું, ને રાત્રિ તથા દિવસે એકલાંજ સુવાડવાં વધારે સારૂં છે.

**ત્રિભાગઃ—**

( ૧ ) તા. ૨૧ જુનથી તે મહીનાના અંત સુધી જન્મેલાં મનુષ્યો લાગણીવાળાં, કંજુસ, ખંતીલાં અને લોભી હોય છે.

( ૨ ) જુલાઇના પેહેલા દશ દિવસમાં જન્મેલાં મનુષ્યો લાગણીના ભયમાં આવી પડનાર, જુદી જુદી સ્થીતિઓમાં થઇ પસાર થનાર, મજબૂત મનોબળવાળા હોવાથી ધારેલી ધારણા પાર પાડનાર હોયછે, અને જો તેઓ અદઢી હોય છે તો તે અદેખાને અક્ષમાવંત હોય છે, અને જો દઢી હોય છે તો ગુપ્ત ધાર્મિક ને અંતર્જ્ઞાની હોય છે.

( ૩ ) જુલાઇ તા. ૧૦ થી ૨૦ સુધી જન્મેલ મનુષ્યો પેહેલી જીંદગીમાં બહુ ભાગ્યશાળી હોતાં નથી, પણ જેમ જેમ ઉમરે વધે છે તેમ તેમ સુખી થતાં જાય છે.

**અંતિમઃ—**

( ૧ ) આળસુ ને નિરૂદ્યમી.

( ૨ ) લોભી, થાક વિનાના, ખંતીલા, ચાલાક દઢ મનના ને ઠંડા હોય છે.

**ધંધા-પ્રવૃત્તિઃ—**

આ રાશિમાં જન્મેલ મનુષ્યો મેનેજર, ગાડીવાન-કેપ્ટન, પુરૂં પાડનાર-સ્ટોર કીપર, ફેરનીસ કરનાર, માલ બનાવનાર, કાપડીયા, અને જેમાં નાણાંની છુટ હોય અથવા જેમાં જલદીથી નાણાં પાછા ફરી વળતાં હોય તેવા ધંધા કરનાર હોય છે,

**લગ્ન કે સંબંધઃ—**

આ રાશિમાં જન્મેલ મનુષ્યોએ તા. ૨૩ ઓકટોબરથી તા. ૨૧ નવેમ્બર અથવા તા. ૧૯ ફેબ્રુઆરીથી તા. ૨૦ માર્ચ સુધીમાં અથવા કર્ક, વૃશ્ચિક, મીન વૃષ, કન્યા કે મકર રાશિના ચંદ્રમાં જન્મેલા મનુષ્યો સાથે લગ્ન યા હરકોઇ પ્રકારનો સંબંધ બાંધવો વધારે શ્રેયસ્કર છે.

આ રાશિવાળાએ લગ્ન કરવામાં ઉતાવળ કરવી નહીં. બાળપણમાં કદાપિ લગ્ન કરવું નહીં,લગ્ન જોઇ વિચારી કરવું. નહીતર પરિણામ દુઃખદ છે.

**શરીર રોગારોગ્યઃ—**

મધ્યમ કદ,ઉપરનો ભાગ કંઇક મોટો, મુખ ગોળ, ચામડી કોમળ, વર્ણ પીળો કે ફીકો, મુખનો ઘાટ નાનો,નેત્ર ભુરાં કે ધોળાં હોય છે, શરીર બહુ મજબૂત હોતુ નથી, પણ બહુ કામથી નરમ પડી જાય તેવું હોયછે. તબીઅત અવયવોની અવ્યવસ્થાને લીધે નરમ, પેટમાં વ્યાધ, અપચો, સંધિવાયુ, ઝાડાની કબજીઆત, અને તેથી લોહીની ખામી, ઊબકો, ઉલટી, વિગેરે રોગવાળી રહે છે મુખ્ય સ્થાનઃ—છાતી ને પેટ છે

આ લોકો આરોગ્યતાને સંભાળતા નથી તેમ કસરત કરતા નથી. તેમણે સાદો ને પથ્ય આહાર લેવો, દરેક રોગ વધારે પ્રમાણમાં છે એવું માનવાની ટેવ ન રાખવી,ઊંઘ ને શાંતતાને સેવવી. માદક પદાર્થનો ત્યાગ કરવો, સારો પકવેલો ખોરાક લેવો.

**હિતકર બોધઃ—**

તમારે વ્યગ્રતા ને બીકણપણાનો ત્યાગ કરવો, પ્રવાસી ધંધા પસંદ કરવા. આત્મબળ ઉપર અપૂર્વ શ્રદ્ધા ધરવી, આળસ, સ્વાર્થ અહંકાર, ઇર્ષ્યા—ને અપ્રમાણિકપણાનો ત્યાગ કરવો,દેવું કદાપિ કરવું નહીં, પોતાની કમાણીમાંથી ખર્ચ કરવું, ખુશામતથી રાજી થવું નહીં.

**સંધિસમયઃ—**

તા. ૨૧ મી જુનથી ૭ દિવસ સુધીનો સમય તે સંધિસમય ગણાય છે. મિથુન રાશિ અને કર્ક રાશિ વચ્ચેનો તે સંધિસમય છે. આ સમયમાં જન્મેલ મનુષ્યો આપમતીયાં ને સ્વચ્છંદી હોય છે, તેઓ

સારા મિત્રો કે પાડોશીઓ નિવડે છે. તેઓ રંગીલાં ને વિલાસી મનુષ્યો થાય છે, ને તેઓને ઠાઠ માઠ બહુ ગમે છે.

આ સમયમાં જન્મેલ સ્ત્રીઓ, નખરાંબાજ, વિશ્વાસઘાતી, વિકારી અને સંતાન ઉપર અત્યંત પ્રેમાળ હોય છે, તથા મનુષ્યો મોજમજાહ મારનાર, છટાદાર બોલનાર તથા વાંચનાર હોય છે.

---

## સિંહરાશિઃ—

### * સિંહરાશિના સૂર્યનું ફળ=( ⊙ in ♌. )

**સમય**—તા. ૨૨ જુલાઇથી તા. ૨૧ ઓગષ્ટ સુધી.

**સ્વામિ**—સૂર્ય.

**નંગ**—માણેક કે હીરો.

**રંગ**—લાલ કે લીલો.

**શીલ**+—સ્થિર, પણ્કર; અગ્નિ તત્વ.

**અવયવ**—+ પાંસળાં. બરડાનો ભાગ, કરોડ.

**સ્વભાવ**—

આ રાશિમાં જન્મેલ મનુષ્યો સત્તાવાન, હુકમ કરનાર, જાતિ અમાની, દૃઢ નિશ્ચયી, ઉદાર, લોભી, વિશ્વાસુ અને ઉંડી લાગણીવાળા હોય છે. જો દૃઢી હોય છે તો આકર્ષક, ને માયાળુ સ્વભાવવાળા, લાગણીમાં દૃઢ ને બીજાની સાથે ભળી જવામાં કઠિન હોય છે. પણ જો અદૃઢી હોય છે તો વિષયી, ઉતાવળીઆ, અને લાગણીઓથી સહેલાઇથી દોરવાઇ જનાર હોય છે. આ રાશિનો મુખ્ય ગુણ વિશ્વાસ છે. તેથી તેઓ વિશ્વાસુ અને બીજી રીતે માલુમ ન પડે ત્યાં સુધી દરેકને સારૂ માનનાર હોયછે, અને પોતે ઠગાયા છે, એમ માલુમ પડે છે ત્યારેલાગણીઓને ઘરનાર થાય છે. ઉચ્ચાશય હોવાથી તેઓના સઘળા સંકલ્પો ભાગ્યેજ ફળે છે, તેઓમાં ગુપ્ત રાખી શકે તેવા ગુણો ભાગ્યેજ હોય છે, તેઓ

---

* स्थिरमतिरबला[illegible]को। विपुलयशाःप्रभूत कीर्तितकच्छितः ॥
दिनकरे करिवैरिगतो नरो। नृपरकोपनकोप करो भवेत् ॥ १ ॥

+ વધુ શીલ માટે જુઓ પત્ર ૪૮.

ખુલ્લા દિલના અને ભોળા હોય છે, અને ગમે તેવું પરિણામ આવે છતાં પણ બેદરકાર અને ગમે તેવા રૂપમાં પણ વાત કહી દેનાર હોય છે, જ્યારે વધારે છેતરાયા હોય છે અગર દુઃખી થયા હોય છે ત્યારે તેઓ અભિમાની અને ગંભીર બને છે. તેઓ ઉચ્ચાશયવાળા અને ક્ષમાશીલ હમેશ હોય છે.

આ મનુષ્યો હાજર જવાબી, પ્રસંગે રસીક વાર્તાઓ કરનાર, અને વાર્તામાં રહેલા ભેદને તરત સમજી જનાર હોય છે, તેમ ઉચ્ચાભિલાષી, સાચા, શુદ્ધ અને પુષ્કળ પ્રેમવાળા અને સ્વભાવથીજ સજ્જન હોવાથી સુખરૂપ વાતાવરણ રચે છે. તેઓનું મન વ્યહવારિક અને આધ્યાત્મિક વિષયો પ્રતિ પ્રીતિવાળુ હોવાથી તેઓ લોકોનું કલ્યાણ કરનાર, વકતા, અને મોટા પુરૂષો હોય છે. ચમત્કારિક અંતર્જ્ઞાન તેઓમાં હોવાથી તેઓનાં અનુમાન ઘણા પ્રસંગે ખરાં પડે છે, તેમને કોઈ પણ કામની ઝીણી ઝીણી તપસીલ ગમતી નથી. તેઓ બહુજ આળસુ ને થોડી મહેનતે કામ થયેલું જોનાર હોય છે. આ રાશિમાં જન્મેલ મનુષ્યોમાંથી કેટલાક બહુ લુચ્ચા, બેવચની, કાવાદાવા કરનાર, આકળા, ઉતાવળીઆ, ઝાંઝી, વાસાથે વઢે તેવા ને તીખા હોય છે, તેઓ સ્ત્રીઓથી સત્વર મોહિત થઇ જનાર અને ભાગ્યેજ વ્યભિચાર દોષથી મુકત હોય છે, અને અપ્રમાણિક અને જુઠા તથા બીજાનું હોઇયાં કરી જવાની દાનતવાળા હોય છે, સ્ત્રીઓ નાની ઉમરમાં સાસરામાં પરાધીનપણું ભોગવનાર, લજ્જાથી અને સાસુ વિગેરેની ધાકથી સ્વભાવને દાબી રાખનાર હોય છે. નિરંકુશિત સ્ત્રીઓ જીભના સ્વાદમાં અને કાવા દાવામાં પુરૂષો કરતાં ચઢીઆતી હોય છે.

ઈશ્વરોપાસનાથી તામસ ગુણોનો ત્યાગ કરી સાત્વિક સ્વભાવને ખીલવવો. આ મનુષ્યોને ભારે સંકટ, મહાન વિપત્તિ, ભારે હાનિ અને ભયંકર રોગોના અનુભવથી સારો બોધ થાય છે.

ત્રિભાગઃ—

( ૧ ) તા. ૨૨ જુલાઇથી મહીનાની આખર સુધીમાં જન્મેલ મનુષ્યો માયાળુ, દૃઢ, વિશ્વાસુ ને બીજાની સાથે પ્રેમથી ભળી જનાર હોય છે.

( ૨ ) તા. ૧ થી ૧૦ ઓગષ્ટ સુધીમાં જન્મેલ મનુષ્યો પોતાની જાતિમાં બહુજ વિશ્વાસુ ને સ્વાશ્રયી, લોભી, પોતાના જાતિબળથી જન્મ વખતની સ્થીતિ કરતાં બહુજ આગળ

વધી જવાવાળા, અને કામની વ્યવસ્થા અને મેનેજમેંટ કરવામાં બહુજ કુશળ હોય છે.

( ૩ ) તા. ૧૦ થી ૨૦ મી ઑગષ્ટ સુધીમાં જન્મેલ મનુષ્યો ધાર્મિક, તત્વ જ્ઞાની, કૃપાળુ, પ્રેમમાં તીવ્ર, કામમાં તથા બોલવામાં માયાળુ, લાગણીવાળા ને પોતાના હિત કરતાં બીજાના હિતમાં ગુંથાયેલા હોય છે.

અંતિમઃ—

( ૧ ) ભભકો, અભિમાન ને આડંબર.

( ૨ ) દયા, શુદ્ધ અંતઃકરણ, રાજકીય ને ચાલાકી ભરેલો સ્વભાવ, ને જાતિ બળમાં વિશ્વાસુ.

ધંધો-પ્રવૃત્તિ—

આ રાશિમાં જન્મેલ મનુષ્યો સારા મેનેજર, ગોઠવણ કરનાર, લશ્કરી અમલદાર, સારા ડૉકટર, સારી સત્તાવાળા, રાજ્યના નોકર, જેવા કે મામલતદાર, ડેપ્યુટી કલેકટર વિગેરે, આ મનુષ્યો વ્યાપાર કરતાં ધંધામાં બહુ ફાવે છે, આ લોકો હુન્નરી, અને એકટર તરીકે બીજાને આનંદપ્રદ બહુ હોય છે-

તેઓની જીંદગીનો પેહેલો ભાગ તેમની જીંદગીના બીજા ભાગ જેવો સુખરૂપ હોતો નથી; તેઓ તેમની જીંદગીની છેલ્લી અવસ્થામાંજ સુખીબને છે.

લગ્ન કે સંબંધઃ--

આ રાશિવાળાને સઘળી રાશિવાળા સાથે બનાવ રહે છે, છતાં પણ તા. ૨૧ જુનથી તા. ૨૧ જુલાઇ અથવા તા. ૧૯ ફેબ્રુઆરીથી તા. ૨૦ માર્ચ સુધીમાં જન્મેલ મનુષ્યો સાથે લગ્ન યા સંબંધ કરવો વધારે અનુકુળ છે, તથા મકર, કુંભકે વૃશ્ચિક રાશિના સૂર્યવાળા મનુષ્યો સાથેના સંબંધથી તેઓ સ્હેજ ઓછા સુખી હોય છે.

આ લોકોએ સમાન કુળ, બુદ્ધિ અને વયવાળા સાથે લગ્ન કરવાનું યાદ રાખવું, ધન અને મેષ રાશિવાળાને તુલા રાશિ વાળા સાથે મિત્રતા હોય છે.

શરીર રોગારોગ્યઃ—

તેઓનું શરીર પ્રમાણસર ઉંચું, પ્રમાણમાં અવયવો, ખભા પહોળા, મસ્તક ગોળ સરખીદાર, ગૌર મુખ, મોટાં સુંદર નિર્મળ નેત્ર, વેધક દષ્ટિ

ને સ્વર ગંભીર, ને અંગ પુષ્ટ હોય છે—બાંધો મજબૂત, અતિશય ચાલાક, મંદવાડમાં પણ ટકી શકે તેવો તથા જલદીથી આરામ થઇ જાય તેવો હોય છે. આ મનુષ્યોને હૃદય ને છાતીનાં દરદો, સંધિવાયુ ને ગરદન અગર કરોડની પીડા થવાના સંભવો હોય છે. સખ્ત તાપ, તથા મુત્રાશય અને યકૃતના રોગો પણ થઈ આવવાનો સંભવ હોય છે. લાંબો કાળ ખેદ ને નિરાશાને સેવવાથી આ વ્યાધિઓ પ્રકટી નિકળે છે. ઉતાવળ—ને લાગણીઓનો ત્યાગ કરવા, ખોરાક નિયમિત લેવાથી પ્રકૃતિ સુરક્ષિત રહે છે.

હિતકર બોધ—

તમે સ્વભાવથી આનંદી, માયાળુ, ઉદાર ને બીજાનું દુઃખ જાણુનાર છો, ને સ્વભાવને કેળવવાથી ઉચ્ચતર સુખી બનશો. મૌન, પ્રસન્ન સ્વભાવ, સંતોષ, ને ધૈર્યને સેવવાથી તમારો અત્યંત અભ્યુદય થશે. તમારામાં સિંહના જેવી હિંમત ને બળ છે તેને તમે કેળવજો, ને પ્રમાદનો ત્યાગ કરજો. દુઃખમાં પણ સુખ માની લેતાં શીખજો.

તમારામાં અંતર્જ્ઞાન, દિવ્યદૃષ્ટિ, અને ભવિષ્યજ્ઞાન છે તેને કેળવવાં, પુસ્તક, પૈસા કંઇ પણ ઉધારે આપવું નહીં. આળસ, પ્રમાદ, વ્યગ્રતા, ક્રોધ, ચિંતા, પરસ્ત્રીમોહ, સ્વપત્નીમાં અમર્યાદ આસક્તિ, એટલાથી સાવધ રહેવું.

કર્ક ને સિંહ રાશિનો સંધિ સમય—તા. ૨૨ મી જુલાઇથી તા. ૨૮ મી સુધીનો છે, હિમતવાન, પુષ્ટ ને રાજનીતિજ્ઞ પુરૂષોનો જન્મ આ સમયમાં હોય છે, તેઓ પોતાપ્રતિ પોતાનો પત્નિનો પ્રેમ શુદ્ધ ઇચ્છે છે, તથા આ મનુષ્યો આશ્ચર્યકારક સ્મરણ શક્તિવાળા ને ધારેલી સ્થિતિ પ્રાપ્ત કરનાર હોય છે. સ્ત્રીઓ તીક્ષ્ણ લાગણીવાળી પ્રેમાળ હોય છે.

## કન્યારાશિઃ

* કન્યારાશિના સૂર્યનું ફળઃ—( ☉ in ♍. )

સમય—તા. ૨૨ ઓગષ્ટથી તા. ૨૨ સપ્ટેમ્બર

સ્વામિ—બુધ.

* विमपतौ युवतौ भवितस्यते, नरपतेर्बलिनं हि नरो भवेत् ॥
सकुलपाःश्रुतगेयपरायणः सुमहितामहिमापहिताहितः ॥ १ ॥

નંગ—ગુલાબી પોખરાજ, માણેક.
રંગ—સ્હેજ વાદળી, સોનેરી, કાળો.
શીલ+—દ્વિસ્વભાવ, પશુક્રૂર, પૃથ્વી તત્વ.
અવયવ—પેટ અને આંતરડાં.
સ્વભાવ:—

આ રાશિમાં જન્મેલ મનુષ્યો અનુભવી, સારાસાર જાણનાર, ખોડ કાઢનાર, રીતસર કામ કરનાર, મહેનતુ, બુદ્ધિવંત, શાંત, સાવધ,ને ચાલાક હોય છે. આ રાશિ ધંધાદારી મનુષ્યોની છે, ને આ મનુષ્યો પરમાત્માના અસ્તિત્વને શંકા રહિત માનનાર તથા વગર જોએલી વસ્તુને માનવામાં અને તેના ઉપર નકામા સંકલ્પ કરવામાં વખત નહિ ગાળનાર, અને તેનાં બહુ સ્વરૂપ જાણવામાં પ્રયત્ન કરનાર હોય છે. સ્વસત્તાવાન, પ્રસંગને બરોબર સાધનાર, દઢ નિશ્ચયી, થોડા ઢોંગી, અને ગુપ્ત રીતે શાંતિથી કામ કરનાર હોય છે.પ્રસંગ ને અનુસરીને કીર્તિ કે નામ કાઢવાની ઇચ્છાવાળા અને બીજાની સાથે ધંધામાં જોડાયેલા હોય છે. તેઓની જીંદગી માયાળુ હોવા છતાં ધાર્મિક અને શારીરિક સ્થિતિ બીજાની સાથે વિચિત્ર રીતે જોડાયેલી હોય છે; આ રાશિમાં જન્મેલ મનુષ્યો બહુ નિયમિત, વ્યવસ્થિત તથા સહનશીલ હોયછે, તેઓમાં બીજાના વ્યાધિ મટાડવાનું ઉત્તમ સામર્થ્ય, સંગીતજ્ઞાન, અને માનસિક તથા અધ્યાત્મિક શક્તિ હોય છે, આ રાશિમાં જન્મેલા લેખક, વકતા, ગાયક, કવિ, તત્વજ્ઞાની, રસાયનશાસ્ત્રી, રાજનિતીજ્ઞ, વિદ્વાન, તંત્રી, એડીટર વિગેરે ગુણવાળા હોય છે. સાફસુફ તથા બહારની ટાપટીપ એ તેમનો મુખ્ય વિષય છે, ધંધાનું સાહસ કરી તેમાંથી પુષ્કળ દ્રવ્ય મેળવનાર, કુટુંબપ્રેમ, કુળનો અભિમાન, ઉચ્ચાભિલાષી ને ઘણી હિંમતવાળા હોય છે, ધન અને પદવીનું મિથ્યા માન હોય છે. આ રાશિ વાળામાં જે અશિક્ષિત મનુષ્યો હોય તેમનામાં ધનવાન હોવાનું ડોળ અને ખુશામત ઘણી હોય છે. તેઓ પોતાના દોષોને સ્વિકારતાં ઘણી વાર નિર્દય વાક્ પ્રહારથી સામાના મર્મસ્થાનને છેદનાર, અને કેટલીક વખત મરણ પર્યંત મૌનને સેવનાર તથા મિત્રોની ગુપ્ત વાર્તાને કદી પણ કોઇને ન કહેનાર હોય છે. સૃષ્ટિ સાંદર્યના દેખાવો, ઉપવનો, તથા સંગીત એ તેમનાં ઔષધો છે. આ રાશિમાં જન્મેલ સ્ત્રી પુરૂષોનું સૌંદર્ય તથા યુવાવસ્થા દીર્ઘકાળ ટકી રહે છે. દેખાવમાં ત્રિસથી સાઠ વર્ષની વય સુધી કશો ફેરફાર જોવામાં

+ વધુ શીલ માટે જુઓ પત્ર ૪૯.

આવતો નથી. સ્ત્રીઓને શેઠાણીમાં ખપવાનું અને પોતાને કામ કરતાં બીજા ન જુએ તેવું બહુ ગમે છે. આ રાશિમાં જન્મેલ બાલકો કુદરતનાં સાચાં બાલકો છે.

ત્રિભાગઃ—

( ૧ ) ઑગષ્ટના છેલ્લા દસ દિવસમાં જન્મેલ મનુષ્યો વિચારશીલ, ગણીને કામ કરનાર, ભાગ્યેજ લાગણીથી દોરવાઇ જનાર, એશઆરામી, શરમાળ, અને ઉપવાસ કરનાર હોય છે.

( ૨ ) તા. ૧ થા ૧૦ મી સપ્ટેમ્બર સુધીમાં જન્મેલ મનુષ્યો ઘણાજ હુશિઆર પોતાના સદ્ગુણોથી જીંદગીમાં આગળ વધનાર, શાસ્ત્રના શોખિન, ટીકાકાર, લાગણીવાળા, આગળ પાછળની સ્થિતિમાં લીન થયેલ, સારી રીતે વાદવિવાદ કર્તા, વિચારશીલ અને ખંતીલા હોય છે.

( ૩ ) તા. ૧૦ થી ૨૦ મી સપ્ટેમ્બર સુધીમાં જન્મેલ મનુષ્યો સામાન્યચાલાકી ભરેલી જીંદગી ભોગવનાર, ઘણાજ અંતડા, શાન્ત, અને દઢ, પણ સ્હેજ વ્યભિચારી હોય છે.

અંતિમઃ—

( ૧ ) શાંત, પ્રમાણિક, ઢોંગરહિત, શાંતતાથી કામ કરનાર, ને કીર્તિની ઇચ્છા વિનાના હોય છે.

( ૨ ) ખરી રીતે નીતિવંત છતાં ઘણીજ લોભાવનારી ચીજ તરફનાં વળણ વાળા, પોતાના માયાળુ સ્વભાવને લીધે બીજાઓની સાથે વ્યાપારને અંગે જોડાએલા, અને ધાર્મિક વૃત્તિવાળા હોય છે.

ધંધો–પ્રવૃત્તિ.

આ રાશિમાં જન્મેલ મનુષ્યો. એજન્ટ, ખરીદી કર્તા, વેચનાર વ્યાપારી, રસાયણી, ફોટોગ્રાફર, અને મુસાફર હોય છે. ટુંકાણમાં તેઓ સારા વ્યાપારીઓ હોય છે.

લગ્ન કે સંબંધઃ—

આ રાશિમાં જન્મેલ મનુષ્યોને લગ્નની અસર સ્ત્રી કે પુરૂષના પવિત્રપણા ઉપરથી બહુજ થાય છે. તેઓને તા. ૨૧ ડીસેમ્બરથી તા. ૧૯ જાનેવારી સુધીમાં અથવા વૃષ, કન્યા ને મકર રાશિના ચંદ્રમામાં જન્મેલ

મનુષ્યો સાથેનો સંબંધ વધારે અનુકૂળતા ભરેલો હોય છે, અને અગ્નિ તથા વાયુતત્વની સૂર્યરાશિવાળા સાથે લગ્નનો સંબંધ પ્રતિકુળ હોય છે, પણ પોતાની સૂર્ય રાશિમાં લગ્ન કરવું વધારે શ્રેયસ્કર છે.

**શરીર રોગારોગ્યઃ—**

મધ્યમ કદની ઉંચાઇ અથવા તેથી સ્હેજ વધારે ઉંચાઇવાળા, મુખ સંઅગોળ, મધુર સ્વર, વિનયી વર્તનવાળા, બુદ્ધિવંત, ચ્હેરો ને બાંધો સાધારણ મજબૂત હોય છે, છતાં તબીયતપર લગ્નની રાશિની અસર બહુ થાય છે. ચિંતાની અને બીજાઓના સહવાસની અસર તેમના ઉપર થાય છે, ને તે તેમને નડે છે. ખોરાકમાં ખાસ સંભાળ લેવાની જરૂર છે, કારણ કે તેમને અપચો, ચુંક, અને પેટ, જઠર, આંતરડા અને જ્ઞાનતંતુના ખાસ વ્યાધિઓ થવાનો સંભવ હોય છે, બનતા સુધી દવા ઓછા પ્રમાણમાં લેવી અથવા નજ લેવી તે વધારે સારૂં છે, સારી નઠારી સ્થિતિ તબીઅત ઉપર સારી કે નઠારી અસર વધુ કરે છે, તેમણે ખાનપાનમાં મિતાહારી થવાની ને તેમાં કાળજી રાખવાની ખાસ જરૂર હોય છે. તેમને માટે સ્વચ્છ હવા, સ્વચ્છ ખોરાક, દીર્ઘ શ્વાસ, કસરત, ને માનસોપચાર વિગેરે કુદરતી ઓષધો છે.

**હિતકર બોધ;—**

નિષ્ફળતાનો કદી વિચાર કરવો નહિ, ઉચ્ચ આશા અને હિમતને સદા સેવવી. મંદવાડ, નિર્ધનતા, અને અન્ય કષ્ટોને દઢ નિશ્ચયથી સહન કરવાં. સ્વાર્થ ત્યાગ કરી નિયમિત અને વ્યવસ્થાથી કામ કરવાથી વિજયી થશો: નીતિ, બુદ્ધિ, યોગ, ને અધ્યાત્મિક શક્તિને કેળવજો; તમને સંગીત વિદ્યાથી લાભ થશે: તમો બીજાના દોષો કાઢશો નહિ, ને બીજા ઉપર હુકમ ચલાવશો નહિ; તમારે મિથ્યાભિમાન, મિથ્યા લોભ, બીજાના કામમાં માથું મારવું, મનથી રોગો કલ્પીને ઓસડીયાં ફાકવાં, ખાલી બડાઇ અને દેવું કરવાનો સ્વભાવ વિગેરે દુર્ગુણોનો ત્યાગ કરવો.

**સંધિસમય—**

સિંહ તથા કન્યા રાશિનો સંધિ સમય તા. ૨૨ થી ૨૮મી ઑગષ્ટ સુધીનો છે. તેમાં જન્મેલ મનુષ્યો પ્રેમ અને બુદ્ધિના બળને એકાગ્ર બિન્દુમાં લાવનાર, ઉપભોગ લેવામાં કુશળ, બીજાના મનનું સમાધાન કરનાર, વૈદ્ય, માનસશાસ્ત્રી, અને તર્કશાસ્ત્રી હોય છે. ભાગ્યેજ અપમાન કરનાર, ઘરમાં વધુ રહેનાર અનેઉત્તમ ઘર ને વસ્ત્રોના લોભી હોય છે; સ્ત્રીઓ બહુજ પ્રેમાળ ને કામ કરનાર તથા સ્વચ્છ હોય છે,

---

# તુલારાશિ.

## *તુલારાશિના સૂર્યનું ફળ. ( ☉ in ♎ )

**સમય**—તા. ૨૨ સપ્ટેમ્બરથી તા. ૨૨ ઑક્ટોબર સુધી.

**સ્વામિ—શુક્ર.**

**નંગ**—હીરો કે લસણીઓ.

**રંગ**—કાળો ને ઘેરો લાલ.

**શીલ**×—ચર, કેન્દ્ર, ને વાયુ તત્વ.

**અવયવ**—પેઢું, ગુદા ને બરડાનો પાછલો ભાગ.

**સ્વભાવઃ**—

આ રાશિમાં જન્મેલ મનુષ્યો ઘણાજ સુઘરેલ, ન્યાયને બહુજ ચ્હાનાર, લાગણીવાળા, વખાણને ઇચ્છનાર, વૈભવના શોખીન, લોભી, ઉદાર, યુક્તિબાજ, માયાળુ, યાદદાસ્તવાળા, કળાવંત, માયાળુ, સારા સ્વભાવના, સંસારને અસાર માનનાર, સમતોલ મનના, અને દરેક વિષયની બીજી બાજુ સારી રીતે જોનાર હોયછે. પોતાનાં વખાણ અને ખુશામતને ઇચ્છના વાળા હોય છે એટલુંજ નહિ, પણ જ્યારે તેમના વખાણ થાય છે ત્યારે જ તેઓ કામ સારૂં કરે છે,ને પોતાનો કક્કો ખરો કહેવડાવે છે. તેઓ કમ્પની (સોબત) રાખવા તરીકે ઘણાજ લાયક હોય છે, ને પોતાની આસપાસ શું બને છે તે બરોબર જાણી શકે છે.

ઐશ્વર્યને ઇચ્છનાર, સાહસિક, હિંમતવાન, નુકશાન ને દુખોને સહન કરનાર, તેમજ આત્મ શ્રદ્ધાવાળા હોય છે. આકર્ષક સ્વરૂપવાળા હોવાથી સ્ત્રીઓને આકર્ષે છે. જુગાર કે સટ્ટો ખેલવામાં ઉદ્ધત હોય છે.

નવી નવી વસ્તુઓની નિત્ય ઇચ્છા કરે છે, ને મોજ મજાને શોધે છે. વિપત્તિની અસર ન થતાં વિપત્તિથી થયેલ હાનિને ટાળી શકે છે.

આ રાશિમાં જન્મેલ સ્ત્રીઓ પુરૂષના જેટલી અવિચારી હોતી નથી, પણ પૈસાની કાળજી વિનાની, ને સુંદર હોય છે, આ રાશિવાળાઓ

---

*नरपतेरतिमिष्टहर्म्यं । जनविरोधविधानमर्थप्रदोष ॥
कठिनमनाःकर्मरतिर्घटे । हिनमणिर्ममणिश्रुविधादिकं ॥ १ ॥

× શીલ માટે જુઓ પત્ર ૫૦

જે દેવું કરે છે તે તેઓ ભાગ્યેજ પાછું વાળી શકે છે, ને ધીરનાર તેમને પંજવે નહિ એમ ઇચ્છે છે.

આ રાશિમાં જન્મેલાઓ કવિ, લેખક, કે ગાયક હોય છે, તેઓ ઘણુાજ ઉદાર હોઇ કોઇક વખત સર્વસ્વ આપી દેઇ બદલાની આશા રાખતા નથી. વિરોધી અને અવિરોધી વાતાવરણુને તત્કાળ સમજે છે. તેઓ બહુ સ્વચ્છ, સુરેખ, અને ગંદાના અણુગમાવાળા હોય છે; તેઓમાં ગૂઢ દૈવી સામર્થ્ય ને અંતર્જ્ઞાન હોવાથી તેઓ ધાર્મિક વૃત્તિવાળા અને ઇશ્વર પરાયણુ હોય છે. તેઓ સંસારી વિષયો તરફ હદ ઉપરાંત ઢળી પડનાર, પરોપકારી, ને લાગણીવાળા સ્વભાવવાળા હોય છે.

**ત્રિભાગઃ—**

( ૧ ) તા. ૨૨ મી સપ્ટેમ્બરથી મહિનાના અંત સુધીમાં જન્મેલ મનુષ્યો વિષયવાસના રહિત, સીધા રસ્તાના, ઘણુાજ સુધરેલ, માયાળુ ને મળતાવડા હોય છે.

( ૨ ) તા. ૧ લીથી ૧૦ મા ઑક્ટોબર સુધીમાં જન્મેલ મનુષ્યો ન્યાયને ચ્હાનાર, માનસિક શક્તિવાળા અને દરેક કાર્યમાં વિશ્વાસુ હોય છે.

( ૩ ) તા. ૧૦ થી ૨૨ ઑક્ટોબર સુધીમાં જન્મેલ મનુષ્યો વધારે બુદ્ધિવંત, વધારે અગત્યવાળા, અને એકીકરણુ ભાવનાવાળા હોય છે.

**અંતિમઃ—**

( ૧ ) વૈભવને ચ્હાનાર, અને ક્રિયા રૂપ તથા રીતરીવાજો ભજનાર હોય છે.

( ૨ ) ધાર્મિક મનોવૃત્તિવાળા, મનથી સુધરેલ, અને દરેકમાં અદ્વૈતભાવ માનનાર, તથા કેટલીક વખત દુર શ્રવણુ તથા શુદ્ધ સંકલ્પ શક્તિને મેળવનાર હોય છે.

**ધંધો પ્રવૃત્તિઃ—**

આ રાશિમાં જન્મેલ મનુષ્યો હુન્નરી, યોજના કરનાર, લાઇબ્રેરીયન, સેક્રેટરી, કે ગાનાર હોય છે.

**લગ્ન કે સંબંધ:—**

આ રાશિમાં જન્મેલ મનુષ્યોએ પોતાની રાશિમાં, તથા તા. ૨૧ જાનેવારીથી તા. ૧૮ મી ફેબ્રુઆરી સુધીમાં, અથવા તા. ૨૧ મી મેથી તા. ૨૦ મી જુન સુધીમાં જન્મેલ મનુષ્યો સાથે લગ્ન યા સંબંધ કરવો વધારે શ્રેયસ્કર છે. કન્યા રાશિવાળા સાથે કદાપિ લગ્ન કરવું નહિ.

આ રાશિવાળાને અગ્નિ તત્વની રાશિમાં જન્મેલ મનુષ્યો સાથેની મિત્રતા અત્યંત સુખપ્રદ નિવડે છે.

**શરીર–રોગારોગ્ય.**

આ રાશિમાં જન્મેલ મનુષ્યો, ઉંચા, પાતળા, અને મજબૂત બાંધાનાં હોય છે. લંબગોળ મુખવાળા, બહુ વેગથી બોલનાર, કોઇક વખત તીણોસ્વર કાઢનાર, સુંદર નેત્રવાળા, ને ઝડપથી હાલનાર ચાલનાર હોય છે, ને જો તેઓ નિયમિત જીંદગી ગુજારે છે, તો તેમને માંદગી ઓછી આવે છે.

પેઢુના અને મુત્રાશયના રોગો થવાનો તેમને બહુજ સંભવ હોય છે; જેવા કે ડાએબીટીસ, મુત્રાવરોધ, ને લોહીવિકાર વિગેરે તથા મગજ અને પેટ ઉપર પણ તેનીજ અસરના વ્યાધિ થવાના સંભવ હોય છે.

આ રાશિવાળાઓએ મિષ્ટ પદાર્થો ખાંડ વિગેરે ઓછાં ખાવાં, શુદ્ધ પાણી પીવાની બહુજ કાળજી કરવી. નહીતર તેમને ગંદા પાણીથી ટાઇફોઇડ અથવા કોલેરા થવાનો સંભવ રહે છે. કેડનો ભાગ બહુ સંભાળથી રાખવો.

**હિતકર બોધ:—**

તમે સ્વભાવથીજ આગ્રહી ને કાર્ય કરવાની શક્તિવાળા છો, ને દીર્ઘ દૃષ્ટિથી તથા વિવેક શક્તિથી ઉત્તમ વ્યાપારી બની શકો તેવા છો; તમને લેખક, વક્તા, કે શિક્ષા ગુરૂ થવાનું મન થાય તો જરૂર થજો. તત્વ વિદ્યા, ગુઢ વિદ્યા, ને અધ્યાત્મ વિદ્યા તમને લાભપ્રદ છે. નિષ્ફળતા, વિઘ્ન, કે વિપત્તિની લેશ પણ ચિંતા કરવી નહિ. વાસનાઓને ત્યજી, મધ્યમ માર્ગ પકડી બીકણ બિલાડી થશો નહિ. દેવું કરશો નહિ. જાતે કમાયેલ ખર્ચજો; ઉતાવળીયાપણું ને સ્તુતિ એ બે દોષોનો પરાજય કરજો.

**સંધિ સમય:—**

કન્યા અને તુલારાશિનો સંધિસમય તા. ૨૩ થી ૨૯ સપ્ટેમ્બર સુધીનો છે. આ સમયમાં જન્મેલા મનુષ્યોને ઘરની બહાર ફરવાનું બહુ ગમે છે. તેઓ રમ્ય ને ચિત્તાકર્ષક, નિઃસ્વાર્થી, અને માયાળુ સ્વભાવના હોય છે, તેઓ પ્રતિકુળ મનુષ્યો સાથે નિભાવ કરી લે છે. તેઓ પ્રવાસથી દુઃખનો વિસારો કરનાર અને ઘર તથા વસ્ત્રોની ઉત્તમ વ્યવસ્થા કરી શકે તેવા હોય છે.

---

## વૃશ્ચિક રાશિ.

### વૃશ્ચિક રાશિના સૂર્યનું ફળ. ( ☉ in ♏ )

**સમય**—તા. ૨૩ ઑક્ટોબરથી તા. ૨૧ નવેમ્બર સુધી.

**સ્વામિ**—મંગળ.

**નંગ**—પોખરાજ કે મેલેચાઇટ નામનું ઇંગ્રેજી નંગ.

**રંગ**—બ્રાઉન, (શ્યામ, ભુરો, ઉદો કે બદામી).

**શીલ+**—સ્થિર, પાણુફર, ને જળતત્ત્વ.

**અવયવ**—ગુહ્ય, ગુદા, ઇંદ્રિય.

**સ્વભાવ:—**

આ રાશિમાં જન્મેલ મનુષ્યો દઢ, માનવંત, અતડા, આકર્ષક, યુક્તિબાજ, ચાલાક ને વિચારવંત હોય છે. દરેક કામમાં પોતે બીજાને દાબ પડાવે છે, અને પોતે વખાણની ઇચ્છા કરતા નથી, છતાં ઉત્તેજનને ઇચ્છે છે; આ રાશિમાં ગુપ્ત સત્તા ઘણી હોય છે, જેથી પુરૂષો ઘણાજ લુચ્ચા, ચાલાક, અદેખા અને વિષયી હોય છે. તેઓમાં મોટા પ્રમાણમાં

---

* कृपणताकलहंपटुसाहसं, विषहुताशनशस्त्रभयंदिशेत् ॥
अलिगतःपितृमातृविरोधिता। दिनकरो न करोतिसमुन्नतिं. ॥ १ ॥

+વધુ શીલ માટે જુઓ પત્ર ૫૧.

જીવન તત્વ, અત્યંત સંકલ્પબળ, હસ્તના વેપારની ચાતુરી, સૂક્ષ્મ અવલોકન શક્તિ, કોમળ અને દૃઢ સ્પર્શ, શસ્ત્રવિદ્યા વિગેરે ઉત્તમ હોય છે. તેઓ ભાષણોથી કોઇ કોઇવાર જાદુઇ જેવી અસર કર્તા અને લોકપ્રિય ધર્મ ઉપદેશકો તથા શબ્દ લાલીત્યવાળા હોય છે. ઉત્તમ કલ્પના શક્તિવાળા હોવાથી નાની વાતો લખવાની શક્તિવાળા, શાંત, પ્રતાપમય, પ્રૌઢ દેખાવ, સભ્યતા, વિનય ને મળતાવડો સ્વભાવ વિગેરે ગુણો તેઓમાં હોય છે. તેઓ બહુ ધન મેળવી સુખી જીવન ગાળે છે. તેમને ઉત્તમ વસ્ત્રો અને વસ્તુઓ ઉપર પ્રેમ હોવા છતાં ભભકો મારવા ઉપર લક્ષ હોતું નથી; તેઓને બહાર હરવું, ફરવું, રમવું, મછવો હંકારવો, તથા નદી સરોવર અને ડુંગરોમાં પ્રવાસ કરવો બહુ ગમે છે. તેઓ હમેશાં ઉદ્યોગી હોય છે, ને બીજાના કામમાં માથું મારવાને તેમને જરા પણ અવકાશ ન હોવાથી તેઓ પોતાના કામમાં વિજય મેળવે છે.

ખુશામત તેમને ઘણી ગમે છે, અને તેથી બીજાને વશ વર્તે છે, તેઓમાં રહેલો પશુ સ્વભાવ ક્રોધ, ઇર્ષા અને કામને ઉત્પન્ન કરે છે. આળસ ને મુલતવી રાખવાની ટેવ એ બે તેમનામાં અસાધ્ય વ્યાધિ રૂપે દોષો હોય છે. મિત્રો સાથેનું વર્તન અસંતોષ જનક અને વિચિત્ર હોય છે. સ્વાર્થ સધાય ત્યાં સુધી મિત્રતા રાખે છે; ને તુટેલી મિત્રતા સાંધવાનો સમય સ્વાર્થ હોય તે વખતેજ આવે છે. આ લોકો ઘણા પ્રપંચી, લુચ્ચા, ઠગ ને સ્વાર્થ સાધવામાં કુશળ હોય છે; આ લોકને છાની વાતો શોધી કાઢતાં, અને ધંધાની છાની વાતો તથા જન મંડળમાં વિજય મેળવવાની કુંચીઓ શોધી કાઢતાં આવડે છે. આ રાશિમાં જન્મેલી સ્ત્રીઓ, અંકુશ વિનાની કર્કશાઓ, અને અત્યંત સંતાપ ઉપજાવનારી, ઇર્ષાખોર, ને વહેમી હોય છે. તેમની સાથેનો ગૃહસ્થાશ્રમ નરક જેવો થઇ રહે છે. તેમનાં બાળકો અને પતિ તેમના નઠારા સ્વભાવના ભેગ થઇ પડે છે; પુરૂષો ટીખળ કરવા જુઠું બોલનાર, અને દોષોને ગુણ રૂપ માનનાર હોય છે, આ રાશિમાં જન્મેલ બાળકો ઉદ્ધત, કડક મીજાજનાં, ચીઢીયાં, અને કકળાણ કરી મુકનાર, પશુઓના શોખીન, તથા ચિત્રો અને રમકડાંથી રીઝનાર હોય છે.

ત્રિભાગઃ—

(૧) ઑક્ટોબરની તા. ૨૩ થી મહીનાના અંત સુધીમાં જન્મેલ મનુષ્યો બીજાને વળગેલા, સોબતની અસરવાળા, શરમાળ

ઓછા બોલા, અને મધ્યાવસ્થામાં તદન બદલાઇ ગયેલા સ્વભાવવાળા હોય છે.

(૨) તા. ૧ નવેમ્બરથી ૧૦ મી સુધીમાં જન્મેલ મનુષ્યોજ વધારે વાતોડીયા, ઓછી દઢ અને ઓછા વિચારશક્તિ-વાળા, બીજાના બોલ ઉપર વિશ્વાસ રાખનાર, પરોણા ચાકરી કરનાર, ઠગાઇ ને ખોટા વિશ્વાસનાં પરિણામના ભોગ થઇ પડનાર હોય છે.

(૩) તા. ૧૦ થી ૨૦ નવેમ્બર સુધીમાં જન્મેલા મનુષ્યો દઢ, જુસ્સાદાર, લોભી, લોકોપયોગી, સભા તથા કમ્પનીને ચ્હાનાર, ને ઘર તથા કમ્પનીના શોખીન હોય છે.

અંતિમઃ—

(૧) આ લોકો ઠગ અને લુચ્ચા હોવાથી પોતાનો સ્વાર્થ સાધવામાંજ કુશળ હોય છે.

(૨) માનવંત, દઢ અને જોશદાર હોય છે; જો કે તેઓ પોતાના ગુણોના જાણનાર હોય છે, છતાં લાગણીવાળા ને અભિરૂચિના કરતાં પોતાના ગુણોને આગળ ધરનાર હોય છે.

ધંધો-પ્રવૃત્તિઃ—

આ રાશિમાં જન્મેલ મનુષ્યો સારા દાક્તરો, વિદ્યુત્શાસ્ત્રી, રસાયણ શાસ્ત્રી, દંતશાસ્ત્રી, અને ડીટેકટીવ અથવા ગવર્નમેન્ટ ઓફીશીઅલ હોય છે; તેઓ પ્રવાહી પદાર્થ, લોખંડ, લાકડાં, સાંચા, દવાઓ, હથિયારો ને ઝેરી પદાર્થોના ધંધાઓમાં બહુ ફાવી શકે તેવા હોય છે, અથવા ફોજદારી ખાતામાં નોકરી કરે છે.

લગ્ન કે સંબંધઃ—

આ રાશિવાળા લગ્ન કરવાથી સુખી થતા નથી. તોપણ જુલાઇ ૨૧ થી ઑગષ્ટ ૨૧ સુધીમાં અને પોતાનીજરાશિમાં જન્મેલા મનુષ્યો સાથે તેમણે લગ્ન યા સંબંધ કરવો અનુકુળ છે. મિથુન, ધન કે મીન રાશિના સૂર્યવાળા સાથે લગ્ન કદાપિ પણ કરવું નહિ; કન્યા રાશિ લગ્ન માટે અનુકુળ છે. કુળ બુદ્ધિમાં સમાન હોય તેવા સાથે લગ્ન કરનાર સ્ત્રીપુરૂષો સુખી થાય છે.

**શરીર–રોગારોગ્ય:—**

આ રાશિવાળાનાં શરીર મજબૂત હોય છે; ૪૦ વર્ષ પછીથી સ્થૂલ થવાનો સંભવ છે, વર્ણ તેમનો શ્યામ, મુખ પહોળાં ને ચોરસ, ને વાળ કાળા હોયછે.

બાંધો બહુજ મજબૂત હોવાથી બિમારીને સહન કરી શકે છે, અને નબળાં પડી જતાં નથી. હૃદય ને ગળું એ રોગનાં સ્થાન છે. લોહીવિકાર વિસ્ફોટક, સાંધવાયુ, મશા, ગુહ્ય પીડા, ફીશર, ફીશ્ચુલા, ગળામાં ચોળીયા વિગેરે દરદો, હૃદય, ગુહ્ય ભાગ, કમર, અને ગળાના ભાગમાં થાય છે, તથા વિંછી જેવાં પ્રાણિની અને ઝેરી પદાર્થની પીડા થવાનો સંભવ હોય છે. ભિષ્ણુ ને માદક પદાર્થનો ત્યાગ કરવો. ખાનપાનમાં નિયમિત રહેવું, દવાઓ નજ ખાવી, કાચી માત્રાઓ ફુટી નીકળવાનો સંભવ રહે છે; ડુશની મદદથી ઠંડા પાણીની નળી લેઇને પેટનાં આંતરડાં સાફ રાખવાં; ચેપી રોગ હોય તે જગોથી દૂર રહેવું; હદ ઉપરાંત વિષયનું સેવન એ સઘળા રોગોનું મૂળ કારણ છે.

**હિતકર બોધ:—**

વિદ્વાન અને સત્પુરૂષોનો સમાગમ કરવો, ધંધામાં દૃઢતાને આગ્રહને સેવવાથી જેથી પુષ્કળ દ્રવ્ય પ્રાપ્તિનો યોગ રહે છે. ભવિષ્ય માટે ધન સંચય કરજો. ને વિચારી ખર્ચજો; નવરાશનો વખત ખુલ્લી હવામાં ને કસરતમાં ગાળજો; ધાર્યા પ્રમાણે ન થાય તો ક્રોધ કરશો નહિ; સર્વ સાથે સ્નેહથી વર્તજો; પરણ્યા ન હોય તો પરણવા પ્રયત્ન કરીને પરણજો; ને કુંવારા રહેશો નહિ; અનેક કષ્ટો આવશે તેને સહન કરજો. વિષયવાસનાને જીતી પરમેશ્વરનું ચિંતન સદૈવ કરજો.

**સંધિ સમય:—**

તુલા અને વૃશ્ચિક રાશિનો સંધિ સમય તા. ૨૩ થી ૨૯ ઑક્ટોબર સુધીનો છે. આ રાશિમાં જન્મેલ મનુષ્યો નવા વિચાર શોધી કાઢનાર, સ્વતંત્ર, પોતાના દરજ્જાને વળગી રહેનાર અને દૃઢાગ્રહી હોય છે, સંકટમાંથી પાર ઉતરી જાય છે, ને બીજાને ઠપકો દેવામાં કુશળ હોય છે.

સ્ત્રીઓ ગૃહની વ્યવસ્થા રાખવામાં ને રસોઇ કરવામાં કુશળ હોય છે.

---

## ધન રાશિઃ—

* ધનરાશિના સૂર્યનું ફળ=( ⊙ in ♐ )

**સમય**—તા. ૨૧ નવેમ્બરથી તા. ૨૦ ડીસેમ્બર સુધી.

**સ્વામિ**—ગુરૂ

**નંગ**—માણેક ને હીરાઓ.

**રંગ**—પીળો.

**શીળ**+—આગ્નેયકિસ્મ, દ્વિસ્વભાવ, અગ્નિતત્વ.

**અવયવ**—જાંઘ ને તેની પાછળનો ભાગ.

**સ્વભાવઃ**—

આ રાશિમાં જન્મેલ મનુષ્યો આશાવંત, બીજાની લાગણીવાળા, ભવિષ્યના જ્ઞાનવાળા, ચાલાક, સાહસિક, રાજ્ય તાબેદાર, ભોલકણા, પ્રેમને વશ, છુટને ચ્હાનાર, ને વાણીની સ્વતંત્રતાને માનનાર હોય છે. તેઓ બીજાની ખોડ અને ખામી ક્યાં છે તે બરોબર શોધી કાઢી વાક્ પ્રહાર રૂપી બાણ વડે તેના મર્મસ્થાનને છેદી શકે છે. તેઓ સ્વતંત્ર, તાત્વિકજ્ઞાનવાળા, વિચારવાળા અને ધાર્મિક હોય છે. તેઓ એક કરતાં વધારે બાબતમાં અપૂર્વતા ધરાવનાર હોવાથી નિશાન ક્યાં, ને કેવી રીતે તાકવું, તે તેઓ સારી રીતે જાણતા હોવાથી સઘળી બાબતોમાં ધારેલી સોગટી મારે છે. ભવિષ્ય જાણવાનું સામર્થ્ય હોવાથી કાર્યનું પરિણામ પહેલેથી જાણે છે. તેઓ નવરા ન બેસી રહેતાં વિચારથી કામ કર્યા જાય છે, જેથી નિરોગી અને આનંદી રહે છે. સમુદ્ર જેવું પેટ હોવાથી ગમે તે વાતને તેઓ ગુપ્ત રાખી શકે છે. દરેક કામ માથા ઉતાર ન કરતાં એક કામ બરાબર રીતે પૂરૂં કરી બીજું કામ હાથપર લે છે. તેઓ સાહસિક, પ્રગામી, દીર્ઘ દષ્ટિવાળા, અને સંકટના સમયે હિંમતવાળા હોય છે. તેઓ પૈસાની બાબતમાં કાળજીવાળાને પૈસો બચાવનાર હોવા

---

* स्वजनकोपमतोयमहग्मितं । बहुधनंहिधनुर्धरगोरविः ॥
सुजनपूजनमादिशतेनृणां, शुभमतितोमतितोषविवर्धनं ॥ १ ॥

\+ વધુ શીળ માટે જુઓ પત્ર ૫૨.

છતાં મખીચુસ હોતા નથી. વિપત્તિના સમય માટે તેમની પાસે પૈસાનો સારો સંચય હોય છે. આ રાશિમાં જન્મેલ મનુષ્યોમાંથી કોઇકજ નિર્ધન હોય છે. તેઓ ઉદ્યોગ અને કરકસર કરવામાંજ ધનની પ્રાપ્તિ થાય છે એમ સમજે છે, અને તેથી વિવેકથી ખર્ચ કરે છે.

આ રાશિમાં જન્મેલ સ્ત્રીઓ ઘરની ઉત્તમ વ્યવસ્થા રાખનાર, પત્ની અને માતા તરીકે ઉત્તમ, દૃઢ મનની, માયાળુ, નમ્ર, ઉદાર, મોટા મનની, બહુ શાણી, તથા બાળકો અને પશુઓ ઉપર બહુ પ્રેમવાળી હોય છે, તેઓમાં સંગીત, ગુહ્યજ્ઞાન, ને અધ્યાત્મજ્ઞાન બહુ હોય છે. દિવ્ય દૃષ્ટિ ને દિવ્ય જ્ઞાનથી તેઓ અન્ય મનુષ્યોને કલ્પના ન થઇ શકે તેવા દેખાવમાં જુવે છે, ને તેમના શબ્દો સાંભળે છે. સત્ય અને ખરું બોલનાર હોવાથી તેઓને ઘણા શત્રુ થાય છે, ને તેમનું બોલવું સત્ય હોવા છતાં તોછડું ગણાય છે.

ધન રાશિનું ખરું સ્વરૂપ બીજા સમજી શકતા નથી; તેથી ઝગડા થવાના પ્રસંગ તેઓને આવે છે. તેઓ દુઃખીનું દુઃખ જોઇ હરેક રીતે તેને મદદ કરે છે. નજીવી અને નકામી બાબતોને રજની ગજ કરવાનું તેમનામાં અપલક્ષણ હોય છે. તેઓ ક્રોધને જીતનાર ને શત્રુ રૂપે છેક હાડ ન જતાં ક્ષમાવંત હોય છે, તોપણ મરતા સુધી કરેલી હાનિને ભૂલતા નથી; માટે તેમણે બીજાની ભૂલો દર ગુજર કરવાનો ઉદાર સ્વભાવ રાખવો; તેઓને કામ અધુરૂં રહેલું જોઇ અસહ્ય દુઃખ થાય છે. પ્રેમાવેશમાં વિવેકને કોરાણે મૂકે છે.

ત્રિભાગ—

( ૧ ) તા. ૨૧ નવેમ્બરથી મહિનાની આખર સુધીમાં જન્મેલ મનુષ્યો, ઝનુની, બહુ બોલા અને કોઈ પણ રોકાણને તાબે નહિ થનાર હોય છે. તેઓ યાત્રાના અને જીંદગીના અનુભવના શોખીન હોય છે. તેઓ ઝીણી ઝીણી બાબતોમાં બહુ લક્ષ આપે છે.

( ૨ ) તા. ૧ થી ૧૦ ડીસેમ્બર સુધીમાં જન્મેલ મનુષ્યો વિષયી, ઉદાર, ખુલ્લાદીલના, સ્વતંત્ર, તથા વાદવિવાદ કરવાને શોખીન, મોટા મનના, નિરંકુશિત અને ધાર્મિક હોય છે.

( ૩ ) તા. ૧૦ થી તા. ૨૦ મી ડીસેમ્બર સુધીમાં જન્મેલ મનુષ્યો મરજી

પ્રમાણે વર્તનાર, ઘણાજ સ્વતંત્ર, બે દરકાર તથા સમય સૂચક બુદ્ધિવાળા હોય છે.

**અંતિમ—**

(૧) ઉછાંછળાં તથા અદેખી હોય છે.

(૨) બેદરકાર, ઉધમાતીયા, માન વફાદાર ને સરળતાના નિયમના વિરોધી હોય છે.

**ધંધો-પ્રવૃત્તિ—**

આ રાશિમાં જન્મેલ મનુષ્યો, શીખવવામાં, ઉપદેશ કરવામાં, ભાષણ કરવામાં, યોજના ઘડવામાં અને દરેક હલકાં કામોમાં કે ક્યાં બીજાઓની સાથે સંબંધ થાય છે ત્યાં વિજયી નિવડે છે, આ રાશિવાળા ધર્મ ગુરૂઓ, વકીલો, જડજો, બેન્કરો અને મોટા વ્યાપારીઓ હોય છે.

**લગ્ન કે સંબંધ—**

આ રાશિવાળાનું લગ્ન ઘણુંજ સુખી ને ભાગ્યશાળી નિવડે છે: ને જો તેઓ તા. ૨૧ મી માર્ચથી તા. ૨૦ એપ્રીલ સુધીમાં અને પોતાની રાશિમાં અથવા સિંહ, ધન, તુલા અને કુંભ રાશિના ચંદ્રમાં જન્મેલ મનુષ્યો સાથે લગ્ન યા સંબંધ બાંધે છે તો તે સંબંધ બહુજ અનુકુળ થઇ પડે છે. તેમ મેષ, ધન, કુંભ, અને તુલા રાશિના સૂર્યવાળા સાથેની તેમની મિત્રતા સુખપ્રદ નિવડે છે.

**શરીર-રોગારોગ્ય—**

આ રાશિમાં જન્મેલ દેખાવડી આકૃત્તિવાળા, ભાવના સૂચક ભવ્ય નેત્રવાળા, ઉંચા, પાતળા, ચંચળ, બળવાન, લઠ, હાલવા ચાલવામાં ઝડપવાળા તથા સુંદર હોય છે.

તેઓને (જો રવિ પીડિત હોયતો) ક્ષય થવાનો બહુજ ભય રહે છે: જ્યારે તેમની પ્રકૃતિ નરમ થાય છે, ત્યારે તેમ થવાનાં મુખ્ય કારણો તેમની બહુજ થાકાકી ને અત્યંત ચિંતા એ બેજ હોય છે.

તેઓ ફરવા હરવાની ટેવવાળા, ને રમત ગમતને ચ્હાનાર હોય છે, જેથી તેમની પ્રકૃતિ ઓછી બગડે છે. ચોખ્ખી હવા, સહેજ શ્રમવાળી કસરત, ધાર્મિક તથા ભાષાંતરવાળાં પુસ્તકોનું વાંચન, અને સીનસીનેરીનું દર્શન, એટલાં તેમના વ્યાધિના સમયમાં ઓષધ રૂપે છે. તેમને લોકીવિહાર; ફેરસાંની

નિર્બલતા, સંધિવાયુ ને જઠરના વ્યાધિ, અકસ્માત ઘાતપાતની પીડા, અગ્નિથી પીડા, અને ઘોડા વિગેરે જાનવરોથી પીડા થવાનો સંભવ છે; જાંઘ એ મુખ્ય સ્થાન છે.

**હિતકર બોધ—**

તમે અસાધારણ વિજયી છો, તમારામાં ભય, સંશય, અસ્વસ્થતા, અધૈર્ય, અપ્રમાણિકપણું, આશા, ઉત્સાહ તથા ઔદાર્યની ખામી વિગેરે દોષો રહેલા છે. તમો સામર્થ્યવાળા હોવાથી દરેક વસ્તુ કરી શકો છો. આળસને ત્યજી નિરંતર કામમાં જોડાયેલા રહેજો. બીજાના કામમાં કદી માથું મારશો નહિ. લગ્ન ન કર્યું હોય તો કરજો. નીતિવાળાં ને ધાર્મિક પુસ્તકોનું પુષ્કળ વાંચન, સંગીત, ખુલ્લી હવા, ને રમત ગમત એ તમને બહુજ લાભકર્તા છે; વાણીથી કોઇને તરછોડશો નહિ.

**સંધિ સમય—**

વૃશ્ચિક તથા ધન રાશિનો સંધિ સમય તા. ૨૨ થી ૨૮ નવેમ્બર સુધીનો છે; તેમાં જન્મેલ મનુષ્યો બોલવા ચાલવામાં મીઠા, વિનયવાળા, અને આશ્ચર્યકારક નકલ કરનારા હોય છે. અનીતિવાન હોવાથી તેમની પડતી જલદીથી થાય છે; તેઓ ભય રહિત હોવાથી યોદ્ધા, વકીલ કે શસ્ત્રવેત્તા હોય છે. સ્ત્રી ઘરમાં પોતાનોજ કક્કો ખરો કરવાવાળી છે. હુકમનો ભંગ કરનારને સખત સજા કરે છે. મનુષ્યો બહુજ તેજસ્વી, બુદ્ધિવાળા, વખાણને ઇચ્છનાર, ને બળીયલ સ્વભાવના હોય છે.

---

## મકર રાશિ.

### + મકર રાશિના સૂર્યનું ફળ=( ☉ in ♑ )

**સમય**—તા. ૨૧ ડીસેમ્બરથી ૧૯ જાનેવારી સુધી.

**સ્વામિ**—શનિ.

**નંગ**—ચંદ્રકાન્ત, ને સફેત ગોમેદ.

**રંગ**—કાળો, ઝાંખો, ભુરો.

---

+ अटनताभिरतं च विपक्षता । मधनताकुहते सततं नृणाम् ।
मकरराशिगतो दिननायकः । दिनविधुर्नविभुत्वपुत्रादिसेव् ॥ १ ॥

**શીલ+=ચર, કેન્દ્ર, ને પૃથ્વિતત્વ.**

**અવયવ—ઢીંચણ.**

**સ્વભાવ—**

આ રાશિમાં જન્મેલ મનુષ્યો લોભી, મોટા મોટા વિચારો કરનાર, કંજુશ, ખર્ચાળ, ખંતીલા, અતડા, પ્રપંચી, ઉદ્યમી, મેહેનતુ, ધીમાશવાળા, સાવચે, નિરાભિમાની, ઘણુંજ સ્વતંત્ર, ને જાતિમગજમાં વિશ્વાસવાળા, આગ્રહી, બહાર પડવાના શોખીન, શુદ્ધ અંતકરણના, સ્પષ્ટવક્તા, સ્વાર્થ અને સાધવામાં બહુજ સાવધાન હોય છે.

તેઓ સમર્થ વિચારકો, સ્વાભાવિક વક્તાઓ, અને શિક્ષકો હોય છે; વળી અત્યંત મેહેનતુ, બુદ્ધિના વિકાશની ઈચ્છાવાળા, ને મકરની માફક વગર અટકે આખો દિવસ શ્રમ કરનાર, ને બીજાને આનંદ ઉપજાવવામાં કુશળ હોય છે. તેઓ માયાળુ, વિશ્વાસપાત્ર ને ઉદાર હોય છે, એકવાર મિત્રતા થઈ તો પછી તે મિત્રતા કદાપિ છોડતા નથી, ને તેમના મિત્રો સાથેના હદ ઉપરાંતના સંબંધને લીધે તેઓના ઉપર કેટલીક વખત સંકટ પણ આવી પડે છે; તેઓ જરૂર પડે પોતાના મિત્રોને હદપાર મદદ કરે છે.

ધંધા તથા પૈસાની લેવડ દેવડમાં બહુજ કાળજીવાળા હોય છે, આપેલું વચન યથાર્થ પાળે છે મોટા પેટના હોવાથી ગુપ્ત વાતને પેટમાં રાખી શકે છે. તેઓ કુદરતના નિયમને સમજનાર, વ્યવાહરમાં કુશળ, લાભ મળવાની આશાવાળા કામમાં આશ્ચર્યકારક આગ્રહથી મંડયા રહેનાર, તથા લાભ ઓછો મળતાં નિરાશ થઈ હિમ્મત હારનાર હોય છે; તેઓને ખુશામત ગમતી નથી.

તેમને વારસો મળે છે, તથા તેઓ પુષ્કળ દ્રવ્યનો સંચય નિયમિત રીતે કરે છે. એકજ પસંદ કરેલ ધંધામાં વિજયી થાય છે. તેઓ ડાહી, સ્વતંત્ર, સૌંદર્ય તથા સંપને ચ્હાનાર, ને દ્રવ્ય તથા કીર્તિ મેળવવામાં મનને તનનું બળ ખર્ચનાર, ને સંગીતના શોખિન હોય છે. તેઓ મનની સ્થિતિના પ્રમાણમાં કોઈક વખત હદપારના ઉદાર ને કોઈક વખત હદપારના કંજુશ હોય છે.

આ રાશિની સ્ત્રીઓ વધારે ડાહી, પૈસાની કાળજીવાળી ને ઉત્તમ ગૃહવ્યવસ્થા કરનાર હોય છે; તેઓમાં સ્વાર્થ વૃત્તિને આત્મ સામર્થ્યમાં અવિશ્વાસ એ બે દોષો હોય છે, તેથી તેઓ હદપારનું ઓછાઓછા કરે છે.

---

+ વધુ શીળ માટે જુઓ પત્ર ૫૩.

**ત્રિભાગ—**

( ૧ ) તા. ૨૧ ડીસેમ્બરથી મહિનાના અંત સુધીમાં જન્મેલ મનુષ્યો, આનાકાની કરનાર, વારંવાર અદ્દઢ અને અનિશ્ચિત હોવાથી અસ્થિર દ્રવ્યવાળા, અને પ્રેમના કારણે દુઃખી હોય છે.

( ૨ ) તા. ૧ થી ૧૦ જાનેવારી સુધીમાં જન્મેલ મનુષ્યો દુરાગ્રહી, જુસ્સો અને આગળ પડવાની ખામીવાળા હોય છે, તોપણ તેઓ ખંતીલા, ધીમા ને ખાત્રીવાળા હોય છે.

( ૩ ) તા. ૧૦ થી ૧૯ જાનેવારી સુધીમાં જન્મેલ મનુષ્યો બહાર પડવાની વૃત્તિ વિનાના, શરમાળ, સારા સ્વભાવના, ખંતથી સુધરનાર, પ્રગામી થવાની ઇચ્છાવાળા, લોભ વિનાના, ને જીંદગીમાં ચઢવાના પ્રસંગને ખોઇ બેસનાર હોય છે.

**અંતિમ—**

( ૧ ) ખંતીલા ને હદપારના મેહેનતુ હોય છે.
( ૨ ) જોખમદારી સ્વિકારનાર અને બીજાને હુકમ કરનાર હોય છે.

**ધંધો-પ્રવૃત્તિ—**

આ રાશિમાં જન્મેલ મનુષ્યો દરેક ધંધો કે જેમાં સ્થિરતા દરકાર, ને સાવધગીરીની જરૂર હોય છે તેમાં ફાવે છે. તેઓ સારા બાંધ કામ કરનાર ને જમીનનું કામ કરનાર હોય છે, ને જો સારા ગ્રહોમાં જન્મ હોય છે તો ખેતીવાડીમાં, કોન્ટ્રાકટના કામમાં, ને મોટાં સાહસ કરવામાં ફાવે છે.

**લગ્ન કે સંબંધઃ—**

આ લોકો પરણવામાં ધીમા હોય છે, ને તેમને માટે તા. ૨૨ ઑગષ્ટથી તા. ૨૧ સપ્ટેમ્બર સુધીમાં જન્મેલા તથા મકર રાશિના ચંદ્રમાવાળા સાથે લગ્ન યા સંબંધ કરવો અનુકુળ હોય છે. તેમ વૃષભ, કન્યા, ને મકર રાશિવાળા સાથે પણ લગ્ન કરવું યા સંબંધ બાંધવો અનુકુળ છે. તેમણે વૃષ, કન્યા તુલા ને મકરરાશિવાળાની સાથે મિત્રતા બાંધવી લાભકારક છે.

**શરીર-રોગારોગ્ય—**

આ રાશિમાં જન્મેલ મનુષ્યો ઠીંગણા, સ્યામ વર્ણવાળા, કાળા વાળ વાળા ને સુંદર તથા ભાવના સૂચક નેત્રવાળા હોયછે, તેમનો બાંધો સાધારણ

રીતે મજબૂત હોય છે, પણ જેમ ઉમર મોટી થતી જાય છે તેમ સુધરતો જાય છે. નિરાશાને ઉદ્વેગથી તબીઅત બગડે છે. હદ ઉપરાંત મેહેનત કરવાથી તથા માથે લીધેલા કામમાં પાર વિનાની કાળજી રાખવાથી અજીર્ણ વિકાર ને ઉદાશીનતાનો વ્યાધિ થાય છે, તેમને ઢીંચણનાં, ચામડીનાં, લોહી વિકારનાં, અને સંધિવાયુનાં દરદો થવાનો સંભવ રહે છે; તેમણે ઉષ્ણતા કરે તેવો માદક ખોરાક લેવો, ને આનંદી કમ્પની રાખવી.

**હિતકર બોધ—**

તમારે પુષ્કળ વાંચવું, ને વિચારવું. વિદ્યાને આદરથી વધારવી લેવી; એકી વખતે ઘણું કામ કદાપિ કરવાં નહિ; બીજાને મુડી ઘાલવા ન દેતાં પોતાનાજ વિચાર પ્રમાણે વર્તજો; ઉદાશ અને ખિન્ન ન થતાં માયાળુ, નમ્ર, ને ઉદાર બનજો; ક્રોધાયમાન થશો નહિ. દ્રવ્ય સાચવી રાખજો; કંજુશ ન થવું, તેમ બીજાને હદ ઉપરાંત મદદ કરવી નહિ. સંગીત લાભકારક હોવાથી તે શિખજો; હદ ઉપરાંત મેહેનત કરશો નહિ. પ્રતિદિન વધતા જતા જગતની માહિતી મેળવતા રહેજો.

**સંધિસમય—**

ધન અને મકર રાશિનો સંધિ સમય તા. ૨૧ થી તા. ૨૭ ડીસેમ્બર સુધીનો છે, તેમાં જન્મેલ મનુષ્યો વધારે સુખી, મહત્વતાનાં કામ કરનાર, અને બાળક તથા યુવાનને શિક્ષણ દેનાર હોય છે; તેઓ સંગીતથી સુખી થાય છે, તેઓ પ્રેમના કારણે લગ્ન કરે છે. તેઓ ચોક્કશ, નિયમિત, કુશળ, ભાષાજ્ઞાની ને નૃત્યજ્ઞાનવાળા હોય છે.

---

## કુંભરાશિ.

### * કુંભરાશિના સૂર્યનું ફળ=( ☉ in ♒ )

**સ્વામિ**—શનિ.

**નંગ**—શનિ કે લસણીઓ.

**રંગ**—આશમાની વાદળી રંગ.

**શીલ**+—સ્થિર, પણફર, ને વાયુ તત્વ.

---

* कलशगामिनीपंकजनीपतौ । शठतरोहिमरोगतसौहृदः ॥
मलिनता कलितो रहितस्तदा । करुणादणमात्मसुखोभवेत् ॥ १ ॥

+ વધુ શીલ માટે જુઓ પત્ર ૫૪.

અવયવ—ઢીંચણની નીચેનો ભાગ.

**સ્વભાવ—**

આ રાશિમાં જન્મેલ મનુષ્યો ભાગ્યેજ બીજાથી ઓળખી શકાય તેવા, શાંત, વિશ્વાસુ, માયાળુ, દયાળુ, નિરપરાધી, કુદરતને ચ્હાનાર, સારી સમજવાળા, પ્રમાણિક ને તીવ્ર હોય છે; હુન્નર અને ભાષાને ચ્હાય છે. તેઓ અભ્યાસી, વિચારશીલ ને કુદરતનું રહસ્ય જાણનાર હોય છે. તેઓમાં અસાધારણ ગુણો અને શક્તિઓ હોવા છતાં આળસુ અને પ્રમાદી હોય છે, ને અધ્યાત્મ જ્ઞાનવડે બીજાના વ્યાધિ અને દુ:ખો ટાળવાના બલવાળા હોય છે. તેઓને પુષ્કળ ધન એકઠું કરવું બહુ ગમે છે. બીકણ બિલાડી સ્વભાવ ને વિષય લોલુપ્તાનો ત્યાગ કરવાથી પ્રમાણિક, વિનયી અને માયાળુ થાય છે; તેઓમાં સામાના અંતઃકરણની પરીક્ષા કરવાનું સામર્થ્ય હોય છે. ધંધા કે વ્યાપારમાં ખંતથી મહેનત કરવાની ટેવ પાડવી, અને કરકસર કરવાની અગત્ય એ તેઓ સારી રીતે સમજે છે. તેઓ કરજ કરનારની સ્થિતિ ગુલામ કરતાં ખરાબ છે એમ સમજે છે. તેઓ મળતાવડા, આનંદ ઉપજાવનારા, પોતાનું માન મર્તબો નિભાવનાર, ક્રોધને વશ કરનાર, અને શાંત સ્વભાવના હોય છે. તેઓ સ્વચ્છંદી થતાં વિવેક વિસરે છે; અંતર્જ્ઞાન, ભવિષ્ય જ્ઞાન, અને દૈવી શક્તિઓ તેઓમાં હોય છે. તેઓ મોહક, પ્રીતિપાત્ર અને આકર્ષક તથા અધ્યાત્મિક શક્તિવાળા હોય છે; તેઓએ ચિંતા કરવાના તથા વ્યાકુળ રહેવાના સ્વભાવને જીતી શાંત જીવન ગાળવું. ને પાળી ન શકાય તેવાં વચનો કદી પણ આપવાં નહિ તેઓએ કોઈના આશ્રયમાં ન રહેતાં સ્વતંત્ર થવું, ને હૃદયમાં હોય તેજ મુખથી કહી બતાવવું. આ રાશિના બાલકોને પ્રત્યેક કામ ઠરાવેલે વખતે કરવાનું અને આપેલાં વચન પાળવાનું શીખવવું. તેમની મરજી વિરૂદ્ધ નિશાળે જવાની ફરજ પાડવી નહિ. તેમની સાથે બીજાનું જેવું વર્તન હોય તેવાંજ તેઓ બને છે. આ બાલકોને ખુલ્લાં મેદાનમાં રમવા દેવાં લાભકારક છે.

**ત્રિભાગ—**

(૧) તા. ૨૦ જાનેવારીથી મહીનાના અંત સુધીમાં જન્મેલ મનુષ્યો સારા સ્વભાવના, માનસિક શક્તિવાળા, પોતાની શક્તિનો સદુપયોગ કરવાવાળા, માયાળુ, સભ્ય, નમ્ર, વિનયી અને તાબેદારીની કિંમત જાણનાર હોય છે.

( ૨ ) તા. ૧ થીથી ૧૦ મી ફેબ્રુઆરી સુધીમાં જન્મેલ મનુષ્યો વ્હેમી, ભાગ્યેજ હાજી હા કહેનાર, આનાકાની કરનાર, પ્રસંગને ખોઇ બેસનાર, તથા કેટલીક વખત આશા અને લોભમાં નિરાશ થનાર હોય છે.

( ૩ ) તા. ૧૦ થી ૨૦ ફેબ્રુઆરી સુધીમાં જન્મેલ મનુષ્યો કુદરતના વિદ્યાર્થીઓ, અજાણ્યાની સોબતમાં આવનાર, મળતાવડા અને સભ્ય હોય છે.

**અંતિમ—**

( ૧ ) સ્વાર્થી, અવિશ્વાસુ, અભિમાની ને લોભી.

( ૨ પશુત્વમાંથી મનુષ્યત્વમાં ચઢવાની ઇચ્છાવાળા હોય છે.

**ધંધો-પ્રવૃત્તિ—**

આ રાશિમાં જન્મેલ મનુષ્યો સંગીતશાસ્ત્રી, સેક્રેટરી, ઝુમરી, ભાષા જ્ઞાની, વિદ્વાન્, કમ્પની અને સભા ભરવાના ધંધાવાળા હોય છે; તેઓ દરેક જાતના મહાન્ ધંધામાં વિજયી થાય છે.

**લગ્ન કે સબંધ—**

આ રાશિવાળા પરણવાની બહુ ઇચ્છાવાળા હોતા નથી, છતાં પતિ કે પત્નિ તરીકે સારા નિવડે છે. તેઓનો તા. ૨૨ સપ્ટેમ્બરથી તા. ૨૨ ઑક્ટોબર સુધીમાં જન્મેલ મનુષ્યો સાથે અથવા કુંભ, મિથુન ને તુલાના ચંદ્રમાવાળા સાથે લગ્ન યા સંબંધ કરવો અનુકુળ હોય છે

**શરીર-રોગારોગ્ય—**

આ મનુષ્યો શરીરે ઉંચા, સુંદર, બહુજ પ્રતાપી, નિર્મળ કીર્તિવાળા, નિરામયને સુદૃઢ હોય છે; તેઓનો બાંધો મજબૂત હોય છે. તેમને લોહીની મંદગતિ, સંધિવાયુ, કંપારી, માથામાં ને પગમાં કળતર, મગજમાં અવ્યવસ્થા, નિર્બલતા, ને જ્ઞાનતંતુના વ્યાધિ થવાના સંભવો હોય છે; તેઓ જો કુદરતી નિયમને પાળે છે, તો જલદીથી આરામ ઉપર આવી જાય છે.

તેમને ચોખ્ખી હવા, નિયમિત સ્વલ્પ કસરત, સારી કમ્પની ને મગજ શક્તિ તથા લોહીના પરમાણુ વધારે તેવો ખોરાક લાભકારક છે. આંખો બગડે કે તરતજ સંભાળ લીધાથી વધુ પીડા થતી અટકે છે.

**હિતકર બોધ—**

તમે સ્વાત્માવલંબી, સ્વાત્મ શ્રદ્ધાવાળા, ને સ્વતંત્ર થજો; મિત્રોનીજ સલાહ નહિ લ્યો તો દુઃખ તથા વ્યાધિ જલદીથી જતાં રહેશે; ચિંતા, સંશય, અને વ્યાકુળતાને સેવશો નહિ; દૈવી શક્તિને ખીલવશો, ને ધર્મ શાસ્રો તથા તત્વ વિદ્યાના ગ્રંથો વાંચશો, અને નવરા કદાપિ બેશી રહેશો નહિ.

**સંધિસમય—**

મકર તથા કુંભ રાશિનો સંધિ સમય તા. ૨૦ થી ૨૬ જાનેવારી સુધીનો છે, તેમાં જન્મેલ મનુષ્યો ધંધાથી સુખી, બુદ્ધિશાળી, શાંત, ને અસાધારણ ચોક્કશ હોય છે; કરકસરથી સંપત્તિ મેળવે છે. ઢંગ ધડા વિનાના ઉદાર, હદપારના હઠીલા ને પરોપકારી હોય છે. સ્રીઓ પણ કુશળ હોય છે.

---

## મીન રાશિ.

### * મીન રાશિના સૂર્યનું ફળ.=( ☉ in ♓ ).

**સમય**—તા. ૧૯ ફેબ્રુઆરીથી તા. ૨૦ મી માર્ચ સુધી.

**સ્વામિ**—ગુરૂ.

**નંગ**—લસણીઓ, હીરો કે મુજ પરખા.

**રંગ**—સફેત.

**શીલ+**—દ્વિસ્વભાવ, આપોક્લિમ, ને જળ તત્વ.

**અવયવ**—પગનાં તળીયાં.

**સ્વભાવ—**

આ રાશિમાં જન્મેલ મનુષ્યો આકર્ષક, સામાન્ય લાગણીવાળા, અદઢ, અસ્થિર, તથા ખંતીલા હોય છે, પણ જ્યારે જુસ્સો નરમ પડી

---

* बहुधनकर्कविग्रहतः सुखं । निजजनादपिगृह्यमहाभयम् ॥
द्विनवर्ता हरेर्भिकतोभवेत् । सजनतोजनतोषवशंमतिः ॥ १ ॥

+ વધુ શીલ માટે જુઓ પત્ર ૫૫.

ગયેલો હોય છે, ત્યારે તેઓ ચિંતાતુર, ઉદાસ, અને નિરાશ હોય છે. પણ અને આગતા સ્વાગતા કરનાર હોય છે. તેઓ નિરાધાર અને મુંગાં પ્રાણીનું હિત ઇચ્છે છે. તેઓ ગંભીર હોવાથી પોતાની મરજીથી પોતાનું દુઃખ બીજાને જાહેર કરતા નથી; તેઓ અનુકરણ કરનાર, શાંતિવાળા, દયાવાળા, ઉદાર, ચાલાક, અને ઉપયોગી કામની જોખમદારી માથે લેનાર હોય છે, તેઓ ઘણા વખત સુધી રાખી ન શકાય તેવો બાહ્યનો દેખાવ રાખે છે. જ્યારે તેઓ ચિંતારહિત હોય છે ત્યારે ઘણાજ ઉમદા સ્વભાવના, દયાળુ, અંદરથી આગળ પાછળની સ્થિતિને ધિક્કારે છે. નીચે પડવાના ભયવાળા હોવાથી તેમને પોતાનાં કૃત્યોના પરિણામ રૂપે દરિદ્રતાનો ભય હોય છે, અને ફળ તેનું તે મેળવે છે; આ રાશિવાળા કેટલાક લુચ્ચા, પ્રપંચી, ખંધા ને યુક્તિબાજ હોય છે, ને કેટલાક પ્રમાણિક અને સારા હોય છે. તેઓનાં હૃદય વિશુદ્ધ હોય છે. છતાં બીજાના કહેવાથી કોઇક વખત ખોટું કરી બેસે છે. પોતાના નસીબનો પોતાને ભય હોય છે, તેઓને એકી સપાટે સર્વ ખોવાનો, અને મેળવવાનો ભય હોવાથી કંઇ પણ કાર્ય કરી શકતા નથી. તેઓમાં ઊંડો ગુપ્ત પ્રેમ, પ્રમાણિકપણું ને હદ ઉપરાંત વિશ્વાસ હોય છે, જેથી તેઓ ઠગાય છે, તેઓ પોતાના મિત્રો પ્રતિ વફાદાર અને પોતાના અનુરાગી તરફના દોષનો અસ્વીકાર કરનાર હોય છે; આ રાશિમાં જન્મેલા સંગીત શાસ્ત્રી, કલાભિજ્ઞ, કવિ, ને લેખક હોય છે. આ રાશિવાળા મનુષ્યોની લેખન શૈલી નિર્મળ અને શુદ્ધ હોય છે. તેમનામાં વશીકરણ કરવાનુ મનોબળ હોવાથી તેઓના સહવાસથીજ દુઃખીને શાંતિનું તથા સુખનું ભાન થાય છે; તેઓની પરોપકારી વૃત્તિને લીધે તેઓના બળની હાનિ થતાં તેઓ વ્યાધિના ભોગ થઈ પડે છે. બીજાની પાસેથી કશુ માગવાનો સ્વભાવ હોતો નથી. લેવા કરતાં આપવું તેમને બહુ ગમે છે. સઘળા ધર્મમાં સત્યતા છે. એવું તેમને ગળે ઉતરતું નથી. તેઓને ગુપ્ત વિદ્યા, અધ્યાત્મ શાસ્ત્ર, અને તત્વ વિદ્યાનો અભ્યાસ લાભકારક છે. તેઓ ખોટા ભયનાં અનુમાનો કરી દુઃખ, અકસ્માત, અને માઠા સમાચારોની નિરંતર વાટ જોઇ પોતાના આયુષ્યનો ક્ષય કરે છે; આ રાશિની સ્ત્રીઓ પુરૂષો કરતાં ઘણીજ બેદરકાર, અને વસ્તુઓ ખોનાર, ઘરનું ધંધોલીયું કરનાર, સગડગ સ્વભાવવાળી, અને અચોકકસ હોય છે. આ મનુષ્યોમાં જ્યારે હઠ અને દુરાગ્રહ પ્રવેશે છે, ત્યારે તેઓ પોતાનું ભાન ભૂલી જઇ ન બોલવાનું બોલે છે; ને ન કરવાનાં મૂર્ખાઇ ભરેલાં કામો કરે છે.

ત્રિભાગ—

( ૧ ) તા. ૧૯ ફેબ્રુઆરીથી મહીનાના અંત સુધીમાં જન્મેલ મનુષ્યો શાંત રીતે લોભી, ને ઉચ્ચ સ્વભાવને લીધે પ્રાપ્સત માનને મેળવે છે. તેઓ સારા યજમાન અને ગ્રાહક બને છે.

( ૨ ) તા. ૧ લીથી ૧૦ મી માર્ચ સુધીમાં જન્મેલ મનુષ્યો ચાલાક, તેમજ ઉદ્યમી હોતા નથી. તેઓ ચીઢીયા, બીકણુ, સંસારીક ઉપાધિવાળા, અને વૈભવ ખાતર ફરજને તજનાર હોય છે; આ સમય ભાગ્યશાળી ગણાતો નથી, ને તેમાં ઘણા ધાર્મિકો અવતરે છે.

( ૩ ) તા. ૧૦ થી ૨૦ મી માર્ચ સુધીમાં જન્મેલ મનુષ્યો વિરામ વિનાના, ઘણાજ સ્વાભિમાની, ધાર્મિક, સ્વમાવસ્થા જેવી સ્થિતિમાં રહેનાર, ને બીન અનુભવી હોય છે.

અંતિમ—

( ૧ ) ખંધા ને બીજાથી પારખી નહિ શકાય તેવા હોય છે.

( ૨ ) ઘણાજ સારા સ્વભાવના હોય છે.

ધંધો–પ્રવૃત્તિ—

આ રાશિમાં જન્મેલ મનુષ્યો બુકકીપર (ચોપડા લખનાર), સ્ટોર કીપર (ભંડારી), ચાકરી કરનાર, ખલાશી, ગાડીવાન, નવલકથાકાર, અને હિસાબી કામ કરનાર હોય છે; તેઓમાં સંગીત શાસ્ત્રી, કવિ, ને લેખકો પણ હોય છે.

લગ્ન કે સંબંધ—

આ રાશિવાળાએ તા. ૨૩ ઑક્ટોબરથી તા. ૨૧ મી નવેમ્બર સુધીમાં જન્મેલ મનુષ્યો સાથે અથવા કર્ક, મીન ને મકર રાશિના ચંદ્રવાળા સાથે લગ્ન કે સંબંધ બાંધવો અનુકૂળ છે. તેમ કન્યા અને મકર રાશિના સૂર્યવાળા સાથેનું લગ્ન પણ લાભકારક છે. આ રાશિવાળાએ તુલા તથા ધન રાશિના સૂર્યવાળા સાથે કદાપિ લગ્ન કરવું નહિ, તેઓએ કન્યા તથા મકર રાશિવાળા સાથે મિત્રતા કરવી.

**શરીર-રોગારોગ્ય—**

આ રાશિવાળાનાં મુખ ભરાવાદાર, નેત્ર સૌમ્ય ને ખુમારીવાળાં, તથા ખભા ગોળ હોય છે. તેઓનો બાંધો મજબુત હોતો નથી; ક્ષય, તથા લોહીવિકાર, અપચો, શરદી, સંધિવાયુ, વિગેરે દરદો થવાનો તેઓને સંભવ હોય છે. તેઓએ સારી તબીઅત ખાતર દરેક બાબતમાં હદપારની ચિંતા કરવાનું છોડી દેવું. તેઓને આત્મ તિરસ્કારને લીધે ભારે મંદવાડ થાય છે. મસ્તક, પીઠ તથા પગના વ્યાધિના સંભવો છે. આ મનુષ્યો પોતાના સુખના બેદરકારી હોય છે, તેથી વારંવાર દુઃખી તથા વ્યાધિ ગ્રસ્ત થાય છે; ખોરાક સંભાળથી થોડો ને સારો લેવો; પ્રવાહી પદાર્થો ઓછા લેવા. ચેપી જગ્યાઓ અને ચેપી રોગોથી દૂર રહેવું.

**હિતકર બોધ—**

તમે સર્વદા વિશુદ્ધ જીવનગાળી, સર્વ સાથે માયાથી વર્તજો, ક્રોધ, ઇર્ષ્યા ને અપ્રયાને તજજો; કાવ્ય, જીવન ચરિત્રો, ને શાસ્ત્ર વાંચજો, સદાચરણીની સોબત કરજો; ચિંતા, અધૈર્ય; અને ચીઢીયાપણાને સેવશો નહિ; બીજાના કામમાં માથું મારશો નહિ, કોઈ પણ ધર્મને વખોડશો નહિ, ને મતાંધતાને સેવશો નહિ. ખેતર અને મેદાનમાં નિરંતર કસરત કરજો, ઓછું બોલજો.

**સંધિ સમય—**

કુંભ તથા મીન રાશિનો સંધિ સમય તા. ૧૯ થી ૨૫ ફેબ્રુઆરી સુધીનો છે. તેમાં જન્મેલ મનુષ્યો વિલક્ષણ હોય છે: તેઓ ધન સંચયની ઇચ્છાથી ધંધામાં નિયમિત, અને સત્યતા તથા પ્રમાણિકપણાને વળગી રહે છે; ને આપેલું વચન પાળવામાં બેદરકાર, વિવિધ રંગોના શોખિન, પોતાના કામની વાતોના રસીયા, ને રંગીલા હોય છે; ઘણુંજ દુઃખી વિવાહિત સ્ત્રી પુરૂષો આ સમયમાં જન્મેલ જોવામાં આવે છે.

---

## સારાંશ.

• આ પરિચ્છેદમાં લખેલ ફળ સૂર્યની રાશિ પરત્વે છે નામ અથવા ચંદ્ર રાશિનું ફળ દશમા પરિચ્છેદમાં લખેલું છે.

મેષ— બુદ્ધિવાન્, સાહસીક, રક્તપિત્તવાળો, વિકારી, રાજા, વિજયી, પરાક્રમી, ઉદાર, હિંમતવાન્, કીર્તિવંત, શત્રુના ભયવાળો ને વિશ્વાસુ.

વૃષ—પશુથી સુખી, પાણીનો ભય, ઉત્તમ વસ્ત્ર વાપરનાર, સુગંધીના શોખિન, અભિમાની, હિમ્મતવાન્, વિશ્વાસુ, શત્રુતાના શોખિન ને વિજયી.

મિથુન—ગણિત શાસ્ત્રી, પ્રખ્યાત વક્તા, અત્યંત નમ્ર માયાળુ, દયાળુ, વિનયી, ઓછા ભાગ્યશાળી, ને બીજાથી ઠગાઇ જનાર.

કર્ક—ધનવાન્, જ્યોતિષી, ને દુષ્ટ, આનંદી, આળસુ, રમત ગમતમાં સમય ગાળનાર, સ્ત્રી સંગી, અતિશય ઉદાર, ને માદક પદાર્થને વળગી રહેનાર.

સિંહ—સ્થિર બુદ્ધિ, અત્યંત કીર્તિમાન. રાજ્યાશ્રયી, બીજાને સંતોષ આપનાર. પ્રમાણિક, માનવંત, હલકાં કાર્યને ધિક્કારનાર, નિયમિત મિત્રનો વિશ્વાસુ, શત્રુને ક્ષમાવંત, ઉચ્ચ સ્વભાવ, રાજ્ય અને સત્તાનો શોખિન, લોભી ને અભિમાની.

કન્યા—ધીમું બોલનાર, રાજ્યાશ્રયી, કીર્તિમાન, બુદ્ધિમાન, આનંદી, શાસ્ત્રી, સ્વતંત્ર, દરેકને મન ગમતો, ને રીતસરનો એશઆરામી.

તુલા—અત્યંત બ્હીકણ, જનવિરોધી, ને પાપી. ઉડાઉ, હિમ્મતવાન્, સ્વતંત્ર, અત્યંત ઉદાર, અભિમાની, પોતાને માટે સારો અભિપ્રાય ધરનાર, માનવંત, સુશીલ, શત્રુ પક્ષમાં અને લોભની બાબતમાં કમનશીબવાન.

વૃશ્ચિક—કૃપણ, કલેશ કરનાર, અગ્નિ, વિષ અને શસ્ત્રથી પીડાવાન, માતૃપિતૃ વિરોધિ, બુદ્ધિવંત, પ્રપંચી, ગંભીર, લોભી,

ઉચ્ચગામી, દરેક કાર્યમાં કુશળ, બીજાને અનુગમતો, ને દરીયા ઉપર સુખી.

**ધન**—પોતાના મનુષ્યોનો વિરોધી, સુજન, ભક્ત, બળવાન, મહાન અને ઉચ્ચતમ વસ્તુને ચ્હાનાર, સ્વતંત્ર, સુશીલ, ઘણોજ ઉદાર, કીર્તિ ને ઇલકાબ મેળવનાર તથા ધર્માત્મા.

**મકર**—પ્રવાસી, સ્વજન શત્રુ, દરિદ્રી, નિરૂત્સાહી, દુઃખી, પ્રમાણિક અને આનંદી સ્વભાવને લીધે સર્વત્ર માન ને પ્યાર મેળવનાર, ઓસંગી ને કવચિત ઉતાવળીયો.

**કુંભ**—ઠગ. મિત્ર રહિત, ને દયાળુ. સુશીલ, પ્રમાણિક પરોપકારી, અભિમાનીને સત્તાની ઇચ્છાવાળો.

**મીન**—ધનવાન્, વ્યાપારી, ને સદ્બુદ્ધિવાળો ઉડાઉ, ખર્ચાલ, ને મદ્યપી, ઓસંગી, રમતગમતમાં આનંદી અને વ્યભિચારી.



---

હિતકર બોધ વિગેરેનો અંશ શ્રીમદ્ ઉપેન્દ્ર ભગવાનની આજ્ઞાનુસાર આ પુસ્તકમાં દાખલ કર્યો છે. વધુ ખુલાશા માટે જુઓ શ્રી મહાકાળ પુસ્તક ૧૯—૨૦—૨૧.

# परिच्छेदः १०  Chapter X.

## चंद्र राशिः

The Moon represents the Negative influence.

" Leo."

" कार्यारंभादिकं कृत्वा मनस्तुहिमगुः " ॥ १ ॥

સૂર્ય જગતમાં આત્મા તથા પિતા રૂપે છે, અને ચંદ્રમા મન માતારૂપે છે. સર્વ ગ્રહો કરતાં ચંદ્રમા પૃથ્વીની તદ્દન નજદીક છે. બીજા ગ્રહો કરતાં ચંદ્રમાની અસર જળ, સ્થલ, વનસ્પતિ અને પ્રાણી વર્ગ ઉપર સંપૂર્ણ રીતે વ્યાપી રહેલી છે.

સૂર્ય સત્તાથી ઉદ્‌ભવેલ હૃદ્‌ગત સંકલ્પોને મનોવૃત્તિઓમાં દાખલ કરી અમલમાં મુકનાર મન રૂપી ચંદ્રમા છે. તેટલાજ કારણથી મનુષ્યોનાં નામ પણ ચંદ્ર રાશિ ઉપર પાડવામાં આવે છે; એટલે ચંદ્રરાશિ અથવા નક્ષત્ર ચરણભેદના અક્ષરો ઉપર નામ પાડવામાં આવે છે. કેટલીક વખત ચંદ્રરાશિ ઉપર માતાપિતા પોતાનાં બાળકોનાં નામ ન પાડતાં પોતાની ઈચ્છા અનુસાર નામ પાડી દે છે. તેમ થવામાં પણ જે રહસ્ય સમાયેલું છે, તે એ છે કે, જે જે અક્ષરો ઉપર તેઓ નામ પાડે છે, તે તે પ્રત્યેક અક્ષરોમાં " ગુપ્ત ભેદ " +રહેલો હોય છે, અને તેના ઉપરથી પણ દરેક મનુષ્યોનાં શુભાશુભ ભાવી ફળ તથા સ્વભાવ વિગેરે જાણી શકાય તથા જોઇ શકાય છે; તેમજ હસ્તાક્ષરના મરોડ જોઇ ભાવી ફળ તથા સ્વભાવ વિગેરે જાણી શકાય છે.

---

* વધુ ખુલાસા માટે જુઓ " Graphology."

× विवाहे सर्वमाङ्गल्ये । यात्रादौ ग्रहगोचरे ॥
जन्मराशिः प्रधानत्वं । नामराशिं न चिंतयेत् ॥ १ ॥
देशे ग्रामे गृहे युद्धे । सेवायां व्यवहारके ॥
नामराशेः प्रधानत्वं । जन्मराशिं न चिंतयेत् ॥ २ ॥
काकिण्यां वर्गशुद्धौ च । वादे द्युते स्वरोदये ॥
मंत्रे पुनर्भूवरणे । नामराशेः प्रधानता ॥ ३ ॥

+ આ વિષય ઉપર પ્રથક્ પુસ્તક લખવા વિચાર છે છતાં વધુ ખુલાસા માટે " Your fortune in your own Name " નામનું અંગ્રેજીમાં પુસ્તક છપાયલું છે તે વાંચો.

( ૧ ) જન્મરાશિ; ( ૨ ) અને નામ રાશિ.
રાશિના ઉપર મુજબ બે ભેદ છે.

( ૧ ) જન્મરાશિ. વિવાહમાં, માંગલીક પ્રસંગમાં, યાત્રા વિગેરેમાં તથા ગ્રહ ગોચર જોવામાં જન્મ રાશિ લેવી; તેમાં નામ રાશિની ગણના કરવી નહિ.

( ૨ ) નામ રાશિ દેશ, ગામ ને ઘર, તથા યુદ્ધના પ્રસંગમાં, નોકરીની બાબતમાં, ને વ્યવહાર કાર્યમાં, વાદમાં, દ્યૂતમાં, સ્વરોદયમાં, મંત્ર અને પુનર્વિવાહમાં નામ રાશિ જોવી; આ કાર્યોમાં જન્મ રાશિની જરૂર નથી.

જ્યાં જન્મ રાશિની ખબર ન પડે ત્યાં લગ્ન વિગેરે કાર્યમાં અને ગોચર જોવામાં નામ રાશિ ઉપરથી જોવું. ને જે નામ દઇ બોલાવવાથી ઉંઘતો માણસ જાગી ઉઠે ને જે શબ્દોચ્ચારથી તે ગતિ કરે તે નામના અક્ષર ઉપરથી રાશિનો નિર્ણય કરવો.

## મેષ ચંદ્ર. ☽ In ♈

### * મેષ રાશિના ચંદ્રનું ફળ.

[ અશ્વિની, ભરણી, ને કૃતિકા ( ૧ ) પાદ )

આ રાશિમાં જન્મેલા મનુષ્યો કેટલીક બાબતમાં ઝનુની, લાગણી વાળા, ચીઢીયા, ક્રોધી, દુરાગ્રહી, સ્વતંત્ર, ઉપરીને તાબે ન થનાર, સ્વચ્છંદી, અસ્થિર, લાગણીઓને વશ, અવિનયી, કીર્તિ અથવા અપકીર્તિને મેળવનાર, જન સમુહ ઉપરે સત્તા ભોગવનાર, કાર્યમાં અગ્રેસર, વિખ્યાત, અને મુખ્યપદ ધારણ કરનાર હોય છે; તેઓ દયાળુ વૃત્તિ વિનાના, સહેજ કમનસીબવાળા, વિચિત્ર રીતે આગળ વધનાર, અને કાર્ય દક્ષ હોય છે.

---

विवाहघटनं चैव । लग्नजं ग्रहजं बलं ॥
नामाभर्चिंतयेत्सर्वं । जन्म न ज्ञायते यदा ॥ ४ ॥
प्रसुप्तोयेनजागर्ति । येनगच्छति चाहुतः ॥
तत्रनाम्नादिमोवर्णो । ग्राह्यस्तस्मात्रनिर्णयः ॥ ५ ॥

* स्थिरधनो रहितः सुजनैर्नरः । सुतयुतप्रमदाधिजितोभवेत् ॥
अजगतो हिमराजह्यतरीत । विस्तृतपाकृतयास्वकृतीर्विमान् ॥ १ ॥

તેઓને તાવની અથવા મસ્તકની વેદના થવાના સંભવ રહે છે. માબાપની સાથે અણબનાવ અથવા વિરહ હોય છે, કિંવા તેઓ વહેલાં મરણ પામે છે. તેમની જીંદગીમાં માતા મુખ્ય ભાગ કોઈ પણ રીતે ભજવે છે, મિત્રોથી ગુપ્ત અને તેમની સલાહ વિના સારૂ અને નહારૂ કાર્ય કરે છે. તેઓ ગુપ્ત શાસ્ત્ર અને માનસિક શાસ્ત્રના શોખીન હોય છે. તેમના કાર્યમાં ગુપ્તતાનું વલણ અને ફરજ હોય છે. તેઓનો ધંધો ગુપ્ત, હલકો, અથવા પોતાની અપસંદગીનો હોય છે; તેઓ ક્વચિત્ અપકીર્તિ મેળવે છે, અથવા કોઇ પણ જાતના બદનામનો તેઓને ભય હોય છે.

## વૃષભ ચંદ્ર ☽ in ♉

### + વૃષભ રાશિના ચંદ્રનું ફળ.

[ કૃતિકા (૩) પાદ, રોહિણી ને મૃગ શીર્ષ (૨) પાદ. ]

આ રાશિમાં જન્મેલા મનુષ્યો શાંત, લાગણી રહિત, ખંતીલા, દૃઢ નિશ્ચયી, ધારેલ ધારણા પૂર્ણ કરનાર, આશાવંત, લોભી, શ્રેષ્ઠ થવાની ઇચ્છાવાળા, સ્થાપિત રીતરીવાજને અનુસરનાર, કુદરતથી જુના વિચારને વળગી રહેનાર, બ્હારના દેખાવ અને ફેરફારોને સામા થનાર હોય છે. તેઓ ધન, મિત્રો, ઘરો, તથા જમીન મેળવે છે. તેમ તેઓ જમીન, ઘર, ને વજનદાર માલને લગતા ધંધા કરે છે, અથવા બાપના ધંધામાં વિજય, અને માબાપ પૈકી કોઇનો વારસો તેઓ મેળવે છે; ક્વચિત્ તેઓને પોતાની માતાનું રક્ષણ કરવું પડે છે અથવા તેઓ તરફથી તેમની માતાને દ્રવ્ય લાભ થાય છે. ક્વચિત્ ગુપ્તતા ને ભેદ ભરેલો હલકો કે નિંદિત ધંધો લાભકારક હોય છે. જો કુંડળીના બીજા ગ્રહો પ્રતિકુળ ન હોય તો તેઓ ધનાઢ્ય થાય છે, અને પોતાની પ્રથમની સ્થિતિમાં સુધારો કરે છે. તેઓ પાણીને પ્રવાહી પદાર્થના ધંધાથી, અને નદી કે દરીયાઇ કિનારા ઉપર રહેવાથી સુખી થાય છે; તેઓને કમ્પની, હોલસેઇલ વ્યાપાર, જોડાણ કે સોસાઈટીથી પણ લાભ થાય છે. તેઓને લગ્ન, નાની મુસાફરી, લખાણ, સખીઓ, સંગીત, ચિત્રકળા, મિત્રો ને કમ્પનીથી સારૂં સ્હેણું છે; તેમને ભાઇઓ કરતાં બ્હેનો વધારે હોય છે, અને તેમની સાથે જીવિતપર્યંત સારો સંબંધ રહે છે, તેઓ સુશીલ, તત્વવાદી, વિનયી, ને વ્યભિચારી હોય છે.

---

+ स्थिरगतिं सुमतिं क्षमान्वितां । कृषिकतादिगुणानुपभोगतां ॥
इरणजोहिमगुः शुभमादिशेत् । सुकृतिनः कृतिनश्च सुखानि च ॥१॥

## મિથુન ચંદ્ર=☽ in ♊

### * મિથુન રાશિના ચંદ્રનું ફળ.

[ મૃગશીર્ષ (૨) પાદ, આર્દ્રા, પુનર્વસુ (૩) પાદ ]

આ રાશિમાં જન્મેલા મનુષ્યો બુદ્ધિશાળી, તથા વાંચન, અભ્યાસ, શાસ્ત્ર, અને વિદ્યાના કામોના શોખિન હોય છે. બુધને અને ત્રીજા ઘરને લગતા તેઓ ધંધા× કરવાના વલણવાળા, શરીર અને મનથી ચાલાક, વારંવાર રહેઠાણ બદલનાર, એક કરતાં વધારે ઘરવાળા, વારંવાર નાની મુસાફરી કરનારને બહુ કામગરા હોય છે. ફરવાનું, સ્વારી કરવાનું, રમવાનું, અને લોકોને ઘેર જવાનું બહુ હોવાથી તેઓ ઘણી વખત ઘરની બહારજ હોય છે; તેઓ હાથનાં કામ કરનાર, યુક્તિબાજ, બુદ્ધિથી જીવન ગાળનાર, મુસાફર, વેચનાર, ભાષણકાર, કલાર્ક, લેખક, યોજક, એડીટર, કોતર કામ કરનાર તથા હુન્નર, અભ્યાસ, અને ભાષાર્થી ધન મેળવનાર હોય છે. તેઓ એક કરતાં વધારે ધંધો કરનાર અથવા ધંધો બદલનાર હોય છે. તેઓને ઓરમાન માતા, ભાઈ, કે બહેનો હોય છે; તેઓનું મન, અસ્થિર અદઢ, અને ખંત વિનાનું હોય છે. કુંડળીમાં બીજા ગ્રહો સારા ન હોય, તો તેઓ લુચ્ચા, દગલબાજ ને અપ્રમાણિક હોય છે. તેમને તેમની માતા પાસેથી અગર તેના કુટુંબ તરફથી ધન મળે છે. તેઓ ચહેરામાં અને માનસિક શક્તિમાં પોતાની માતાને મળતા હોય છે.

## કર્ક ચંદ્ર ☽ in ♋

### + કર્ક રાશિના ચંદ્રનું ફળ.

[ પુનર્વસુ (૧) પાદ, પુષ્ય ને આશ્લેષા. ]

આ રાશિમાં જન્મેલા મનુષ્યો સુખશાંતિને ચહાનાર, ઘરના સુખી, ઘરમાંજ પડી રહેવાની ટેવવાળા, અને ઘરનેજ વળગેલા હોય છે; તેઓ

---

* प्रियकरः करमस्स्ययुतोनरः । सुरतसौख्यमरोयुवतिप्रियः ॥
मिथुनराशिगतोहिमगोभवेत् । सुजनताजनताकृतगौरवः ॥ १ ॥

× જુઓ પાત્ર ૬૧.

+ श्रुतकलाबलनिर्मलवृत्तयः । कुसुमगंधजलाशयकेलयः ॥
किलकराशिकुलीरगतेविधौ । वसुमतीसुमतप्तिसीककृत्तयः ॥ १ ॥

ખાસ કરીને માતાના વધારે સંબંધવાળા, માયાળુ, સભ્ય, કલ્પક, અસ્થિર અને લાગણીવાળા હોય છે. તેઓ અસ્થિર ચિત્તના હોવાથી આજુબાજુની સ્થિતિથી ઘેરાયેલ, અન્યના રીતરીવાજો અને વિચારોને ગ્રહણ કરનાર, તથા અન્યના સુખ દુઃખની સાથે હર્ષ શોકમાં ભાગ લેનાર હોય છે. જો તેઓ બીજા કોઇની સલાહ કે તેમના કહેવા પ્રમાણે વર્તે છે તો તેઓ ઘણાજ ભાગ્યશાળી નિવડે છે, પણ જો જન્માંગમાં પુરૂષ રાશિ કે ગ્રહ બલવાન હોય તો તેમ થતું નથી, ને મંગળની બલવાન સત્તા નીચે તેઓ બહુજ દૃઢ અને સ્વતંત્ર થાય છે. તેઓ કામ કરવાની, ચાળા પાડવાની, બીજાના વિચારો અને લાગણીઓ દર્શાવવાની ચાલાકીવાળા હોય છે. તેઓ સંગીત, ચિત્રકળા, કવિતા, યોગ, ધર્મ, અને ખગોળ શાસ્ત્રના જાણનાર થાય છે. આ મનુષ્યો જલતત્વવાળા હોવાથી, પાણીની બાજુમાં રહેનાર, દરિયાઇ મુસાફરી કરનાર, દરિયાને લગતા અથવા પ્રવાહી પદાર્થના ધંધા કરનાર હોય છે; તેઓ જમીન, વહાણ, ઘર ને મીલકતથી ભાગ્યશાળી નિવડે છે. આ રાશિવાળાને છોકરાં ઘણાં થાય છે.

## સિંહ ચંદ્ર ☽ in ♌

### * સિંહ રાશિના ચંદ્રનું ફળ.

[ મઘા, પૂર્વા ફાલ્ગુની ને ઉત્તરા ફાલ્ગુની (૧) પાદ. ]

આ રાશિમાં જન્મેલા મનુષ્યો ભાગ્યશાળી, સારી ઉચ્ચ માનવંત સ્થિતિ પ્રાપ્ત કરનાર, અન્યના ઉપર ઉપરી તરીકે અમલ ચલાવનાર મેનેજર, કે યોજક તરીકે સત્તા ભોગવનાર અને રાજ્યાશ્રયી હોય છે. તેઓને ધન, માતા પિતા પૈકી કોઇનો વારસો, ધનાઢયો પાસેથી ધનની મદદ અને મોટા લોકોની કૃપા, તથા તેમની પાસેથી જોઇતી મદદ મળે છે. તેઓ પાંચમાં ઘરને લગતા ધંધાથી+ ધન મેળવે છે; તેઓ વૈભવ, મોજમઝાહ, સુગંધી, રત્નો, ને સારાં વસ્ત્રોના શોખિન હોય છે; તેઓ લોભી, મુખ્ય જગાની ઇચ્છાવાળા, પબ્લીકમાં બહાર આવવાની બીલકુલ આનાકાની નહિ કરનાર, માનવંત, ઉદાર, મોટા મનના, સુશીલ, સુદ્ધ અંતઃકરણવાળા, બુદ્ધિશાળી અને અંતર્જ્ઞાની હોય છે. તેમને સ્ત્રી પ્રિય હોય છે,

---

* सचककाननयानमनोरथं । गृहकलिं च गलोदरपीडनम् ॥
[illegible]नपतिर्बुगराजनतानुणी ।, पितनुतेतनुतेअविहीनता- ॥ १ ॥

+ જુઓ પત્ર ૯૩.

તેઓ ગાયન, ચિત્રકળા ને કવિતાના શોખિન હોય છે; પિતાને માટે આ રાશિ પ્રતિકુળ હોવાથી બીજા ગ્રહોની નબળી અસર સાથે ભળતાં પિતા કે ઉપરી સાથે ઉપાધ ઉત્પન્ન કરે છે.

## કન્યા ચંદ્ર ☽ in ♍

### * કન્યારાશિના ચંદ્રનું ફળ.

[ ઉતરા ફાલ્ગુની (૩) પાદ, હસ્ત, ને ચિત્રા (૨) પાદ. ]

આ રાશિમાં જન્મેલા મનુષ્યો ઘણીજ બુદ્ધિવાળા હોઇ બુદ્ધિવંત ધંધા કરનાર, સારી સ્મર્ણ શક્તિવાળા, અને સહેલાઇથી ભણનાર હોય છે. તેએ છઠ્ઠા અને ત્રીજા ઘરના ધંધા × કરનાર જેવા કે નોકર, મેનેજર એજન્ટ, હરકોઇ રીતે તાબેદાર, અનાજ અને ખોરાકને લગતા વ્યાપારી, ખેડુત, કંદોઇ, મોદી, તથા દવા, રસાયન, અને વનસ્પતિને લગતાં કામ કરનાર, દાક્તર, કામ્પૌન્ડર, અને કેમીસ્ટ હોય છે. તેઓ જાતે વિશ્વાસુ અને ભાગ્યશાળી નોકર હોય છે. અથવા નોકરોથી કે હાથ નીચેના મનુષ્યોથી ભાગ્યશાળી નિવડે છે. બીજા ગ્રહની ખાસ અસર ન હોય તો શાંત, પ્રમાણિક, અદઢ, નિર્લોભી, અને ઢોંગ વિનાના હોય છે; પોતાની તબીઅત અને માતાના સુખ માટે આ યોગ સારો નથી. ચંદ્રાશ્રિત રાશિના પ્રમાણમાં તેઓના શરીરના અવયવોને રોગ થવાના સંભવો હોય છે. તેઓને ઘણા મિત્રો થાય છે, તેમાં મુખ્યત્વે કરીને સ્ત્રી મિત્રો બહુ હોય છે. કોઇ પણ કંપની, પેઢી, કે સોસાઇટીના વલગણવાળા તેઓ હોય છે. તેઓને નાની મુસાફરી કરવાના, અને સેક્રેટરી, દૂત, કલાર્ક કે સ્કુલ માસ્તર તરીકે કામ કરવાના સંભવો હોય છે.

## તુલા ચંદ્ર ☽ in ♎

### * તુલા રાશિના ચંદ્રનું ફળ.

[ ચિત્રા (૨) પાદ, સ્વાતિ, ને વિશાખા (૩) પાદ. ]

આ રાશિમાં જન્મેલા મનુષ્યો લોકપ્રિય, પ્રતિજાતિ આકર્ષક, અ

---

* युवतिगेयविनिप्रमदाजन । प्रबलकेलिविलासकुतूहलः ॥
विमलशीलसुताजननोत्सवैः । सुविधिनाविधिनासहितःपुमान् ॥

× જુઓ પત્ર ૯૧ ને ૯૪.

* वृषतुरंगमविक्रमविक्रम । द्विजसुराचनदानमनाःपुमान् ॥
[illegible] । [illegible] ॥ १ ॥

વિજયી હોય છે. ગાયન, કવિતા, અને હુન્નરના શોખિન હોય છે. તેઓ માયાળુ, સુશીલ, દયાળુ, અને મિત્રોવાળા હોય છે. તેઓ માબાપથી અને તેમાં ખાસ કરીને માતા તરફથી વારસામાં ઘર તથા મીલકત મળેલી હોવાથી ભાગ્યશાળી હોય છે. કંપની, સોસાઇટી, અને મિત્રોને ચ્હાનાર હોય છે. તેઓનું નસીબ અને જીંદગીના મુખ્ય બનાવો તેમનો સાથે બીજાઓના જોડાણથીજ બનેલાં હોય છે. તેઓ બીજાઓથી અને તેમાં પણ મુખ્યત્વે કરીને એકજ મનુષ્યથી દોરવાઇ જાય છે. તેમને એકલા ધંધામાંજ નહિ, પણ જીંદગીનાં બીજાં ઘણાં કાર્યોમાં ભાગીદારી હોય છે. તેઓ ખાસ અદ્દઢ થવા સિવાય બીજા ઉપર આધાર રાખે છે, અને દરેક પ્રસંગોમાં કોઇની પણ સાથે ભાગથી સુખી થાય છે. એક અગર બીજી બાજુના માબાપ તરફથી આ મનુષ્યોના લગ્નમાં મદદ થવા રોગ હોય છે. ધંધામાં પણ તેમજ હોય છે. પરણનાર દંપતિમાં પણ ઉપર અને સ્થિતિમાં તફાવત હોય છે. ધંધાના ભાગીદારમાં પણ તેમજ હોય છે.

## વૃશ્ચિક ચંદ્ર ( ☽ in ♏ )

### * વૃશ્ચિક રાશિના ચંદ્રનું ફળ.

[ વિશાખા (૧) પાદ, અનુરાધા ને જ્યેષ્ઠા. ]

આ રાશિમાં જન્મેલા મનુષ્યો ઘણાજ દઢ, નિશ્ચયી, સ્વાશ્રયી, ખાતરીવાળા, અને પોતાની તાપણી પોતેજ બોલનાર હોય છે. આ મનુષ્યો ચાલાક, ખરૂં બોલનાર, જુસ્સાવાળા, મહેનતુ અને દુનિયાની સારી ચીજોના શોખિન હોય છે. તેઓ સ્થિર વિચારવાળા હોઇ કંઇ પણ ફેરફાર કરવાને ચ્હાતા નથી. તેઓ કોઇની વૃત્તિઓને વશ ન થતાં ઘણાજ દુરાગ્રહી હોય છે. છતાં સ્વાર્થની ખાતર અસ્થિર અને વારંવાર ગભરાટ કરી મુકી અનેક ફેરફાર કરનાર હોય છે. તેઓ ચીડીયા, ક્રોધી, વૈર લેવાની વૃત્તિવાળા, અને જો બીજા ગ્રહોની નબળી અસરની મદદ હોય તો વ્યભિચાર અને દારૂ વિગેરેની ખોટી ટેવોવાળા હોય છે; આ ફળદ્રુપ રાશિ હોવાથી તેઓને છોકરાંની સંખ્યા વધારે હોય છે, તેમાંથી એકાદ સંતાનનું મરણ થવાથી અથવા તે દ્વારા તેઓ ભયમાં

* बालव्रणेहितसरिसृपगोमरो । नृपगुरोवरजातधनक्षय: ॥
कठिहर्विविवक: बालमानस: । कृपमना: वामनाग्रहतोभवेत् ॥ १ ॥

આવી પડે છે. તેઓને તાવ તથા નીચલાં આંતરડાંનાં, બસ્તિનાં, અને ગુહ્ય તથા ઇંદ્રિયનાં દરદો થવાનો સંભવ હોય છે. માતા તથા માતૃપક્ષ માટે આ યોગ સારો નથી. તેઓ દારૂ પીવાની, વ્યભિચારની ને કઠોર વાણી બોલવા વિગેરેની કુટેવોવાળા તથા અપકીર્તિના ભયવાળા હોય છે. તેઓ યોગ ધર્મ અને ગુપ્ત જ્ઞાનના શોખિન હોય છે; તેઓના જન્મ પહેલાં કે પછી થોડા સમયમાં અથવા તેમની પહેલી જીંદગીમાં કુટુંબમાં એકાદ મરણ થાય છે, ને તે મરનારની સાથે તેમનો બહુજ સંબંધ હોવાથી તેની મીલકતના ટ્રસ્ટી અથવા મરનાર જે કામ ધંધો કરતો હોય તે પૈકી કેટલાંક કામ તથા ધંધા તેઓને કરવાના હોય છે. પ્રતિ જાતિ, આકર્ષક ને પુરૂષો લગ્નથી સુખી હોવા છતાં પણ કુસંપના ભયવાળા હોય છે. વારસાથી અને લગ્નથી કે સહીયારાથી સુખી થાય છે, પણ જો નબળા ગ્રહોની મદદ હોય તો ઉડાઉ બને છે, અને દુઃખી થાય છે. પોતાના કુટુંબવાળા અને બીજાઓની ખાતર ખર્ચ કરવાની ફરજ તેમને માથે આવી પડે છે.

## ધન ચંદ્ર ( ☽ in ♐ )

### * ધન રાશિના ચંદ્રનું ફળ.

[ મૂળ, પૂર્વાષાઢા ઉત્તરાષાઢા (૧) પાદ ]

આ રાશિમાં જન્મેલા મનુષ્યો ચાલાક, શાંતિ વિનાના, મન અને તનથી અસ્થિર, શરીરે ચંચળ, રમત, ગમતને કસરતના શોખિન, ચાલવામાં અને કામ કરવામાં ઉતાવળીયા, વારંવાર ઘર બદલનાર, માનવંત, માયાળુ, શુદ્ધ અંતઃકરણવાળા, અને આનંદી હોય છે; તેઓને ઓછામાં ઓછી એક વખત પણ દરિયાઇ મુસાફરી કરવાનો પ્રસંગ આવે છે. નવમા ઘરને લગતા ધંધાના* વલણવાળા અને વિખ્યાત હોય છે. તેઓ ધાર્મિક વૃત્તિવાળા હોઇ ધર્મના, અધ્યાત્મ જ્ઞાનના, અને ગુપ્ત શાસ્ત્રના શોખિન હોય છે. તેઓ કુદરતી શિક્ષકો, ભાષણ કર્તાઓ, અને ભવિષ્યવાદીઓ હોય છે, તેઓમાં અંતર્જ્ઞાનને લીધે અધ્યાત્મિક બળ, દૂર શ્રવણ શક્તિ અને સ્વભાવસ્થી વિશેષ હોય છે. તેઓ સંગીત અને કવિતાના

---

* बहुकलाकुशलोप्रबलोमहा । विमलताकलितःसरलाक्तिमा ॥
शशधरेतुधनुर्धरगेनरो । धनकरोनकरोतिबहुव्ययम् ॥ १ ॥

* જુઓ પૃષ્ઠ ૮૭.

શોખિન હોય છે, હલકી કુંડળીવાળા મનુષ્યો વહાણ અને ઘોડાને લગતી રમત ગમતો, અને ધંધાઓ કરનાર હોય છે. તેઓ પોતે વિશ્વાસુ કામ કરનાર કે નોકર હોય છે. અથવા તેઓને નોકરો દ્વારા લાભ મળે છે. તેઓ બે ધંધાવાળા અથવા ધંધો બદલનાર હોય છે. પોતે દત્તક થયેલા હોય છે, અથવા તેઓને ઓરમાન માત કે પિતા હોય છે.

## મકર ચંદ્ર ( ☽ in ♑ )

### + મકર રાશિના ચંદ્રનું ફળ.

[ ઉત્તરા ષાઢા (૩) પાદ, શ્રવણ ને ધનિષ્ઠા (૨) પાદ ]

આ રાશિમાં જન્મેલા મનુષ્યો સારા કે નઠારા કાર્ય માટે અથવા કીર્તિ કે અપકીર્તિ માટે પબ્લીકમાં બહાર પડનાર, અને છેવટે પાછા હઠનાર હોય છે. તેઓ સ્વજન મંડળમાં નિંદા કે પ્રશંસાને મેળવનાર હોય છે. જો બીજી રીતે કુંડળી સારી હોય છે તો, તેઓ પોતે માથે લીધેલા કાર્યોમાં લોકપ્રિય થઇ વિખ્યાતિ મેળવે છે,અને નબળા ગ્રહની કુંડળી વાળી મનુષ્યો નિંદા અને શોકને અનુભવે છે. તેઓમાં રાજ્ય સત્તા, અગ્રેસરપણું, અને કાર્ય દક્ષતા હોય છે; આ મનુષ્યોને હમેશાં પોતે કરેલા ધંધામાં, કીર્તિમાં અને સ્થિતિમાં અડચણો આવી પડે છે; અને તેમને પાછા હઠવાનું હોય છે. તેઓ ઉઘાડા તેમજ છાના શત્રુઓ ઉભા કરે છે, અને તેઓ લાયક, હોય કે ન હોય છતાં કીર્તિને ઝાંખ લગાડે છે. તેઓ માબાપથી દુ:ખી થાય છે, ને જો તે પૈકીનું એક મરણ વહેલું થાય છે, અથવા તેઓની સાથે કુસંપ, વિયોગ વિગેરે થાય છે તો લગ્ન કરેલ સ્ત્રી કે પુરૂષ બેમાંથી એક મરણ પામે છે. લગ્નમાં સામાવાળી સ્ત્રી કે પુરૂષની ઉમર, સ્થિતિ કે મીલકતમાં બહુજ તફાવત હોય છે; ગ્રહવશાત્ માતા પિતા લગ્નના સુખમાં મદદ અથવા રોધ કરે છે. તેઓ આડંબરી, સ્વાર્થી, પૈસાની બાબતમાં ગણતરીવાળા, સાવધ, અને બીજાને વશ કરનાર હોય છે; જો બીજા ગ્રહો સારા હોય છે તો તેઓ ભારે કીર્તિ અને ખ્યાતિ મેળવે છે.

---

+ [illegible] । [illegible] ॥
[illegible] । हिमकरे मकरे [illegible] ॥ १ ॥

## કુંભ ચંદ્ર ☽ in ♒

### * કુંભ રાશિના ચંદ્રનું ફળ.

[ ધનિષ્ઠા (૨) પાદ, શતભિષા અને પૂર્વાભાદ્રપદ (૩) પાદ ]

આ રાશિમાં જન્મેલા મનુષ્યો જ્યોતિષ, ભવિષ્યજ્ઞાન, સ્વપ્ન, શુદ્ધ સંકલ્પ શક્તિ, યોગ અને ગુપ્ત શાસ્ત્રના શોખિન હોય છે. તેઓ અસાધારણ મૂળતત્વશોધક, વિચિત્ર, અને નૂતન વિષયો તરફ આકર્ષાયેલ હોય છે. તેઓ ગુપ્ત મંડળીના સભાસદ હોય છે. તેઓ મોટા મનના, લાગણીવાળા, માયાળુ, અને દયાળુ હોય છે. તેઓ પોતાને મળતા સ્વભાવવાળી કંપની કે સભામાં જોડાય છે. પોલીટીકલ, કેળવણી અને શાસ્ત્રીય કામ તરફ વલણવાળા અને મદદગાર હોય છે; તેઓ સ્થાનિક અને મ્યુનિસિપાલેટીના કામોમાં ભાગ લેનાર, પ્રસંશાની ઇચ્છાવાળા, સ્વતંત્ર, કલ્પના શક્તિવાળા, અંતર્જ્ઞાની અને માનસિક શક્તિવાળા હોય છે. સારી કુંડળી વાળાઓને સ્ત્રીઓથી, માતૃ પક્ષથી, ભાગીયાથી, કે ચોથા ઘરના ધંધાથી+ લાભ મળે છે. નબળી કુંડળીવાળાઓને તે તે દ્વારા હાનિ કે ત્રાસ થાય છે. લગ્ન અને માતાથી તેઓ દુઃખી હોય છે. તેઓની તંદુરસ્તી સારી હોતી નથી, અને કવચિત્ આંખોની પીડાના પણ ભોગ થઇ પડે છે.

## મીન ચંદ્ર ☽ in ♓

### * મીન રાશિના ચંદ્રનું ફળ.

[ પૂર્વા ભાદ્રપદ (૧) પાદ, ઉત્તરા ભાદ્રપદને રેવતી. ]

આ રાશિમાં જન્મેલ મનુષ્યો શાંત, એશઆરામી, અદઢ, અસ્થિર, નૂતનતાને ચ્હાનાર, અને અવિશ્વાસુ હોય છે; તેઓ જીંદગીમાં વારંવાર નિરાશા, વિઘ્ન, કમનસીબ ને પ્રતિપક્ષને મળવે છે. તેઓ ઘણું કરીને જલની મુસાફરી કરનાર ને રહેઠાણ બદલનાર હોય છે. કવિતા અને સંગીતના શોખિન હોઇ બીજાની વૃત્તિઓને વશ કરવાવાળા હોય છે.

---

* अलसतासहितोन्यसुतःप्रियः । कुशलताकलितोतिविचक्षणः ॥
कलशगामिनीशीतकरेनरः । प्रशमितोशमितोहरिपुव्रजान् ॥ १ ॥

\+ જુઓ પત્ર ૯૭.

* शशिनिमीनगतंविजितन्द्रियो । बहुगुणः कुशलोजलकाकसः ॥
विमलधीः किलशास्त्रकलादरः । स्ववकतावलताकलितोनरः ॥ १ ॥

તેઓ વક્તા, લેખક, કલ્પના શક્તિવાળા, વાચાલ, અને સ્પષ્ટ વક્તા હોય છે. તેઓ નિરાશા અને ઉદ્વેગને સેવે છે. તેઓમાં યોગ, શુદ્ધ સ્વપ્ન અને અધ્યાત્મ જ્ઞાનશક્તિ હોય છે. તેઓના શરીરનો બાંધો માંસલ હોવાથી નબળી તંદુરસ્તીવાળા હોય છે; આ મનુષ્યોના જન્મથી માતાને કવચિત્ ઉપાધિ થાય છે; તેઓને ગુપ્ત શત્રુનો ભય હોય છે, તેમ તેઓ અપ્રમાણિક હોય છે. તેઓને હોસ્પીટલ. અનાથાશ્રમ કે કેદખાના વિગેરેના બંધનમાં પડી રહેવાનો સંભવ હોય છે.

## સારાંશ.

આ પરિચ્છેદમાં જન્મ રાશિના ચંદ્રનું સાયન ગણિત પ્રમાણે ફળ લખેલું છે; માટે દરેક મનુષ્યે પોતાના જન્મની સાયન પ્રમાણે ચંદ્રની રાશિ જાણી તથા કુંડળી જોઈ પોતાનું ભવિષ્ય જાતે વાંચી લેવું.

**મેષ**—સ્થિર ધનવાન્, પુત્રવાન્, સ્ત્રીવશ, કીર્તિમાન્.

સાહસિક, ક્રોધી, લોભી, ઉચ્ચાશયી, અસ્થિર અને ચઢતી પડતી જીંદગીવાળો, કવચિત્ કમનશીબવાન, અસ્વસ્થ ને મુસાફરીનો શોખિન.

**વૃષભ**—સ્થિર બુદ્ધિ, બુદ્ધિમાન્, સુકર્મ કરનાર, અત્યંત સુખી.

નમ્ર, પરોપકારી, ગંભીર, માયાળુ, પ્રમાણિક, માન કીર્તિવાળો ને સ્ત્રીઓનો શોખિન.

**મિથુન**—વિષયી, સ્ત્રી પ્રિય, લોકપ્રિય.

ઘણોજ બુદ્ધિશાળી, પ્રપંચી, ખંધો, સાધારણ ભાગ્યશાળી ને દ્વિત્વ સ્વભાવવાળો.

**કર્ક**—કલાવાન્, નિષ્કપટી, સુગંધીનો શોખિન, જળ ક્રીડા કરનાર

આનંદી, નિરપરાધી, સુશીલ, અતિપ્રીય, શાંત અને દરેક બાબતમાં ભાગ્યશાળી ને સ્ત્રીવિષયી.

**સિંહ**—પર્વત અને અરણ્યમાં વાસ રહેનાર, ગૃહ કલહ કરનાર, ગળાની કે પેટની વ્યથાવાળો.

અભિમાની, લોભી, સત્તાનો શોખિન, તાબેદારીને

ધિક્કારનાર અને ઘણું કરીને કમનસીબવાન.

કન્યા—સ્ત્રીઓનો શોખિન.

બુદ્ધિશાળી, અતડો, શોર્મ, સ્વાર્થી, ઉદાસી ને ભાગ્યહીણ

તુલા—દ્વિજદેવ ભક્ત, બહુ સ્ત્રીવાળો ને દાતા.

આનદી, સ્ત્રીપ્રીય, રમત ગમતનો શોખિન, ને સોબત ને ચ્હાનાર.

વૃશ્ચિક—ધન સહિત, ચાડીખોર, દુષ્ટ

મૂર્ખ, અતડો, અદેખો, દગલબાજ ને વ્યભિચાર વિગેરે કુકર્મ કરનાર.

ધન—કારીગર, સરળ બોલનાર, ધન સચય કરનાર.

શાંત, ઉદાર, ઉતાવળીયા, વિષયી, ક્ષમાશીલ, ઉચ્ચાશયી ને ભાગ્યશાળી.

મકર—ગીત જાણનાર, વિષયાં, ને સ્વબળથી નિર્વાહ કરનાર.

ચાલાકી વિનાનો, કમ્પનીમાં પણ હલકો, વ્યભિચારી અને દુષ્ટ કર્મ કરનાર.

કુંભ—આળસુ, કજીયા ખોર.

ગંભીર, વિજયી, બુદ્ધિશાળી, ચાલાક, શોધક નિરપરાધી ને ભાગ્યેજ નિંદિત, કર્મ કરનાર.

મીન—જીતેંદ્રિય, ગુણવાન, પાણીના સ્થળપ્રતિ પ્રીતિવાળો.

સ્વાર્થી, આનંદી, સ્ત્રીપ્રીય, આળસુ, પોતાને તેમ બીજાને પણ અશુભ ફળદાતા.



# परिच्छेद: ११ Chapter XI.

## સૂર્ય ચંદ્ર ધ્રુવત્વ ફળ.

### Polarities or the Soli-Lunar Combinations.

The Sun is the positive, primary and the Life giving element; while the Moon is the negative, secondary and Formative element, and the Blendings of the Life and Form are called the Polarities.

પ્રત્યેક રાશિના સૂર્યમાં પ્રત્યેક રાશિ પરત્વે ચંદ્રમા જે જુદી જુદી ધ્રુવત્વ અસર ઉત્પન્ન કરે છે, તે વિષે આ પરિચ્છેદમાં આપવામાં આવેલ છે. તે દરેક મનુષ્યે પોતાની સૂર્ય અને ચંદ્રરાશિ મેળવી વાંચી સમજી લેવું.

### (☉ in ♈) મેષ રવિ—મેષ ચંદ્ર (☽ in ♈)

આ યોગમાં જન્મેલા મનુષ્યો, વધુ માનસિક શક્તિવાળા, અસ્થિર, અદઢ, વિચારશીલ, સ્વતંત્ર, સ્વાશ્રયી, ને હિંમતવાન હોય છે: અદઢ મનુષ્યો કપટી અને રજનુંગજ કરનાર હોય છે, ને સુદઢ મનુષ્યો શુદ્ધ સંકલ્પ વાળા, તીવ્ર, ચાલાક ને હુંશિઆર હોય છે.

**આ યોગ સ્વાર્થીપણું અને ભાવિ શુભ ફળમાં ભય બતાવે છે.**

### (☉ in ♈) મેષ રવિ—વૃષ ચંદ્ર. (☽ in ♉)

આ યોગમાં જન્મેલા મનુષ્યો પ્રપંચી, અતડા, સમતોલ સ્વભાવવાળા, ગંભીર, એકાગ્રતાવાળા, અને ઓછી કલ્પના કરનાર હોય છે.

**આ યોગ ઉદ્યમ અને જાતિ પ્રયત્નથી વિજય સૂચવે છે.**

### (☉ in ♈) મેષ રવિ—મિથુન ચંદ્ર. (☽ in ♊)

આ યોગમાં જન્મેલા મનુષ્યો, સારી માનસિક શક્તિવાળા હોવાથી પોતાના વિચારો દર્શાવનાર, અને કાર્યોમાં અનિયમિત અને અચોક્કસ હોય છે. તેઓ ચાલાક, હુંશિઆર, સારા પત્રકાર, લેખક, અને ખબર પત્રિઓ હોય છે. તેઓ ભાષાજ્ઞાન સ્હેલાઇથી મેળવી વધારી શકે છે.

**આ યોગ મુસાફરી તથા કેળવણી દ્વારા વિજય ને લાભ સૂચવે છે.**

## ( ☉ in ♈ ) મેષ રવિ–કર્ક ચંદ્ર. ( ☽ in ♋ )

આ યોગમાં જન્મેલા મનુષ્યો બહુજ ટીકાકાર, ચીઢીયા, કે છોકર વાદ હોય છે. તેઓને પોતાની મરજી વિરૂદ્ધ બીજા સાથેધંધામાં જોડાવું પડે છે, જેથી ચિંતાતુર અને ચીઢીયા થઈ પરિણામે વૃદ્ધાવસ્થામાં તેમને અપચાના વ્યાધિના ભોગ થવું પડે છે. આ મનુષ્યો હદપારની કલ્પના કરનાર ને વિલક્ષણ તુરંગી હોય છે.

**આ યોગ ગૃહકાર્ય દ્વારા હાનિ ને સંસારી ઉપાધિઓ સૂચવે છે.**

## ( ☉ in ♈ ) મેષ રવિ–સિંહ ચંદ્ર ( ☽ in ♌ )

આ યોગમાં જન્મેલા મનુષ્યો ઘણાજ ઋતુની, અને દૃઢ સંકલ્પ બળવાળા હોય છે; આથી તેઓમાં બીજા પ્રત્યેની શંકા અને અશ્રદ્ધા કમી થઈ શ્રદ્ધા વધે છે. તેઓ કવચિત્ ધર્મ વૃત્તિવાળા અને અ શા-વંત હોય છે.

**આ યોગ સટ્ટા અને સાહસ દ્વારા લાભ સૂચવે છે.**

## ( ☉ in ♈ ) મેષ રવિ–કન્યા ચંદ્ર. ( ☽ in ♍ )

આ યોગમાં જન્મેલા મનુષ્યો અનુભવી, અને ઉદ્યમી હોય છે. તેઓ વિચારમાં નિયમિત, વ્યવસ્થિત, ટીકાકાર, અને ગુણદોષ વેત્તા હોય છે. આ મનુષ્યો યુક્તિ અને દીર્ઘ દૃષ્ટિથી જોનાર હોય છે. તેઓ સારા લેખકો અને ભાષાના ટીકાકારો હોય છે.

**આ યોગ અંતર્જ્ઞાન દ્વારા વિજય સૂચવે છે.**

## ( ☉ in ♈ ) મેષ રવિ–તુલા ચંદ્ર. ( ☽ in ♎ )

આ યોગમાં જન્મેલા મનુષ્યો દૂર શ્રવણ શક્તિવાળા, અંતર્જ્ઞાની, સ્તુતિ પ્રીય, ને લાગણીવાળા હોય છે. તેઓ કવચિતજ બીજા સાથે જોડાય છે; કે કવચિતજ જોડાયલા છુટા પડી જાય છે; જીંદગીમાં બીજા કોઈ પણ બનાવ કરતાં લગ્નથી તેઓને સારી કે નઠારી અસર થાય છે; તેઓ પવિત્રતાવાળા, શોખિન, હુન્નરી,સૌંદર્યની ને સમજ શક્તિવાળા હોય છે. તેઓની આંખો મોટી ભવ્ય અને કપાળ તરતું હોય છે.

**આ યોગ—ભાગીદારો ( Partners ) દ્વારા વિજય સૂચવે છે.**

## ( ☉ in ♈ ) મેષ રવિ-વૃશ્ચિક ચંદ્ર. ( ☽ in ♏ )

આ યોગમાં જન્મેલા મનુષ્યોને ઘણી ગુપ્ત અડચણો નડે છે. તેમની અંતર્વૃત્તિઓની વિરૂદ્ધ તેમનાં બહારનાં કૃત્યો હોય છે. તેઓને આજુબાજુની સ્થિતિ ગમતી નથી, અને ક્વચિત્ તેઓને ખાસ કારણને લીધે પોતાની મરજી વિરૂદ્ધ. મહાન સાહસ અથવા દરિઆઇ મુસાફરી કરવી પડે છે. આ લોકો ઝેરીલા તથા અભિમાની હોય છે.

**આ યોગ અચાનક વારસાથી કે વસીયતનામાથી લાભ સૂચવે છે.**

## ( ☉ in ♈ ) મેષ રવિ-ધન ચંદ્ર. ( ☽ in ♐ )

આ યોગમાં જન્મેલા મનુષ્યો જ્ઞાની, ભવિષ્યવેત્તા અને અધ્યાત્મજ્ઞાન વાળા હોય છે; તેઓ સ્હેલાઇથી જોઇતી વસ્તુઓને ધારણા પ્રમાણે મેળવી શકે છે. મધ્યાવસ્થામાં ધન મળવાથી ભાગ્યશાળી થાય છે. જેમ જેમ તેઓ ઉમરે મોટા થતા જાય છે, તેમ તેમ તેઓ વધારે પ્રપંચી થતા જાય છે.

**આ યોગ મુસાફરી અને અગમચેતીથી લાભ સૂચવે છે.**

## ( ☉ in ♈ ) મેષ રવિ-મકર ચંદ્ર. ( ☽ in ♑ )

આ યોગમાં જન્મેલા મનુષ્યો ઘણીજ સખ્ત રીતે કામ લેનાર અને ઘણીજ લાગણીવાળા હોય છે; તેઓ દયાળુ અને બીજાની વૃત્તિઓ સમજી લેઇ તેઓના દુઃખની દાઝ જાણનાર હોય છે.

**આ યોગ વારસાથી લાભ સૂચવે છે.**

## ( ☉ in ♈ ) મેષ રવિ-કુંભ ચંદ્ર. ( ☽ in ♒ )

આ યોગમાં જન્મેલા મનુષ્યો જ્ઞાનની ઇચ્છાવાળા, સંગીત અને હુન્નરના શોખિન તથા અભ્યાસી હોય છે. તેઓ વફાદાર તથા સત્ય અને સ્વચ્છતાને ચ્હાનાર હોય છે.

**આ યોગ મિત્રાચારીદ્વારા લાભ બતાવે છે.**

## ( ☉ in ♈ ) મેષ રવિ-મીન ચંદ્ર. ( ☽ in ♓ )

આ યોગમાં જન્મેલા મનુષ્યો આગતાસ્વાગતા કરનાર, માયાળુ, દયાળુ અને બીજાનું કલ્યાણ તથા સુખ જોનાર હોય છે. અહીં મનુષ્યો ચિંતા અને ઉપાધિને સેવનાર હોય છે. પુરૂષો ઔજસથી રોગ મટાડનાર

અને સ્ત્રીઓ સારી દઇઅણો હોય છે.

**આ યોગ શત્રુઓ અને હરીફોદ્વારા લાભ બતલાવે છે.**

**( ☉ in ♉ ) વૃષ રવિ–મેષ ચંદ્ર. ( ☽ in ♈ )**

આ યોગમાં જન્મેલા મનુષ્યો વધારે આ[illegible]ળુ અને લોભી હોય છે; તેઓ પોતાની જીંદગીની યુવાવસ્થા ને મધ્યાવસ્થાની વચમાં ફક્ત એકજ વખત પ્રાપ્ત થતા પ્રસંગનો સદુપયોગ કરવાથી ભાગ્યશાળી થાય છે.

**આ યોગ ખંત અને આગ્રહથી કામ કરવાથી વિજય સૂચવે છે.**

**( ☉ in ♉ ) વૃષ રવિ–વૃષ ચંદ્ર. ( ☽ in ♉ ]**

આ યોગમાં જન્મેલા મનુષ્યો ઘણાજ ગંભીર, અને આત્મબળવાળા હોય છે, તેઓ દૃઢ નિશ્ચયી, અભિમાની, ધારેલી ધારણા પાર પાડનાર, ઘણાજ દુરાગ્રહી, સ્વતંત્ર, જુના રીવાજને વળગી રહેનાર, ને હમેશાં ઉંડી લાગણીવાળા હોય છે.

**આ યોગ એકાગ્રચિત્તથી પ્રયત્ન અને ખંતદ્વારા વિજય સૂચવે છે.**

**( ☉ in ♉ ) વૃષ રવિ–મિથુન ચંદ્ર. ( ☽ in ♊ )**

આ યોગમાં જન્મેલા મનુષ્યો ઠગ, અસ્થિર, કુનેહવાળા અને ઉપલક વૃત્તિઓવાળા હોય છે. આ યોગ પુરૂષો કરતાં સ્ત્રીઓ માટે ખાસ સારો છે; તેમ મનોવૃત્તિઓને કાબુમાં રાખનાર પુરૂષો માટે પણ લાભકારી છે.

**આ યોગ સર્ગોદ્વારા ચડતી કે પડતી બતાવે છે.**

**( ☉ in ♉ વૃષ રવિ–કર્ક ચંદ્ર. ( ☽ in ♋ )**

આ યોગમાં જન્મેલા મનુષ્યો લાગણીવાળા, પ્યારના ભયવાળા, શુદ્ધ ચેતનાવાળા, અને ભાનવાળા હોય છે. દૃઢ મનુષ્યો અંતર્જ્ઞાન અને સમજ શક્તિને લીધે પોતાની આજુબાજુની સ્થિતિ સુધારી દે છે.

**આ યોગ ગૃહકાર્યદ્વારા વિજય સૂચવે છે.**

**( ☉ in ♉ ) વૃષ રવિ–સિંહ ચંદ્ર. ( ☽ in ♌ )**

આ યોગમાં જન્મેલા મનુષ્યો અભિમાની, દઢાગ્રહી, અને સહનશીલતા વિનાના હોય છે, તેઓ જુગારી,સટોરીયા, આળસુ, દુરાગ્રહી, અને દૃઢ મનના હોય છે.

**આ યોગ લાંબી ધારણાઓદ્વારા વિજય સૂચવે છે.**

( ☉ in ♉ ) વૃષ રવિ—કન્યા ચંદ્ર. ( ☽ in ♍ )

આ યોગમાં જન્મેલા મનુષ્યો જો પવિત્ર અને નિષ્કલંકિત હોય છે, તોજ તેઓ વિજયી અને સુખી થાય છે. તેઓ ચાલાક, સમજ શક્તિવાળા, ખંતીલા, અને આડંબર વિનાના હોય છે. તેઓ સદ્‌ગુણી અને શ્રેષ્ઠ થવાની ઇચ્છાવાળા હોય છે.

**આ યોગ સાવધ રીતે કરેલા પૈસાના રોકાણથી વિજય સૂચવે છે.**

( ☉ in ♉ ) વૃષ રવિ—તુલા ચંદ્ર. ( ☽ in ♎ )

આ યોગમાં જન્મેલા મનુષ્યો પોતાના વિચારને વળગી નહિ રહેવાથી સુખી થાય છે. તેઓ કારીગર અને સ્વચ્છતા ને ચ્હાનાર, બીજાને આનંદ આપનાર, વસ્તુઓને વખાણનાર અને સેક્રેટરી થવાના સ્વભાવ વાળા હોય છે; તેઓ ભાષા, હુન્નર અને નવીનતાને વખાણે છે.

**આ યોગ ચતુરાઈ ભરેલી વાણીદ્વારા વિજય સૂચવે છે.**

( ☉ in ♉ ) વૃષ રવિ—વૃશ્ચિક ચંદ્ર. ( ☽ in ♏ )

આ યોગમાં જન્મેલા મનુષ્યો ગુન્હા કરવાના વલણવાળા, અભિમાની, અને સત્તાધીશ હોય છે. તેઓ વિષયી વૃત્તિવાળા હોવાથી જો પોતાના સ્વભાવને કાબુમાં રાખી ના શકે, તો શોક પરિણામી ભયંકર સ્થિતિમાં આવી પડે છે.

**આ યોગ સરકારી નોકરીદ્વારા વિજય સૂચવે છે.**

( ☉ in ♉ ) વૃષ રવિ—ધન ચંદ્ર. ( ☽ in ♐ )

આ યોગમાં જન્મેલા મનુષ્યો પ્રેમાળ અને દયાળુ હોય છે. તેઓ અણચિંતવ્યા ભાગ્યશાળી થઇ જાય છે. તેઓ અંતર્જ્ઞાનને લીધે સરળ માર્ગે કામ કરનાર, અને સુખી જીંદગી ભોગવનાર હોય છે.

**આ યોગ ધર્મ અને મુસાફરીદ્વારા વિજય સૂચવે છે.**

( ☉ in ♉ ) વૃષ રવિ—મકર ચંદ્ર. ( ☽ in ♑ )

આ યોગમાં જન્મેલા મનુષ્યો પ્રપંચી, અનુભવી ને ખંતીલા હોય છે, તેઓ સ્વાશ્રયી, અને નોકરી તથા ધંધો કરવામાં કુશળ હોય છે.

**આ યોગ યોજના અને વ્યવસ્થા કરવાની શક્તિદ્વારા વિજય સૂચવે છે.**

( ☉ in ♉ ) વૃષ રવિ—કુંભ ચંદ્ર. ( ☽ in ♒ )

આ યોગમાં જન્મેલા મનુષ્યો દૃઢ અને સ્થિર હોવા છતાં ધારેલ

ધારણાઓ પાર પાડવાની શક્તિની ખામીવાળા અને પ્રેમની બાબતમાં વિશ્વાસુ તથા દઢ હોય છે; તેઓ સંતોષી વૃત્તિવાળા હોય છે.

**આ યોગ કંપની અને એસોસીયેશનદ્વારા વિજય સૂચવે છે.**

**( ☉ in ♉ ) વૃષ રવિ–મીન ચંદ્ર. ( ☽ in ♓ )**

આ યોગમાં જન્મેલાં મનુષ્યો દયાળુ ને ચાકરીખોર હોય છે. તેઓ સ્વપ્નાવસ્થામાં દશ્ય પદાર્થો ઉપર મરજી પ્રમાણે હવાઇ કિલ્લા બાંધે છે. તેઓ ઘણાજ શાંત, સુશીલ, અને પરોપકારી હોય છે.

**આ યોગ ગુપ્ત ને ખાનગી સાધનોદ્વારા કિંવા કોઇ ઐતિહાસિક સંબંધદ્વારા વિજય સૂચવે છે.**

**( ☉ in ♊ ) મિથુન રવિ–મેષ ચંદ્ર. ( ☽ in ♈ )**

આ યોગમાં જન્મેલા મનુષ્યો કુશળ વ્યાપારી, તીવ્ર, ચાલાક, નિર્ણયવાળા, સ્થિર, દઢાગ્રહી, દયાળુ અને લાગણીવાળી વૃત્તિની ખામીવાળા હોય છે.

**આ યોગ મિત્રો અને જ્ઞાનશક્તિદ્વારા વિજય સૂચવે છે.**

**( ☉ in ♊ ) મિથુન રવિ–વૃષ ચંદ્ર. ( ☽ in ♉ )**

આ યોગમાં જન્મેલા મનુષ્યો દઢ, સંયોજીત, દુરાગ્રહી, મરજી પ્રમાણે વર્તનાર, અનડા, પ્રપંચી અને ઉંડા હોય છે. જો સુધરેલ હોય છે, તો તેઓ બોલવાના શક્તિવાળા અને શરમને જીતનાર હોય છે.

**આ યોગ ગુપ્ત કાર્યો અને પ્રપંચદ્વારા વિજય સૂચવે છે.**

**( ☉ in ♊ ) મિથુન રવિ–મિથુન ચંદ્ર. ( ☽ in ♊ )**

આ યોગમાં જન્મેલા મનુષ્યો સ્વાશ્રયી, સ્વતંત્ર, લુચ્ચા, તીવ્ર બુદ્ધિવાળા, હુંશિયાર, અને ભાષા તથા હુન્નરના શોખિન હોય છે.

**આ યોગ સગાં અને ભાષાને લગતાં કામો (લખાણો) દ્વારા વિજય સૂચવે છે.**

**( ☉ in ♊ ) મિથુન રવિ–કર્ક ચંદ્ર. ( ☽ in ♋ )**

આ યોગમાં જન્મેલા મનુષ્યો દયાળુ, ચઢતીમાં વિઘ્નરૂપ, વૃત્તિઓના વલગણી ભરમાં આવી પડનાર અને કીર્તિની ઇચ્છાવાળા હોય છે; અદઢ મનુષ્યો નિંદિત અને બીજાની વૃત્તિઓને વશ થનાર હોય છે.

**આ યોગ વ્યાપાર અને કંજુસાઇદ્વારા વિજય સૂચવે છે.**

### ( ☉ in ♊ ) મિથુન રવિ–સિંહ ચંદ્ર. ( ☽ in ♌ )

આ યોગમાં જન્મેલા મનુષ્યો ઐતિહાસિક, સાહસ કરનાર, અને ઇચ્છાવૃત્તિઓના દૃઢ હોય છે; તેઓ સાહસ અને સટ્ટાથી સુખી થાય છે. સંતાન, વૈભવ અને સુખી જીંદગીને ચ્હાનાર, રમત ગમતમાં ચઢીયાતા થવાની શક્તિવાળા તથા કવિ હોય છે.

**આ યોગ સટ્ટા અને નૂતન સાહસદ્વારા વિજય સૂચવે છે.**

### ( ☉ in ♊ ) મિથુન રવિ–કન્યા ચંદ્ર. ( ☽ in ♍ )

આ યોગમાં જન્મેલા મનુષ્યો ઝીણી ઝીણી બાબતોમાં લક્ષ આપવાની ટેવવાળા હોવાથી પરિણામે મોટા પરાક્રમી થાય છે. પ્રથક્કરણ અને શોધક ક્રિયા કરવાના વલણવાળા હોવાથી ફીઝીક્સ ( પદાર્થ વિજ્ઞાન ), કેમીસ્ટ્રી (રસાયન શાસ્ત્ર) અને આરોગ્ય વિદ્યાના શોખિન હોય છે. તેઓ મ્હેનતુ તથા નિયમિત, અને અનુક્રમ પ્રમાણે કામ કરનાર હોવાથી બીજાને અને પોતાને ઉપયોગી નિવડી ભાગ્યશાળી થાય છે.

**આ યોગ સૂક્ષ્મ રીતે કુદરતના અભ્યાસદ્વારા વિજય સૂચવે છે.**

### ( ☉ in ♊ ) મિથુન રવિ–તુલા ચંદ્ર. ( ☽ in ♎ )

આ યોગમાં જન્મેલા મનુષ્યો સમતોલ સ્વભાવવાળા, તથા ન્યાય, સંપ, અને સરખામણીને ચ્હાનાર હોય છે: તેઓ સ્વચ્છ, શુદ્ધ વિચારવાળા, દયાળુ, હુન્નરી અને ધાર્મિક જીંદગી ગાળવાવાળા હોય છે.

**આ યોગ કાયદા અને હુન્નરના અભ્યાસદ્વારા વિજય સૂચવે છે.**

### ( ☉ in ♊ ) મિથુન રવિ–વૃશ્ચિક ચંદ્ર. ( ☽ in ♏ )

આ યોગમાં જન્મેલા મનુષ્યો અભિમાની, દુરાગ્રહી, ઝેરીલા ને દ્વેષી હોય છે. અદદ મનુષ્યો ચાલાક, ટીકાખોર, અલંકારિક બોલીઓ બોલનાર ને બીજાનાં નબળાં પોઇંટો જોનાર હોય છે.

**આ યોગ નાટક કે કાયદાદ્વારા વિજય સૂચવે છે.**

### ( ☉ in ♊ ) મિથુન રવિ–ધન ચંદ્ર ( ☽ in ♐ )

આ યોગમાં જન્મેલા મનુષ્યો અતિશય ચાલાક, બહુજ લાગણીવાળા, અસ્થિર, હદપારના ઉતાવળીઆ, આનંદી અને પૂર્ણ લાભ મળતા પહેલાંજ શક્તિનો ઉપયોગ કરી દેનાર હોય છે. તેઓ વક્તા, ભવિષ્યવેત્તા, સભાવક્તા

અને બીજાનાં નબળાં પોઇંટો શોધી કાઢી વાક્બાણુ મારનાર હોય છે.

**આ યોગ મુસાફરી ને કાર્યની તીવ્ર પદ્ધતિદ્વારા વિજય સૂચવે છે.**

### ( ☉ in ♊ ) મિથુન રવિ–મકર ચંદ્ર. ( ☽ in ♑ )

આ યોગમાં જન્મેલા મનુષ્યો કારણોને સમજવાની શક્તિવાળા હોય છે. જો તેઓ વિષયી થતા નથી તોજ વિજયી નિવડે છે. તેઓ હદપારના ટીકાકાર અને બરોબર રીતે કામ લેવાના સ્વભાવવાળા હોય છે.

**આ યોગ વીમા સંબંધી કામો ને એજન્સીઓદ્વારા વિજય સૂચવેછે.**

### ( ☉ in ♊ ) મિથુન રવિ–કુંભ ચંદ્ર. ( ☽ in ♒ )

આ યોગમાં જન્મેલા મનુષ્યો સ્થિર, નિશ્ચયી, દયાળુ તથા સ્વચ્છતાની શક્તિને કવિતાના રૂપમાં યુક્તિથી દર્શાવનાર હોય છે. તેઓ વિશ્વાસુ, વફાદાર, સારા મિત્ર અને દયાળુ શત્રુઓ હોય છે

**આ યોગ ભાષાથી અને મંડળીઓદ્વારા વિજય સૂચવે છે.**

### ( ☉ in ♊ ) મિથુન રવિ–મીન ચંદ્ર. ( ☽ in ♓ )

આ યોગમાં જન્મેલા મનુષ્યો શાંતિવિનાના, અસ્થિર ચિત્તના, અને ઝીણી ઝીણી બાબતોમાં ધ્યાન આપનાર હોય છે. નજીવી તુચ્છ બાબતોમાંથી પણ તેમના ઉપર ઉપાધિ અને ચિંતા કરવાનું આવી પડે છે; તેમની વૃત્તિ આગતાસ્વાગતા, દયા અને બીજાનાં સુખ દુઃખમાં ભાગ લેવાની હોય છે. તેઓ નબળી તંદુરસ્તીવાળા હોવાથી અંદરથી ચીઢીયા હોય છે.

**આ યોગ લોકોપયોગી ખાતાં ને હલકા લોકોથી વિજય સૂચવે છે.**

### ( ☉ in ♋ ) કર્ક રવિ–મેષ ચંદ્ર. ( ☽ in ♈ )

આ યોગમાં જન્મેલા મનુષ્યો લોભી, સાહસિક, સ્વબળપર વિશ્વાસુ, અને જુસ્સાદાર પદ્ધતિવાળા હોય છે. તેઓ તત્વજ્ઞાની, કુશાગ્રબુદ્ધિવાળા, જ્ઞાની, માન અને પ્રશંસાના લોભી તથા અગ્રેસર હોય છે.

**આ યોગ લોકોપયોગી કિંવા મોટા સાહસથી વિજય સૂચવેછે.**

### ( ☉ in ♋ ) કર્ક રવિ–વૃષ ચંદ્ર. ( ☽ in ♉ )

આ યોગમાં જન્મેલા મનુષ્યો દયાળુ, વિચારશીલ, અંતર્જ્ઞાની અને અધ્યાત્મજ્ઞાનવાળા હોય છે; તેઓ સ્થિર અને એક વખત કરેલા

નિશ્ચયથી નહિ ડગનાર અને ઘણું કરી ભાગ્યશાળી હોય છે.

**આ યોગ રાજકીય ને લોકોપયોગી કામોદ્વારા વિજય સૂચવેછે.**

### ( ☉ in ♋ ) કર્ક રવિ–મિથુન ચંદ્ર. ( ☽ in ♊ )

આ યોગમાં જન્મેલા મનુષ્યો ચીડીયા, વિચિત્ર, તરંગી, ને અડધી લાગણીવાળા હોય છે. આકર્ષક, મોહક અને માનસિક સ્થિતિઓદ્વારા તેમની જીંદગીમાં વિચિત્ર બનાવો બને છે; તેઓ ઓછા વત્તી પ્રમાણમાં નસીબને આધિન અને જુનાં બંધનોને વળગી રહેનાર હોય છે. તેઓ જાતે આનંદી હોતા નથી, તેમ તેમની હાજરીથી બીજાને આનંદ થતો નથી.

**આ યોગ એકઠું કરી વ્હેંચી લેવા દ્વારા વિજય સૂચવેછે.**

### ( ☉ in ♋ ) કર્ક રવિ–કર્ક ચંદ્ર. ( ☽ in ♋ )

આ યોગમાં જન્મેલા મનુષ્યો સંસારી જીંદગીને, ગૃહ બંધનને, અને રીત રીવાજોને વળગી રહેનાર, પ્રશંશાને ઇચ્છનાર અને સ્હેજમાં ચઢી જનાર હોય છે. તેઓ ગુપ્ત શાસ્ત્ર અને અધ્યાત્મજ્ઞાનની શક્તિવાળા, સ્વતંત્ર, લોકોપયોગી કામ કરનાર, તથા લોભી હોય છે.

**આ યોગ કંજુસાઇ અને ગૃહ મીલકતોમાં વિજય સૂચવે છે.**

### ( ☉ in ♋ ) કર્ક રવિ–સિંહ ચંદ્ર. ( ☽ in ♌ )

આ યોગમાં જન્મેલા મનુષ્યો સુશીલ, ધંધાના વલણવાળા, આનંદી, સંગીત જ્ઞાની અને ગાયક હોય છે. તેઓમાં માતાની બાજુના ગુણો વધારે હોય છે. તેઓ નાનપણથી અભ્યાસુ અને સારી વર્તણુકવાળા હોય છે.

**આ યોગ નાટક અને સટ્ટાદ્વારા વિજય સૂચવે છે.**

### ( ☉ in ♋ ) કર્ક રવિ–કન્યા ચંદ્ર. ( ☽ in ♍ )

આ યોગમાં જન્મેલા મનુષ્યો ધંધામાં સુખી, સભ્ય, માનવંત, હુંશિયાર અને અતડા હોય છે; તેઓ લાગણીવાળા, બીકણ અને બુદ્ધિને વખાણનાર હોય છે.

**આ યોગ એકથતા અને ધર્મક્રિયાઓદ્વારા વિજય સૂચવે છે.**

### ( ☉ in ♋ ) કર્ક રવિ–તુલા ચંદ્ર. ( ☽ in ♎ )

આ યોગમાં જન્મેલા મનુષ્યો વિયોગી અથવા એશઆરામી હોય છે; તેઓને લગ્ન અને ભાગીદારીથી સારું કે નઠારું પરિણામ ભોગવવું પડેછે.

૯૮ મનુષ્યો મોટા મનના, વિખ્યાત અને લોકોપયોગી પ્રશંશિત કાર્ય કરનાર હોય છે. તેઓ સારા લેખકો, વાર્તા કહેનારાઓ અને બીજાથી તેઓનું મન પારખી ન શકાય તેવા હોય છે.

**આ યોગ કાયદામાં ને જાહેર હરાજીઓમાં વિજય સૂચવે છે.**

**( ☉ in ♋ ) કર્ક રવિ--વૃશ્ચિક ચંદ્ર. ( ☽ in ♏ )**

આ યોગમાં જન્મેલા મનુષ્યો વિચિત્ર સ્વભાવના, ગુપ્ત શક્તિવાળા, ઘણી બાબતોમાં મિશ્ર સ્વભાવવાળા, રાજ્યસત્તા, હુકમ અને યોજના કરવાને લાયક હોય છે. અને જો તેઓનું નાક કે હડપચી મોટાં હોય છે તો, તેઓ જ્ઞાન અને બુદ્ધિનાં કામો ચ્હાનાર હોય છે.

**આ યોગ સરકારી અને દરિયાને લગતા ધંધાઓમાં વિજય સૂચવે છે.**

**( ☉ in ♋ ) કર્ક રવિ--ધન ચંદ્ર. ( ☾ in ♐ )**

આ યોગમાં જન્મેલા મનુષ્યો ઈશ્વર પ્રેરિત જ્ઞાનવાળા અને અંતર્જ્ઞાની હોય છે તેઓ અનિશ્ચયી હોવાથી કદાચિત્ નાસીપાસ થાય છે, અને હદપાર દયામણું મોં કરી બોલે છે, અને કલ્યો કરે છે. તેઓમાં માયા અને સ્નેહથી કામ કરવાની અને સ્થિરતાની ખામીઓ હોય છે.

**આ યોગ ભાષણો અને જાહેર લખાણોદ્વારા વિજય સૂચવે છે.**

**( ☉ in ♋ ) કર્ક રવિ-મકર ચંદ્ર. ( ☽ in ♑ )**

આ યોગમાં જન્મેલા મનુષ્યો, કંજુસ, કબજાની બાબતમાં શંકાશીલ, અને બીજાની વૃત્તિઓને ગ્રહણ કરનાર હોય છે. તેઓની તબીઅત, સ્થિતિ અને પૈસો અસ્થિર હોય છે.

**આ યોગ જમીનનાં કામો અને લોકોપયોગી વસ્તુઓના વ્યાપારમાં લાભ બતાવે છે.**

**( ☉ in ♋ ) કર્ક રવિ-કુંભ ચંદ્ર. ( ☽ in ♒ )**

આ યોગમાં જન્મેલા મનુષ્યો તીવ્ર ઇચ્છાવાળા, સ્થાનિક બાબતમાં લોકોપયોગી કામ કરનાર, અને વિજયી હોય છે. તેઓનામાં ગુપ્ત શાસ્ત્રનો અભ્યાસ કરવાનો શોખ, અને આજુબાજુની સ્થિતિને અનુકૂળ વર્તવાની શક્તિ હોય છે

**આ યોગ એસ્ટેટ, એજન્સી. હરાજી અને માપણી દ્વારા વિજય સૂચવે છે.**

**( ☉ in ♋ ) કર્ક રવિ--મીન ચંદ્ર. ( ☽ in ♓ )**

આ યોગમાં જન્મેલા મનુષ્યો જો ચિંતા અને ઉપાધિનો ત્યાગ કરે છે તોજ ઘણા ચાકરીખોર અને અનુકુળ વૃત્તિવાળા બને છે. તેઓ માયાળુ, નિરપરાધી, ઉદાર, ભાગ્યશાળી, અને સંભાળ તથા જોખમદારીઓથી મુક્ત હોય છે.

**આ યોગ જન હિતકારી કાર્યોદ્વારા વિજય સૂચવે છે.**

**( ☉ in ♌ ) સિંહ રવિ-મેષ ચંદ્ર ( ☽ in ♈ )**

આ યોગમાં જન્મેલા મનુષ્યો અધ્યાત્મજ્ઞાની, અનુભવી, આનંદી અને અંતર્જ્ઞાની હોય છે; અદઢ મનુષ્યો, દુરાગ્રહી અને દઢ મનુષ્યો અંતર્જ્ઞાની અને ઉપયોગી જીંદગી ગાળવાવાળા હોય છે.

**આ યોગ શિક્ષક તરીકે અથવા કારભાર દ્વારા વિજય સૂચવે છે.**

**( ☉ in ♌ ) સિંહ રવિ--વૃષ ચંદ્ર ( ☽ in ♉ )**

આ યોગમાં જન્મેલા મનુષ્યો આગ્રહી તથા અભિમાની હોય છે; તેઓને દુરાગ્રહની ટેવ વડે પ્રારબ્ધિ પરિણામો ભોગવવાં પડે છે; તેઓ હદપારની લાગણીમાં તણાઇ જાય છે; તેઓ જુગાર, સટ્ટો ને હસસાને કવચિતજ ખેડનાર હોય છે.

**આ યોગ સરકારી નોકરીઓ દ્વારા વિજય સૂચવે છે.**

**( ☉ in ♌ ) સિંહ રવિ--મિથુન ચંદ્ર ( ☽ in ♊ )**

આ યોગમાં જન્મેલા મનુષ્યો આકર્ષક ને પ્રપંચી જ્ઞાન મેળવવાના અને વિદ્યાના શોખિન હોય છે.

**આ યોગ ચતુરાઇ અથવા પ્રપંચ દ્વારા વિજય સૂચવે છે.**

**( ☉ in ♌ ) સિંહ રવિ--કર્ક ચંદ્ર. ( ☽ in ♋ )**

આ યોગમાં જન્મેલા મનુષ્યો નમ્ર, ગુસ્સા રહિત, આળસુ અને સુખ શાંતિમાં દિવસ ગાળવાના શોખિન હોય છે.

**આ યોગ જળને લગતા ધંધાઓ અને પાલણ પોષણનાં કામો દ્વારા વિજય સૂચવે છે.**

**( ☉ in ♌ ) સિંહ રવિ--સિંહ ચંદ્ર. ( ☽ in ♌ )**

આ યોગમાં જન્મેલા મનુષ્યો સ્થિર, નિશ્ચયી અને બીજાની વૃત્તિ-

ઓથી દોરવાયેલા હોય છે; તેઓ અતડા, ઓછા બોલા, અને સ્વાર્થમાં કુશળ હોય છે.

**આ યોગ શકિતના સંગ્રહ અને વિયોગ દ્વારા વિજય સૂચવે છે.**

( ☉ in ♌ ) **સિંહ રવિ--કન્યા ચંદ્ર** ( ☽ in ♍ )

આ યોગમાં જન્મેલા મનુષ્યો ધંધામાં કુશળ અને અનુભવી હોય છે. તેઓ ગુણ દોષ જાણનાર, પ્રથક્કરણ કરવાની શક્તિવાળા અને દરેક સ્થિતિમાં અનુકુળ વર્તવાની શક્તિ વાળા અને જાતિબળમાં વિશ્વાસુ હોય છે; અદઢી મનુષ્યો ઠગાય છે.

**આ યોગ વ્યાપારી કામોદ્વારા વિજય સૂચવે છે.**

( ☉ in ♌ ) **સિંહ રવિ-તુલા ચંદ્ર** ( ☽ in ♎ )

આ યોગમાં જન્મેલા મનુષ્યો ધાર્મિક, સમજવાળા, અને કારીગર હોય છે; તેઓ વિનયી, અને માયાળુ સ્વભાવવાળા, બીજાના સુખ દુઃખમાં ભાગ લેનાર અને સંપિલા હોય છે.

**આ યોગ હુન્નર અથવા ભાષાને લગતાં કાર્યોદ્વારા વિજય સૂચવે છે.**

( ☉ in ♌ ) **સિંહ રવિ-વૃશ્ચિક ચંદ્ર** ( ☽ in ♏ )

આ યોગમાં જન્મેલા મનુષ્યો કઠોર, ઘાતકી, અને અભિમાની હોય છે. તેઓમાં ક્વચિત્ જ કોઇ સારા નિવડે છે. અદઢી મનુષ્યો ભયંકર અને શોચનિય પરિણામ ભોગવવાને લાયક નિવડે છે.

**આ યોગ ખોદકામ અને શોધકામ દ્વારા વિજય સૂચવે છે.**

( ☉ in ♌ ) **સિંહ રવિ-ધન ચંદ્ર** ( ☽ in ♐ )

આ યોગમાં જન્મેલા મનુષ્યો અધ્યાત્મજ્ઞાની, બહુજ સમજ શક્તિવાળા, આનંદી ને હાસ્ય વિનોદી હોય છે. તેઓ દરેક બાબતમાં સારા સ્વભાવના હોઇ ધાર્મિક વલણ વડે ભાગ્યશાળી નિવડે છે.

**આ યોગ સાહસ અને ધન વિનિ યોગદ્વારા સૂચવે છે.**

( ☉ in ♌ ) **સિંહ રવિ-મકર ચંદ્ર** ( ☽ in ♑ )

આ યોગમાં જન્મેલા મનુષ્યો સખ્ત કામ લેનાર અને અતિશય અનુભવી હોય છે દઢ મનુષ્યો બીજાની વિશ્વાસુ લાયક ચાકરી કરવાની શક્તિવાળા અને સાથે પોતાની કામ કરનારની ઇચ્છાનુસાર બુદ્ધિથી

વર્તનાર તથા ખંતીલા અને સહનશીલ હોય છે.

**આ યોગ બીજાની નોકરી દ્વારા વિજય સૂચવે છે.**

( ☉ in ♌ ) **સિંહ રવિ-કુંભ ચંદ્ર** ( ☽ in ♒ )

આ યોગમાં જન્મેલા મનુષ્યો દયાળુ, આડંબર વિનાના, ગંભીર, વિશ્વાસુ અને શુદ્ધ અંતઃકરણવાળા હોય છે; તેઓનું નસીબ તેમના લગ્નના ઉપર આધાર રાખે છે, ને અવ્યભિચારી મનુષ્યોને તે લાભ પ્રદ નિવડે છે; તેઓ સંગીતના શોખિન હોય છે, અને પરસ્પરના લાભના કારણોથી એક બીજાથી જોડાયેલ હોય છે

**આ યોગ લોકોપયોગી કમ્પનીઓ દ્વારા વિજય સૂચવે છે**

( ☉ in ♌ ) **સિંહ રવિ-મીન ચંદ્ર.** ( ☽ in ♓ )

આ યોગમાં જન્મેલા મનુષ્યો આકર્ષક, દયાળુ, બીજાની વૃત્તિઓને એકદમ વશ થનાર, તથા ધર્માત્મા હોય છે. તેઓ ચિંતાગ્રસ્ત ચીઢીયા અને ગુસ્સામાં પણ કવચિત્જ હદપારનું બોલી જનાર હોય છે.

**આ યોગ દરિયા ઉપર અથવા પરદેશમાં વિજય સૂચવે છે.**

( ☉ in ♍ ) **કન્યા રવિ-મેષ ચંદ્ર.** ( ☽ in ♈ )

આ યોગમાં જન્મેલા મનુષ્યો આગ્રહી ને લોભી હોય છે; તેઓ ચોક્કસ ટીકાકાર અને દોષ શોધક હોય છે. તેઓનો સ્વભાવ તીવ્ર અને અસ્થિર, પણ મન શુદ્ધ અને ચાલાક હોય છે.

**આ યોગ એજન્સીઓ અને યુક્તિઓ દ્વારા વિજય સૂચવે છે.**

( ☉ in ♍ ) **કન્યા રવિ-વૃષ ચંદ્ર.** ( ☽ in ♉ )

આ યોગમાં જન્મેલા મનુષ્યો ઘણાજ ગંભીર; અતડા, પાછળ પડી રહેનાર અને અંતર્જ્ઞાની હોય છે; તેઓ માયાળુ, શુદ્ધ અંતઃકરણવાળા, બહુજ સ્વાર્થી અને અવલોકન કરવાની શક્તિવાળા હોય છે.

**આ યોગ વિદેશીય કાર્યોના સંબંધ દ્વારા વિજય સૂચવે છે.**

( ☉ in ♍ ) **કન્યા રવિ-મિથુન ચંદ્ર.** ( ☽ in ♊ )

આ યોગમાં જન્મેલા મનુષ્યો પ્રથક્કરણ કરવાની શક્તિવાળા, ગુણ દોષ જાણવાવાળા, બુદ્ધિશાળી અને ખંત તથા એકાગ્રતાની ખામી વાળા હોય છે.

**આ યોગ ભાષાને લગતાં કાર્યો દ્વારા વિજય સૂચવે છે.**

## ( ☉ in ♍ ) કન્યા રવિ કર્ક ચંદ્ર. ( ☽ in ♋ )

આ યોગમાં જન્મેલા મનુષ્યો પોતાની જાતિની બાબતમાં બહુજ કાળજીવાળા, તરંગી અને અસ્થિર હોય છે. સ્થિર બળની ખામીને લીધે તેઓ નુકશાન ખમે છે, અને વૃત્તિઓના આવેશમાં આવી જાય છે.

**આ યોગ લોકોપયોગી વેચાણ અને સાધારણ નોકરીઓ દ્વારા વિજય સૂચવે છે.**

## ( ☉ in ♍ ) કન્યા રવિ–સિંહ ચંદ્ર. ( ☽ in ♌ )

આ યોગમાં જન્મેલા મનુષ્યો અતિશય વિશ્વાસુ, વિચિત્ર, અને દઢાગ્રહી હોય છે; દઢી મનુષ્યો માયાળુ અને લાગણીવાળા હોય છે; તેઓને મનના કરતાં વૃત્તિઓ વધારે અસર કરે છે.

**આ યોગ ગ્રંથ કર્તા અને પૈસાના રોકાણ દ્વારા વિજય સૂચવે છે.**

## ( ☉ in ♍ ) કન્યા રવિ-કન્યા ચંદ્ર ( ☽ in ♍ )

આ યોગમાં જન્મેલા મનુષ્યો સ્વાશ્રયી અને સ્વતંત્ર હોય છે. તેઓ જીંદગીમાં વિજયના પ્રસંગો મેળવવાની ખામીવાળા તથા પોતામાં રહેલી અતડાસ, ભય અને શરમને જીતવાને બીજાની મદદ લેનારા હોય છે.

**આ યોગ અપ્રસિદ્ધ ધંધાઓમાં વિજય સૂચવે છે.**

## (☉ in ♍) કન્યા રવિ–તુલા ચંદ્ર. ( ☽ in ♎ )

આ યોગમાં જન્મેલા મનુષ્યો કારણ સમજનાર, અંતર્જ્ઞાની સમતોલ સ્વભાવવાળા અને દૂર શ્રવણ શક્તિવાળા હોય છે.

**આ યોગ ભાગીદારી અથવા હુન્નર અને ઉદ્યોગ દ્વારા વિજય સૂચવે છે.**

## ( ☉ in ♍) કન્યા રવિ-વૃશ્ચિક ચંદ્ર. ( ☽ in ♏ )

આ યોગમાં જન્મેલા મનુષ્યો લુચ્ચા અને ખંધા હોય છે. તેઓ અસાધારણ બુદ્ધિવાળા હોવાથી મોટા પાયાપર વ્યાપાર કરે છે, તેઓ અતડા, ગુપ્ત જ્ઞાન ને વિદ્યાના શોખિન, ચતુર, ચાલાક અને અભિમાની હોય છે.

**આ યોગ વૈદકિય ધંધામાં વિજય સૂચવે છે**

## ( ☉ in ♍ ) કન્યા રવિ–ધન ચંદ્ર. ( ☽ in ♐ )

આ યોગમાં જન્મેલા મનુષ્યો કાર્ય કુશળ, સ્પષ્ટ વિચારવાળા અને કુશળ વાણીવાળા હોય છે; તેઓ અધ્યાત્મજ્ઞાની, પોતાના વિચારો દર્શાવવાની તત્કાળ શક્તિવાળા, અને ભૂલો ભરેલા, નિર્ણય કરનાર અને પ્રમાણિક હોય છે.

**આ યોગ મુસાફરીમાં અને શોધ કળામાં વિજય સૂચવે છે.**

## ( ☉ in ♍ ) કન્યા રવિ–મકર ચંદ્ર. ( ☽ in ♑ )

આ યોગમાં જન્મેલા મનુષ્યો સાહસિક સ્વભાવવાળા, નાસ્તિકવાદી, અતિશય અનુભવી, કંજુસ પ્રપંચી, અને ઉદ્યમી હોય છે.

**આ યોગ બાંધ કામો અને ખેતીનાં કામોમાં વિજય સૂચવે છે.**

## ( ☉ in ♍ ) કન્યા રવિ–કુંભ ચંદ્ર. ( ☽ in ♒ )

આ યોગમાં જન્મેલા મનુષ્યો ટીકાકાર; ઓછા અનુભવી ને અતડા હોય છે; તેઓ કવિતાના શોખિન, સ્વચ્છતાવાળા, કલ્પના શક્તિવાળા તથા જુસ્સા વિનાના હોય છે.

## ( ☉ in ♍ ) કન્યા રવિ–મીન ચંદ્ર. ( ☽ in ♓ )

આ યોગમાં જન્મેલા મનુષ્યો બહુજ સમજુ અધ્યાત્મ અને ગુપ્ત વિદ્યાના શોખિન, ચિંતાગ્રસ્ત અને વિચિત્ર હોય છે તેઓ નિરપરાધી, શાંત ને વિરામ વૃત્તિવાળા હોય છે; તેઓ અડચણોથી કંટાળેલા હોવાથી ભાગ્યેજ પ્રસંગનો લાભ લઇ શકે છે. અને નિર્ણયોમાં ભૂલે છે.

**આ યોગ યન્ત્રોના કૃત્યો દ્વારા આડકતરી રીતે વિજય સૂચવે છે.**

## ( ☉ in ♎ ) તુલા રવિ–મેષ ચંદ્ર ( ☽ in ♈ )

આ યોગમાં જન્મેલા મનુષ્યો સારી મગજ શક્તિવાળા, તર્ક શક્તિવાળા, વિચિત્ર જ્ઞાન શક્તિવાળા, ઘણી બાબતોમાં પસંદગી અને અપસંદગીના વલણવાળા બુદ્ધિશાળી, લોભી અને કુશળ હોય છે.

**આ યોગ કાયદાને લગતા ધંધાદ્વારા વિજય સૂચવે છે.**

## ( ☉ in ♎ ) તુલા રવિ–વૃષ ચંદ્ર. ( ☽ in ♉ )

આ યોગમાં જન્મેલા મનુષ્યો જીંદગીની મોજમઝા મેળવવાની ઇચ્છાવાળા, વિનયી, લાયક, માયાળુ, સંગીત, ગાયન, અને નાટકના

શોખિન હોય છે.

**આ યોગ રંગભૂમિદ્વારા વિજય સૂચવે છે.**

**( ☉ in ♎ ) તુલા રવિ–મિથુન ચંદ્ર. ( ☽ in ♊ )**

આ યોગમાં જન્મેલા મનુષ્યો સુધરેલા, દયાળુ, અધ્યાત્મ અને ધાર્મિક વૃત્તિવાળા હોય છે. તેઓ જીંદગીની દરેક અવસ્થામાં દઢતા અને સ્વઅભથી કામ કરનાર હોય છે.

**આ યોગ મુસાફરી અને વાણીદ્વારા વિજય સૂચવે છે.**

**( ☉ in ♎ ) તુલા રવિ–કર્ક ચંદ્ર. ( ☽ in ♋ )**

આ યોગમાં જન્મેલા મનુષ્યો લોભી, કીર્તિના શોખિન, સખ્ત કામ લેનાર, ટીકાકાર અને બહુ લાગણીવાળા હોય છે; તેઓને જે કીર્તિ અને અપકીર્તિ મળેલી હોય છે તે જલદીથી ખોઇ નાંખે છે.

**આ યોગ લોકોપયોગી કાર્યદ્વારા વિજય સૂચવે છે.**

**( ☉ in ♎ ) તુલારવિ–સિંહ ચંદ્ર. ( ☽ in ♌ )**

આ યોગમાં જન્મેલા મનુષ્યો સુશીલ, યુક્તિબાજ, સ્વાશ્રયી, વિશ્વાસુ, માનવંત, સમતોલ સ્વભાવના, દઢ કીર્તિવંત અને સુખી જીંદગી ભોગવનાર હોય છે.

**આ યોગ મિત્રો અને જાતિ ગુણદ્વારા વિજય સૂચવે છે.**

**( ☉ in ♎ ) તુલા રવિ–કન્યા ચંદ્ર. ( ☽ in ♍ )**

આ યોગમાં જન્મેલા મનુષ્યો ચાલાક, હુશિયાર, પ્રપંચી, સામાન્ય અને હલકાં કાર્યો તરફ ઉચ્ચ ગુણનો ઉપયોગ કરનાર હોય છે.

**આ યોગ મોટાં ખાતાં અને સંસ્થાઓ દ્વારા વિજય સૂચવે છે.**

**( ☉ in ♎ ) તુલા રવિ–તુલા ચંદ્ર. ( ☽ in ♎ )**

આ યોગમાં જન્મેલા મનુષ્યો ઓછા બોલા, ઉંડી સમજવાળા, બેદરકારી, અધીરા અને અસ્થિર હોય છે.

**આ યોગ વારસા દ્વારા વિજય સૂચવે છે.**

**( ☉ in ♎ ) તુલા–રવિ વૃશ્ચિક ચંદ્ર. ( ☽ in ♏ )**

આ યોગમાં જન્મેલા મનુષ્યો ટીકાખોર, વઢવાના સ્વભાવવાળા હોય છે; તેઓ સંચય કરવાની વૃત્તિવાળા હોય છે; દઢગુણી મનુષ્યો ઉપાધિઓ અને પ્રતિપક્ષતાને સહન કરવામાં ઘણાજ દઢ હોય છે.

**આ યોગ જાતિ પ્રયત્નો દ્વારા વિજય સૂચવે છે.**

## ( ☉ in ♎ ) તુલા રવિ–ધન ચંદ્ર. ( ☽ in ♐ )

આ યોગમાં જન્મેલા મનુષ્યો સારી બુદ્ધિવાળા મોટા મનના, માયાળુ સ્વભાવના, અને દૃઢ હોય છે, તેઓ ચાલાક તથા પ્રસંગોનો લાભ લેનાર અને દરેક સારાં કામો કરવા તરફના વલણવાળા હોય છે.

**આ યોગ ધર્મ દ્વારા વિજય સૂચવે છે.**

## ( ☉ in ♎ ) તુલા રવિ–મકર ચંદ્ર. ( ☽ in ♑ )

આ યોગમાં જન્મેલા મનુષ્યો હદપારના લોભી, બીજાની બરોબરી કરવાની ઇચ્છાવાળા, ને લૌકિકમાં પ્રખ્યાતિ મેળવવાને ઘણાજ આતુર હોય છે; તેઓ અસ્થિર સ્વભાવના, બહુ ગણતરીઓ કરનાર, અદૃઢ અને અનિશ્ચયી હોય છે.

**આ યોગ માતાપિતાની સહાય દ્વારા વિજય સૂચવે છે.**

## ( ☉ in ♎ ) તુલા રવિ–કુંભ ચંદ્ર. ( ☽ in ♒ )

આ યોગમાં જન્મેલા મનુષ્યો સારા સ્વભાવવાળા, સંપિલા વિશ્વાસુ, શુદ્ધ અંતઃકરણવાળા, કીર્તિવંત, વફાદાર, સારાં અને વિચારશીલ કામ કરવાની વૃતિઓવાળા હોય છે. તેઓ સંગીત જ્ઞાની, કારીગર અને લોકનું કલ્યાણ કરનાર હોય છે.

**આ યોગ સંગીત ને હુન્નર દ્વારા વિજય સૂચવે છે.**

## ( ☉ in ♎ ) તુલા રવિ––મીન ચંદ્ર. ( ☽ in ♓ )

આ યોગમાં જન્મેલા મનુષ્યો યોગિક બળવાળા, દયાળુ, આગતા સ્વાગતા કરનાર, મુગાં પ્રાણિ અને નિરાધાર તરફ માયાળુ હોય છે; અવિષયી મનુષ્યો ઘણાજ દયાળુ અને દુર્ગુણ વિનાના હોય છે.

**આ યોગ બીજાની નોકરી દ્વારા વિજય સૂચવે છે.**

## ( ☉ in ♏ ) વૃશ્ચિક રવિ-મેષ ચંદ્ર. ( ☽ in ♈ )

આ યોગમાં જન્મેલા મનુષ્યો વધુ લશ્કરી સ્વભાવવાળા, મજબૂત ચાલ ચલકતના, ને હદપાર જનાર હોય છે. તેઓ વ્હેમી, ઝેરીલા અને વારંવાર ખોટું લગાડનાર હોય છે; અવિષયી મનુષ્યો યુક્તિબાજ, પ્રપંચી, સત્તાવાળા અને હદપાર ટીકાખોર હોય છે.

**આ યોગ યંત્ર સંબંધી લગતી નોકરીઓ દ્વારા વિજય સૂચવે છે.**

## ( ☉ in ♏ ) વૃશ્ચિક રવિ–વૃષ ચંદ્ર. ( ☽ in ♉ )

આ યોગમાં જન્મેલા મનુષ્યો, વિષયી, મોજમઝાના શોખિન, વ્યભિચારી ને દયાળુ હોય છે, અવિષયી મનુષ્યો સાહસિક, નિર્ભય અને અગ્રેસર હોય છે.

**આ યોગ મધ્યાવસ્થા પછી વિજય સૂચવે છે.**

## ( ☉ in ♏ ) વૃશ્ચિક રવિ–મિથુન ચંદ્ર. ( ☽ in ♊ )

આયોગમાં જન્મેલા મનુષ્યો યુદ્ધકળા કુશળ, પ્રખ્યાત જીંદગીવાળા, પ્રપંચી, બુદ્ધિશાળી, જાતિ લાભમાં દરેક વસ્તુને લાવવાની શક્તિવાળા, ચાલાક ઘણાજ માનસિક બળવાળા તથા ભાષાના જ્ઞાનવાળા હોય છે.

**આ યોગ પ્રપંચી અને ગુપ્ત શોધક કાર્યોદ્વારા વિજય સૂચવે છે.**

## ( ☉ in ♏ ) વૃશ્ચિક રવિ–કર્ક ચંદ્ર. ( ☽ in ♋ )

આ યોગમાં જન્મેલા મનુષ્યો શૂરવીર, અસ્થિર અને આગ્રહી હોય છે. અવિષયી મનુષ્યો ખંતીલા અને સાહસિક હોય છે.

**આ યોગ દવા અને વાઢકાપ દ્વારા વિજય સૂચવે છે.**

## ( ☉ in ♏ ) વૃશ્ચિક રવિ–સિંહ ચંદ્ર. ( ☽ in ♌ )

આ યોગમાં જન્મેલા મનુષ્યો દૃઢ, ઘણીજ શ્રદ્ધાબલવાળા, અભિમાની અને ડોળી હોય છે; તેઓ નિશ્ચયી અને આગ્રહી મનોબલવાળા હોવાથી ઉપાધિઓને જીતે છે. તેઓ વ્યભિચારી અને અપવિત્ર હોય છે.

**આ યોગ લશ્કરી ધંધામાં વિજય સૂચવે છે.**

## ( ☉ in ♏ ) વૃશ્ચિક રવિ–કન્યા ચંદ્ર. ( ☽ in ♍ )

આ યોગમાં જન્મેલા મનુષ્યો, નિર્બળ શરીરના, સ્નેહમાં સ્થિર, ટીકાકાર, અને દોષ કાઢનાર હોય છે; તેઓ શાસ્ત્રના શોખિન અને સાહસથી સુખી હોય છે.

**આ યોગ શાસ્ત્રીય શોધો દ્વારા વિજય સૂચવે છે.**

## ( ☉ in ♏ ) વૃશ્ચિક રવિ–તુલા ચંદ્ર. ( ☽ in ♎ )

આ યોગમાં જન્મેલા મનુષ્યો જાણુવાજોગ અપકીર્તિ કે નિંદાના ભયવાળી જીંદગી ભોગવવાવાળા હોય છે. તેઓ જાણુવાજોગ જીંદગીવાળા

અને વ્યભિચારી કાર્યો દ્વારા ઉપાધિ પામનાર હોય છે.

**આ યોગ કાયદા દ્વારા વિજય સૂચવે છે.**

**( ☉ in ♏ ) વૃશ્ચિક રવિ-વૃશ્ચિક ચંદ્ર. ( ☉ in ♏)**

આ યોગમાં જન્મેલા મનુષ્યો ચીઢીયા સ્વભાવના, સ્વાશ્રયી, રાજ્ય દ્રોહી કે બેવફાદાર હોય છે, અને એ ઓ ઘણાજ સાહસિક અને ગેર સમજ-વાળા હોય છે.

**આ યોગ ઉપાધિઓ અને અડચણો વેઠયા બાદ વિજય સૂચવે છે.**

**( ☉ in ♏ ) વૃશ્ચિક રવિ-ધન ચંદ્ર. ( ☉ in ♐ )**

આ યોગમાં જન્મેલા મનુષ્યો બોલવામાં સમજ વિનાના, બહુજ ઉતાવળાઓ, તોફાની રીતરિવાજના હોય છે. તેઓ આળસુ, બેદરકાર અને નિસ્પૃહી હોય છે અને મિત્રોની સાથે લઢી તેઓથી છૂટા પડે છે.

**આ યોગ પાછલી જીંદગીમાં વિજય સૂચવે છે.**

**( ☉ in ♏) વૃશ્ચિક રવિ-મકર ચંદ્ર. (☉ in ♑)**

આ યોગમાં જન્મેલા મનુષ્યો પ્રપંચી પદ્ધતિદ્વારા કાર્ય કુશળ હોય છે; તેઓને વિઘ્ન અને વિપત્તિઓ નડયા પછી વિજય મળે છે; અને તેઓની જીંદગી બનાવ જનક અને શોક પરિણામી છે; તેઓને પાણીનો ભય અને દરિયા ઉપર જોખમ છે; તેઓ સાહસના શોખિન હોય છે.

**આ યોગ સારી સ્થિતિના પુરૂષોદ્વારા વિજય સૂચવે છે.**

**(☉ in ♏) વૃશ્ચિક રવિ-કુંભ ચંદ્ર. (☉ in ♒)**

આ યોગમાં જન્મેલા મનુષ્યો ઘણાજ દગલબાજ; સાહસિક દૃઢ, નિશ્ચયથી ધારેલી ધારણાઓ પાર પાડવામાં શકિતવાળા અને તેથી બીજાની સાથે શત્રુતા કરનાર હોય છે.

**આ યોગ સાહસિક વૃત્તિઓ દ્વારા વિજય સૂચવે છે.**

**(☉ in ♏) વૃશ્ચિક રવિ-મીન ચંદ્ર. (☉ in ♓)**

આ યોગમાં જન્મેલા મનુષ્યો કમનસીબવંત, જીંદગીના ગમે પણ સમયમાં પ્રાપ્ત થનાર ગરીબાઇથી મુકત થવાના પ્રયત્નમાં ભયને સેવનાર તથા સારા ભવિષ્યફળની ચિંતા રાખનાર હોય છે; તેઓ નિરપરાધી, શરમાળ અને નિરાભિમાની હોય છે,

આ યોગ લોક કલ્યાણ કાર્યો દ્વારા વિજય સૂચવે છે.

( ☉ in ♐ ) ધન રવિ-મેષ ચંદ્ર. ( ☽ in ♈ )

આ યોગમાં જન્મેલા મનુષ્યો સાહસિક, ઘણાજ ચાલાક, માનસિક શક્તિવાળા, અતિશય સ્વતંત્ર અને મહત્વેચ્છુ હોય છે. તેઓ સારા જ્ઞાની, શીઘ્ર નિર્ણય કરનાર અને શુદ્ધ વિચાર ને કાર્યો કરનાર હોય છે.

આ યોગ ધંધાના સાહસ દ્વારા વિજય સૂચવે છે.

( ☉ in ♐ ) ધન રવિ-વૃષ ચંદ્ર. ( ☽ in ♉ )

આ યોગમાં જન્મેલા મનુષ્યો મજબૂત ચાલ ચલણવાળા, ઘણાજ માયાળુ, સુશીલ, ન્યાયી, વ્યવહારૂ જીંદગી અને સંસારી વિજયની કિંમત સમજનાર હોય છે તેઓ સારી સ્થિતિવાળા અને દરેકની સાથે મળતા વડા હોય છે.

આ યોગ લગ્ન અથવા જોડાણો દ્વારા વિજય સૂચવે છે.

( ☉ in ♐ ) ધન રવિ-મિથુન ચંદ્ર. ( ☽ in ♊ )

આ યોગમાં જન્મેલા મનુષ્યો નસીબમાં ઘણાજ ફેરફાર થવા વાળા અને મધ્યાવસ્થામાં દુઃખી થનાર હોય છે. તેઓ સારા માનસિક ગુણોવાળા, શોધક બુદ્ધિવાળા ને મ્હેનતુ જીંદગી સેવનાર હોય છે.

આ યોગ કંટ્રાકટ કામો અને એજન્સીઓ દ્વારા વિજય સૂચવે છે.

( ☉ in ♐ ધન રવિ-કર્ક ચંદ્ર. ( ☽ in ♋ )

આ યોગમાં જન્મેલા મનુષ્યો કીર્તિના શોખિન, ઘણી જ મ્હેનતે ટકી રહે તેવી જગો અને સ્થિતિ મેળવનાર, અને તેમાં પણ સહી સલામતીની શંકાવાળા હોય છે; તેઓને મિત્રો અને મદદગારો વારંવાર બદલાય છે, અને જોખમદારીથી ઉપાધિ સેવે છે. તેઓ દૂરદેશમાં દરિયાઇ લાંબી મુસાફરીઓ કરે છે.

આ યોગ જમીન મીલકત ને વારસા દ્વારા લાભ બતલાવે છે.

( ☉ in ♐ ) ધન રવિ-સિંહ ચંદ્ર. ( ☽ in ♌ )

આ યોગમાં જન્મેલા મનુષ્યો સારા સ્વભાવવાળા, મોટા મનના, ઘણાજ ડાહ્યા અને અતિશય કુદરતી જ્ઞાનવાળા હોય છે; તેઓમાં સત્તા, દક્ષતા, જોખમદારીઓ ને બીજા ઉપર હુકમ કરવાની શકિત હોય છે,

**આ યોગ સરકારી કાર્યો દ્વારા અને લગ્ન દ્વારા વિજય સૂચવે છે.**

( ☉ in ♐ ) **ધન રવિ–કન્યા ચંદ્ર.** ( ☽ in ♍ )

આ યોગમાં જન્મેલા મનુષ્યો સ્નેહ વૃત્તિવાળા, ન્યાય અને નીતિશાસ્ત્રના જ્ઞાની, સારા સ્વભાવવાળા, માયાળુ, દુર્ગુણ અને દોષ વિનાના હોય છે, તેઓનો સ્વભાવ જેવો વિશ્વાસુ અને પવિત્ર હોય છે તેવોજ સમજુ છે.

**આ યોગ ધર્મદ્વારા વિજય સૂચવે છે.**

( ☉ in ♐ ) **ધન રવિ–તુલા ચંદ્ર.** ( ☽ in ♎ )

આ યોગમાં જન્મેલા મનુષ્યો વિદ્યાથી સુધરેલ, માયાળુ, આનંદી, ન્યાયી અને સત્ય બોલનાર હોય છે. તેઓ ઉપરી અને મોટા સાથે માન અને વિનયથી વર્તે છે.

**આ યોગ જીંદગીના છેલ્લા ભાગમાં બહુજ વિજય બતાવેછે.**

( ☉ in ♐ ) **ધન રવિ–વૃશ્ચિક ચંદ્ર.** ( ☽ in ♏ )

આ યોગમાં જન્મેલા મનુષ્યો અદેખા, દગલબાજ, અવિશ્વાસુ અને બેવફાદાર હોય છે; નરમ સ્વભાવને લીધે અજ્ઞાનતા અને મૂર્ખતા તેઓમાં હોય છે; તેઓ શોક પરિણામી કાર્યના ભયવાળા અને જીંદગીમાં વિજય માટે અન્યાયી કામો કરનાર હોય છે.

**આ યોગ જુઠી વાતો અને મશ્કરી કામોદ્વારા વિજય સૂચવે છે.**

( ☉ in ♐ ) **ધન રવિ–ધન ચંદ્ર.** ( ☽ in ♐ )

આ યોગમાં જન્મેલા મનુષ્યો સ્વતંત્ર, દઢ સ્વભાવના છતાં વિશ્રાંતિ વિનાના હોય છે; તેઓ ભાગ્યશાળી જીંદગીવાળા અને સારી સ્થિતિવાળા પુરૂષોની સહાય અને મદદ મેળવનાર હોય છે.

**આ યોગ બીજાઓની કૃપાઓ દ્વારા વિજય સૂચવે છે.**

( ☉ in ♐ ) **ધન રવિ–મકર ચંદ્ર.** ( ☽ in ♑ )

આ યોગમાં જન્મેલા મનુષ્યો મન વિરૂદ્ધ કંજુસ, લોભમાં નિરાશા સેવનાર અને ભયભરેલી સ્થિતિ મેળવનાર તથા સત્તાના શોખ વિનાના અને જોખમદારી ભરેલી સ્થિતિનો દૂર ઉપયોગ કરનાર હોય છે.

**આ યોગ હલકી સ્થિતિ અને નોકરીદ્વારા વિજય સૂચવે છે.**

**( ☉ in ♐ ) ધન રવિ–કુંભ ચંદ્ર. ( ☽ in ♒ )**

આ યોગમાં જન્મેલા મનુષ્યો સંપને ચ્હાનાર, ધર્મના શોખિન જુના રીત રિવાજ, ક્રિયાઓ અને ધરડાઓ તરફ માન વૃત્તિવાળા હોયછે તેઓ ડાહ્યા, શુદ્ધ લાગણીવાળા, વિશ્વાસુ અને ગંભીર હોય છે.

**આ યોગ મિત્રતા દ્વારા વિજય સૂચવે છે.**

**( ☉ in ♐ ) ધન રવિ–મીન ચંદ્ર. ( ☽ in ♓ )**

આ યોગમાં જન્મેલા મનુષ્યો પ્હેલી જીંદગીમાં કમનસીબવાળા, ઉપાધિવાળા અને વિઘ્નોને સેવનાર હોય છે; પણ ઉમ્મર જેમ વધતી જાય છે તેમ વધારે વિજયી અને ભાગ્યશાળી તથા વધારે સલામતીથી અને ગંભીરતાથી મહાન્ કાર્યો કરનાર હોય છે.

**આ યોગ વિચિત્ર અને ઐતિહાસિક ચરિત્રદ્વારા વિજય સૂચવે છે.**

**( ☉ in ♑ ) મકર રવિ–મેષ ચંદ્ર. ( ☽ in ♈ )**

આ યોગમાં જન્મેલા મનુષ્યો સખ્ત કામ લેનાર, વિચિત્ર સ્વભાવ વાળા, કીર્તિ અને પ્રસંશાની બહુજ ઈચ્છાવાળા હોય છે; તેઓ બરોબર નોકરી કરી શકતા નથી અને ભયંકર જીંદગી વાળા તથા લગ્નદ્વારા અનેક ઉપાધિઓને વેઠનાર હોય છે.

**આ યોગ જીંદગીનાં ( ૨૮ ) વર્ષ પછી વિજય સૂચવે છે.**

**( ☉ in ♑ ) મકર રવિ–વૃષ ચંદ્ર. ( ☽ in ♉ )**

આ યોગમાં જન્મેલા મનુષ્યો શાંત, વિરામને ચ્હાનાર અને ખોરાકમાં અનિયમિત હોયછે; તેઓ સુશીલ, ખંતીલા અને ઉપાધિઓને જીતવાની શક્તિવાળા હોય છે.

**આ યોગ મુખ્યત્વે જીંદગીના છેલ્લા અર્ધ ભાગમાં વિજય સૂચવેછે.**

**( ☉ in ♑ ) મકર રવિ–મિથુન ચંદ્ર. ( ☽ in ♊ )**

આ યોગમાં જન્મેલા મનુષ્યો જુસ્સાવાળા, ઘણાજ બુદ્ધિશાળી, ઘણાજ તીવ્રજ્ઞાની અને શાસ્ત્રીય વિદ્યાના શોખિન હોય છે. અભ્યાસી અને કુદરતની ગુપ્ત વસ્તુઓને શોધનાર હોય છે.

**આ યોગ શોધ ખોળ અને બુદ્ધિના પ્રયોગો દ્વારા વિજય સૂચવેછે.**

**( ☉ in ♑ ) મકર રવિ–કર્ક ચંદ્ર. ( ☽ in ♋ )**

આ યોગમાં જન્મેલા મનુષ્યો દૃઢ મનોબળવાળા, માનસિક શક્તિ વાળા અને કુસંપી જીંદગી વાળા હોય છે; માતા પિતાના મરણથી કિંવા

સંસારી ઉપાધિઓથી જીંદગીને વધુ અસર થાય છે.

**આ યોગ સ્વભાવના જુસ્સા દ્વારા વિજય સૂચવે છે.**

**( ☉ in ♑ ) મકર રવિ-સિંહ ચંદ્ર ( ☽ in ♌ )**

આ યોગમાં જન્મેલા મનુષ્યો પવિત્ર ચીજોમાં વિશ્વાસ અને શ્રદ્ધાવાળા, મોટી મોટી ક્રિયાઓના શોખિન અને બહુજ લોભી હોય છે; તેઓમાં સત્તાનો શોખ અને મોટી ઉપાધિઓને જીતવાની સત્તા હોય છે; તેઓને સારા મિત્રો અને એક કરતાં વધારે સ્ત્રીઓ હોય છે.

**આ યોગ વારસા મારફત લાભ બતાવે છે.**

**( ☉ in ♑ ) મકર રવિ--કન્યા ચંદ્ર. ( ☽ in ♍ )**

આ યોગમાં જન્મેલા મનુષ્યો ઘણાજ પવિત્ર ધાર્મિક જ્ઞાનવાળા અને ધર્મમાં શુદ્ધ વૃત્તિ દ્વારા વારંવાર અથવા ઉંડા પણ નિરાશા ભરેલા પ્રેમ દ્વારા ચઢી જનાર હોય છે. તેઓ અધ્યાત્મ જ્ઞાની, ગુપ્ત વિદ્યાના શોખિન અને ધર્મ ક્રિયાઓ કરનાર હોય છે.

**આ યોગ લોકોપયોગી જીંદગી દ્વારા વિજય સૂચવેછે.**

**( ☉ in ♑ ) મકર રવિ--તુલા ચંદ્ર. ( ☽ in ♎ )**

આ યોગમાં જન્મેલા મનુષ્યો કજીયાખોર, વાદવિવાદ કરવાવાળા અને વ્યગ્ર મનના હોય છે. તેઓ ચંચળ વૃત્તિવાળા, ચીઢીયા અને વિરોધી સ્વભાવના હોય છે; તેઓ બહુજ ટીકા વૃત્તિવાળા અને ઉંડી લાગણીવાળા હોય છે.

**આ યોગ કાયદા સંબંધી ધંધા દ્વારા વિજય સૂચવે છે.**

**( ☉ in ♑ ) મકર રવિ--વૃશ્ચિક ચંદ્ર. ( ☽ in ♏ )**

આ યોગમાં જન્મેલા મનુષ્યો બે હદ આતુર, ક્રોધી, અદેખા અને ઝેરીલા હોય છે. ગુપ્ત શત્રુઓ અને ભયંકર મિત્રો દ્વારા ભવમાં આવી પડે છે. ફેરફાર વાળી લાગણી અને ચીઢીયાપણું એ તેમના મનને બહુ અસર કરે છે.

**આ યોગ દરેક પ્રકારની વાડકાપમાં વિજય સૂચવે છે.**

**( ☉ in ♑ ) મકર રવિ--ધન ચંદ્ર. ( ☽ in ♐ )**

આ યોગમાં જન્મેલા મનુષ્યો શાસ્ત્રના શોખિન, વિજયી થવામાં લક્ષ વિનાના, તોફાની ને ઘણાંજ સ્વતંત્ર કામો કરનાર હોય છે. તેઓ વિચાર શક્તિની અને જોખમદારી કાર્યોમાં સમજવાની ખામીને

લીધે ભયંકર ઉપાધિઓ અને કમનસીબને અનુભવે છે.

**આ યોગ એકી વખતે બે ધંધા દ્વારા વિજય સૂચવે છે.**

**( ☉ in ♑ ) મકર રવિ-મકર ચંદ્ર. ( ☽ in ♑ )**

આ યોગમાં જન્મેલા મનુષ્યો ઉદાસી, દોઢ ડાહ્યા સ્વભાવવાળા, જીંદગીને બહુજ ગંભીર ગણનાર ને ડાહ્યા હોય છે. તેઓ સુખની શંકા વાળા અને વ્હેમી હોવાને લીધે લગ્નને ચ્હાતા નથી. અને તેથીજ તેઓનાં લગ્ન દુઃખી નિવડે છે.

**આ યોગ જીંદગીના પ્રથમ ભાગમાં વિજય સૂચવે છે.**

**( ☉ in ♑ ) મકર રવિ-કુંભ ચંદ્ર. ( ☽ in ♒ )**

આ યોગમાં જન્મેલા મનુષ્યો સુશીલ, સાવધ કાર્ય કરનાર વાણીમાં ગંભીર, વિચારશીલ અને મ્હેનતુ હોય છે. કોઈક જ વખતે તેઓ બોલવામાં ચાલાકી દર્શાવે છે. તેઓ વિશ્વાસુ અને દિલોજાન હોય છે.

**આ યોગ ઉપરીઓની મદદ દ્વારા જીંદગીમાં વિજય સૂચવે છે.**

**( ☉ in ♑ ) મકર રવિ--મીન ચંદ્ર. ( ☽ in ♓ )**

આ યોગમાં જન્મેલા મનુષ્યો કોઇ પણ ધંધામાં પ્રવેશ કરવાની ખામીવાળા, ઓછી શક્તિઓવાળા, પ્રસંગોને ખોનાર, ઉપાધિવાળા અને જાણવાજોગ બનાવના શોખવાળા હોય છે; તેઓ અવ્યભિચારી વૃત્તિને સેવે છે તોજ આળસુ વૃત્તિઓને ખંતથી જીતી શકે છે.

**આ યોગ લોકોપયોગી સંસ્થાઓ દ્વારા વિજય સૂચવે છે.**

**( ☉ in ♒ ) કુંભ રવિ--મેષ ચંદ્ર ( ☽ in ♈ )**

આ યોગમાં જન્મેલા મનુષ્યો મજબુત મનવાળા ફેરફાર અને નવીનતાના શોખિન, કારણ સમજનાર, શોધ, ખોળ અને યાંત્રિક કામોના શોખિન, પ્રમાણિક, શુદ્ધ અંતઃકરણવાળા તથા સુધારક હોયછે.

**આ યોગ સરવેયર અને મુસાફરી એજંટ તરીકે વિજય સૂચવેછે.**

**( ☉ in ♒ ) કુંભ રવિ-મેષ ચંદ્ર. ( ☽ in ♈ )**

આ યોગમાં જન્મેલા મનુષ્યો ઘણાજ દૃઢ, કામમાં ખંતીલા, અને મજબુત મનોબળવાળા તથા ગુપ્ત જ્ઞાનના શોખિન અને કુદરતની ગુપ્ત ચીજો ને જાણવાની શક્તિવાળા અને જ્યોતિષના અભ્યાસની પ્રીતિવાળા હોય છે.

**આ યોગ ગુપ્ત શાસ્ત્રના અભ્યાસોમાંજ વિજય સૂચવે છે.**

( ☉ in ♒ ) **કુંભ રવિ--મિથુન ચંદ્ર.** ( ☽ in ♊)

આ યોગમાં જન્મેલા મનુષ્યો સ્વલ્પ ગંભીર, કાર્ય દક્ષ, નવીન ચીજો સુધારા અને આરોગ્યતાના શોખિન, અને મન શોધક અને ગુપ્ત શાસ્ત્રના શોખિન હોય છે.

**આ યોગ વીજળીને લગતા કામોમાં વિજય સૂચવે છે.**

( ☉ in ♒ ) **કુંભ રવિ--કર્ક ચંદ્ર.** ( ☽ in ♋ )

આ યોગમાં જન્મેલા મનુષ્યો વિચિત્ર, બહુજ વિશ્રાંતિ વિનાના, અધીરા, ફેરફારની વૃત્તિવાળા અને ઘણાજ મનોવિકાર વાળા હોય છે.

**આ યોગ નાટકીય કાર્યોમાં વિજય સૂચવે છે.**

( ☉ in ♒ ) **કુંભ રવિ- સિંહ ચંદ્ર.** ( ☽ in ♌ )

આ યોગમાં જન્મેલા મનુષ્યો દઢાગ્રહી, હદપારના નિશ્ચયી, કઠોર ને ઉતાવળું બોલનાર હોય છે. સ્વેચ્છા ને ગમે તેવી રીતે પણ મેળવવાના શોખિન, ઉતાવળા સ્વભાવવાળા ને મરજી પ્રમાણે વર્તનાર હોય છે; તેઓને વ્યભિચારી કાર્યોનું નઠારૂં પરિણામ તેમની જીંદગી પર અસર કરે છે.

**આ યોગ સરકારી નોકરીઓમાં વિજય સૂચવે છે.**

( ☉ in ♒ ) **કુંભ રવિ--કન્યા ચંદ્ર.** ( ☽ in ♍)

આ યોગમાં જન્મેલા મનુષ્યો શાસ્ત્રના શોખિન, કુદરતના નિયમોના શોધક ને રસાયણ શાસ્ત્રના અભ્યાસ વાળા હોય છે; તેઓ જ્ઞાન મેળવી તેથી સુખી થવામાં નિશ્ચય બળ વાળા તથા શાંત અને ખંતીલા હોય છે.

**આ યોગ શિક્ષક કે ભાષણ-કર્તા તરીકે વિજય સૂચવે છે.**

( ☉ in ♒ ) **કુંભ રવિ-તુલા ચંદ્ર.** ( ☽ in ♎)

આ યોગમાં જન્મેલા મનુષ્યો લોભી, વિશ્રાંતિ વિનાના, વાદવિવાદ અને કાર્ય કારણની સત્તા અને સમતોલ જ્ઞાનની શક્તિવાળા હોય છે; તેઓ સ્વભાવે સુશીલ, ક્ષમાવંત અને સ્હેજ ચઢી જનાર હોય છે.

**આ યોગમાં મુસાફરીમાં વિજય સૂચવે છે.**

( ☉ in ♒ ) **કુંભ રવિ--વૃશ્ચિક** ( ☽ in ♏ )

આ યોગમાં જન્મેલા મનુષ્યો નિર્ભય અને હદપારના સાહસિક સ્વભાવવાળા, પ્રપંચી, ઠગ અને ગુપ્તતાથી ( ઉંડા ) ભરેલા હોય છે તેમની બધી ચાલ ચલગત વ્હેમી અને અવિશ્વાસુ હોય છે; તેઓ અભ્ય-

ભિચારી વલણુ દ્વારા અદેખા અને પ્રપંચી હોય છે.

**આ યોગ યાંત્રિક કામો મારફતે વિજય સૂચવે છે.**

**( ☉ in ♒ ) કુંભ રવિ–ધન ચંદ્ર, ( ☽ in ♐ )**

આ યોગમાં જન્મેલા મનુષ્યો ઉદાર, છૂટ અને સ્વતંત્રતાના શોખિન, જનુની અને આગેવાન થવાની ઇચ્છાવાળા હોય છે. તેઓ અદઢ અને અભ્યાસની ખામીવાળા હોય છે.

**આ યોગ ઓવરસીયર અને દેખરેખનાં કાર્યો દ્વારા વિજય સૂચવે છે.**

**( ☉ in ♒ ) કુંભ રવિ–મકર ચંદ્ર. ( ☽ in ♑ )**

આ યોગમાં જન્મેલા મનુષ્યો ઉંડા, અભિમાની, શાંત, ખંતીલા, વિરામ વિનાના અને રીત રીવાજમાં વિચિત્ર હોય છે. તેઓ એકજ જગોએ ઘણો સમય ટકવાની ઉપાધિવાળા, સુશીલ, કાર્ય કારણમાં પ્રીતિવાળા અને ગુપ્તતાના વલણવાળા હોય છે.

**આ યોગ સંગીતમાં અને ભાષામાં વિજય સૂચવે છે.**

**( ☉ in ♒ ) કુંભ રવિ-કુંભ ચંદ્ર. ( ☽ in ♒ )**

આ યોગમાં જન્મેલા મનુષ્યો બહુજ બુદ્ધિશાળી, નવીનતાના શોખિન અને મિત્રો તથા ઓળખાણુવાળા તરફ લાગણીઓવાળા હોય છે. તેઓ અદઢ મનોબળવાળા અને જીંદગીના વધારા સાથે શ્રદ્ધામાં વિચિત્રતા વાળા હોય છે.

**આ યોગ રસાયણી શાસ્ત્રના અભ્યાસોમાં વિજય સૂચવે છે.**

**( ☉ in ♒ ) કુંભ રવિ-મીન ચંદ્ર. ( ☽ in ♓ )**

આ યોગમાં જન્મેલા મનુષ્યો શાંત અને વસ્તુની ઝાંખી બાજુને જોનાર હોય છે; તેઓ ન મળતી વસ્તુઓને મેળવનાર અને જાણુવાજોગ બનાવો અને વૃત્તિઓ દ્વારા ધન મેળવનાર હોય છે.

**આ યોગ જલાશયનાં કાર્યો દ્વારા વિજય સૂચવે છે.**

**( ☉ in ♓ ) મીન રવિ--મેષ ચંદ્ર. ( ☽ in ♈ )**

આ યોગમાં જન્મેલા મનુષ્યો રાજ્ય પ્રકૃતિવાળા, મનના કરતાં વધારે અભિમાની, ધર્મમાં અને નાસ્તિકતાના વિચારમાં ઢોંગી અને જ્ઞાનના શોખિન હોય છે.

**આ યોગ યાંત્રિક કામોમાં વિજય સૂચવે છે.**

( ☉ in ♓ ) **મીન રવિ-વૃષ ચંદ્ર.** ( ☽ in ♉ )

આ યોગમાં જન્મેલા મનુષ્યો ગુપ્ત શાસ્ત્ર જાણવાના વલણવાળા અને બીજાના કાર્યના શોખિન અને અંતર્જ્ઞાનને માટે માનનીય વૃત્તિવાળા હોય છે. તેઓ શાંત, સુશીલ અને નમ્ર તથા ક્રોધાવેશમાં જલદીથી ક્ષમા શીલ હોય છે

**આ યોગ જુના જમાનાદ્વારા વિજય સૂચવે છે.**

( ☉ in ♓ ) **મીન રવિ--મિથુન ચંદ્ર.** ( ☽ in ♊ )

આ યોગમાં જન્મેલા મનુષ્યો જ્ઞાની, સમજ શકિતવાળા, દયાળુ સ્વભાવવાળા અને શોખિન હોય છે; તેઓ બીજાઓની લાગણીઓ અને મનોઅલને તથા રીવાજને માન આપનાર હોય છે.

**આ યોગ ઝીણી ઝીણી બાબતોના શોખદ્વારા અને હાથની કારીગિરીદ્વારા વિજય સૂચવે છે.**

( ☉ in ♓ ) **મીન રવિ--કર્ક ચંદ્ર.** ( ☽ in ♋ )

આ યોગમાં જન્મેલા મનુષ્યો શાંતિવિનાના, બીકણ, અસંતોષી અને મનથી નહિ ધારેલી નુકશાનીઓ ભોગવવાના વલણવાળા હોય છે. અસ્થિર, ચંચળ, વારંવાર આંખમાં આંસુ લાવનાર અને રીસાળ હોય છે.

**આ યોગ નવીન લખાણમાં વિજય સૂચવે છે.**

( ☉ in ♓ ) **મીન રવિ--સિંહ ચંદ્ર.** ( ☽ in ♌ )

આ યોગમાં જન્મેલા મનુષ્યો સારા સ્વભાવવાળા, માનવંત, નિયમિત, લોભી, અંતર્જ્ઞાની, બીજાને આનંદ આપવામાં શોખિન અને શંકાશીલ વૃત્તિઓના વલણવાળા હોય છે.

**આ યોગ માનવંત ઉદ્દેશ દ્વારા વિજય મેળવે છે.**

( ☉ in ♓ ) **મીન રવિ--કન્યા ચંદ્ર** ( ☽ in ♍ )

આ યોગમાં જન્મેલા મનુષ્યો વિચિત્ર જોડાણવાળા અને વિચિત્ર રીતે પરણેલી જીંદગી ભોગવનાર હોય છે; તેઓ બહુ ઉદાર વૃત્તિ વિનાના અને જીંદગીમાં ઠગાઇ કરનાર અને બીજાઓના સંબંધદ્વારા વારંવાર વિચિત્ર અને અસાધારણ વૃત્તિઓ વાળા હોય છે.

**આ યોગ ગણિતશાસ્ત્રદ્વારા વિજય સૂચવે છે.**

( ☉ in ♓ ) **મીન રવિ--તુલા ચંદ્ર** ( ☽ in ♎ )

આ યોગમાં જન્મેલા મનુષ્યો જાદુઇ સંબંધી શાક્તવાળા, ક્રિયાઓ અને ધર્મના શોખિન, અધ્યાત્મજ્ઞાની અને બીજાઓની લાગણીઓ

પ્રમાણે વર્તનાર હોય છે.

**આ યોગ ક્રિયાઓ અને ધાર્મિક મંદિરોના કૃત્યોમાં વિજય સૂચવે છે.**

**( ☉ in ♓ ) મીન રવિ-વૃશ્ચિક ચંદ્ર ( ☽ in ♏ )**

આ યોગમાં જન્મેલા મનુષ્યો ખંતીલા, ગંભીર અને ગુપ્તતાને સેવનાર તેમજ રીસાળ વૃત્તિવાળા હોય છે. અને લોકોની ગુપ્ત અને છાની વાતોના શોખિન હોય છે.

**આ યોગ રસાયણી કામોમાં વિજય મેળવે છે.**

**( ☉ in ♓ ) મીન રવિ-ધન ચંદ્ર. ( ☽ in ♐ )**

આ યોગમાં જન્મેલા મનુષ્યો મુસાફરી અને ભ્રમણના શોખિન; જુના વિચારવાળા, ધાર્મિક ઇચ્છાઓવાળા, ભવિષ્યના સુખનો વિચાર કરવાવાળા, કારણોના વલણવાળા અને લોભી હોય છે.

**આ યોગ મુસાફરીદ્વારા વિજય સૂચવે છે.**

**( ☉ in ♓ ) મીન રવિ-મકર ચંદ્ર. ( ☽ in ♑ )**

આ યોગમાં જન્મેલા મનુષ્યો વિચિત્ર સ્વભાવવાળા. નિર્ભય, સાવધ અને ભવિષ્યના વિચારવાળા હોય છે: તેઓ ધર્મ સંબંધી વલણ અને વિચારવાળા તથા વિશ્વાસુ અને કારણ સમજનાર હોય છે.

**આ યોગ માન અને સેવાદ્વારા વિજય સૂચવે છે.**

**( ☉ in ♓ ) મીન રવિ-કુંભ ચંદ્ર. ( ☽ in ♒ )**

આ યોગમાં જન્મેલા મનુષ્યો મજબૂત વિચારવાળા, વિચિત્ર સ્વભાવવાળા અને વિચારશીલ હોય છે.

**આ યોગ વિયોગી કાર્યોદ્વારા વિજય સૂચવે છે.**

**( ☉ in ♊ ) મીન રવિ-મીન ચંદ્ર. ( ☽ in ♓ )**

આ યોગમાં જન્મેલા મનુષ્યો શાંત, ઉંડી વિચાર શક્તિવાળા, ગુપ્ત શાસ્ત્ર અને વિદ્યાના શોખિન. માનવંત, અને જલ પદાર્થદ્વારા વિજયી હોય છે. તેઓ અંતર્જ્ઞાની તથા અધ્યાત્મજ્ઞાની હોય છે.

**આ યોગ મુસાફરીદ્વારા વિજય સૂચવે છે.**

---

## સારાંશ.

**આ પરિચ્છેદમાં સૂર્યની તથા ચંદ્રની રાશિઓથી ઉત્પન્ન થતું એકત્ર ફલ આપવામાં આવેલ છે, જેને ધ્રુવત્વ ફલ કહે છે.**

**આ પરિચ્છેદમાં દરેક યોગની નીચે મોટા અક્ષરે લખેલ ફળ સારાંશરૂપે છે.**

# परिच्छेदः १२. Chapter XII.

## લગ્નફળ.

### દ્વાદશ રાશિના લગ્નનું ફળ. The Ascendant.

આ પરિચ્છેદમાં સૂર્ય, ચંદ્ર અને લગ્નની ત્રિપુટી પૈકી બાકી રહેલ લગ્ન એ શું છે, તે પ્રથમ ટુંકામાં બતાવી તેનું સાયન પ્રમાણે દ્વાદશ રાશિગત પ્રથક્ પ્રથક્ લગ્ન ફળ આપવામાં આવેલું છે.

લગ્ન શબ્દમાં लग्=स्पर्श्=' to touch ' છે, હવે જન્મ સમયે આકાશના પૂર્વ ક્ષિતિજ જે રાશિ અંશ સ્પર્શ કરતા હોય તે રાશિ અંશ તે સમય માટેના લગ્ન અને અંશ કહેવાય છે. લગ્નના રાશિ અંશ જાણવા માટે ઈષ્ટ ઘટી પળ કે કલાક મિનિટ ઉપરથી લગ્ન કાઢવા માટે લગ્નપત્ર તથા રીત, પાછળ પરિશિષ્ટ ( O ) માં આપવામાં આવેલ છે, તે ઉપરથી જન્મ લગ્ન શોધી લેવું. અથવા જ્યોતિષી પાસે જઇ લગ્ન નક્કી કરાવી લેવું; ને પછીથી આ ફળ વાંચવું કે જેથી ભવિષ્ય ફળ આનંદ સાથે જાણવામાં આવશે.

કુંડળીનો મુખ્ય આધાર લગ્ન ઉપર છે.

લગ્ન રાશિ એ પ્રાણીજ પ્રબળ રાશિ ( Magnetic ) છે, ને તે જન્મનારના ઉપર સૂર્ય ચંદ્ર કરતાં વધારે અસર કરે છે.

( ૧ ) સૂર્ય=the Will=સંકલ્પ.

( ૨ ) ચંદ્ર=the Desire=મનોવૃત્તિ.

( ૩ ) લગ્ન=the Agent=સાધન.

સૂર્ય રાશિથી ઉદ્ભવેલ સંકલ્પો ચંદ્ર રાશિના પ્રમાણમાં મનોવૃત્તિઓ રૂપે દેખાય છે, જેને અમલમાં મુકવાનું સાધન લગ્નરાશિ બળ છે—એટલે કે મનમાં ઉત્પન્ન થયેલા સંકલ્પો ને મનોરથ રૂપે પાર પાડનાર સાધન લગ્ન છે.

## મેષ લગ્ન.

### * મેષ લગ્નનું ફળ. ( Aries=Rising ).

**લગ્નેશ—મંગળ.** ×

---

* वृत्ताक्षस्तनुकरोटनःकृशतनुःक्रोधीविवादःप्रियः ॥
मानीदुर्बलजानुरस्थिरधनःशूरश्चमेषोदये ॥ १ ॥

× વધુશીળ માટે જુઓ પત્ર ૪૪.

મેષ લગ્નમાં જન્મેલ મનુષ્યોનો બાંધો જરા પાતળો, મુખ તથા ગરદન લાંબાં, અવયવ મજબૂત, કાબરી આંખો, સ્હેજ ખડબચડા વાળ, કાળું અથવા લાલ મુખ, ને તીવ્ર દૃષ્ટિ હોય છે. તેઓ સાદા, ભોળા, ખરા બોલા, સુશીલ, હિમ્મતવાન, સાહસિક, હદ પારના ઉદાર, સ્વતંત્ર, કજીયાખોર, અદેખા, કેટલીક વખત તકરારી, માની, સત્તાની નોકરી કરનાર, ઘણા ઉદ્યમી, બુદ્ધિશાળી ને ચંચળ હોય છે; તેઓ બ્હારની ખબર મેળવનાર, માનુષિક ગુણોમાં ખામી વાળા, ચાલતી સ્થિતિ અને રીત-રિવાજમાં અનેક ફેરફાર કરનાર, વિશ્વાસુ ને દયાળુ હોય છે.

તેઓ વારંવાર રહેઠાણ બદલનાર, તેમ ભાગ્યેજ એક ઠેકાણે ઘણો વખત ટકનાર હોય છે; તેઓ મીશનના એજન્ટ અથવા સત્તાધીશ તરીકે દરીયાઇ મુસાફરી અને પરદેશ ગમન કરનાર હોય છે. તેઓ અલ્પ પ્રજા-વાળા કે પ્રજાહીણ હોય છે. તેઓને ઉબકા, ઉલટી, આંતરડાની પીડા, ને સોજાને લગતી અંદરની પીડા હોય છે; આંખે, હાથે કે પગે અકસ્માત પીડા થાય છે. તેઓને ફરજીયાત ગમન કરવું પડે છે કે પરદેશ સ્થિતિ ભોગવવી પડે છે. પ્રાપ્ત કરેલ ઉચ્ચ સ્થિતિની પાછળ તેમની પડતી આવે છે; ને તે ઉચ્ચ સ્થિતિને તેઓ મહા મુશીબતે ટકાવી રાખે છે. તેઓ ઘણું કરીને વ્હેલા અને ઉતાવળથી પરણે છે; તેથી તેમને ક્વચિત્ પશ્ચાત્તાપ અથવા વિયોગ થવાનો પ્રસંગ આવે છે. મિત્રોની મદદથી તેઓ ઊંચે ચઢે છે; ધર્મ, કાયદા ને છાપાંને લગતાં મનુષ્યો તેઓના શત્રુઓ થાય છે. મહાન્ શત્રુઓ પરદેશમાં હોય છે. પોતેજ પોતાના મરણનું કારણ કદાપિ થાય છે. ખેતી અને લગ્નથી લાભ થાય છે. તેમને પૈસા અને મીલકતના સંબંધમાં કજીયા ને કાયદાની તકરારો થાય છે; અને તેમાં સ્ત્રીઓ મુખ્ય ભાગ ભજવે છે. તેઓ ધંધાને લગતા હુન્નરોમાં, લશ્કરી ખાતામાં, કાયદામાં અને ક્વચિત્ ખનીજ અને શોધખોળના કામોમાં, તથા ખેતીવાડીમાં વિજયી થાય છે. પોતે એકલાજ હોય છે, અને જો તેમને ભાઇઓ બ્હેનો હોય છે તો તે પોતાના પહેલાં મરણ પામે છે. બાલ્યાવસ્થામાં માબાપને લગતાં કામકાજોમાં અનેક અડચણો આવી પડે છે. ઘણું કરીને પિતા વ્હેલા મરણ પામે છે; ને તેઓ રઝળતા રહે છે. કુટુંબના કામકાજ માટે, તનદુરસ્તીખાતર, અને આપત્તિઓ દૂર કરવા માટે તેઓને મુસાફરીઓ કરવી પડે છે; તેઓ ઉચ્ચાશયી અને સારી સ્થિતિ મેળવવામાં પ્રીતિવાળા હોય છે, સ્વભાવમાં

કુરૂપ હોય છે. તેઓ દરીયાઇ સફરો અને મુસાફરીઓ કરીને કીર્તિ મળે તેવાં કાર્યો કરે છે.

તેઓ દરેક બાબતમાં પોતાની મરજી પ્રમાણે કરવા ઇચ્છે છે, તેથી તેમાં કેટલીક વખત ઠગાય છે; તેઓ વારંવાર પોતાના અભિપ્રાયો બદલે છે, પણ જ્યાં સુધી એકવાર બાંધેલો વિચાર કે અભિપ્રાય તેમનામાં હોય છે ત્યાં સુધી તો તેઓ તેને મજબૂત વળગી રહે છે; તેઓ તાત્કાલિક ફેરફાર કરનાર, તીવ્ર કામો કરનાર, અભિમાની, પ્રગામી, અસ્થિર, અને ઝનુની હોય છે. તેઓ માન કીર્તિના લોભી હોય છે, પણ તે મેળવવામાં તેમને હિમ્મત અને મનોબળ વાપરી આડે આવતાં વિઘ્નોને દૂર કરવાં પડે છે. ધર્મ અને રાજ્ય નીતિમાં તેઓ સતેજ હોય છે, પણ કેટલીક વખત વિચિત્ર રીતે તીખા થઇ જઇ પોતાની લાગણીઓને ગુસ્સામાં બહાર કાઢે છે. તેઓનો ક્રોધ ક્ષણવાર ટકે છે. તેમની સંપત્તિ અસ્થિર હોય છે; તેઓને કવચિત્ મીલકત મળે છે તે પણ જતી રહે છે.

## વૃષભ લગ્ન.

### વૃષભ લગ્નનું ફળ*=( Taurus Rising ).

**લગ્નેશ–શુક્ર +**

આ લગ્નમાં જન્મેલ મનુષ્યોનો બાંધો ઠીંગણો, જાડો ને ચ્હેરો ભરાવાદાર, ટુંકી જાડી ગરદન, મોટું નાક, બેડોળ મોઢું પહોળા મજબૂત ગોળ ખભા, આંખો કાળી ને વાળ કવચિત્ કરચલીદાર હોય છે. ને સ્ત્રીઓ ખૂબ સુરત હોય છે. તેઓ માયાળુ, દયાળુ, વૈભવી, ને સૌંદર્ય, સંગીત, હુન્નર, રંગ, લુગડાં ને ઘરેણાનાં શોખિન હોય છે; તેઓ પોતાના બળ ઉપર ઘુજનાર, દુરાગ્રહી, બીજાની સલાહ લીધા વિના મનસ્વી ચાલનાર, વિરોધી કે ઉલટા વચનને સહન ન કરનાર, બીજાથી ભાગ્યેજ પરખાય તેવા, વિજયની ખાતર કજીયાને ચ્હાનાર, ભાગ્યેજ ક્રોધી, પ્રસન્ન થવામાં કઠિન, ને ઘણી વખત તો માઠું લગાડનાર હોય છે.

તેઓ પ્રપંચી, સ્વાર્થી, શાંત, ઘણા વિષયી, અભિમાની, દઢ મનોબળવાળા, પોતાના જ અભિપ્રાયને ખરો ગણનાર, ખંતીલા ને શાંત

---

* गोमान् देवगुरु द्विजार्चनरतः स्वस्वात्मजः प्रीतवी ॥
विद्यावादरतोऽत्र सुभगो गोलग्नजः कामुकः ॥ १ ॥

+ વધુ શીળ માટે જુઓ પત્ર ૪૫.

નિયુણવાળા હોય છે, તેઓ કુદરતી ઇતિહાસ જાણવાના અને બાગ બગીચાના શોખિન, શાંત રીતે કામ કરનાર, નિયમિત, ઝીણી બાબતોમાં કંટાળા ભરેલી રીતે લક્ષ્ય આપનાર તથા સુખ શાંતિને ચ્હાનાર હોય છે.

તેઓ પોતાની મીલકતને ખાસ સંભાળનાર, દરેક જાતના માનની ઇચ્છાવાળા, પ્રેમમાં અસ્થિર અને ઝેરીલા હોય છે. કજીયાનું કારણ પોતે હોય છે; હદ પારનાં કામ તથા વૈભવને લીધે તેમને રોગ થાય છે. તેમને ધનનો યોગ સારો હોય છે, છતાં ધનની બાબતમાં કાયદાની તકરારો પડવાને લીધે ઓછા વત્તી પ્રમાણમાં ધનનું નુકશાન થાય છે. લગ્ન પછી ધંધો, નોકરી કે સંબંધ છૂટે છે. તેઓને અણચિંતવ્યાં વિઘ્નો આવી પડે છે, પરંતુ કોઈ પણ મનુષ્ય સાથેની પ્રીતિને લીધે અથવા મિત્રથી લાભ મળે છે.

તેઓનું કુળ ( મુખ્યત્વે બાપ તરફનું ) ઉત્તમ હોય છે, અને જીંદગીમાં બાપ કંઈક ઉપયોગી હોય છે; તેમને સગાં સાથે તેમાં મુખ્યત્વે કરીને ભાઈ બ્હેન સાથે કલહ થાય છે; તેઓને સટ્ટાથી ને સંતાનના કારણથી લાભ અને કલહ, તથા કાયદાથી નુકશાન પણ થાય છે; પ્રથમ પુત્ર મરણ પામવાનો સંભવ રહે છે, અથવા બાળપણમાં સંતતિ નાશ પામે છે. છોકરાંથી બાપને લાભ થાય છે, અને છોકરાં નિશાળમાં સારો અભ્યાસ કરે છે. ક્વચિત્ કલેશ થવાના સંભવ છતાં એકંદરે જીંદગી શાંત ને સુખી હોયછે, છતાં પણ પોતાના દુરાગ્રહને લીધે તથા બીજાના પ્રપંચને લીધે વિપત્તિઓના ભોગ થવું પડે છે. તેઓને સ્પ્લીન-લીવર અને મુત્રાશયનાં દરદો થવાનો સંભવ રહે છે, ને સ્ત્રીઓને ગર્ભાશયમાં પીડા થવાનો ભય રહે છે: પથરી, મીઠ્ઠોપીશાબ યાને મધુ પ્રમેહ ( ડાએબીટીસ ), ગળામાં ( ચોરીયા ) ચોલીયા તથા દાંતનાં અને નાકનાં દરદો થવાનો સંભવ છે; તેમને પરણેલી સ્થિતિમાં ઉપાધિઓ અને કલહ કજીયા બહુ થાય અથવા સ્ત્રી મરણ પામે છે; યુવાવસ્થામાં ધન સંબંધી સ્થિતિ અસ્થિર રહે છે અને પછી જેમ જેમ ઉમર વધતી જાય છે તેમ તેમ તેમને સારા સંબંધ થતા જાય છે; અને હુન્નર, ભાષા કે કોઇ પણ વિદ્યાના પ્રયોગ દ્વારા ધન મળતું જાય છે. તેઓને સારી સ્થિતિવાળા મિત્રો ઘણા હોય છે; ને તેના કોઇ મિત્રનો વારસો તેમને મળી આવે છે. તેમ કોઈ પણ સંબંધીના કારણે નુકશાન કે દીલગીરી જરૂર ભોગવવી પડે છે. તેઓના ઉઘાડી રીતે જે લોક શત્રુઓ થયેલા હોય છે તેઓ તેમને નુકશાન તથા ઉપાધિઓ કરે છે; પરદેશમાં અથવા દરીયા ઉપર મરણ

થવાનો સંભવ હોય છે. ક્વચિત્ અપકીર્તિ થયા જેવું બતલાવી આપે છે, શત્રુઓને લીધે પરદેશની સ્થિતિમાં દુઃખ પડે છે, અને સ્ત્રી કિંવા પુરૂષ એક યા બીજા કારણને લીધે એક બીજાની સાથે રહી શકતાં નથી. તેઓની જીંદગી લાંબી હોય છે, અને તેમને ઘણું દુઃખો ભોગવવાં પડે છે; તેઓને સંસાર સુખ ને વૈભવનું બરોબર જ્ઞાન હોય છે, ને આરોગ્યતાના તથા ખોરાકના નિયમો શિખે છે.

## મિથુન લગ્ન.

### મિથુન લગ્નનું ફળ * (Gemini Rising).

**લગ્નેશ બુધ +**

આ લગ્નમાં જન્મેલ મનુષ્યોનો બાંધો ઉંચો ને સીધો દેખાવ, લાંબા હાથ, સ્હેજ શ્યામ ચ્હેરો, ઠરેલ કાળા ભુરા વાળ, કાબરી આંખ, તીવ્ર દૃષ્ટિ ને ચાલ હોય છે; તેઓ દયાળુ, પ્રમાણિક ને માયાળુ તથા ક્ષણ વારમાં ક્રોધ તથા ચીઢને ધારણ કરનાર અને ક્ષણવારમાં શાંતતાને સેવનાર હોય છે. ક્વચિત્ હદપાર ક્રોધાવેશમાં આવી જાય છે, પણ પછીથી પસ્તાય છે. ભાષામાં, શાસ્ત્રમાં, ને મુસાફરીમાં કીર્તિ મેળવે છે.

તેઓ શોધ ખોળ કરનાર અને મૂળતત્વના જાણકાર, અને શાસ્ત્ર, ભાષા ને હુન્નરના શોખિન હોય છે. તેઓ કાયદામાં, લખાણમાં તથા વ્યાપારમાં હુશિઆર ખંદા તથા ઉદ્યમી હોય છે. તેઓ કેટલીક વખત એકદમ બોલવા જતાં અથવા કામ કરવા જતાં ગાભરા બની જાય છે, અભિમાન ને ત્રાસ વિનાની સત્તાના શોખિન, દૃઢ ને મજબૂત મનોબળ વાળા હોય છે, જેને બીજાઓ નબળાઇ ગણે છે.

તેઓની સંપત્તિ સ્થિર હોય છે, ને તે સ્ત્રીઓના કારણે અધિક ન્યૂન થાય છે. જીંદગીમાં તેઓને સંપત્તિ ને આપત્તિ બન્ને ભોગવવી પડે છે. કુટુંબમાં કેટલીક ગુપ્ત વાતો અને કજીયા બહુ હોય છે; સગાં સુખી ને પોતાની સાથે સંપિલાં હોય છે, અને ભાઇ રાજ્યની નોકરીમાં અથવા મોટી જગો ઉપર હોય છે, તેઓને કુટુંબ કલહના ઘણાં કારણો હોય છે, ને પિતા સાથે ભાગ્યેજ બને છે; તથા પોતે જાતેજ પોતાની પડતીનું કારણ

---

* भोगीबंधुरतोवधालुरधिकः श्रीमान्गुणीतत्ववित् ॥
योगात्मा बुजनप्रियोऽतिसुभगो रोगी च युग्मोदये ॥ १ ॥

+ વધુ શીળ માટે જુઓ પત્ર ૪૬.

હોય છે. સગાની સંખ્યા સાધારણ હોય છે, તથાપિ તેઓ હુન્નર ઉદ્યોગ માં કુશળ હોય છે. ભાઇઓ તથા બ્હેનો તથા પાડોશીઓ સાથેનો ગાઢ સંબંધ જીંદગીભર સારા કે નરસાને માટે હોય છે.

તેઓને પ્રેમના અને સંબંધના કારણે ગુપ્તતા હોય છે, અને સંતતિના અથવા પ્રેમમાં પ્રપંચના કારણે નુકશાન થાય છે, અને ઉપાધિઓ આવે છે.

તેઓને મસા, ભગંદર, પેઢું ને ગુદાનાં દરદો, તાવ અને સમગ્ર દેહ પિંડમાં વિષ, હાથે વા પગે પીડા, ને છાતીની નબળાઈ થવા સંભવો હોય છે,

નોકરોથી તેમને ઉપાધિ થાય છે, ને તેમના ઉઘાડા શત્રુઓ પરદેશીઓ અથવા પરદેશમાં હોય છે. આ મનુષ્યો ઘણું કરીને બે વખત પરણે છે, અથવાં બે સ્ત્રીઓનો સાથે સાથે સંબંધ હોય છે, સ્ત્રીઓ દ્વારા ઘણી ઉપાધિઓ આવે છે. ઘોડાના અકસ્માતનો ભય રહે છે. પરદેશમાં અથવા સત્તાવાળા મનુષ્યનાકારણે તેમનું મરણ થાય છે; પણ તેનું કુદરતી કારણ મુશાફરીમાં અથવા ધંધો કરતાં લાગેલી શરદી હોય છે. એકી વખતે તેઓ બે ધંધા કરેછે અથવા સારી સ્થિતિ ભોગવે છે. મિત્રો ઘણા અને જુદા જુદા પ્રકારના ને તે કલેશના કારણભૂત હોય છે.

તેઓને ઉચ્ચ સ્થિતિ પ્રાપ્ત કરતાં ઘણી અડચણો આવે છે, અને તે ઘણું કરીને ધર્મ ગુરૂઓ તથા વકીલો તરફથી હોય છે. તેઓ બે કામ સાથે કરનાર અને ધંધા તથા ઉદ્યમમાં અનિશ્ચયી હોવાથી શોકને અનુભવે છે. ગુપ્ત શત્રુઓ કીર્તિને ઝાંખ લગાડે છે, અને પોતાની વૈરી તેમાં વધારો કરે છે. સ્ત્રીઓ અથવા ગુપ્તપ્રેમ દ્વારા પ્રપંચ થાય છે. અકસ્માત ઘણા થાય છે, છતાં તેમાંથી પરમાત્મા તેઓનું રક્ષણ કર છે, તેઓ ક્લાર્ક, લખાણ, કે વકીલના ધંધાથી વધુ સુખી થાય છે. જમીન અથવા ઘરેનો વારસો ઘણું કરીને તેમને મળે છે; તેઓ લખાણ, વાંચન, ભાષણ, ને હરકોઇ શાસ્ત્રીય વિષયમાં પ્રવીણ હોયછે. તેઓ સ્વચ્છતાને સેવેછે, ને ખાન પાન અને વિષયના વૈભવી હોયછે, તેઓ વિદ્વાન, તીવ્ર સમજ શકિતવાળા અને વાદવિવાદ કરવામાં કુશળ હોય છે, ને અનેક પ્રકારના ધંધાઓ કરી શકે છે.

## કર્ક લગ્ન.

### કર્ક લગ્નનું ફળ+=( Cancer Rising )

**લગ્નેશ=ચંદ્ર.***

આ લગ્નમાં જન્મેલ મનુષ્યો મધ્યમ કદના, ગોળ મુખ તથા ફીકા સફેત નાના ચ્હેરાવાળા, સ્હેજ વાદળી આંખોવાળા તથા નિર્બળ બાંધાવાળા હોય છે. તેઓ બીકણુ, આળસુ, બેદરકાર, દયાળુ, અધીરા, નિરપરાધી અસ્થિર, ચઢતી પડતી સ્થિતિવાળા, ને સ્હેજ અપકીર્તિ તથા સત્તાવાળા હોય છે, તેઓ સંસાર વ્યવહારના બંધનમાં પડેલ હોય છે. તેઓ ભૂત-કાળનો વિચાર કરી ભવિષ્યનો વિચાર બાંધનાર, કલ્પના શક્તિવાળા, કુદરતી વ્યાપારી, ખરેખરા અનુભવી અને ઉપયોગી મનુષ્યો હોય છે. તેઓ કંજુસાઇને બરોબર સમજનાર, અતડા, શાંત ને દૃઢ હોય છે. તેઓ પોતાના વખાણ કરનારા મનુષ્યોથી દોરવાય છે, અને તિરસ્કાર યોગ્ય અને અજાણ્યા તરફ અવિશ્વાસુ રહે છે.

તેઓ વાંચનથી અથવા દાખલાથી અનુકરણ કરવામાં કુશળ અને બીજાના વિચાર ઘણે ભાગે ગ્રહણ કરનાર હોવા છતાં મિથ્યાભિમાની હોય છે. તેઓ નાટયકળાવંત, નકલ કરનાર, તથા શબ્દ, કાવ્યને લખાણ ના ચોર હોય છે, ને તે વસ્તુને પોતાની છે એમ જાહેર કરે છે. તેઓનો સ્વભાવ બદલાતો રહે છે, ને તેઓ લોભી હોય છે; દરેક નવા ઓળ-ખાણથી વિભ્રમતાને સેવે છે એટલુંજ નહિ પણ વારંવાર નવાં ઓળ-ખાણ કરવાની તેઓને જરૂર પડે છે.

આ મનુષ્યો સમજુ, ઘણી બાબતોમાં સ્વતંત્ર, ચીઠીયા તથા સંદેશા લેઇ જવા લાવવામાં તથા લોકોપયોગી કાર્યો કરવામાં ઘણાજ બાહોશ હોય છે. આ લગ્નમાં જન્મેલ સ્ત્રીઓ ઘણીજ બાહોશ અને મ્હેનતુ હોય છે. તેઓ શરીરના ભય સંબંધમાં બીકણુ ને માનસિક તેમજ વ્યવહારિક બાબતોમાં ધૈર્યશીળ હોય છે. તેઓ ડાહ્યા, અવિશ્વાસુ, સાવધ, ક્ષણમાં આનંદી અને ક્ષણમાં ક્રોધને સેવનાર તથા શાંત પડનાર હોય છે. દ્રવ્યોપાર્જન કરતાં અડચણો આવી પડે છે. તેઓ સગાંથી, સદ્દાથી, કે છોકરાં ને પ્રેમ સંબંધથી મળવાનો વારસો ખુવે છે.

---

+ मिष्टान्नांबरभूषणो कलितवाक्ता पव्य धीर्धर्मवान् ।
जातःस्थूलकलेवरोम्बभवनप्रीतःकुलीरोदये ॥ १ ॥

* વધુ શીળ માટે જુઓ પત્ર ૪૭.

જીંદગીનો છેલ્લો ભાગ વધુ સુખમય ને વિજયી હોય છે. તેઓને વારસો અથવા મીલકત ઘણા કષ્ટ અથવા વિઘ્નો સાથે મળે છે. ભાઇ અથવા બ્હેનનું અકાળ મરણ થાય છે, તથા અણબનાવવાળા સગાંના કારણે તેમના ઉપર ઉપાધિઓ આવી પડે છે. તેઓને ઘણું ખરૂં બે સ્ત્રીઓ થાય છે, અથવા બીજા કુટુંબ સાથે સંબંધ થાય છે, કિંવા પોતાને કોઈ દત્તક છોકરાના કારણે જીંદગીમાં ઉપાધિ અને કલેશ થાય છે; પણ પ્રથમ સંતતિ વૈદક, રસાયણ શાસ્ત્ર કે લશ્કરી ધંધામાં વિજયી નિવડે છે; છેલ્લી અવસ્થામાં છોકરાં તેમને રક્ષણ કર્તા થઈ પડે છે.

આ મનુષ્યો ઉપર ગુપ્ત તથા જાહેર ઘણા ભય આવી પડે છે, જેમાંથી તેમનું પરમાત્મા રક્ષણ કરે છે; તેઓ લગ્ન કરવા ખુશી હોતા નથી; તેમ કરે છે તો લગ્નથી સુખી થતા નથી. કવચિત્ તેઓને લગ્નથી કાયદાની અડચણો વેઠયા બાદ વારસો મળે છે.

તેઓ મોટી વિજયી દરીયાઈ મુસાફરી કરે છે, ને કવચિત્ તેમાંથી માન કીર્તિ પણ મેળવે છે. તેમના ઉપર પરદેશમાં ગુપ્ત શત્રુ ને બંધનનો ખોટો ભય આવી પડે છે. તેઓને ઘણી મ્હેનતે સારી સ્થિતિ પ્રાપ્ત થાય છે, ને તેમાં પણ ખોટી વાતો અને અપકીર્તિ અનુભવવી પડે છે. તેઓ પોતાના બળ ને હિમ્મતથી વિજય મેળવે છે; ને (૩૫) વર્ષની ઉમ્મર સુધી તેમની સ્થિતિ અનિશ્ચિત રહે છે; ત્યાર બાદ વિજયી ને સુખી થાય છે. તેઓને મિત્રોથી તેમાં પણ મુખ્યત્વે કરીને સ્ત્રીઓથી બહુ મદદ અને ધન મળે છે, ને તે પૈકી એક કીર્તિને બગાડે છે, તેમનાં નજદીકનાં સગાં, પાડોશીઓ ને નોકરો કાવતરાં કરે છે, અને તેમને ગુપ્ત ને જાહેર શત્રુઓનો ભય હોય છે. ગુપ્ત શત્રુઓદ્વારા અપકીર્તિ કરે તેવાં જાહેર નામાં ને કાગળ પ્રગટ થાય છે.

તેઓને છાતી અને પેટનાં દરદો, સંધિવાયુ, ઉબકા અને ગરાંઝણ થવાના સંભવ હોય છે; ને પતન પીડા અને પરદેશમાં કે મુસાફરીમાં ઘોડાની પીડા અથવા મનુષ્ય જાતિના મારની પીડા થવાનો સંભવ હોયછે.

## સિંહલગ્ન.

### સિંહલગ્નનું ફળ+. (Leo Rising).

**લગ્નેશ–રવિ***

---

+ जातः सिंहविलग्नकेऽपतनयः संतुष्टधीर्हिंसकः ।
शूरो राजकृशीकरो जितरिपुः कामी विदेशंगतः ॥ १ ॥

* વધુ શોધ માટે જુઓ પત્ર ૪૮.

આ લગ્નમાં જન્મેલ મનુષ્યોને મોટાં હાડકાં, દમામદાર ઉંચાઇ, પ્હોલા ખભા, કાબરચિત્રી આંખ, મોટું ગોળ માથું, લાલ ઠરેલ ચ્હેરો, સ્હેજ ભુરા વાળ, ભારે ભ્રગુટી ને ઉતાવળી દષ્ટિ હોય છે.

તેઓ ખુલ્લા દિલના, ભોળા, લોભી, માનવંત, મોટાઇથી ભરેલા, ઉમદા ગુણવાળા, પ્રમાણિક, વિશ્વાસુ, ઉદાર, ઉપાધિ અને દુ:ખમાં પણ પોતાના બળ વડે ટકી રહેનાર તથા જો પ્રસંગોનો બુદ્ધિથી ઉપયોગ કરે તો આગળ પડતી જીંદગી ભોગવનાર હોય છે; તેઓ રાજ્ય સત્તાવાળા, હકુમત કરનાર અને દીર્ઘ દષ્ટિવાળી યોજના અને ધારણા કરનાર હોય છે. તેઓ અભિમાની [ વિશેષે કરીને કુલાભિમાની ] અને ભભકાના શોખિન હોય છે. તેઓ માળાળુ, શુદ્ધ પ્રીતિવાળા, શુદ્ધ અંત:કરણવાળા ને પરોપકારી હોય છે. તેમનું અભિમાન છોડાય છે તેથી તેમને જલદીથી ક્રોધ ચઢી જાય છે, છતાં તેઓ તરતજ ક્ષમાવંત અને શાંત થઈ જાય છે.

તેઓ આત્મબળથી માનવંત સ્થિતિ અને કીર્તિ પ્રાપ્ત કરે છે, અને ઉચ્ચ મનુષ્યો [ મુખ્યત્વે માનવંત સ્ત્રીઓ ] સાથે વારંવાર જોડાય છે. તેઓ મોટાં, મહત્વનાં અને ઉપયોગી કામ કરનાર તથા ક્ષુદ્ર કામોને ધિક્કારનાર હોય છે. તેઓ કાર્યમાં ધૈર્યતાવાળા તથા દઢતા અને સહનશીલતાથી ધાર્યું પરિણામ લાવનાર હોય છે.

તેઓ હુન્નરી, અધિકારી તથા લોકોપયોગી ધંધા કરનાર હોય છે. કવિતા અને નાટકના જ્ઞાનવાળા હોય છે; તેઓ શુભાશયવાળા હોવાથી જે જે કાર્ય શરૂ કરે છે તે તે સારૂંજ કરવા પ્રયત્ન કરેછે, ને તેથીજ વિના માગ્યે માન તથા કીર્તિ મેળવે છે. વિષયી વાસના મજબૂત હોવા છતાં સાધ્ય હોય છે. તેઓ દઢ ને દુરાગ્રહી અભિપ્રાય વાળા તથા જાતના જોખમે પણ કાર્ય સિદ્ધિ મેળવનાર હોય છે. જાતિ ગુણો અને જાતમ્હેનતથી દ્રવ્ય પ્રાપ્તિ કરે છે; તેમને સગાં અને મોટા ઉચ્ચ સ્થિતિવાળા તથા પૈસાદાર મદદગાર મનુષ્યો પાસેથી ધન મળે છે; તેઓને નોકરો, ખરાબ તબીઅત, અને સંસારી ઉપાધિઓના કારણે નુકશાન થાય છે. મિત્રોથી અને લોકોપયોગી વસ્તુઓના વ્યાપારથી (જેવા કે લૂગડાં ને ખોરાકના વેપારથી ) લાભ મળે છે. પિતા સાથે વૈરનો સંભવ હોયછે, અથવા તેઓની બાલ્યાવસ્થામાં પિતા મરણ પામી સ્થિત્યંતર થાય છે; અથવા કજીયાનું કારણ પેદા થાય છે; પરદેશ જીંદગીની, મુસાફરીની ને વારસાની બાબતમાં કાયદાની તકરારો હોય છે. મુસાફરીના સમયમાં

કંઈ પણ ખાસ નુકસાન સિવાય અકસ્માત થાય છે. છોકરાં ઘણાં હોય છે, જેમાંથી સૌથી મોટો દીકરો મરણ પામવાનો સંભવ છે. કવચિત્ (સિંહ લગ્નમાં જન્મેલ સ્ત્રીઓને) યુગલ પ્રજા થાય છે. ઘણું ખરૂં તેઓને બે લગ્ન થયેલાં હોય છે.

આ મનુષ્યોને હૃદય, કેડ અને ગરદનનાં દરદો, સંધિવાયુ, તથા હાડકાં અને લોહિની બિમારી થવાના સંભવો હોય છે. ઘણી ખરી વખત ધણી કે ધણીઆણી લાંબી માંદગી ભોગવે છે. તેઓ વારંવાર ખોરાકની અને સુખની તંગીને લીધે ઘણુંજ આફત્તિઓ ભોગવે છે; તથા તેમની પરણેલી જીંદગી નોકરો અથવા મિત્રોના કારણે બહુ સુખી હોતી નથી. તેઓને અથવા તેમનાં છોકરાંને વારસો મળી આવવાનો સંભવ હોય છે; દરીયાઇ મુશાફરી થોડી થાય છે, અથવા બીલકુલ થતી નથી, ને જો થાય છે તો લાભ પ્રદ હોતી નથી. જમીનની મુસાફરીઓ ઘણી થાય છે અને તેથી સુખી થાય છે.

તેઓનો ધંધો માનવંત ને લાભકારી હોય છે, અને તેઓને ગાડી અને રેલ્વેમાં મુશાફરી કરવી પડે છે. મોટા મનુષ્યો તેમાં મુખ્યત્વે કરીને પૈસાદાર ને માનવંત સ્ત્રીઓ તેમના ધંધા કે વ્યાપારમાં મદદગાર હોય છે, ને તેઓના આશ્રયથી આ મનુષ્યો સુખી થાય છે; તેઓને વિદ્વાન્ અને કારીગર વર્ગના મિત્રો ઘણા હોયછે, ને તે મિત્રોદ્વારા કજીયા થાય છે, પણ તેમાં છેવટે લાભ મળે છે; કેટલીક સ્ત્રીઓ ગુપ્ત રીતે શત્રુઓ હોય છે.

## કન્યા લગ્ન.

### કન્યા લગ્નનું ફળ×=( Virgo Rising )

**લગ્નેશ=બુધ***

આ લગ્નમાં જન્મેલ મનુષ્યો પાતળા, સાધારણ ઉંચા, ચ્હેરો ગોળ લાલ ને સ્હેજ શ્યામ, વાળ કાળા, આંખ પણ કાળી, ને તે મનુષ્યો સ્હેજ ખુબ સુરત હોય છે.

તેઓ શાંત સ્વભાવવાળા, લોકોમાં બ્હાર આવવાની ઇચ્છા વિનાના, વિનયી, અતડા, સાવધ, ડાહ્યા, કાર્ય કરતા પ્હેલાં તેનો પુખ્ત વિચાર

---

× कन्यालग्नभवः क्रियासुनिपुणः श्रीमान् सुधीर्पंडितः ।
मेधावी वनिताविलासरसिको बंधुप्रियः सात्विकः ॥ १ ॥

* વધુ શીળ માટે જુઓ પત્ર ૪૯.

કરનાર, દયાળુ ને માયાળુ હોય છે. તેઓ ભાગ્યેજ પોતાનો ખરો સ્વભાવ બીજાને બતાવે છે. તેઓ મગજ શક્તિ સારી હોવાથી સ્હેલાઈથી શિખે તેવા, અભ્યાસુ ગુણવાળા, ન્યાયી અને સમજ શક્તિવાળા હોય છે, તેઓ અનુભવી અને નાની નાની વસ્તુઓને પણ બુદ્ધિથી તથા નિયમથી સંભાળી શકે છે. તેઓ વિના કારણે ચિંતાગ્રસ્ત થાય છે; ને વિચારોને બદલે છે. પોતાની શક્તિના અજાણ હોવાથી વિપત્તિમાં ઠગાઇ જાય છે; તેઓ આશાવંત હોતા નથી છતાં કામ સારી રીતે કરે છે, અને જો તેઓ ઉપરીની મરજીને અનુસરીને વર્તે છે તો ભાગ્યશાળી થાય છે.

તેઓ આત્મબળથી તથા કુદરતી ગુણોથી માન અને સારી અવસ્થા પ્રાપ્ત કરે છે, ને બુદ્ધિશાળી હોય છે. પણ બીજાની દરકાર કરવામાં કઠિન હોય છે; તેઓ મિત્ર તરીકે વિશ્વાસુ, અને (શેઠ) માસ્તર તરીકે સખ્ત હોય છે; ને મનનું પ્રમાણ જાણવાની ખામી ને લીધે ઝીણી ઝીણી વસ્તુઓ ઉપર નકામું લક્ષ્ય આપે છે. સ્વભાવ પવિત્ર ને પ્રમાણિક હોય છે. ને જ્યાં વિશ્વાસ કે પ્રેમ હોય છે, ત્યાં ઘણુજ વિશ્વાસુ હોય છે; તેઓ સુશીલ, ભાગ્યેજ ક્રોધી ને ક્ષમા કરવામાં બહુજ ધીરા અને ઘણા વખત સુધી મનમાં વૈર રાખવાના સ્વભાવવાળા હોય છે; કેટલીક વખત થયેલા ક્રોધ માટે પશ્ચાત્તાપ પણ કરે છે; મનોબળ દૃઢ હોય છે છતાં સમજાવ્યાથી એકાએક બદલાઇ જાય છે.

આ મનુષ્યો હુન્નર, ભાષા, ઇતિહાસ, નાટક અને સ્વચ્છતાના શોખિન હોય છે; તેથી તેઓ ભાષણ કર્તા, બહુ બોલનાર ને શાંતિ મેળવનાર હોય છે. તેઓને બાગ બગીચા અને ખેતીવાડીનો શોખ હોય છે, ને બાળપણમાં માંદગી અને અકસ્માત ભોગવે છે. તેઓ બહુ ધનાઢ્ય હોતા નથી, છતાં પોતાની જાત મ્હેનત કરી ધન પેદા કરી શકે છે; તેઓને પહેલી અવસ્થામાં ધન ખોવાનો ભય હોય છે, અને છેલ્લી અવસ્થામાં સારી સંપત્તિ મળે છે; તેઓને કોઇનો વારસો અથવા સ્ત્રી કે ભાગીદાર તરફથી મીલકત મળે છે; શાસ્ત્રી, શિક્ષણકળાથી કે હુન્નરથી ધન મેળવે છે; પણ તેઓને હમેશાં પડતીનો ભય રહે છે, પરદેશમાંથી ધન મળે છે. તેઓ સારા નાણાવટી ને વ્યાપારી હોય છે, ને સટ્ટાથી ભયમાં આવી પડે છે. સગાં ને પાડોશી અનુકૂળ હોતાં નથી; મોટો ભાઇ કે બ્હેન વ્હેલાં મરણ પામવાનો સંભવ રહે છે, ને કુટુમ્બમાં સંપ હોતો નથી. અકસ્માતથી અથવા જનાવરના કારણે મરણ થવાનો ભય રહે છે.

કુટુમ્બની ગુપ્ત વાતો હોય છે; પિતા એ વખત પરણેલ હોય છે, અથવા પોતે વ્યભિચારી હોય છે. પહેલું છોકરૂં ભાગ્યેજ લાંબો વખત જીવે છે. કુટુમ્બ નાનું હોવા છતાં તંત્રમાં રહી શકતું નથી. છોકરાં વ્હેલાં ને તત્કાળ પરણતાં નથી, સ્નેહમાં નિરાશા ને કંટાળો બતાવે છે, તેઓ બે વખત પરણે છે, અથવા પરણેલ સ્ત્રી હોવા છતાં ઘરમાં રાખ રાખે છે, પરણેલ જીંદગી બહુ સુખી હોતી નથી અથવા ધણી કે ધણીઆણી કોઇ પણ ગુપ્ત કારણને લીધે એકાંત વાસ સેવે છે. તેઓ જીંદગીમાં સુખી થવામાં ઘણી અડચણો વેઠે છે, વારંવાર ધંધા બદલે છે; ને ધંધાની ખાતર ઘણી મુસાફરીઓ તથા દરીયાઇ સફરો કરે છે.

તેઓ લખાણ, ભાષા ને હુન્નરને લગતા ધંધા કરે છે, ને એકી વખતે ઘણા કામ સંભાળે છે, પણ એ બધુ કામને લીધે પાછા પડે છે, છતાં છેવટે જય મેળવે છે. દ્રવ્ય મેળવવા અથવા મીલકતની ખાતર પરદેશમાં મુસાફરીઓ કરે છે, અથવા પરદેશમાં કંઇ પણ કામ કરવાનું હોય છે; તેઓને બે રહેઠાણ હોય છે, ને પાછલી જીંદગીમાં બે જગોએ મીલકત હોય છે; મિત્રો ઘણા હોય છે, ને તે બદલાયાં કરે છે. ધનાઢ્ય સ્ત્રીની કૃપાથી ધન મળે છે. દેશના તેમ ગામના થયેલા મિત્રો તથા દરીયા ઉપર થયેલ મિત્રો બહુજ લાભકારી હોયછે. તેઓને બળવાન, હુન્નરી અને સટોરીયા શત્રુઓ હોય છે, ને વ્યભિચારના કારણો હમેશ તેઓ ધિક્કાર પામે છે.

તેઓને ઉબકો, આંતરડાંના વ્યાધિ, ખરજવું, અતિસાર, ઝાડા, અને પીશાબને લગતાં દરદો તેમ અશક્તિના કારણે અપચો અને લોહી ઉડી જવાના સંભવો હોય છે.

## તુલા લગ્ન.

### તુલા લગ્નનું ફળ + =( Libra Rising ).

લગ્નેશ=શુક્ર*

આ લગ્નમાં જન્મેલ મનુષ્યો લાંબા, ઉંચા કદના, સુવાળા ભુરા વાળવાળા, કવચિત્ તદ્દન કાળા વાળવાળા, ગોળ શોભિતા નિર્મળ ચ્હેરાવાળા ને કાળી આંખવાળા હોય છે. આ લગ્નમાં જન્મેલ સ્ત્રીઓ ઘણીજ ખૂબસુરત હોય છે.

---

+ ललितवदननेत्रो राजपूजश्च विद्वान् । मदनरतिविलोलः स्त्रीधनक्षेत्रशाली॥ चिरकदशनमुख्यः ख्यातबुद्धिर्विचारी । चलमतिरतिमोहः जायते तौलिलग्ने॥१॥

* વધુ શીળ માટે જુઓ પત્ર ૫૦.

તેઓ માયાળુ, વિનયી, નમ્ર અને સારા સ્વભાવના હોય છે. લાગણી અને પ્રેમ એ તેઓમાં આગળ પડતા મુખ્ય ગુણો હોય છે. તેઓને મિત્રો ઘણા હોય છે, અને નવા થાય છે; જો તેઓ મિત્રો વિના એકલા રહે છે તો તેમને બહુ સુખ કે વૈભવ મળતો નથી. તેઓ સુધારાના, સૌંદર્યતાના અને નિયમ ઘડવાના શોખિન હોય છે. તેઓ પવિત્ર, સ્વચ્છ ને સંપિલા હોય છે. તેઓને પ્રીતિ ને તિરસ્કાર ઘણા હોય છે. સોબત, મિત્રતા, ભાગીદારી, ને મંડળી, એ તેઓના સ્વભાવની કુંચીઓ છે.

તેઓ પ્રચલિત સ્થિતિની અસરવાળા, પ્રમાણિક ને ન્યાયબુદ્ધિવાળા હોય છે; ક્ષણમાં આનંદી ને ક્ષણમાં ઉદાસી, તથા તત્કાળ ક્રોધી હોય છે, અને તે ક્રોધ તરત શમી પણ જાય છે. તેઓ એક નિશ્ચયી નહિ હોવાથી બીજાઓ શું કરે છે તેની વાટ જોયા કરે છે. તેઓનું મન શોધક બુદ્ધિવાળું હોય છે, તેઓ ઉત્પાદક તથા દર્શનીય કાર્યોમાં કુશળ હોય છે. તેઓ દરીયા તથા વહાણને લગતા હુન્નરો જાણનાર હોય છે.

આ મનુષ્યો જલદીથી શિખનાર, હુન્નર ધંધાના તથા વૈભવના બહુજ શોખિન, સ્વચ્છતાને સેવનાર અને વિષયી હોય છે. તેઓ મજબૂત ધૂનવાળા ને તરંગી હોય છે, અને જે કામમાં પડયા તેમાં ખાશ આગ્રહી હોય છે. તેઓ ગમે તે વખતે પોતાના અભિપ્રાયો બદલી નાંખે છે, ને નવા અભિપ્રાય બાંધે છે; તેઓ પ્રવાહી પદાર્થના અને વ્હાણના ધંધામાં વિજયી નિવડે છે. તેઓને દવા કે દારૂ વેચનાર, ને ડૉક્ટર અથવા ખલાસીઓ હોવાનો સંભવ છે; તેઓ એજન્ટ તરીકેના ધંધામાં બહુજ લાભ મેળવે છે. તેમને દરેક ધંધામાં લાભ તથા વિજય મળે છે; પણ કેટલીક વખત ધંધાના કારણે યા ભાગીદારના મરણના અગર તેની સાથેના અણબનાવના કારણે નુકશાન અને કજીયા થાય છે. કેટલીક વખત કરારોથી પણ ઘણી હાનિ થાય છે. તેઓને ઘણા ભાઇઓ અને બ્હેનો હોય છે, અથવા ધણી કે ધણીઆણી બહોળા કુટુંબવાળાં હોય છે. તેઓને સગાં સાથે કલહ થાય છે, અથવા કાયદાની તકરારોમાં ઉતરવું પડે છે; કવચિત્ તેઓને દુઃખ ને હાનિનું કારણ તેમના પિતા હોય છે, અથવા તેનાથી પડતી આવે છે. અથવા ઘણા વ્હેલા મરી જાય છે. તેઓને અલ્પ પ્રજા હોયછે છતાં તેઓ ભાગ્યશાળી અને સંતોષ આપનાર નિવડેછે, સગાંસાથે દત્તકના અથવા પિતાના બીજા લગ્નના કારણે બેવડો સંબંધ હોય છે.

તેઓને લીવર, મુત્રાશય, પેડુ ને પગનાં દરદો તથા અંતર્ગળ થવાનો

સંભવ હોય છે. તેઓને ફળ વિનાનું લગ્ન થાય છે, અને પરણેલ સ્થિતિમાં વિરહ કે મરણ વિગેરે ઉપાધિઓનો ભય રહે છે. ધણી કે ધણીઆણી પૈસાદાર હોય છે; ને તેઓને સ્ત્રી જાતિ તરફથી અચાનક વારસો મળે છે. દૂર દેશાવરમાં ઘણી મુસાફરીઓ અને દરિઆઇ સફરો કરવી પડે છે, જેમાં સ્હેજ ભય પણ હોય છે. મધ્યાવસ્થામાં પડતી આવે છે, જે પડતીનું કારણ સીધી કે આડકતરી રીતે માતા હોય છે; તેઓ લોકપ્રીય હોય છે; ને છેલ્લી અવસ્થામાં ઘણા સુખી થાય છે; તેઓને લોકોની સાથે બહુજ સંબંધ હોય છે, ને ધંધા ખાતર ઘણાં રહેઠાણ બદલવાં પડે છે, ને લાંબી મુસાફરીઓ પણ કરવી પડે છે. તેઓની સ્થિતિ ને પ્રતિષ્ઠા અસ્થિર હોય છે, ને ક્વચિત્ તેમાં કુટુમ્બની મદદ મળે છે; જમીન અને ઘરોના વ્યાપારથી ધન તથા માન મળે છે. પોતાના દેશમાં અને ગામમાં વિજય મળે છે. તેઓના મિત્રો અને આશ્રયદાતાઓ ઉચ્ચ કુળ અને સારી સ્થિતિના હોય છે. કારીગર અને ધંધાદારી મનુષ્યો તેઓના મિત્ર હોય છે. અજાણતાં એક કિંવા વધુ મનુષ્યોને નુકશાન કરી બેસે છે. છેલ્લી અવસ્થામાં છોકરાંથી સારી રીતે રક્ષણ થાય છે; સંસારી બાબતોથી શત્રુતા થાય છે, ને કુટુમ્બના મનુષ્યો તથા નોકરો પણ ગુપ્ત શત્રુઓ હોય છે.

## વૃશ્ચિક લગ્ન.

### વૃશ્ચિક લગ્નનું ફળ + =( Scorpio Rising ).

**લગ્નેશ=મંગળ***

આ લગ્નમાં જન્મેલ મનુષ્યો મધ્યમ કદના, જાડા, મજબૂત, જોરાવર, ભરેલા બાંધાના, ગોળ મુખ, શ્યામ ચ્હેરાવાળા, કાળા ભુરા ને ઘણા વાળવાળા, ટુંકી ગરદનવાળા ને બેડોળ પગવાળા હોય છે. તેઓ પોતાના મનોબળને જાણનાર હોવાથી, કાર્યો ને વિચારોમાં દૃઢ ને ચોખ્ખા હોય છે; તેઓ બહાદૂર ને ધૈર્યવાન હોવાથી કજીયા ને વાદવિવાદથી ડરતા નથી; પોતાના ઉપર આવી પડેલ જોખમદારીવાળાં કાર્યોમાં પાછા પડતા નથી; તેઓને વિચાર તથા મનુષ્યો તરફ પ્રીતિ અને ધિક્કાર હોય

---

+ मूर्खः क्रूरविलोचनोतिचपलोमानीचिरायुर्धनी
विद्वान् वृश्चिकलग्नजश्च सुजनद्वेषीविषादप्रियः ॥ १ ॥

* વધુ શીળ માટે જુઓ પત્ર ૫૧.

છે, અને ભાગ્યેજ પોતાના વિચાર અને ટેવ બદલે છે. તેઓનું મનોબળ બહુજ બળવાન હોય છે; વૃત્તિઓ અને વાસનાઓ તેમને અવળે માર્ગે દોરે છે છતાં ખંત અને સહનશીળતાથી માથે લીધેલાં કાર્યનો અંત લાવે છે. તેઓ અભિમાની, માની અને ક્વચિત્ ક્રોધી હોય છે. તેઓ કામગરા અને અનુભવી હોય છે. તેઓ ટીકાકાર, લડવૈયા, મ્હેણાં મારનાર, પૃથક્કરણ કરનાર, યુક્તિબાજ, બુદ્ધિશાળી, ગુપ્ત ને વિચિત્ર વસ્તુના શોખિન, હિમ્મતવાન અને પોતાને પણ નુકશાન થાય તેવા કજીયાખોર હોય છે. કામ કરવામાં ને વૈભવો ભોગવવામાં હદ રાખતા નથી, તેથી તેમને માંદગી આવે છે, ને ઉપાધિઓ આવી પડે છે. શત્રુને પીડનાર, ને સખ્ત ટીકાકાર, દરેક બાબતમાં છેવટ સુધી લડનાર, પ્રચલિત રીતરીવાજમાં ફેરફાર કરનાર, ને ગુપ્ત વસ્તુ અને વાર્તાઓના શોધક હોય છે. ગુપ્ત શાસ્ત્રના શોધક, રસાયણી, તત્વજ્ઞાની, તથા ડીટેકટીવ હોય છે.

ફળદ્રુપ કલ્પનાશક્તિવાળા, યુક્તિબાજ, ઘણા ક્રોધી તથા તીક્ષ્ણ પ્રીતિ અને અપ્રીતિવાળા હોય છે. તેઓ ઉછાંછળા ને ગામડીયા ચાલ ચલકતવાળા, સીધું બોલનાર, ને નિર્ભય હોય છે. તેઓ મરજી પ્રમાણે વર્તનાર, ઘણાજ સ્વાર્થ સાધક, ને મહાન ક્રોધી હોય છે. તેઓ માન અને સારી સ્થિતિ મેળવે છે. લશ્કર ને વહાણને લગતા ધંધાના શોખિન, સરકારી નોકરી કરનાર અને અગ્રેસર હોય છે. તેઓની દ્રવ્યસ્થિતિ અસ્થિર હોય છે, ને પ્રથમ અવસ્થા બહુ સુખી હોતી નથી, પણ બીજી અડધી અવસ્થા વધુ સુખસંપત્તિવાળી હોય છે; તેઓને પરદેશમાંથી, સ્ત્રીનાં સગાં તરફથી, કાયદાથી, અને લગ્નથી ધન મળે છે; તેઓને ઘણું કરીને બે રસ્તે ધન મળે છે. એટલે કે બે ધંધાઓ કરવાથી, અગર અચાનક ધન પ્રાપ્ત થાય છે. તેઓને ઘણાંજ થોડાં ભાઇબ્હેનો હોય છે, અને ઘણું કરીને તો તેમના માબાપને પ્રજામાં તે પોતે એકલુંજ ફરજન હોય છે, ને બીજું હોય છે તો તે ઉંચેથી પડવાથી, કિંવા માતાના દરદથી કે શરદીથી મરણ પામે છે; બાપ સાથે સંપ હોય છે, પણ તેને પડતીનો ભય રહે છે. આ મનુષ્યોને ઘણાં છોકરાં થાય છે, તેમાં ક્વચિત્ યુગલ પ્રજા પણ થાય છે; છોકરાં વ્હેલાં પરણે છે, ને તેમને લગતી ગુપ્ત ઉપાધિઓ પણ હોય છે. ઘણા ગુપ્ત પ્રેમનાં કાર્યો તેમની જીંદગીમાં થાય છે.

આ મનુષ્યોને ગુદા અને ગુહ્ય ભાગનાં દરદો, પાઇલ્સ [ મસા ] ભગંદર, પેટુનાં અને આંડનાં દરદો, ઇંદ્રિયના સોજા ને ઝેરી દરદો, માથાનાં

ને મગજનાં દરદો, તાવ, અને અગ્નિ કિંવા લોખંડથી અકસ્માત થવાના સંભવો હોય છે. જમણા કિંવા ડાબા હાથને પીડા થાય છે. આંખોમાં દરદ વા અકસ્માત થવાનો સંભવ હોય છે; તેઓ પોતેજ ઘણી બાબતોમાં હદપાર જવાને લીધે પોતાની માંદગીનાં કારણભૂત હોય છે.

આ મનુષ્યો એક કરતાં વધુવાર પરણે છે,ને પ્રથમની સ્ત્રીને મરણુ નો યા લાંબી માંદગીનો ભય રહે છે, અથવા ગુપ્ત શત્રુ કિંવા જનાવરથી અકસ્માત્ વા પીડા થાય છે; ને પ્રેમમાં હરીફાઇ કરનાર હોય છે. પ્રીય મિત્રના અકાળ મરણથી ઉપાધિ થાય છે. દરીયાઇ મુસાફરીઓ કીર્તિપ્રદ નિવડે છે, પહેલી અવસ્થામાં એક પછી બીજી એમ ઘણી ઉપાધિઓ આવે છે, છતાં છેવટે માન અને સારી સ્થિતિ પ્રાપ્ત થાય છે. તેઓને ગંભીર હૃદયપીડા અને [ ૩૫ ] વર્ષ પ્હેલાં એક ખાસ સ્નેહીનું મરણ અથવા તેનાથી ભારે નિરાશા થવાનો સંભવ હોય છે. તેઓને કારીગર, નાટકીય અને ઉચ્ચ સ્થિતિના ઘણા મિત્રો હોય છે; તેમાં એક વ્યભિચારી સ્નેહી દ્વારા તેમની સ્થિતિ ને કીર્તિમાં હાનિ વા લાભ પણ થાય છે. કુટુમ્બથી અને સગાંથી લાભ મળે છે; [ ૬૦ ] મા વર્ષે લગભગ મિત્રોની હાનિ થાય છે, ને પોતાનાજ મનુષ્યો શત્રુઓ નિવડે છે. પ્યારનાં કામકાજોથી અને લગ્નથી ગંભીર કજીયા થાય છે. પરદેશમાં ગુપ્ત રીતે આપત્તિમાં આવી પડે છે, જેમાંથી પરમાત્મા બચાવી લે છે.

## ધન લગ્ન.

### ધન લગ્નનું ફળ+=( Sagitarius Rising ).

**લગ્નેશ=ગુરૂ***

આ લગ્નમાં જન્મેલ મનુષ્યોનો ઉંચો બાંધો, ઉચ્ચ કપાલ, લાંબુ નાક, ભુરી આંખો, રાતાશ પડતો ચ્હેરો, હસમુખો ને ભોળો દેખાવ, સોનેરી રીક્કા ભુરા વાળ અને લાંબું મુખ હોય છે તેઓ પ્રતિષ્ઠિત, ખુલ્લા દિલના, ભોળા, સાદા, ધૈર્યશીલ, લાગણીવાળા, સ્વતંત્ર, ચાલાક, આશાવંત, આનંદી, અસ્વસ્થ, ઉદાર, માયાળુ, દયાળુ, વિશ્વાસુ ને ન્યાયી હોય છે; તેઓ સ્વચ્છતા, નિયમિતપણું ને શુદ્ધતાને ચ્હાય છે. તેઓ સૌંદર્યતા, લુગડાં, ઘરેણાં, તથા શૃંગારના શોખિન હોય છે. તેઓ બ્હારની રમત ગમતોમાં હુશિઆર અને પ્રખ્યાત હોય છે. તેઓમાં

+ प्रांशुश्चापविक्रमजः कुलवरः श्रीमान्धनोविलवान् ॥ १ ॥

* વધુ શીળ માટે જુઓ પત્ર પર.

નિર્બળતા, ક્રોધ ને ઉતાવળીયાપણું હોય છે. ક્રિયાઓના ને સભ્યતાના નિયમના શોખિન, તથા ધર્મ, માન, અને ભક્તિના જ્ઞાનવાળા હોય છે. આ મનુષ્યો પરિણામની દરકાર રાખવા કરતાં કાર્યની દરકાર વધુ રાખે છે. તેઓને કરવું ને મેળવવું એજ તેમનો લોભ હોય છે. તેઓનો અંતર અને બાહ્ય એ બે પ્રકારનો જુદો જુદો સ્વભાવ હોય છે, જેથી તેઓ ભાગ્યેજ બીજાથી પારખી શકાય છે તેઓ બુદ્ધિશાળી, વાતોડીયા, અને ઘણી વિદ્યાઓ શિખિ શકે તેવા હોય છે; તેઓ તીક્ષ્ણ, ચાલાકી વાળા ને ભાગ્યેજ મનમાં વૈર રાખનાર હોય છે. તેઓ ઘણુજ કડક અથવા વાગ્બાણથી સામાની લાગણીઓ દુઃખાવનાર હોય છે, કે જેના પરિણામે પોતાને દુઃખ વેઠવું પડે છે.

તેઓનું મન શુદ્ધ, તીવ્ર સમજશક્તિવાળું, અને તત્કાળ નવા વિચારો ને જીંદગીના નવાં વર્તનોનું અનુકરણ કરનાર હોય છે. તેમના એ ભણુ સ્વભાવને લીધે તેમનામાં ચીઢીયાપણું સ્હેજ હોય છે. તેઓને જો શત્રુઓના દેખતાં ચીઢવવામાં આવે છે, તો તેઓ ઘણાજ સુશીલ હોવા છતાં, અસભ્ય ને ઉદ્ધત બની જાય છે. વૃદ્ધાવસ્થામાં પણ યુવાન જેવા હોય છે. તેઓ સાદી જીંદગી ભોગવનાર, સ્વતંત્રતામાં આનંદ માનનાર, નિરંકુશ, અને નિર્દયતાને ધિક્કારનાર હોય છે. પોતાની જાતનો તેમજ બીજાનો અવિશ્વાસ હોવાથી તેને ત્યાગ કરવા જતાં તેઓ ઠગાઇ જાય છે. તેઓ શાંતિ, ન્યાય, એ સત્યતાને ચ્હાનાર હોવાથી ભાગ્યેજ વિના કારણે કલહ કરે છે; ક્વચિત્ બીકણુ ને ક્વચિત્ ઘણાજ હિમ્મતવાન જણાય છે. તેઓ ભાષણ, તત્વજ્ઞાન ને ધાર્મિક વિષયોના શોખિન, અભ્યાસુ અને શોધક બુદ્ધિવાળા હોય છે.

બાપના અકાળ મરણને લીધે અથવા માબાપના કમનશીબને લીધે તેઓની પ્રથમ જીંદગી સુખી હોતી નથી. તેઓ આત્મ સત્તાવડે ધંધાથી અને વારસાથી ઘણું ધન મેળવે છે. તેઓને થોડા ભાઇઓ હોય છે; તો પણ તેનાથી તેમના ઉપર ઉપાધિઓ આવી પડે છે. પિતા અથવા સસરાના સંબંધમાં ગુપ્ત ઉપાધિ હોય છે; તેજ કારણથી આ મનુષ્યો પડતી અથવા બંધન (કે જે કેદખાના કરતાં પણ ભુંડું હોય છે) તેવું દુઃખ ભોગવે છે. છોકરાં થોડાં હોય છે, તો પણ તેઓની સાથે બહુ સંપ હોતો નથી, અથવા એકાદનો વિયોગ થાય છે. તેઓ ઘણું ખરૂં બે કે વધુ વખત પરણે છે, અથવા સંબંધ બાંધે છે. તે પૈકી એક તો શત્રુ રૂપે નિવડે છે.

પ્રથમ જીંદગીમાં અનેક અડચણો પડે છે, છતાં છેવટે સંપત્તિ મેળવે છે. સુમારે ૩૦ વર્ષની ઉમરે તેઓને કમનશીબનો, ઉંચેથી પડી જવાનો, નિર્બળતાનો અથવા ગંભીર આફતનો સંભવ હોય છે; તેઓને મુસાફરીઓ ઘણી થોડી કરવી પડે છે. પણ તેઓ દરીયાઇ સફરો વધારે કરનાર હોય છે. દરીયાઇ સફરોમાં ભય, ને પરદેશમાં મરણ થવાનો ઘણું કરીને સંભવ હોય છે.

આ મનુષ્યોને ગળાનાં, કાનનાં, ને શ્વાસની નળિકાનાં દરદો, રાંઝણ, સંધિવાયુ અને પગના સોજા થવાના સંભવો હોય છે; પણ તબીઅત ઘણું ખરૂં ઘણી સારી રહે છે. પોતે પરદેશમાં એટલે ઘરની બ્હાર હોય છે તેવા સમયમાં બાપનું મરણ થાય છે. તેમને પ્રખ્યાત અને ઉપયોગી મિત્રો હોય છે; તેમને મિત્રોની મદદ, અને ઉચ્ચ સ્ત્રીની સેવા એ બે તેમની જીંદગીમાં બહુજ સુખપ્રદ નિવડે છે. શત્રુઓ ઘણા ને ઘાતકી હોય છે. તેઓની જીંદગી ઘણી લાંબી ને ઉપયોગી હોય છે.

## મકર લગ્ન

### મકર લગ્નનું ફળ * ( Capricorn Rising )

**લગ્નેશ=શનિ ×**

આ લગ્નમાં જન્મેલ મનુષ્યો ઠીંગણા, બેડોળ, ડાચુ બેશી ગયેલું, દાઢી પાતળી, અણિવાળી હડપચી, લાંબા કાળા વાળ, સાંકડી છાતી, લાંબી નાની ગરદન ને નિર્બલ ઢીંચણવાળા હોય છે.

આ મનુષ્યો શાંત, ગંભીર, ખંતીલા, સહનશીલ, ને ચાલાક હોય છે. તેઓ કવચિત્ ઉદાસી અને આનંદ તથા આશાની ખામીવાળા, ને વસ્તુની અવળી કે નબળી બાજુ જોનાર હોય છે; તેઓમાં બહુજ અનુભવી કામ કરવાની શક્તિ હોય છે, તથા તેઓ માથે લીધેલું કાર્ય ધૈર્યતાથી ને વિશ્વાસથી પૂર્ણ કરે છે. ઘણી અડચણો વેઠી ધારેલ ધારણામાં ફત્તેહ મેળવે છે. તેઓ પ્રમાણિક, કંજુસ, સાવધ, ડાહ્યા, સંયમી, અતડા, કામ કરતા પહેલાં વિચાર કરનાર, સત્તાના લોભી તથા તે ભોગવવાને લાયક હોય છે; હાથ નીચેના મનુષ્યોથી બહુજ માન અને પ્રીતિ મેળવવાને યોગ્ય હોવા છતાં તેઓને બરોબર રીતે હુકમમાં તથા દેખરેખ નીચે રાખીને ઘટતી વ્યવસ્થા કરવામાં

* आद्वेदकेरसुमुद्गवश्च रमणीलोकःशठोदीनवाक् ॥ १ ॥

× વધુ શીલ માટે જુઓ પત્ર ૫૩.

કુશળ હોય છે; તેઓ ઉતાવળથી મિત્રતા બાંધતા નથી, અને જે મિત્રો થયેલા હોય છે તેમની સાથે ઘણા વિશ્વાસુ રહે છે; શત્રુઓ નિર્દય અને ક્રૂર હોય છે.

તેઓ દૃઢ મનના, વૈરબુદ્ધિ વાળા, અને કવચિત્ લશ્કરી હોય છે; તેઓનાં પગલાં અને કૃત્યો વિચિત્ર અને શરીર બેડોળ હોય છે; તેઓ જન્મથી અથવા અકસ્માત થવાથી ખોડવાળા હોય છે; તેઓ સીધું, અસભ્ય ને છટાદાર બોલનાર હોય છે. છતાં તેઓની વાણીમાં વિચિત્રતા કે નિરોધ હોય છે; તેઓ મજબૂત, જુસ્સાદાર ને સહનશીલ હોય છે; તથા તેમનું મન વ્હેમી ને ઉદાસી હોય છે. અસાધારણ લોભ અને બહુજ હિમ્મતથી મહાન કાર્યો કરવા છતાં જીંદગી બહુ સુખી હોતી નથી; તેઓ મિત્રોમાં બહુજ જુસ્સાવાળા ને છુટથી બોલનાર, છતાં અજાણ્યા સાથે અતડા ને શાંત હોય છે. તેઓ મારી બહે છે છતાં કદાપિ વૈર ભુલતા નથી, ને મિત્ર તરીકે સારા ને શત્રુ તરીકે નિર્દય હોય છે.

આ મનુષ્યો ઘણાજ સાવધ, ડહાપણ ભરેલાં તથા યુક્તિવાળાં કૃત્યો કરનાર હોય છે, ને એક વખત નિર્ણય થયા પછી ઘણાજ આગ્રહી રહે છે; તેઓને રીતો અને સાધનોનું સારૂં જ્ઞાન હોય છે, ને તેનો તેઓ બરોબર ઉપયોગ કરે છે. તેઓ સ્વસત્તાથી, પોતાના કાર્યોથી, સાહસથી, મિત્રોની મદદથી, અને કુટુંબના ટેકાથી ધન મેળવે છે, અને સટ્ટાથી પણ કવચિત્ ધનાઢ્ય થાય છે; તેઓને ભાઇઓ અને બ્હેનો ઘણાં હોય છે, ને તેઓ દ્વારા શત્રુઓ અને ઘણો કલેશ થાય છે; સગાંથી હરીફાઈ અને ગુપ્ત ઉપાધિઓ થાય છે; તેમને ભયંકર દરીયાઇ સફરો ઘણી કરવી પડે છે; અને તે વારંવાર ગુપ્ત કાર્ય સાધવાને માટે જ હોય છે; જમીન ઉપરની મુસાફરીમાં શત્રુઓથી નડતર થાય છે; ઘણું કરીને પિતા અને કુટુંબી શત્રુવટ રાખે છે, ને તેથી ઘણું કરીને લગ્નની બાબતમાં કજીયા થાય છે અને અડચણો નડે છે; બાલ્યાવસ્થામાં અગ્નિથી કે લોખંડથી પીડા થવાનો સંભવ હોય છે; પિતાનું અકાળ મૃત્યુ થાય છે. તેઓને છોકરાં થોડાં હોય છે, તેમાંના પ્રથમ સંતાન સાથે તેમને વધારે સંબંધ હોય છે; છોકરાંને લીધે કવચિત્ જીંદગીમાં લાભ કિંવા હાનિ થાયછે. મુસાફરીના સમયમાં કજીયા અથવા માંદગી થાય છે.

આ મનુષ્યોને શરદી, સંધિવાયુ ( હાથે પગે કે ઢીંચણે ), જઠરાગ્નિની મંદતા, ઉબકો, અને પક્ષાઘાત ( પેરેલીસીસ ) થવાના સંભવો હોય છે. ઘણું કરીને મુસાફરીમાં મનુષ્યના હાથથી અથવા પડવાથી

પીડા થવાનો ભય રહે છે. તેઓ ઉદાસી તરંગો અને ઉદ્વેગને સેવે છે. સ્રીના કારણે જીંદગી સ્હેજ દુઃખી હોય છે. કેટલાક તો લગ્ન કરવા પણ ખુશી હોતા નથી; ને કેટલાક તો વ્હેલા અને એક કરતાં વધુ વખત પરણે છે. કેટલીક વખત સ્રી કોઈ પણ મહાન્ કાર્યમાં રોધ રૂપે હોય છે; જો બે સ્રીઓ હોય છે તો તેમાંથી એક સ્રી વ્હેલી મરણ પામે છે, અને બીજી દ્વારા ધન મળે છે; કવચિત્ સ્રીના કારણે સ્થિતિમાં બગાડ વા સુધારો થાય છે. સારી સ્થિતિના કારણે શત્રુઓ થાય છે; તેમને ભયંકર નુકશાન કારક અને માંદગી કે બંધન કર્તા ઘણી મુસાફરીઓ કરવી પડે છે; તેમને વિદ્વાનો, ડૉકટરો, રસાયણીઓ, સોનજરો તથા સેલરો, ખલાસીઓ મિત્રો તરીકે હોય છે; તેઓમાં ઘણીજ વિચિત્રતા હોય છે, જેથી તેમને ઘણીજ હાનિ થાય છે; તેમને મિત્રો એક પછી એક મરણ પામે છે, ને એક મિત્ર ફંદામાં નાંખનાર હોય છે કે જેનાથી તેઓની ધારેલી ધારણાઓ ઉંધી વળે છે, ને છેલ્લી જીંદગી દુઃખી થાય છે. પરદેશીઓ અને પરદેશમાં શત્રુઓ હોય છે; તથા પોતાના ને સ્રીના સગાંથી વિજય અને સહીસલામતી નો ભય રહે છે. તેઓને કવચિત વૃદ્ધાવસ્થામાં દુઃખી થવાનો પ્રસંગ આવે છે.

## કુંભ લગ્ન.

### કુંભ લગ્નનું ફળ+=( Aquarius Rising )

**લગ્નેશ=શનિ***

આ લગ્નમાં જન્મેલ મનુષ્યો સાધારણ કદના, મજબૂત બાંધાના, જોરાવર, વ્હોળાં હાડકાંવાળા, ઠરેલ ચ્હેરાવાળા, સુંવાળા તેજસ્વી વાળવાળા, કાળી આંખવાળા ને સુંદર હોય છે. આ લગ્નમાં જન્મેલ સ્રીઓ પણ ઘણીજ ખૂબસુરત હોય છે.

તેઓ મગજ શક્તિવાળા ને બુદ્ધિવંત હોય છે, ને ભાષા, શાસ્ત્ર અને હુન્નરને કેળવે છે. તેઓ મજબૂત મનોબળ અને દૃઢ અભિપ્રાયવાળા, સ્થિર, ગંભીર અને ખંતીલા તથા એકનિશ્ચયી હોય છે. સ્વભાવ ખુલ્લો, મીઠો, સાદો, દયાળુ વિશ્વાસુ ને આનંદી હોય છે. તેઓ ઘણા મિત્રો કરે છે, ને તેમની સાથે

+ **शंतः शठः परवधूरति केलिलोलः ।**
**कार्पण्यदीर्घधनवान् घटलग्नजातः ॥ १ ॥**

* વધુ રીતી માટે જુઓ પત્ર ૫૪.

દૃઢ મિત્રતા રાખી વિશ્વાસુ રહે છે; તથા તે મિત્રો અને તેમની સોબતથી લાભ અને આનંદ થાય છે; તેઓની યાદદાસ્ત ઘણી સારી હોય છે. તેથી વિદ્વાન્ બની અનેક ગુપ્ત શાસ્ત્રો શિખે છે. તેઓ છટાદાર ભાષણ કર્તા, તત્વજ્ઞાની, સંગીત, અને નાટકના શોખિન હોય છે; તેઓમાં સ્નેહભાવ બહુજ દૃઢ હોય છે, ને છેલ્લી જીંદગી સુધી પોતાની સ્ત્રીઓને ચ્હાનાર હોય છે. આમનુષ્યો સહનશીલ મિત્રો તરીકે નિવડે છે, ને સ્વભાવ બહુજ કઠણ હોય છે. વિઘ્નો આવે છે છતાં કાર્ય સાધનાર અને એકાંત વાસને પસંદ કરનાર હોય છે. તેઓ માન અને ધન મેળવવાને લાયક હોવા છતાં અને મ્હેનત ને સહનશીલતામાં ધૈર્યતાવાળા હોવા છતાં બેમાંથી એક પણ મેળવવાને તેઓ વિજયી નિવડતા નથી. આત્મબળથી ધન મેળવે છે, પણ ગુપ્ત શત્રુ, ગુપ્ત પ્રપચ અને ધંધાના સંબંધવાળા મનુષ્યોનાં મરણ એ ધનમાં અસ્થિરતા લાવે છે. તેઓને મિત્રો, વિદ્વાનો, વકીલો, ને ધર્મગુરૂઓ મદદ કરે છે. તેમને કોઈ તરફથી વારસો અથવા કુટુંબની મદદ મળે છે, પણ કદાચિત્ તે દ્વારા ઉપાધિ પણ થાય છે. દ્રવ્ય ને ધંધાની ખાતર લાંબી સફરો તથા મુસાફરીઓ કરવી પડે છે; કેટલીક વખત કોઇ સગુ તેમાં મુખ્યત્વે કરીને ભાઇ તેમના ધંધામાં ઉપાધિનું કારણ હોય છે. તેમની સ્થિતિમાં ને માનમાં સગાં તરફથી નડતર થાય છે. તેઓને બે અથવા વધારે સાધનો દ્વારા પેદાસ હોય છે. અને ઘણું કરીને તેમનો ધંધો ગુપ્તતાવાળો હોય છે. તેઓ રસાયણની શોધ કરનાર, લશ્કરી કે સરકારી ગુપ્ત કાર્ય કરનાર કે ડીટેકટીવ હોય છે. ભાઈઓ અને બ્હેનો થોડી હોય છે છતાં તે સાથે સંપ હોતો નથી, ને કજીયા કરવા પડે છે; રેલ્વે અથવા જમીનની મુસાફરીમાં સગાં અને ધંધાના સંબંધમાં ભય આવી પડે છે. તેઓ ક્ષુદ્ર કારણો માટે વારંવાર મુસાફરીઓ કરે છે. પિતા ખેડુત, સટ્ટો કરનાર કે ભંડારી હોય છે. તેઓને વ્હેલું મરણ થવાનો ભય હોય છે. છોકરાં થોડાં હોય છે, (કવચિત્ જોડલું) ને ને દ્વારા ભય હોય છે, છોકરાં ખાતર મુસાફરી ઘણી કરવી પડે છે, ને પ્રથમ સંતાન ભયમાં હોવાનો સંભવ રહે છે.

આ મનુષ્યોને લોહી વિકાર, દાદર, તાણ, અપચો, માથું અને પેટના વ્યાધી,તથા ગાઉટ(સંધીવા)થવાના સંભવો હોય છે. તેમનું લગ્ન પહેલી જીંદગી માં જરૂર થાય છે; ધણી કે ધણીઆણી ઊચ્ચ કુળનાં કિંવા વિદ્વાન્ કે હુન્નરી હોય છે. તેઓને વારસાનો લાભ મળવાનો સંભવ હોય છે; ને ધણી કે ધણીઆણીનું ધન એવી રીતે રોકાઇ ગયેલું હોય છે કે તે તેમના ઉપયોગમાં આવતું નથી. છોકરાંને પણ વારસાનો સંભવ હોય છે. ધર્મ અને કાયદાના

કામકાજોદ્વારા શત્રુઓ થાય છે, પરદેશમાં અથવા સફરોના સમયમાં ઘણા શત્રુઓ થાય છે; દરીયાઇ સફરોથી કલેશ ઉત્પન્ન થાય છે. તેઓને મીલકત, કુટુંબ કે પિતાના કારણે પરદેશ ગમન કરવું પડે છે, ને દિવસો બ્હાર પરદેશમાં ગુજારવા પડે છે; અને સગાં તેમાં મુખ્યત્વે કરીને ભાઈ તેમની સ્થિતિ કીર્તિને બહુજ અસર કરે છે,અને કોઈ સગાના મરણથી ધંધામાં ગંભીર રીતે નડતર થાય છે. આ મનુષ્યોને ઘણું કરીને ધંધો કરતાં અથવા જાહેર જગોમાં મરણ પામવાનો સંભવ હોય છે. તેઓને દેશપાર થવાનો, કેદમાં પડવાનો, અથવા જોર જુલમથી બંધનમાં રહેવાનો સંભવ હોય છે. બળવાન શત્રુઓ હાનિ કરે છે; અને મિત્રો તન મન અને ધનથી મદદ કરે છે. તેઓ ઘણી સારી મંડળીના મેમ્બરો હોય છે; ને પોતે જાતે જ ઘણી બાબતોમાં પોતાના શત્રુ રૂપે નિવડે છે.

## મીન લગ્ન.

### મીન લગ્નનું ફળ+=( Pisces Rising ).

લગ્નેશ=ગુરૂ*

આ લગ્નમાં જન્મેલ મનુષ્યોનો બાંધો જાડો ને ઠીંગણો, બેડોળ ચ્હેરો, સ્હેજ ભુરાવાળ, મોટી આંખ, હાથ પગ ટુંકા, ને પગની પાટલી મોટી હોયછે.

તેઓ માયાળુ, દયાળુ, ઉદાર, પરોપકારી, અને મદદ માગનારને મદદ કરનાર હોય છે. તેઓમાં મજબૂત કલ્પનાશક્તિ ને ફળદ્રુપ તરંગો ઉઠે છે; તેઓ સંગીતમાં, ગાયનમાં, ચિત્ર કળામાં ને નાટયકળામાં પ્રવિણ હોય છે. સાદાઇથી જીંદગી ગુજારી આનંદ માને છે. તેઓમાં મોટાઇ અને સારી સ્થિતિનું અભિમાન હોય છે, તેમ સૌંદર્યતા ને સુધારાના ચ્હાનાર હોય છે; તેઓ અણગમતી કમ્પનીને ભાગ્યેજ સહન કરે છે.

આ મનુષ્યો આત્મબળથી ઉચ્ચતર સ્થિતિ પ્રાપ્ત કરી માનકીર્તિ મેળવે છે; ઘણુંકરીને તે મેળવવાનાં મુખ્ય સાધન શાસ્ત્ર, હુન્નર કે ભાષા હોય છે. આ મનુષ્યોમાં ઘણા ગ્રંથકાર અને લહીયા હોય છે. મન અસ્થિર અને ઉત્પાદક હોય છે, છતાં હમેશાં નવા નવા વિચારો સેવે છે. તેમનો સ્વભાવ બીજાની નકલ કરવાનો અને પોતાના સોબતીવડે ફરી જવાનો હોવાથી, બીજાઓ તેમની પરીક્ષા ભાગ્યેજ કરી શકે છે

તેઓ પ્રમાણિક, ન્યાયી ને માયાળુ મનના હોય છે; અને પ્રકૃતિ વિચારશીલ, કવિત્વશક્તિવાળી ને અભ્યાસુ હોય છે. આ મનુષ્યો દરેક

---

+ मीनोदयेल्पतरद्विजनानुकूल: । तेजोबलप्रचुरधान्यधनप्रविद्वान् ॥ १ ॥

* વધુ શીળ માટે જુઓ પત્ર ૫૫.

સંસારી સુખનો સ્વાદ લેવા ઇચ્છે છે, ને વૈભવને ભોગવવાને ધારે છે. તેઓ પોતાના વૈભવ ખાતર બીજા કોઇને કંઈ પણ અડચણ પડવા દેવા ખુશી હોતા નથી. જો કે મન અસ્થિર હોવા છતાં મજબૂત હોય છે, ને અને બીજા ઉપર સખ્તાઇ કર્યા વિના પણ સત્તા ભોગવે છે. સ્વભાવે ડાહ્યા ગંભીર હોય છે,ને વ્હેમ રાખ્યા વિના પણ ટીકા કરે છે.ભાગ્યેજ ક્રોધી હોય છે, અને ક્રોધ શાંત પડતાં ધીરા બને છે. તેઓ બહુ ઉદ્યમી હોઇ ઘણાં કામો માથે લે છે; તેઓ ત્રણ પૈકી બે કાર્યોમાં તો જરૂર વિજય મેળવે છે; તેઓ ભભકાબંધ બોલનાર અને ભાષાના જ્ઞાનવાળા હોયછે; ને કમ્પનીમાં આનંદ મેળવે છે. તેઓનું મન ઘણા વિષયોને પ્હોચી વળે છે, વાસનાઓ મજબૂત અને અસ્થિર હોય છે. તેઓ જાતિ પ્રયત્ન ને કાર્યો દ્વારા ધન મેળવે છે; ઘણું કરીને તેઓનાં લખાણ વિજયી નિવડે છે; મુસાફરીથી અને સગાંના પ્રેમથી ધન મળે છે. દૂર દેશાવરમાં દરીયાઈ સફરો કરવાથી અને ગાઢ મિત્રના મરણથી હાનિ થાય છે; તેઓ બેવડો ધંધો કરે છે, અને ઘણી બાબતોમાં હુશિઆર હોય છે. તેઓને ભાઇ અને બ્હેનો ઘણી હોય છે; ને સગાંની મદદ મળે છે; કવચિત્ ભાઇ કે બ્હેનનું અકાળ મરણ થાય છે. માબાપનું સુખ કમી હોય છે ને ઘણું ખરૂં પિતા વ્હેલા મરણ પામે છે, અથવા માબાપને અકસ્માતનો ભય રહે છે. કુટુંબની મીલકત વ્હેંચાઈ જાય છે. ને તેથી તેઓ ધનાઢ્ય થતા નથી; તેઓને ઘણાં ને ભાગ્યશાળી છોકરાં હોય છે, ને તેઓ મુસાફરીએ જાય છે.

આ મનુષ્યોને પગમાં ને ઘુંટણમાં દરદો, આંતરડાંમાં વ્યાધિ, હૃદય ને આંખોના વ્યાધિ, લોખંડ અથવા અગ્નિથી પીડા, મુત્રપિંડ ને સ્ત્રીઓના સંબંધમાં ગર્ભાશયની અવ્યવસ્થા થવાના સંભવો હોય છે. ઘણું કરીને તેઓ બે વખત પરણે છે; અને પરણેલી સ્થિતિમાં ઘણીજ ઉપાધિઓ સગાનાં કારણે આવી પડે છે; ઘણું કરીને પ્હેલી સ્ત્રી તેઓના પ્હેલાં મરણ પામે છે; ને તેથી તેઓ બીજી સ્ત્રી પરણે છે; સ્ત્રીને વારસો કે મીલકત મળે છે, પરદેશમાં દરીયાઈ સફરો ત્રાશદાયક હોય છે. મોટા મોટા મિત્રો થાય છે, ને તેમની મદદથી ધંધો વૃદ્ધિ પામે છે; તેઓ ધંધા ખાતર લાંબી મુસાફરીઓ કરેછે, એકી વખતે બે ધંધા સાથે કરે છે. શનિના સ્વભાવવાળો દગલબાજ એક મિત્ર થાય છે, જે છેવટે શત્રુ નિવડે છે. જો કે મિત્રો બદલાયા કરે છે, છતાં તેઓ સત્તાવાળા હોય છે; જાહેર શત્રુ તેઓના મરણનું કારણ હોય ને, શત્રુઓ મિત્ર થાય છે; તેઓ ઘણા ધનાઢ્ય ને કીર્તિવંત હોય છે.

## સારાંશ.

આ પરિચ્છેદમાં લગ્નફળ એટલે પ્રથમભવનમાં આવેલી રાશિફળછે.

ચોવીશ કલાકમાં બાર રાશિ ફરી વળવાથી દર બે કલાક દીઠ એક લગ્ન હોય છે, જેથી આ ફળ એક લગ્ન અથવા બે કલાક માટેનું છે, ને એક દિવસમાં બાર જુદાં જુદાં ફળ લગ્ન વશાત્ હોય છે; દરેક મનુષ્યે પોતાની કુંડળીનું જન્મ લગ્ન જોઈ વા જોવરાવી તેને લગ્નનું ફળ વાંચી, સમજી લેવું.

મેષ—ક્રોધી, ઉતાવળીઆ, સાહસિક, દૃઢ વિચારના, લોભી, બુદ્ધિશાળી, શોધક ને વક્તા

વૃષ—સ્હેજ ગુસ્સાવાળા, બેદરકાર, પોતાની સગવડ જોનાર, સ્હેજ ખાનપાનના શોખિન, ધણી કે સ્ત્રી સાથે કલહ કરનાર.

મિથુન—વિદ્વાન્, લખાણ, ભાષા, ને શાસ્ત્રના શોખિન, માનના લાલચુ, મિષ્ઠાન ને વૈભવના શોખિન, આબરૂદાર.

કર્ક—બ્હીકણ, આળસુ, બેદરકાર, નિરપરાધી, દયાળુ, ને છેવટમાં સુખી.

સિંહ—સ્વતંત્ર, સ્થિર, રાજકીય સત્તાવાળા, ઉદ્યોગી, ને સ્હેજ ક્રોધી.

કન્યા—ચતુર, અજાયબ વસ્તુ અને વિદ્યાના શોખિન, ઉદ્યોગી, મીઠું બોલનાર, ને પરતંત્ર પણાથી સુખી.

તુલા—સમતોલ સ્વભાવ, પ્રમાણિક, ઉત્સાહી, મિત્ર તથા ઓળખાણ કરવાને શોખિન, સ્ત્રી કે ભાગીદારથી ગુંથાયેલ.

વૃશ્ચિક—ક્રોધી, એક માર્ગી, લુચ્ચા, કપટી, બહાદુર હિંમતવાન્, ને છેવટમાં સુખી.

ધન—ઉદ્યોગી, ભોળા, રમત ગમત ને ફરવા હરવામાં શોખિન, વિશ્વાસુ, ધાર્મિક ને પ્રવાસી.

મકર—ચાલાક, ઉદાસી, અતડા, ચપળ, ઝેરીલા ને ગતલબી.

કુંભ—માયાળુ, વિદ્વાન, દરેકનો શોધ કરનાર, ભલા ને પરોપકારી.

મીન—આળસુ, બેદરકાર, સ્વાર્થી, અભ્યાસી, પરોપકારી, અસ્થિર.

---

# परिच्छेदः १३ Chapter XIII.

## દ્રષ્કાણુ અને ષડંશ ફળ:—

દરેક રાશિના ૩૦-૩૦ અંશ હોય છે, ને તેના ૧૦-૧૦ અંશ પ્રમાણે ત્રણ વિભાગ પડવાથી દરેક રાશિના ત્રણ ત્રણ દ્રષ્કાણુ (Decanate) થાય છે.

| | દ્રષ્કાણુ. | અંશ. |
|---|---|---|
| (૧) | પ્રથમ | ૦—૧૦ |
| (૨) | દ્વિતીય | ૧૦—૨૦ |
| (૩) | ત્રતીય | ૨૦—૩૦ |

એક દ્રષ્કાણુ=આશરે (૪૦) મિનિટનો હોય છે+પૌર્વાત્યો લગ્ન અને ગ્રહના દ્રષ્કાણુ ગણિતથી રાશિ ને રાશિના અંશને કાઢી સ્વામિપરત્વે ફળને વર્ણવે છે.

જ્યારે પાશ્ચિમાત્યો દરેક (૧૦-૧૦) અંશના સમૂહ પરત્વે જુદાજ સ્વામિઓ* કલ્પી ફળને વર્ણવે છે; તથા ષડ્વર્ગ પૈકી દ્રષ્કાણુને વધુ મહત્તા આપે છે. લીઓ પૌર્વાત્ય રીતના દ્રષ્કાણુ સ્થાન તથા તેના સ્વામિને જોવાનું જણાવે છે.

હવે દરેક રાશિના ૩૦ અંશના (૫-૫) અંશના પ્રમાણથી ૭ ૭ વિભાગ પાડવાથી ષડંશ[2] (Faces=ફેશીશ) થાય છે.

| ષડંશ | અંશ. | ષડંશ | અંશ |
|---|---|---|---|
| (૧) પ્રથમ | ૦—૫ | (૪) ચતુર્થ | ૧૫-૨૦ |
| (૨) દ્વિતીય | ૫-૧૦ | (૫) પંચમ | ૨૦-૨૫ |
| (૩) ત્રતીય | ૧૦-૧૫ | (૬) ષષ્ટમ | ૨૫-૩૦ |

આ પરિચ્છેદમાં દ્રષ્કાણુ તથા ષડંશ ફળ જે વર્ણવવામાં આવેલુંછે, તે જન્મ લગ્નની રાશિના દ્રષ્કાણુ ને ષડંશનું ફળ છે. જે દરેક મનુષ્યે પોતપોતાનું જન્મ લગ્ન દ્રષ્કાણુઅને ષડંશ જાણી લેઇને તેનું ફળવાંચી લેવું.[3]

---

+ જુઓ પત્ર ૬૦ મામાં ફેશીશના કોલમમાં.

* દ્રષ્કાણુ રીતિ=પૌર્વાત્ય જ્યોતિષમાં પ્રથમ દ્રષ્કાણુમાં તેજ લગ્ન, બીજામાં પાંચમું ને ત્રીજામાં નવમું લગ્ન હોય છે; ને તે ઉપરથી તેના સ્વામિઓ સમજી લેવા.

૨ પૌર્વાત્ય જ્યોતિષમાં ષડંશ કલ્પેલ નથી.

૩ લગ્ન રાશિના એક એક અંશ પરત્વે જુદું જુદું ફળ હોય છે, જે વિષય જુદાજ ગ્રંથમાં પ્રગટ કરવા વિચાર છે.

લગ્નની અસર લગભગ ઉદિત રાશિ અંશ પૂર્વે આશરે (૧૫) અંશથી શરૂ થાય છે, અને તેજ કારણથી પૌર્વાત્ય જ્યોતિષશાસ્ત્રમાં સંધિભાવ કાઢવામાં આવેલા છે.

લગ્નની અસર મુખ્યત્વે કરીને દેહ, તબીઅત, મન અને સ્વભાવ ઉપર થાય છે. દ્રષ્કાણ અને અંશ એ મુખ્યત્વે કરીને માનસિક વલણને દર્શાવે છે.

**અગ્નિ તત્વ રાશિ લગ્ન**—સારી જીવન શક્તિ, ઘણી શક્તિ અને જુસ્સો, નબળા ગ્રહો અને યોગમાં ટકી શકવાનું બળ, અને સારી તંદુરસ્તી બતલાવે છે. સ્વભાવ ઉતાવળીયો, લાગણીવાળો, લોભી, અભિમાની, તેજસ્વી, નોકરી કરવા કરતાં અગ્રેસર થવાની ઇચ્છાવાળો, વાદ વિવાદી, પોતાની શક્તિમાં વિશ્વાસુ ને ભાગ્યશાળી હોય છે. મન સ્વતંત્ર, છુટું, તીક્ષ્ણ, ને લાગણીવાળું હોય છે.

**વાયુતત્વ રાશિ લગ્ન**—કમી જીવન શક્તિ અને અગ્નિતત્વ કરતાં કમી બળ, તથા વધુ મનોબળ સત્તા દર્શાવે છે. સ્વભાવે આનંદી, માયાળુ, દયાળુ, ઠાવકો, નમ્ર, સ્વચ્છ, વિનયી, બુદ્ધિશાળી, ને બહુશ્રુત હોય છે. મન સંસ્કાર પામેલ, સંગીત જ્ઞાનવાળું, કલ્પના શક્તિવાળું, સુધરેલ સમતોલ, હુન્નરી, ને શાંત હોય છે.

**જલતત્વ રાશિ લગ્ન**—નિર્બળ બાંધો, માંદગી ભોગવ્યા પછી શક્તિ પાછી આવવામાં ખામી, ને પ્રાણ શક્તિની ન્યૂનતા દર્શાવે છે. સ્વભાવ ધીમો, બાયલો, બ્હીકણ, પાછો પડે તેવો, જોશ વિનાનો, આળસુ ને અભિમાની હોય છે. મન ગ્રાહક, સ્વપ્નાવસ્થાવાળું, યોગાભ્યાસી, લાગણીવાળું ને ધાર્મિક હોય છે.

**પૃથ્વી તત્વ રાશિ લગ્ન**—સાધારણ સારી તબીઅત, બહુ જીવન શક્તિની ખામી, ને બાંધો બહુજ મજબૂત હોય છે. સ્વભાવે સાવધ, વિચારશીલ, ગુપ્ત, દરકારી, આગ્રહી, વ્હેમી, કંજુસ, સ્વાર્થી અને ધીરો હોય છે; મન અનુભવી, શાસ્ત્ર જ્ઞાની, નિયમિત, અને ગંભીર હોય છે.

**ચર રાશિ લગ્ન**—જુસ્સો, સાહસ, ઝનુન, ચાલાકી, જહાંગીરી, સ્વતંત્રતા, લોભ, અસ્થિરતા ને ખરેખર અગ્રેસરપણું દર્શાવે છે.

**સ્થિર રાશિ લગ્ન**—કામની ગંભીરતા, દઢતા, અભિમાન, સત્તા, નિશ્ચય, વિશ્વાસ, ખંત, આત્મબળ, ધૈર્યતા, દુરાગ્રહ, સ્વતંત્રતા, કઠોરતા અને ભરૂસો દર્શાવે છે

**દ્વિસ્વભાવ લગ્ન**—ચપળતા, લાગણી, દયા, અસ્થિરતા, શક્તિની ન્યૂનતા, ઝીણી ઝીણી બાબતોનો શોખ, આતુરતા, વિરામની ખામી તથા ઈચ્છા અને નિર્ણયની ન્યૂનતા દર્શાવે છે.

## મેષ લગ્ન.

આ લગ્નના **પ્રથમ દ્રેષ્કાણમાં** જન્મેલ મનુષ્યની મનમોજી લાગણી, મજબૂત વલણો, નિર્ભયતા, અગ્રેસરપણું, અને પ્રવર્તક પ્રકૃતિ તેના ભાગ્ય ઉપર અસર કરે છે. તે લોભી, દુનિયામાં ચઢતીને ઈચ્છનાર, પ્રસંગને નહિ ખોનાર, તથા વિઘ્નો અને નાસીપાસી આવ્યા છતાં નહિ ડગનાર હોય છે. તે સમજીને બોલનાર, ઝનુની, બળવાન, સાહસિક, પ્રવૃત્તિવાળો ને પ્રગામી હોય છે. તે જ્ઞાન મેળવવાને શોખિન, બુદ્ધિ ભરેલાં કાર્યોમાં કુશળ, વાદવિવાદ અને ચર્ચા કરવામાં શોખિન અને હમેશાં અગ્રેસર હોય છે.

આ દ્રેષ્કાણમાં મંગળને સત્તાધીશ અથવા રૂલર ગણવો, ને તેના સ્થાન તથા તેની દ્રષ્ટિનો વિચાર કરવો; તે ૧-૫-૯ મા સ્થાને બળવાન અને છે; રવિ શુક્રના દ્રષ્ટિ યોગને પણ લક્ષ્યમાં લેવો.

**દ્વિતીય દ્રેષ્કાણ**—મેષ લગ્નના લશ્કરી ગુણને નમ્ર, સ્વભાવ તથા ન્યાયી ને દયાળુ બનાવે છે. બુદ્ધિને સતેજ કરે છે; ને ફળદ્રુપપણું આપે છે; લોભ તથા ઉદ્ધતાઈને કમી કરે છે, છતાં મનોવૃત્તિઓને તદન સુધારતું નથી. ભાગ્ય ઉપર લોભ, લાગણીઓ, અને સટ્ટાના વલણની અસર કરે છે. જ્ઞાન શક્તિ વધેલ ને વર્તન મજબૂત થયેલ હોય છે.

આ દ્રેષ્કાણમાં મંગળ સાથે રવિને પણ સત્તાધીશ અથવા રૂલર ગણવો. રવિ મંગળ વચ્ચેનો દ્રષ્ટિયોગ તપાસવો; મંગળ કે રવિ લગ્ને કે પાંચમે હોય તો મહાભાગ્યશાળી યોગ થાય છે; પાંચમા ઘરનો પણ સાથે વિચાર કરવો.

**તૃતીય દ્રેષ્કાણ**—મેષ લગ્નના ગુણોને વિપરિત કરી મુકે છે, મનોવૃત્તિઓ વધારીને સંપૂર્ણતાના ખ્યાલને આપે છે; નિર્ણયનો ને જાહેર કરવાની શક્તિનો શોખ, તથા તત્વજ્ઞાની ને ધાર્મિક વૃત્તિઓવાળી સ્થિતિ કરે છે. આખી રાશિને ભાગ્યશાળી બનાવી પરદેશમાં મુસાફરીઓ કરાવી વિજય બતલાવે છે.

આ દ્રેષ્કાણમાં મંગળ સાથે ગુરૂને પણ સત્તાધીશ કે રૂલર ગણવો, ને ગુરૂના દ્રષ્ટિ યોગો તથા નવમું ઘર તપાસવું.

## વૃષભ લગ્ન.

**પ્રથમ દ્રેષ્કાણ**—કાર્ય દક્ષતા, ગુપ્ત, હઠીલા ને સ્વેચ્છાનુચારી સ્વભાવને દર્શાવે છે. નિવૃત્તિ પરાયણતા અને વિવૃદ્ધિનો વ્હેમ નસીબને વધવામાં વિલંબ કરે છે. તે અનુભવી, દુરાગ્રહી, એક નિશ્ચયી, ખંતીલા ને ગંભીર હોય છે. કેટલીક બાબતમાં સ્નેહ તથા ધિક્કાર મજબૂતપણે હોય છે; એકદમ વ્હેમી, અતડો ને શંકાશીલ બને છે. તે બહુ બોલનો નથી ને મૌન ધારણ કરીને વિજય પ્રાપ્ત કરે છે; ખંત અને નિશ્ચયથી પ્રથમ કરી મુકેલા વિચાર પ્રમાણે વર્તે છે, આકર્ષક શરીર, આરામનો શોખ દૃઢ ને સ્વાશ્રયી હોય છે.

આ દ્રેષ્કાણમાં શુક્રનો વિચાર કરવો. તેનું સ્થાન ને દૃષ્ટિ તપાસવી, ને ૬-૧૦ મું સ્થાન લક્ષ્યમાં લેવું.

**દ્વિતીય દ્રેષ્કાણ**—વૃષભ રાશિના ગુપ્ત ગુણોને જાગૃત કરે છે. ને જન્મેલ મનુષ્યને અંતર્જ્ઞાની, સપજુ અને ધંધામાં અનુભવી બનાવે છે. ને ટીકા કરવાની શક્તિ અને સહજ જ્ઞાનનું વલણ આપે છે, તથા હુશિયારી હોવા છતાં સ્વાર્થી ને હદપાર પ્રાપ્ત કરવાની ઈચ્છાવાળો હોય છે. બ્હારના નક્કર અનુભવોથી ભાગ્યને અસર થાય છે. તેજસ્વી ગુણો, સંગીત, જ્ઞાન, અને ધંધાની શ્રેષ્ટ બુદ્ધિ હોય છે.

આ દ્રેષ્કાણમાં, શુક્ર સાથે બુધને પણ જરૂર ગણવો; ને બુધ શુક્રનો દૃષ્ટિયોગ તથા છઠ્ઠા ઘરને લક્ષ્યમાં લેવાં.

**તૃતીય દ્રેષ્કાણ**—શોભની વૃદ્ધિ, સીધા રસ્તાનું વલણ ને કરાર પાળવાની શક્તિને આપે છે; તથા વૃષભ રાશિના દુર્ગુણોને સુધારી બુદ્ધિ ને ન્યાયી ને તીવ્ર બનાવે છે. પ્રાથમિક કેળવણી અને માબાપની અસર ભાગ્ય ઉપર વધારે થાય છે; આત્મ નિગ્રહ ને સંજીવન શક્તિથી ભાગ્યને અસર થાય છે. જીતેન્દ્રિયપણું વિજયની કુંચી છે.

આ દ્રેષ્કાણમાં શુક્ર સાથે શનિને પણ જરૂર ગણવો, ને જો શુક્ર બુધનો શનિ સાથેનો નબળો યોગ થાય તો કમનસીબ અને સારો યોગ થાય તો ભાગ્યને સૂચવે છે. દશમા ઘરને ખાસ લક્ષ્યમાં લેવું.

## મિથુન લગ્ન.

**પ્રથમ દ્રેષ્કાણ**—માયાળુ, દયાળુ, બુદ્ધશાળી અને બોલકણો સ્વભાવ દર્શાવે છે. જો વિશ્રામ અને શાંતિને સેવે છે, તો ભાગ્ય સુધરે છે. આખી જીંદગી કેળવણી અને બુદ્ધિશાળી કાર્યોદ્વારા સુધરે છે. શોધક બુદ્ધિ, ચપળતા

અને અભ્યાસ તરફ શોખ હોય છે; ને તેનો કુંડળીના સારા નરસા પ્રમાણમાં સારો કે નરસો ઉપયોગ થાય છે.

આ દ્રેષ્કાણમાં બુધને સત્તાધીશ અને રૂલર ગણવો, ને ત્રીજા ઘરને તપાસવું.

**દ્વિતીય દ્રેષ્કાણ**—ગ્રહણ શક્તિ, દીર્ઘ દૃષ્ટિ, અને હુન્નરી બુદ્ધિ આપે છે. તે ન્યાય અને અંતર્જ્ઞાનની ઐક્યતા કરે છે. તત્વજ્ઞાન ઉપર નશીબનો આધાર છે. ને તેથી જન્મેલ મનુષ્ય ચ્હાએ તો બીજાની નકલ કરનાર અથવા ખરેખર પોતામાં ગુપ્ત રહેલા ધાર્મિક વલણુવાળો હોય છે. સારા ગ્રહો દૂરશ્રવણશક્તિ અને હુન્નરી બુદ્ધિને કેળવે છે, અને નબળા ગ્રહો આળસુ તથા અસ્થિર બનાવે છે. આ દ્રેષ્કાણમાં બુધની સાથે શુક્રનો વિચાર કરવો, તથા સાતમા ઘરને લક્ષ્યમાં લેવું.

**તૃતીય દ્રેષ્કાણ**—આખી રાશિને સુધારે છે, પણ મુખ્ય આધાર જન્મ વખતની સ્થિતિ ઉપર છે; કેમકે રાશિના ગુણો સતેજ કે ગુપ્ત હોય છે. નશીબ ઉપર ઘણું કરીને વાલી કે મિત્રોની અસર થાય છે, ને આખી જીંદગીને માબાપની સ્થિતિ અસર કરે છે. લોકોસાથેના વ્યવહારમાં તે વિજયી થાય છે.

આ દ્રેષ્કાણમાં શુક્ર સાથે શનિ કે યુરેનસને પણ જોવો, અને અગીઆરમું ઘર લક્ષ્યમાં લેવું.

## કર્ક લગ્ન.

**પ્રથમ દ્રેષ્કાણ**—કલ્પના શક્તિ, તરંગ, ગ્રહણ શક્તિ, ને આગ્રહને ધારણ કરનાર સ્વભાવ આપે છે. સંસારી બંધન, કાળજીવાળા સંબંધ, અને પ્રવૃત્તિ ઉપર નશીબનું બંધારણ છે. જન્મેલ મનુષ્ય બ્હીકણ, અતડો, અવિશ્વાસુ, તરંગી, અને હદપારનો સાવધ તથા સખ્ત કામ લેનાર હોય છે. કંજુસાઇ, ગ્રહણ શક્તિ અને આગ્રહ એ મુખ્ય ગુણો છે. અતિશય બારીક લાગણીઓથી કમનશીબ અને ઉપાધિઓ આવી પડે છે.

આ દ્રેષ્કાણમાં ચંદ્ર અને તેનું સ્થાન તથા દૃષ્ટિયોગ તપાસવાં, ને ચોથા ઘરને લક્ષ્યમાં લેવું.

**દ્વિતીય દ્રેષ્કાણ**—કર્ક રાશિના ધાર્મિક ગુપ્ત વલણને સતેજ કરે છે, ને વૃત્તિઓને સ્હેજ કાબુમાં મુકે છે. આગ્રહને વધારે છે, ને દૃઢ નિશ્ચય, સત્તાનો શોખ અને લોભ દર્શાવે છે. જુના વિચાર, સંચય કરવાની શક્તિ, અને અભિમાન નશીબ ઉપર અસર કરે છે.

આ દ્રેષ્કાણુમાં ચંદ્ર સાથે મંગળને પણ રૂલર ગણવો, ને આઠમું ઘર ખાસ તપાસવું. આઠમા ઘરમાં પાપગ્રહો વિચિત્ર કે પ્રપંચી રીતે મરણ આણે છે.

**તૃતીય દ્રેષ્કાણ**—આખી રાશિને સુધારી ઘણોજ સારો આગતા સ્વાગતાનો ગુણ અને દયાળુ સ્વભાવ આપે છે. જન્મેલ મનુષ્ય અભ્યાસી, સમજુ અને જ્ઞાનનો શોખિન હોય છે. આ દ્રેષ્કાણુમાં બે જાત અવતરે છે; એકતો હદપારના આતુર, કંપારી વાળા, તથા બહુ લાગણીવાળા; અને બીજા માયાળુ, ચાલાક અને પરોપકારી હોય છે. ચંદ્ર નિર્મળ હોય છે તો, પહેલીજાતના ગુણો આવે છે, ને ગુરૂ બળવાન હોય છે તો, બીજી જાતના ગુણો આવે છે.

આ દ્રેષ્કાણુમાં ચંદ્ર સાથે ગુરૂને પણ જોવો, તથા બારમું ઘર તપાસવું. જો ચંદ્ર પીડિત થયેલ હોય, તો નેપચ્યુન તથા ચોથા ઘરને તપાસવું.

## સિંહ લગ્ન.

**પ્રથમ દ્રેષ્કાણ**—નિર્ભય, સાદો, ઉદાર અને લોભી સ્વભાવ દર્શાવે છે; જન્મેલ મનુષ્યમાં રહેલ સત્તાનો શોખ, તથા કાર્ય બધારણ બુદ્ધિથી જીંદગી નમુનેદાર થઇ નશીબ જલદીથી વધે છે, કેટલીક વખત ઊતાવળ અને વિષયી લાગણીઓથી પડતી થાય છે. જેને તરતજ દઢતા, સહન શીલતા અને જાતિના કાબુથી પડતીને દૂર કરી ચઢતી કરે છે. તે ખરા દિલનો, માનવંત, મોટા મનનો, સ્હેજ અભિમાની ને સ્થિર હોય છે; પણ જો ગેર સમજુ બની વૃત્તિઓને છૂટી મુકી દે છે, તો વ્યભિચારી થાય છે. આ દ્રેષ્કાણુ વધુ જીવનશક્તિ, મજબૂત શરીર અને સારી તંદુરસ્તી આપે છે. પણ રવિ નિર્બળી હોય છે તો તેનાથી ઉલટું હોય છે.

આ દ્રેષ્કાણુમાં સૂર્યને રૂલર ગણી તેના સ્થાન તથા દ્રષ્ટિને તપાસવાં, ને પાંચમા ઘરને પણ લક્ષ્યમાં લેવું.

**દ્વિતીય દ્રેષ્કાણ**—હદપાર જવાના સંભવને દર્શાવે છે, ને જન્મેલને વધુ દઢ, ચાલાક તથા બહુ હિંમત બનાવે છે; જો કુંડળીમાં આ યોગ હોય છે, તો તત્વજ્ઞાનને સતેજ કરે છે, ને મનોબળને ઘટાડે છે.

આ દ્રેષ્કાણુમાં સૂર્યની સાથે ગુરૂને પણ રૂલર ગણીને તપાસવો, તથા નવમું ઘર ને તેમાં પડેલ ગ્રહોને પણ જોવા.

**તૃતીય દ્રેષ્કાણ**—મનોબળને મજબૂત કરે છે, અને લાગણીઓ તથા ખંતમાં ઉમેરો કરે છે. સુધરેલ મનુષ્યોને ચાલાકીમાં વૃદ્ધિ અને સૌથી વધારે

નિર્ણય શક્તિ આપે છે. જન્મેલ મનુષ્યનું નશીબ અંતર્જ્ઞાન તથા સમજુ મનોબળને આધિન રહેલ છે.

આ દ્રષ્કાણમાં રવિની સાથે મંગળને પણ રૂલર ગણીને તેનાં સ્થાન તથા દ્રષ્ટિને તપાસવાં, અને લગ્નમાં રહેલ ગ્રહને પણ ખાસ લક્ષ્યમાં લેવા.

## કન્યા લગ્ન.

**પ્રથમ દ્રષ્કાણ**—શાંત, અતડો, એકાંતવાસી અને ગ્રાહક શક્તિવાળો સ્વભાવ દર્શાવે છે. નશીબ પ્રસંગોને આભારી છે. જન્મેલ મનુષ્ય થોડો લોભી, ખંતીલો અને બુદ્ધિશાળી હોય છે. તથા આગળ પાછળની સ્થિતિથી અસર નહિ પામતાં આત્મબળથી અને બીજાની મદદ વિના કામ કર્યા જાય છે. તે સ્વાર્થિ, નિયમિત, ટીકાખોર, ક્રમને સેવનાર, અને બીજાથી ભાગ્યેજ પ્હેલી મુલાકાતે સમજી શકાય તેવો હોય છે. તે ધંધામાં સુખી થાય છે; અને બહુ મ્હેનત કરવા કરતાં યુક્તિથી તથા બુદ્ધિથી કામ કરવા ઇચ્છે છે. તે કામ કરવામાં આળસુ હોતો નથી, ને બીજાની શોધોમાં સુધારો કરે છે.

આ દ્રષ્કાણમાં બુધને રૂલર ગણી તેને તપાસવો. વળી છઠ્ઠા ઘરને તથા લગ્નમાં રહેલ ગ્રહને ખાસ લક્ષ્યમાં લેવા.

**દ્વિતીય દ્રષ્કાણ**—સ્વતંત્રતાને સતેજ કરે છે, ને અનુભવ તથા ઘણા ખરા ધંધા માટે લાયકી, હુન્નરી વલણ, તથા સંગીત જ્ઞાનને આપે છે; સંસારી ને રાજકીય બાબતોમાં વિજય મેળવી તેઓનું નશીબ વૃદ્ધિને પામે છે. ઉદ્યમ કે કંજુસાઇથી, ને ધંધામાં અનુભવનો ઉપયોગ કરવાથી ધન પેદા કરે છે.

આ દ્રષ્કાણમાં બુધની સાથે શનિને તપાસવો, તેમનાં સ્થાન અને દ્રષ્ટિઓ જોવી, ને દશમા ઘરને તપાસવું. જો બુધ પીડિત હોય તો કમનશીબવંત થાય છે.

**ત્રતિય દ્રષ્કાણ**—કન્યા લગ્નના સઘળા ધંધા અને અનુભવના વલણને તીવ્ર બનાવે છે; ને ધંધાના સાહસમાં અથવા ધન મેળવવામાં માનસિક ગુણોની સમજ શક્તિનો વધારો કરી તે નશીબવંતને હુન્નરી બનાવે છે.

આ દ્રષ્કાણમાં બુધની સાથે શુક્રને પણ તપાસવો. આ ગ્રહો જેમ એક બીજાના નજદીકમાં હોય છે, તેમ નશીબ વધારે ભાગ્યશાળી હોય છે; ને જો સંયોગમાં હોય છે, તો ઘણીજ સંપત્તિ મળે છે. બીજા ઘરને પણ તપાસવું.

## તુલા લગ્ન.

**પ્રથમ દ્રષ્કાણુ**—માયાળુ, મળતીયો, વિનયી અને પ્રીતિવાળો સ્વભાવ દર્શાવે છે. જન્મેલ મનુષ્યનું નશીબ બીજાના હાથમાં હોય છે, તે સ્થિતિનો ભાગ્યેજ બદલો કરીને સુધારી શકનાર હોય છે; તે કારણોને માન આપવા કરતાં લાગણીઓને વધુ વળગી રહે છે. અવલોકનશક્તિ, સરખામણીનો શોખ, હુન્નર, સુધરેલ વિચાર અને ખરી દયા તેનામાં હોય છે. કામ કરવાની બહુ શક્તિ તેનામાં હોતી નથી, તેથી ઉંડોઈ સીધે રસ્તે દોરે છે, અને બીજાના ઉપર આધાર રાખે છે.

આ દ્રષ્કાણુમાં શુક્ર અને તેની સ્થિતિ તપાસવી, તથા સાતમું ઘર જોવું.

**દ્વિતીય દ્રષ્કાણુ**—દયાળુ, પણ બીજા વડે થતી પ્રશંશાનો શોખ અને સંપને વધારે છે. આ જન્મેલ મનુષ્ય ખરેખર સમજુ, સંસારી બાબતોમાં આનંદ પામનાર, ને સંસારી સુખનો શોખિન હોય છે. મિત્રો અને સોબતીઓની અસર નશીબ ઉપર થાય છે, ને તે તેમના દાસ જેવો થઈને રહે છે. અજાણ્યા સાથે પણ જોડાણ થાય છે.

આ દ્રષ્કાણુમાં શુક્રની સાથે શનિને પણ મુખ્ય ગણવો, અને તેજ સારૂં કે નરસું ભવિષ્ય નક્કી કરે છે. જો આ મનુષ્ય દરેક જાતના સંબંધથી સંસાર બંધનમાંથી મુક્ત હોય તો તેમાં યુરેનસની અસર તપાસવી. અગીઆરમું ઘર પણ જોવું.

**તૃતીય દ્રષ્કાણુ**—રાશિની અસરને નિર્બળ કરે છે, અને ન્યૂનાધિક પ્રમાણમાં જીંદગીમાં કમનશીબવાન બનાવે છે. કુંડળીથી ઉત્પન્ન થયેલ મનની સ્થિતિના પ્રમાણમાં નશીબ ફરે છે. પણ જો વિશ્રામ અને નિરંતરતાની ખામી હોય છે તો, તે મનુષ્ય ઉપરચોટીયા જ્ઞાનવાળો, વિચિત્ર, ને બ્હારથી બુદ્ધિવાળો છતાં, મૂર્ખ ને અજ્ઞાની હોય છે. કેળવણીથી નશીબ સુધરી શકે છે.

આ દ્રષ્કાણુમાં શુક્ર સાથે બુધને જોવો. ને ત્રીજા ઘરને પણ લક્ષ્યમાં લેવું.

## વૃશ્ચિક લગ્ન.

**પ્રથમ દ્રષ્કાણુ**—અતડો, ચંચળ, ગુપ્ત અને અભિમાની સ્વભાવ દર્શાવે છે; નશીબ ન્હાએ તો શોક પરિણામી અને ભાગ્યહીણ, અથવા ઘણુંજ ભાગ્યવંત અને ઉચ્ચ હોય છે. આ દ્રષ્કાણુમાં બે જાતિના મનુષ્યો જન્મે છે;

એક તો ઠગ, ઝેરીલા અને પ્રપંચી હોય છે; અને બીજા ડાહ્યા, માનવંત અને જાતિને કાબુમાં રાખનાર હોય છે. એ રાશિને શાપ છે, તેથી આ લોકો ત્હાયે તો ઘણા સારા કે ઘણા નરસા ભાગ્ય ને સ્વભાવવાળા હોય છે.

આ દ્રષ્કાણમાં મંગળ, આઠમું ઘર, ને આઠમે રહેલા ગ્રહોને ખાસ લક્ષ્યમાં લેવા. લગ્નમાં રહેલા ગ્રહોને પણ તપાસવા. ૪-૧૦ મું સ્થાન પણ લક્ષ્યમાં લેવાં. સૂર્ય ઉદય રાશિમાં હોય તો સારો અને અસ્ત રાશિમાં હોય તો નબળો ગણાય છે.

**દ્વિતીય દ્રષ્કાણ**—ઉપર દર્શાવેલ બન્ને જાતિના ગુણોને વધારે છે. નશીબ ઘણું કરીને ભાગ્યહીણુ અને ભયંકર રીતે દુઃખી હોય છે; આ મનુષ્ય નો જન્મ ગરીબ સ્થિતિમાં હોય છે; અને ભાગ્યેજ મધ્યમ સ્થિતિ કરતાં ઉંચે ચઢે છે.

આ દ્રષ્કાણમાં મંગળ અને ગુરૂને તપાસવા, ને જો તે બે વચ્ચે નબળી દ્રષ્ટિ હોય તો કમનશીબવાન થાય છે. બારમું ઘર પણ સાથે તપાસવું.

**તૃતીય દ્રષ્કાણ**—વૃશ્ચિક રાશિની લાગણીને નિર્બળ કરે છે, અને સંબંધ બાંધવા માટે દૃઢ ઈચ્છા આપે છે, તથા સ્વાર્થિ ગુણને ઓછા કરે છે. જો કુંડળી અનુકુળ હોય છે તો તે ધર્મ, ગુપ્ત શાસ્ત્રનો શોખ. અને ઝેરીલાં વલણોને વધારે છે.

આ દ્રષ્કાણમાં મંગળ સાથે ચન્દ્રમાને જોવો, અને ચોથા ઘરને ખાસ તપાસવું.

## ધન લગ્ન.

**પ્રથમ દ્રષ્કાણ**—ખુલ્લાં દીલનો, પ્રમાણિક, દયાળુ ને ઉદાર સ્વભાવ દર્શાવે છે. નશીબના બે ભાગ છે; ને તે સારા અને નરસા ભાગ્યમાં વ્હેંચાયેલ છે. આ મનુષ્ય સ્વતંત્રતા અને છૂટનો શોખિન હોય છે; ને તે ઉદ્ધત, ખર્ચાળ અને બેદરકાર હોય છે. પણ જો કેળવણી વિનાનો હોય છે તો, વિચારહીણુ, ક્રોધી અને ઉધમાતીયો હોય છે. પણ જો કેળવણી પામેલ હોય છે તો, તત્વજ્ઞાની, કાયદા ને નિયમનો શોખિન, અને સમજુ હોય છે.

આ દ્રષ્કાણમાં ગુરૂને રૂલર ગણી તેને તપાસવો, તથા સાથે નવમું ઘર જોવું.

**દ્વિતીય દ્રષ્કાણ**—ધન રાશિના લાગણીવાળા અને મજબૂત વલણોને

વધારે છે; ને કેટલીક બાબતોમાં હદપાર જાય છે, તેથી શારીરિક અને માનસિક બળ ખૂટી પડે છે. પણ જો જાતને કાબુમાં રાખતો નથી તો વિહ્વળ બને છે, ને તેથી નબળાઈ અને માથાની ઉપાધિ થાય છે.

આ દ્રષ્કાણમાં ગુરૂ સાથે મંગળને તપાસવો, ને લગ્નમાં રહેલ ગ્રહોને ખાસ લક્ષ્યમાં લેવા.

**તૃતીય દ્રષ્કાણ**—ધન રાશિના સદ્‌ગુણોને સતેજ કરે છે; અને યોગબળ, સમજશકિત તથા ભવિષ્ય જાણવાની શકિતને આપે છે. સ્નેહ વૃત્તિઓમાં મજબૂતાઇ કરે છે, ને તેથી વારંવાર પ્યારમાં પડે છે, અને દયાળુપણું તથા સુશીલતાને બતાવી આપે છે.

આ દ્રષ્કાણમાં ગુરૂ સાથે સૂર્યને ખાસ જોવો, ને ગુરૂ નિર્બળ કે પીડિત હોય છે તો, કમનશીબને ઉત્પન્ન કરે છે, પાંચમુ ઘર પણ તપાસવું.

## મકર લગ્ન.

**પ્રથમ દ્રષ્કાણ**—લોભી, ખંતીલો અને મ્હેનતુ સ્વભાવ દર્શાવે છે. જીતેન્દ્રિયતા અને કામ કરવાની શકિત ઉપર નશીબનો અને પ્રથમાવસ્થા સબંધી ઉપાધિઓથી મુકતથવાનો આધાર રહેલો છે.ને અતડો, દઢ, આત્મસત્તાવાળો, અને અગ્રેસર થવામાં આતુર હોય છે. જોખમ અને વિશ્વાસના કામકાજેથી તે મનુષ્યને લાભ થાય છે; યુકિત, તથા ડહાપણથી જીંદગીમાં વિજય, માન અને કીર્તિ મેળવે છે.

આ દ્રષ્કાણમાં શનિને ખાસ રૂલર તરીકે જોવો. ઉદિત હોય તો સુખી, ને જો અસ્તમાં હોય તો કમનશીબ વંતનઅને અડચણોથી ભરપુર હોય છે. દશમું ઘરને તેમાં રહેલ ગ્રહો ને તપાસવા.

**દ્વિતીય દ્રષ્કાણ**—લોભી વૃત્તિઓને અને મ્હેનતુ ગુણોને વધારે છે. જુના રીતરીવાજને વળગી રહે છે. દઢતાને તથા માયાળુ વૃત્તિઓને વધારે છે.

આ દ્રષ્કાણમાં શનિ તેમજ શુક્રને ખાસ સ્થાન તથા દ્રષ્ટિથી જોવા, ને બીજું ઘર તપાસવું.

**તૃતીય દ્રષ્કાણ**—આત્મબળ કમી કરી માનસિક અને બુદ્ધિને લગતા ગુણોને વધારે છે; અને જો જન્મેલ મનુષ્ય કેળવણી પામેલ હોય છે તો તે કુટુંબમાં ઉપયોગી ને કામનો થઇ પડે છે. આગળ પાછળની સ્થિતિ ઉપર મુખ્ય આધાર રહે છે.

આ દ્રેષ્કાણમાં શનિ સાથે મુખ્યત્વે કરીને બુધને તપાસવો. છઠ્ઠું ઘર પણ ખાસ જોવું. બુધ શનિ વચ્ચેનો નબળો યોગ બુદ્ધિની અને સાહસની ખામી દર્શાવે છે, તથા સારો યોગ ઉદ્યમ અને ગંભીરતા બતલાવે છે.

## કુંભ લગ્ન.

**પ્રથમ દ્રેષ્કાણ**—સુધરેલ, માયાળુ, અને સુશીલ સ્વભાવ દર્શાવે છે; અને નશીબનો આધાર મિત્રો અને સોબતીઓ ઉપર છે આ મનુષ્ય બીજાની પ્રકૃતિ પારખી શકે છે, અને મનુષ્ય સ્વભાવ પારખવાનો અભ્યાસ કરે છે. પોતાની સમજશક્તિ પ્રમાણે હમેશાં વર્તતો નથી, અને શાંત તથા એક નિશ્ચયી હોવા છતાં દયાથી દોરવાઇ જાય છે.

આ દ્રેષ્કાણમાં શનિને રૂલર તરીકે જોવો, ને જો યુરેનસ બળવાન હોય તો તેને પણ ખાસ લક્ષ્યમાં લેવો, અગીઆરમું ઘર તપાસવું,

**દ્વિતીય દ્રેષ્કાણ**-ગતિને ઓછી કરે છે, અને મનને ચાલાક બનાવી બુદ્ધિશાળી કાર્યો કરાવે છે; પણ ભાષા કે કેળવણીના કામને લાયક થવાને જોઇતી નિરંતરતા (સ્થિરતા) હોતી નથી. ધંધામાં યાંત્રિક અને શારીરિક બળને આપે છે, ને જો મનોબળ કમી હોય છે તો નશીબ ઉપર સગાં અને સોબતીઓની અસર થાય છે.

આ દ્રેષ્કાણમં શનિ તથા મુખ્યત્વે કરીને બુધને તપાસવો, ત્રીજું ઘર પણ જોવું.

**તૃતીય દ્રેષ્કાણ**—કુંભ રાશિના સ્વભાવને સુધારે છે. સમતોલપણું, તીક્ષ્ણ બુદ્ધિ, સુધરેલ સ્વભાવ અને સારી સારાસાર સમજ શક્તિ આપે છે. જીંદગીમાં ગુપ્ત અને ગૂઢ શાસ્ત્રનું વલણ થાય છે, અને દૂર શ્રવણ શક્તિને સતેજ કરે છે. લગ્ન કે પ્યારનાં કામો નશીબને અસર કરે છે; અને તે પરણવાની ઇચ્છા ન કરતાં બ્રહ્મચર્ય વધારે પસંદ કરે છે.

આ દ્રેષ્કાણમાં શનિ સાથે શુક્રને તપાસવો, ને શનિ તથા યુરેનસ વચ્ચેના દૃષ્ટિયોગ જોવા; ને સાતમું ઘર પણ જોવું.

## મીન લગ્ન.

**પ્રથમ દ્રેષ્કાણ**—અસ્વસ્થ, આતુર, લાગણીવાળો, અને યોગી બનાવે છે. આ મનુષ્યનું નશીબ તેના હાથમાં હોતું નથી, પણ કોઇ બળવાન શક્તિ સારું કે નરસું કાર્ય બેભાનપણામાં કરાવે છે. હદપારનો બેભડુ સ્વભાવ હોય છે, ને તે વારંવાર બે જુદી જુદી વૃત્તિઓમાં ગુંચ-

વાગેલ હોય છે. તે માયાળુ અને પ્રમાણિક હોય છે; છતાં ભાગેજ પોતાની જાતને તથા પોતાની વૃત્તિઓને સમજી શકે છે. યોગબળી, બીજાના પાસમાં પડનાર, ગુપ્તતાને સેવનાર તથા ગ્રહણ શકિતવાળો હોય છે.

આ દ્રષ્કાણમાં ગુરૂને રૂલર ગણી તપાસવો, તથા લગ્નમાં રહેલા ગ્રહો તથા નવમું ઘર લક્ષ્યમાં લેવું.

**દ્વિતીય દ્રષ્કાણ**—મીન રાશિની ગુપ્ત લાગણીઓને સતેજ કરે છે, તથા અંતરલાગણીદ્વારા ઘણી સારી શકિતને બ્હાર લાવી શકે છે નિયમિતપણું ઓછું કરે છે, પણ કંજુસાઇ અને ઉપયોગીપણાને વધારે છે. આખી રાશિ બળવાન થાય છે, જે વધુ શોભ આપી સદ્‌ગુણથી અને સંપિલા સ્વભાવથી ઉંચે ચઢાવે છે.

આ દ્રષ્કાણમાં ગુરૂ સાથે ચંદ્રમાને પણ ખાસ જોવો, તથા નેપચ્યુનને તપાસવો; અને ચોથું ઘર પણ જોવું.

**તૃતીય દ્રષ્કાણ**—મીન રાશિની નબળી બાજુને આપે છે; જેમાં સ્વાર્થ અને અદેખાઈજ હોય છે. જો કુંડળી સારી હોય છે તો જાતિગુણોને સુધારે છે; અને નબળી હોય છે તો અભિમાનને આપી ભયરહિત કાર્યો કરાવે છે; યોગ બળ કમી હોય છે, પણ તે બીજાથી સમજી શકાતું નથી.

આ દ્રષ્કાણમાં ગુરૂ તથા મંગળને જોવા, ને તે બે વચ્ચે નબળી દૃષ્ટિ હોય તો ચાલ ચલકત તથા જીંદગી બગાડે છે, સાથે આઠમું ઘર પણ જોવું.

## ષડંશ ફળઃ—

### મેષ લગ્ન.

**પ્રથમ**—( ૦–૫ ) શરીરઃ સાધારણ સ્હેજ પાતલું ને નીચું, મ્હોળું કપાળ, ઉંચા ગાલ, નાની હડપચી, રાતા અગર કાળા અને ગુંચડાંવાળા વાળ, રાતી આંખ અને રતુમડો ચ્હેરો.

ઉદય–હિંમતવાન્, ઉદ્ધત, ભાષણકાર, મશ્કરો, ચાલાક, બુદ્ધિવંત ને શોધક.

મધ્યાન્હ—લશ્કરી, ડૉકટર કે સર્જન; જો સાધારણ મનુષ્ય હોય તો રસોઇઓ, નાળ જડનાર વિગેરે.

**દ્વિતીય**—( ૫–૧૦ ) શરીરઃ ગંભીર ચ્હેરો, સ્થિર આંખ, સાધારણ કદ, મોટાં હાડકાં, સ્હેજ પાતળો, ભુરો ચ્હેરો, લાંબુ મુખ, નાકના ઉપરના ભાગમાં મુખ ઉપર તિલ.

ઉદય—અભિમાની, વકતા, તોફાની, દ્વેષી, ઝેરીલો, ઘણોજ દીલગીર અને દુઃખી તથા સારા ને નરસા ભાગ્યવાળો.

મધ્યાન્હ—જીંદગીની પ્હેલી અવસ્થામાં કીર્તિવંત, નામાંકત, અને મોટા માણસની કૃપા અને અવકૃપાવાળો.

**ત્રતીય**—( ૧૦–૧૫ ) શરીરઃ સાધારણ પાતળો, લાંબુ મુખ, કાળા વાળ, ભુરી ઉંડી આંખ, સુંદર મુખ, સભાસદ, મહાન રાજ્યકર્ત્તા, ગંભીર, ચાલાક, બુદ્ધિ વાળો અને અલંકાર શાસ્ત્રી.

મધ્યાન્હ—માનવંત અને સોની કે કારીગર.

**ચતુર્થ**—(૧૫–૨૦)શરીરઃ મધ્યમ કદ, સ્વચ્છ ને ઘાટીલું, ગોળ મુખ, તેજસ્વી ભુરાવાળ ને ભુરી આંખ.

ઉદય—માયાળુ, વિનયી, આનંદી ને શત્રુજિત.

મધ્યાન્હ—માન, કીર્તિ ને રાજ્યસત્તા ( લશ્કરી ને સામાજીક ) મંગળ લશ્કરી, ગુરૂ ધાર્મિક ને રવિ રાજ્યસત્તાધીશ.

**પંચમ**—(૨૦–૨૫)શરીરઃ સાધારણ કાળાવાળ ને ચામડી, લાંબુ મુખ, ખડબચડા દાંત, વળીગયેલા પગ તથા હુકની માફક વળી ગયેલુ. આખુ શરીર.

ઉદય=મૂર્ખ, અભિમાની, કજીયાખોર, અને તકરારી.

મધ્યાન્હ—માનહીન, અને નિંદિત.

**ષષ્ટમ**-( ૨૫–૩૦ )શરીરઃ-સુંદર, ઉંચું, જાડાંભવાં, કાળા ને ગુંચડાવાળા વાળ, પ્હોળું મોઢું, મોટું નાક, મજબૂત શરીર, અને મુખ ઉપર ચિન્હ.

ઉદય—હિંમતવાન્, વિશ્વાસુ, ને ભાગ્યશાળી.

મધ્યાન્હ-લશ્કરી, ને લડાઈમાં મરણના ભયવાળો.

## વૃષભ લગ્ન.

**પ્રથમ**—(૦–૫)શરીરઃ નીચું મધ્યમ કદ, કાળા વાળ, શ્યામ ચ્હેરો, ને કાળી ભૃગુટીઓ.

ઉદય—પોતાના બળથી ધન મેળવનાર, બુદ્ધિશાળી, ગંભીર, ને દ્રઢ.

મધ્યાન્હ—સ્ત્રીઓથી સુખી, ગરીબ હોય તો શહેરનો અમલદાર, ધનાઢ્ય હોય તો સેક્રેટરી, વિદ્વાન હોય તો ધર્મ ગુરૂ, અને વકીલ હોય તો બારીસ્ટર.

**દ્વિતીય**—(૧૫—૧૦) શરીરઃ નીચું મધ્યમ કદ, લાંબુ મુખ, પ્હોળું કપાળ, મોટા ગાલ,ખડબચડા દાંત, કાળા તપખીરીયા વાળ, શ્યામ ચ્હેરો, આગળ પડતા ખભા અને ઉદાસી દેખાવ.

ઉદય—અસંતોષી, અસુખી, ને ઘણાં કષ્ટવાળો, જો ચંદ્રમા ત્યાં હોય તો સાધારણ લોકોથી લાભ.

મધ્યાન્હ—વૃદ્ધ મનુષ્યોદ્વારા માનવંત, અને પવિત્ર. ત્યાં શનિ બુધ હોય તો તે વધારે બળવાન છે.

**તૃતીય**-( ૧૦-૧૫ )શરીરઃ નાનું કદ,ઝાંખો કાળો ચ્હેરો,નાની આંખો, નીચું જોનાર, મોટું કપાળ, જાડા ઓઠ, પ્હોળું નાક, અપસંદ ચ્હેરો, અને પ્હોળા આગળ પડતા ખભા.

ઉદય—ધીરો, બ્હીકણ, ભૂલકણો, નિમકહરામ, કૃપાને મેળવનાર, પણ પાછી ન વાળનાર, તેમજ ઉપકારને માનનાર

**ચતુર્થ**-( ૧૫—૨૦ ) શરીરઃ મધ્યમ કદ, ઘાટીલું લાંબુ આનંદી મુખ,લાલાશ પડતા વાળ,મોટું કપાલ, ભુરી આંખો,અને સ્ત્રીની જન્મ કુંડળીમ સુંદરતા.

ઉદય—માયાળુ સ્વભાવ, પ્રેમાળ, પીડાયા છતાં ખોટું નહિ કરનાર, જો ચંદ્ર કે શુક્ર હોય છે તો અજાયબ કાર્યો કરનાર.

મધ્યાન્હ—સ્ત્રી જાતિદ્વારા લાભ, અને મોટા માનવંત મનુષ્યોદ્વારા લાભ તથા વિજય, તેમાં જો ચંદ્ર હોય તો વિશેષ.

**પંચમ**-( ૨૦—૨૫ )શરીરઃ નીચું કદ, રાતો ચ્હેરો, મુખ ઉપર ચિન્હ, ને જો શનિ હોય તો લંબગોળ મુખ,કાળાવાળ,હાથ આંગળાં અને પગ ટુંકા. માંસળ શરીર.

ઉદય—ઠગ, કહેવામાં ને કરવામાં જુદો, અવિશ્વાસુ, અપ્રમાણિક અને વારંવાર નિંદિત.

મધ્યાન્હ—અજ્ઞાનતા, ઠગાઇ, દુષ્ટતા, અપમાન અને નિંદિત કાર્ય કરનાર.

**ષષ્ટમ**-( ૨૫—૩૦ ) શરીરઃ તંદુરસ્ત, ચોખંડુ મુખ, ભુરો ચ્હેરો, મુખ ઉપર ચિન્હ, મધ્યમ કદ.

ઉદય—કજીયાખોર અને તોફાની.

મધ્યાન્હ—છેવટ સુધી થોડા માનવાળો, ને તેમાં પણ ઉપાધિઓ.

## મિથુન લગ્ન.

**પ્રથમ**-( ૦—૫ ) શરીરઃ અક્કડ, લાંબુ, પાતળું અને સુકુ, રાતું મુખ, કાળા કે રાતા વાળ, ગોળ ખભા, તીક્ષ્ણ જીભ ને ધનુષ જેવા પગ.

ઉદય—અભિમાની, નિંદિત, ઉદાસી, ચોર ને જુઠો.

મધ્યાન્હ—લશ્કરી માનવંત,હલકો મનુષ્ય,ચોર,કેળવણીવાળો સર્જન બને છે. જો શનિ, મંગળ કે ચંદ્ર ત્યાં હોય છે તો રસોઇઓ, અને સારો મનુષ્ય હોય છે તો કેપ્ટન અથવા સ્હેલાઇથી જીવન ગાળનાર.

**દ્વિતીય**—( ૫—૧૦ )શરીરઃ ગોળ મુખ, રતાશવાળા વાળ, સુંદર ચ્હેરો, અને વાચાળ જીભ.

ઉદય—અભિમાનનો શોખિન, શનિ હોય તો ગંભીર, કપટી, લુચ્ચો; બુધ, મંગળ કે રવિ હોય તો બુદ્ધિશાળી.

મધ્યાન્હ—લશ્કરી કે ધાર્મિક માનવંત; આત્મસત્તાથી પ્રાપ્ત કરેલ માનકીર્તિવંત.

**તૃતીય**-( ૧૦—૧૫ )શરીરઃ-નીચું, મજબૂત,રાતું ગોળ મુખ, ટુંકા બળેલા વાળ, કાળો ચ્હેરો, ખડબચડા દાંત, જાડા ખભા, ટુંકા જાડા પગ અને ફરતી આંખ.

ઉદય—હિમતવાન, નિંદિત, બીજાને ધિક્કારનાર. મંગળ હોય તો અભિમાની અને વાચાળ, અને બુધ હોય તો માનવંત.

મધ્યાન્હ-યંત્રજ્ઞાન, હુનર; બુધ હોય તો વકીલ કે કલાર્ક અને માન-વંત; રવિ હોય તો રાજ્યાધિકાર.

**ચતુર્થ**-(૧૫—૨૦)શરીર—ઃભરેલો બાંધો,રેતાળ રંગના વાળ,સ્વચ્છ ચ્હેરો,ગોળ મુખ, તેજસ્વી આંખો,ને સુંદર છતાં જલદીથી પડી જાય તેવા દાંત.

ઉદય—હિમતવાત્ ને સાહસિક, દરેક બાબતમાં ઇચ્છાવાળો, સ્વતંત્ર, ચંચળ જીભ, વાળો ઉદ્ધત, મશ્કરો અને અભિમાની.

મધ્યાન્હ—કેપ્ટન, જનરલ, લશ્કરી મનુષ્યો અને વિદ્વાનો સાથેની ઓળખાણવાળો તથા કૃપાપાત્ર અને વક્તા.

**પંચમ**-( ૨૦—૨૫ ) શરીરઃ ધાટીલું પાતળું કદ, કાળા વાળ,લાંબુ મુખ, નાની હડપચી, ભુરો ચ્હેરો, કાળી આંખ, લાંબી દાઢી, લાંબા નાજુક પગ અને ક્ષયરોગીના જેવો દેખાવ.

ઉદય—બેદરકારી સ્વભાવ, સ્ત્રીઓનો શોખિન, અને બગ ભગત.

મધ્યાન્હ—બુદ્ધિબળથી સુખી, ચાલાકીથી માન મેળવનાર, ને જો સ્ટેટસમેન હોય છે તો રાજકીય માન મેળવે છે.

ષષ્ટમ-[ ૨૫-૩૦ ]શરીરઃ સ્વચ્છ, લંબ ગોળ મુખ, તેજસ્વી વાળ, અને શ્વેત ચ્હેરો.

ઉદય—માયાળુ, વિનયી, નમ્ર ચાલાક, શાસ્ત્ર અને હુન્નરમાં પ્રવિણ.

મધ્યાન્હ—સ્ત્રી જાતિદ્વારા સ્હેજ લાભ.

## કર્ક લગ્ન.

પ્રથમ-[ ૦—૫ ] શરીરઃ મધ્યમ મોટું માંસળ કદ, લંબગોળ, અને સ્હેજ સુંદર મુખ, ભુરા ને સ્હેજ સુંદર વાળ.

ઉદય—ડાહ્યો, વકતા, અભિમાની, દરેકનો ઝેરીલો, મ્હાકણુ અને ખોટી વસ્તુઓનો અવિશ્વાસુ.

મધ્યાન્હ—માનવંત, અને રાજ્યપ્રીય. ચંદ્ર શુક્ર ત્યાં હોય તો સ્ત્રીઓથી કીર્તિવંત, રવિ ગુરૂ હોય તો ચોખ્ખા નિર્ણયશકિત વાળો.

દ્વિતીય-[ ૫—૧૦ ]શરીરઃ—નાનો બાંધો, ચતુરસ્ત્ર મુખ, રાતાશ ને કાળાશ પડતો ચ્હેરો, સ્હેજ વળેલા કાળા ભુરા વાળ, મોટો ધાંટો, પ્હોળું કપાળ અને હડપચીમાં ખાડો.

ઉદય—મીઠી જીભ, હિમતવાન્, દરેક કામ ડહાપણ ને સલાહથી કરનાર, બીજાને ચીઢવનાર ને હલકા ગણનાર.

મધ્યાન્હ—હલકાશ વાળો; રવિ કે શુક્ર ત્યાં હોય છે તો દેવળમાંથી માનવંત

તૃતીય-[ ૧૦—૧૫ ] શરીર; મધ્યમ કદ, કાળો ચ્હેરો,કાળા વાળ, લાંબુ પાતળું મુખ તથા નાક, નાજુક મોટા હાડકાંવાળા ગાલ.

ઉદય—સારો વકતા, ગંભીર, ઉદાર, લુચ્ચો, ઠગ અને અભિમાની.

મધ્યાન્હ—ધાર્મિક માનવંત અને, ભાષણ કર્તા.

ચતુર્થ-[ ૧૫-૨૦ ] શરીરઃ પાતલુ કદ; કાળો ચ્હેરો, કાળા વાળ, ધીમેથી લંબાવીને, નકામું પણ અસરકારક બોલનાર, વળી ગયેલા પગ, મોટાં ભવાં અને નીચું જોનાર.

ઉદય—ઉદાસી, અદેખો, અભિમાની, દુરાગ્રહી અને કારણ જાણવાને નહિ માગનાર.

મધ્યાન્હ—વ્યાપારી, ઠગ, અથવા ધર્મ ગુરૂનો કલાર્ક.

**પંચમ**-( ૨૦-૨૫ )શરીરઃ કૃશ મુખ, હિંમતવાન્, લાંબા ઓઠ,ભવ્ય કપાળ, લાંબા હુક જેવું નાક અને હડપચી, નાની દાઢી, અને સુંદર દેહ.

ઉદય—હિમતવાન્, ચપળ જીભવાળો, અભિમાની, પોતાને મોટો માનનાર અને બીજાને હલકા ગણનાર, એને વિજયી.

મધ્યાન્હ—લશ્કરી, કમાન્ડર, રાજ્યસત્તાવાન્, લશ્કરમાં મરણ કે કોર્ટમાં અપમાન પામનાર.

**ષષ્ટમ**-( ૨૫—૩૦ )શરીરઃ-લાંબુ મુખ, ભવ્ય કપાળ, મોટું નાક, ભરેલી આંખો, નાની હડપચી, પ્હોળું મુખ, પાતળું ને આગળ પડતું શરીર, મધ્યમ કદ, પ્હોળા ખભા, અને કાળા વજેલા વાળ.

ઉદય—ઉદ્ધત પણ ચાલાક, મહત્વાકાંક્ષી, ગંભીર, ઉદાસી, જાણીનેજ માનનાર.

મધ્યાન્હ—ભણવામાં પ્રવીણ, વિદ્વાન, ડૉકટર કે સર્જન.

## સિંહ લગ્ન.

**પ્રથમ**-( ૦—૫ ) શરીરઃ-સ્થૂલ, નાનું કદ, ચોખંડુ મુખ, સ્હેજ ભુરા વજેલા વાળ,ધાટીલું સુંદર નાક અને આંખ, રાતા ઓઠ, ચપળ જીભ.

ઉદય—હિમતવાન્, આગળ પડતો, નિર્ભય, માનની દરકાર વિનાનો, નિંદિત.

મધ્યાન્હ—લશ્કરી માન, સ્ત્રી જાતિદ્વારા કોર્ટમાં માનવંત અને કોઇની અવકૃપાથી માનને ખોનાર.

**દ્વિતીય**-( ૫—૧૦ ) શરીરઃ—મધ્યમ કદ, સુંદર દેખાવ, સ્વચ્છ ચામડી, ગોળ મુખ, કાબર ચિત્રી આંખ,સીધું શરીર, વૃદ્ધાવસ્થામાં સ્થૂલ અસર, અપકાર કરનાર અને અસ્થિર.

ઉદય—માયાળુ, વિનયી, પરોપકારી, ઉપકારને બદલે અપકાર કરનાર અને અસ્થિર.

મધ્યાન્હ—મહાન્ સ્ત્રીઓદ્વારા માન, અને કવચિત્ સ્ત્રી જાતને છાજતા ધંધા કરનાર, જેવા કે દરજી વિગેરે.

**તૃતીય**–( ૧૦–૧૫ )શરીરઃ શ્યામ ચ્હેરો,કાળા વાળ, મોટું કપાળ, આગળ પડતી ભ્રૂગુટીઓ, કાળી આંખ, મોટા હાડકાંવાળા ગાલ, ખડબચડા દાંત, અને હડપચીની ડાબી બાજુએ તિલ, દેખાવ ક્ષયરોગીલો.

ઉદય––ડાહ્યો, સમજુ, અને પ્રસંગોપાત વૈરને વાળનાર,

મધ્યાન્હ—લશ્કરી માનવાળો, ને સોલજર હોય તો કપાઈ જનાર, અને મોટા મનુષ્યોની અવકૃપાનું પાત્ર.

**ચતુર્થ**–( ૧૫––૨૦ ) શરીરઃ—ઉંચું કદ, ભુરો ને ફીક્કો ચ્હેરો, ઉંચું કપાળ, રતાશ પડતા વાળ, લાંબુ મુખ, નાજુક પગ, બુભુક્ષિત.

ઉદય––ખંદો, ઉદ્ધત, અને કમ્પનીમાં ખોટી બુદ્ધિથી જોડાનાર.

મધ્યાન્હ—મોટા લોકોની કૃપા વાળો,અને ડૉક્ટર કે દવાના ધંધાથી વિજયી, તોપણ નિંદા અને દ્વેષને લાયક.

**પંચમ**–( ૨૦–૨૫ )શરીરઃ સુંદર ઉંચો ભરેલો ચ્હેરો, ભુરા વાળ, અને તેજસ્વી દેખાવ.

ઉદય—સારો વક્તા, ગંભીર, વિશ્વાસુ, પ્રમાણિક, વિનયી, સીધે રસ્તે જનાર.

મધ્યાન્હ—માનવંત, મહત્વાકાંક્ષી, રાજકીય બાબતમાં કુશળ, વકીલ કે ગુરૂ, અને જન્મ કરતાં ઉચ્ચ સ્થિતિ મેળવનાર.

**ષષ્ટમ**–( ૨૫—૩૦ )શરીરઃ ઉંચું પાતળું કદ, કાળું મુખ,કાળી આંખ અને વાળ, તથા ટુંકા હાથ પગ.

ઉદય—ઉતાવળીઓ, ઝેરીલો અને બીજાના દુઃખે આનંદી તથા દુઃખ દેવાની યુકિતઓ શોધનાર.

મધ્યાન્હ—અસ્થિર, માનવંત, કલાર્ક, કાપડીઓ કે વણકર, અને જો ત્યાં બુધ હોય તો વકીલ.

## કન્યા લગ્ન.

**પ્રથમ**–( ૦–૫ )શરીરઃ સ્હેજ ઉંચું કદ, ભુરો ચ્હેરો પાતળી દાઢી, ભુરાવાળ, પ્હોળું કપાળ, નાની અને હડપચી, લાંબા નાજુક પગ.

ઉદય—હિંમતવાન, મિથ્યાભિમાની, ખંદો, અને ઠગ.

મધ્યાન્હ—મહત્વાકાંક્ષી; રવિ બુધ ત્યાં હોય છે તો રાજકાય; ગુરૂ કે હર્શલ હોય તો કાયદા અને દેવળથી સુખી, મંગળ હોય તો એન્જીનીયર.

દ્વિતીય—( ૫-૧૦ ) શરીરઃ ઉંચું કદ, સંબગોળ મુખ, ભુરો ને ફીક્કો ચ્હેરો, આનંદી અને સુંદર દેખાવ.

ઉદય—પ્રમાણિક, ગંભીર, વિનયી, શકત્યનુસાર કરનાર.

મધ્યાન્હ—અસ્થિર, માનવંત.

તૃતીય—( ૧૦-૧૫ ).શરીરઃ સુંદર મધ્યમ કદ, ગોળ મુખ, સ્વચ્છ ચ્હેરો, અને ઉડતા વાળ.

ઉદય—સુશીલ સ્વભાવ, ગંભીર કલ્પના શક્તિ ને મોટાઇ.

મધ્યાન્હ—મોટી સ્ત્રીઓની કૃપા; જો ત્યાં કેતુ હોય તો હમેશ અપકીર્તિવંત.

ચતુર્થ—( ૧૫-૨૦ )શરીરઃ ઉંચું સંબગોળ મુખ, પ્હોળું કપાળ, લાંબુ નાક, મોટું મોઢું, મોટા ઓઠ, કાળો ચ્હેરો, નાજુક કેડ, લાંબા પગ, ને કાળી આંખો.

ઉદય—ડાહ્યો, મીઠું બોલનાર, ચંચળવૃત્તિ વાળો, શાસ્ત્રઅને હુન્નરનો શોખિન.

મધ્યાન્હ—ફરતું નશીબ.

પંચમ—( ૨૦-૨૫ )શરીરઃ સ્હેજ ઉંચું, લાંબુ પાતળું મુખ,નાની હડપચી, મોટા હાડકાં વાળા ગાલ, કાળી આંખ, લાંબુ નાક ને પાતળા ઓઠ.

ઉદય—માયાળુ, આનંદી, હલકાં કામોને ધિક્કારનાર, મિત્ર તરીકે વિશ્વાસુ, વક્તા, અને બહુજ સમજ શક્તિ વાળો

મધ્યાન્હ—સ્હેજ લશ્કરી, અને માનવંત.

ષષ્ટમ—( ૨૫-૩૦ ) શરીરઃ ઠીંગણું, સંબગોળ મુખ,ભુરો ચ્હેરો, રતાશ પડતા વાળ, ને ઉંચું કપાળ.

ઉદય—ચપળ, ચાલાક, મશ્કરો. ઉદ્ધત, જુઠો, ઉદ્યમી, અને પાછળ ભુંડું બોલનાર.

મધ્યાન્હ—સાધારણ વકીલ, કલાકાર કે લેખક.

## તુલાલગ્ન.

**પ્રથમ**-( ૦-૫ ) શરીર-સ્હેજ ઉંચું, નાજુક, લંબગોળ મુખ, ભુરો ચ્હેરો, કાબરી આંખ, સુંદર નાક ને ઓઠ, રતાશ પડતા વાળ, વિનયી ચ્હેરો.

ઉદય—ડાહ્યો, ખરા દિલનો, પ્રમાણિક સમજુ. ને મીઠી વાણી તથા ભભકાદાર ભાષણ.

મધ્યાન્હ—સ્હેજ સ્થિર, માનવંત, સારો વ્યાપારી, ને વૃદ્ધ મનુષ્યોથી સુખી.

**દ્વિતીય**-( ૫-૧૦ ) શરીર—ઉંચું જાડું, સ્વચ્છ ચ્હેરો, ને વધુમાં ઉપર મુજબ.

ઉદય-ડાહ્યો, સમજુ ને ગંભીર મનુષ્ય.

મધ્યાન્હ—મોટા મનુષ્યોદ્વારા માન, ને સારો સેક્રેટરી

**તૃતીય** ( ૧૦-૧૫ ) શરીર—મધ્યમ કદ, લાંબુ મુખ, સ્હેજ ભુરો ચ્હેરો, મ્હોળું કપાળ, કાળી આંખ, સ્હેજ વળેલા ભુરા વાળ, લાંબા હાથને આંગળાં, લાંબુ ને સુંદર નાક.

ઉદય—ગંભીર, ચાલાક, વિચારશીલ, અભ્યાસી ને ધંધાને લાયક.

મધ્યાન્હ—પોતાના ઉદ્યમથી ચઢતી પામનાર.

**ચતુર્થ**-( ૧૫—૨૦ )શરીર—સુંદર ઉંચું, નાજુક કેડ, ગોળ મુખ, સ્વચ્છ શ્વેત ચ્હેરો, ચોખ્ખા ઓઠ ને નાક, ભુરી આંખ, તેજસ્વી વાળ, શ્વેત નરમ ચામડી, સુંદર.

ઉદય—બહાદુર, સમજુ,ડાહ્યો, શાસ્ત્ર જ્ઞાની ને વિદ્વાનથી વખણાયેલ.

મધ્યાન્હ—વિખ્યાત મનુષ્યોથી લાભ, ને સારી કમ્પનીવાળો.

**પંચમ**-( ૨૦—૨૫ )શરીર—ઉપર પ્રમાણે ઘણું ખરૂં સ્વરૂપ ને પૂર્ણ સુંદર.

ઉદય—ઉપર મુજબ ફળ જાણવું.

મધ્યાન્હ—ઉપર મુજબ ગુણો તથા મોટાઇવાળો.

**ષષ્ઠમ**-( ૨૫—૩૦ )શરીર—ઉપર મુજબ વર્ણનવાળું સ્વરૂપ તથા સ્હેજ વધારે ઉંચું ને સુંદર.

ઉદય—ડાહ્યો, સદ્ગુણી, ઉમદા ને માનવંત.

મધ્યાન્હ—માનવંત, સ્ત્રીઓનો શોખિન, ધાર્મિક બાબતથી સુખી, સારાં કૃત્ય કરનાર, ને જન્મ કરતાં ઉચ્ચ સ્થિતિ મેળવનાર.

## વૃશ્ચિક લગ્ન.

**પ્રથમ**-( ૦-૫ ) શરીર—મધ્યમ કદ, ઠીંગણો બાંધો, ગોળ મુખ, રતાશ પડતા વાળ, ફીકો ચ્હેરો, ભુરી આંખો, ને સુંદર દેખાવ.

ઉદય—વિનયી, વિશ્વાસુ, ન્યાયી, ભણવાનો શોખિન ને દરેક રીતે માયાળુ.

મધ્યાન્હ—મોટા મનુષ્ય ને સ્ત્રી જાતિની કૃપાવાળો, હુન્નર ને શાસ્ત્ર શાસ્ત્ર, ભણવાથી માનવંત.

**દ્વિતીય**-( ૫-૧૦ ) શરીર—મુખ્યત્વે ઉપર મુજબ, (પણ તે પ્રમાણે સુંદરતા નહિં,) જાડી કેડ, તથા જાડા ટુંકા પગ.

ઉદય—ધાર્મિક બાબતમાં અદેખો, ઉદાર, હલકા કામને ધિક્કારનાર ને હુન્નર તથા ચ્હાનાર.

મધ્યાન્હ—મોટી સ્ત્રીઓ, રાજકુંવરો ને વકીલોથી માન પામેલ.

**તૃતીય**-( ૧૦-૧૫ ) શરીર—સ્હેજ નાજુક, કાળા ભુરા વાળ, ભુરો ચ્હેરો, કાબરી આંખ, ને પ્હોળું કપાળ.

ઉદય—અતિશય બુદ્ધિ, ચોખ્ખો નિર્ણય, બ્હાદુરી ને મોટાઇ ભરેલો, અભ્યાસી ને ક્ષિક્ષક શિવાય શિખનાર.

મધ્યાન્હ—રાજ્યકુંવરો વડે માન પામેલ, શાસ્ત્ર અને હુન્નરનો પ્રોફેસર ને દરેક કાર્યમાં વિજયી.

**ચતુર્થ**-( ૧૫-૨૦ ) શરીર—નાજુક ઠીંગણું, પ્હોળા ખભા, સ્હેજ વળી ગયેલ કાળા વાળ, કાળો ચ્હેરો, ને નીચી દૃષ્ટિ.

ઉદય—ગંભીર, ઉદાર, ડાહ્યો, સમજું. શાસ્ત્ર તથા હુન્નરનો શોખિન.

મધ્યાન્હ—માનને કીર્તિવંત, ને નીચ સ્થિતિમાંથી ઉચ્ચ સ્થિતિમાં ચઢનાર.

**પંચમ**-( ૨ -૨૫ ) શરીર—નાનું કદ, લંબગોળ મુખ, ફીકો ચ્હેરો, કાળા વાળ, સુંદર ને ઘાટીલો દેખાવ.

ઉદય—સ્વભાવ ને વર્ણન ઉપર મુજબ.

મધ્યાન્હ—માનવંત. ( ઉપર મુજબ મુખ્યત્વે )

**ષષ્ટમ**-( ૨૫-૩૦ ) શરીર—સ્થૂળ, ઘાટીલું ને ચોખંડુ મુખ, આડું જોનાર, પ્હોળું કપાળ ને હડપચી, જાડાં આગળ પડતાં ભવાં, કાળ ચ્હેરો, રેતીના રંગ જેવા વાળ, ને મધ્યમ કદ.

ઉદય—સદ્ગુણી, ન્યાયી, લાયક ને માનવંત સ્વભાવ.

મધ્યાન્હ—મોટા મનુષ્યો (જેવાકે રાજ્યકુંવરો) દ્વારા ચઢતી પામનાર.

## ધન લગ્ન.

**પ્રથમ**-( ૦-૫ ) શરીર—ઊંચું, પ્હોળા ખભા, પ્હોળી છાતી જાડી કમર, લાંબું મુખ, પ્હોળું કપાળ, લાંબાં ભવાં, પીળો ચહેરો, મોટું નાક ને મોઢું, ને અગ્નિથી વજેલા ભુરાવાળ.

ઉદય—પ્રમાણિક, ગંભીર, કડવા બોલો, આનંદી, શાંત અને સૌને ચ્હાનાર, દયાળુ અને લોભી.

મધ્યાન્હ—માનવંત ને વિખ્યાત.

**દ્વિતીય**-(૫-૧૦) શરીર—મધ્યમ ઘાટીલું કદ, ભરેલો ચ્હેરો, તેજસ્વી વાળ, કાળી આંખ, સ્વચ્છ મુખ અને નાક.

ઉદય—ચાલાક, હિમતવાન, આગળ પડનાર, પ્રમાણિક, ન્યાયી, ધર્મિષ્ઠ, અભ્યાસી ને બુદ્ધિશાળી.

મધ્યાન્હ—માનવંત, તોપણ પાદરી કે દાકતર.

**તૃતીય**-( ૧૦-૧૫ ) શરીર--મધ્યમ કદ, માંસયુકત મુખ, સુંદર અવયવો, સુંદર ચ્હેરો, ભુરી આંખ, નાનું મુખ ને ઓઠ, ને ઘાટીલું શરીર.

ઉદય—આનંદી, મહત્વાકાંક્ષી, તંદુરસ્ત, ચાલાક ને દીર્ઘજીવી.

મધ્યાન્હ—મદિરોને સ્ત્રીઓ દ્વારા લાભ મેળવનાર,ને ઘણા મિત્રોવાળો.

**ચતુર્થ**-( ૧૫-૨૦ ) શરીર—મજબૂત બાંધો, લાંબુ મુખ, ભુરી આંખ, પ્હોળું કપાલ, જાડા ઓઠ, ભુરા વાળ, લાંબા હાથ, પ્હોળું નાક, ને વિનયી દેખાવ.

ઉદય-અભિમાની, દુનિયાની પ્રસંશાને ચ્હાનાર ને ધમદ્વારા લાભ.

મધ્યાન્હ—નબળા મનની સ્ત્રીઓદ્વારા વખણાયેલ કે જેથી પોતાનો તેમજ પ્રીયનો વિનાશ.

**પંચમ** ( ૨૦—૨૫ ) શરીર—મધ્યમ ઘાટીલું કદ, સ્વચ્છ ચ્હેરો, લંબગોળ મુખ, પાતળા ઓઠ, આનંદી ચ્હેરો.

ઉદય—નબળા મનનો, જલદી ક્રોધી, જલદી શાંત, વાચાળ.

મધ્યાન્હ—અજ્ઞાનતાને લીધે ઉપાધિ તથા વિપત્તિમાં આવી પડનાર.

**ષષ્ઠમ**-( ૨૫-૩૦ ) શરીર-સ્હેજ ઊચું, આનંદી ચ્હેરો, કાળા,વાળ લાંબી ગરદન, ને ચુંક જેવું નાક.

ઉદય—સુશીલ,ન્યાયી, દિલોજાન, પ્રમાણિક મિત્ર ને વિશ્વાસુ, કમ્પનીમાં આનંદી, ઉતાવળીયો, સ્હેજ વિષયી.

મધ્યાન્હને—સ્હેજ વિષયી, ધાર્મિક વા લશ્કરીમાન પામેલ, મુખત્વે ધર્મગુરૂ અથવા ડૉકટર કે દવા વેચનાર.

## મકર લગ્ન.

**પ્રથમ**–( ૦–૫ ) શરીર–ઊંચું કદ, પાતળું મુખ, આનંદી ચ્હેરો, કાળા વાળ, નાનું મોઢું, કાળો ચ્હેરો.

ઉદય—વિચારવંત, કલ્પના શક્તિવાળો, સત્યવાદી, ન્યાય, દીલોજાન, વિજયી, માયાળુ, પરોપકારી અને હલકાં કામને ધિક્કારનાર.

મધ્યાન્હ—છેલ્લી જીંદગીમાં માન અને આબરૂવાળો, લોકોપયોગી બાબતમાં નાલાયક.

**દ્વિતીય**–( ૫-૧૦ ) શરીર—નાનું કદ, મોટું મુખ, આનંદી દેખાવ, ભુરો ચ્હેરો, વધુમાં ઉપર મુજબ.

ઉદય—ઉમદા, બ્હાદૂર, ઉદાર, દરેક કામમાં ન્યાયી, ફેરફાર કરવામાં આનંદી, હલકી સ્ત્રીયોની સોબતથી સુખી.

મધ્યાન્હ—રાજકીય કામોમાં વિજયી, મોટાં ઓળખાણવાળો, હુન્નર ને શાસ્ત્રનો શોખિન.

**તૃતીય**–( ૧૦–૧૫ ) શરીર–મુખત્વે ઉપર મુજબ પણ સ્હેજ ઉંચું, તેજસ્વી ને સત્તાધીશ.

ઉદય—ઉમદા સ્વભાવ, કીર્તિ ને માનવંત કાર્યો કરનાર, મીઠીવાણી, ને સ્ત્રીઓનો શોખિન.

મધ્યાન્હ—અભિમાન ખાતર કાર્યો કરનાર, ખાસ આબરૂદાર ને માનવંત.

**ચતુર્થ**–( ૧૫–૨૦ ) શરીર—ગોળ મુખ, સ્થૂલ, સ્વચ્છ ચામડી, ભુરા વાળ ને સ્વચ્છ મોઢું.

ઉદય—ઘણોજ રમુજી, વિનયી, આનંદી, કોઇનું પણ બુરૂં ન ઇચ્છનાર ને કરનાર, ને જાતે અપમાન પામનાર.

મધ્યાન્હ—હલકાં ધાર્મિક કૃત્યો કરનાર.

પંચમ—( ૨૦–૨૫ ) શરીર—સ્થૂલ, ઉચ્ચ અને ઉપર. કરતાં સુંદર ને ઘાટીલું.

ઉદય—આનંદી, મ્હોટાઇથી ભરેલો, અને તેજસ્વી.

મધ્યાન્હ—અભિમાની, રાજ્યસત્તાવાન, ને સ્હેજ પ્રતિષ્ઠાવંત.

ષષ્ટમ–( ૨૫–૩૦ ) શરીર–મધ્યમ કદ, સુંદર ને ઘાટીલો દેખાવ.

ઉદય—વ્યભિચારી ને બાયલો સ્વભાવ, સ્ત્રીની સોબતમાં સુખી, ને સંગીત ને રમતનો શોખિન.

મધ્યાન્હ—સ્ત્રી જાતિદ્વારા આબરૂ, મહત્વાકાંક્ષી, ને તેને સ્વલ્પાયાસે મેળવનાર.

## કુંભ લગ્ન.

પ્રથમ—( ૦–૫ ) શરીર—ઉંચું, લાંબો ભુરો ચ્હેરો, લાંબા હાથ પગ, કાળા વાળ, લાંબુ મુખ, પ્હોળું મોઢું, ને કાળી આંખ.

ઉદય—લુચ્ચો, ઠગ, સ્વતંત્ર ને ખટપટીઓ, અદેખો, ને અન્યાયી કામ કરનાર.

મધ્યાન્હ—દીલગીરી ભરેલો, લાંબી આશાવાળો, ને ઘણો દુઃખી.

દ્વિતીય( ૫–૧૦ ) શરીર—સ્હેજ ઉંચું ને નાજુક, રાતું મુખ, ખડબચડી ચામડી, કાળા ભુરા વાળ, પ્હોળું મોઢું ને ડાચાં.

ઉદય—સ્વતંત્ર, મનમોજી, ઉતાવળીઓ, વ્યભિચારી, દરેકને હલકા ધારી તેમને જીતવાની ઇચ્છાવાળો.

મધ્યાન્હ—ધિક્કારયુક્ત, રવિ, ગુરૂ ને શુક્ર જ્યાં ત્યાં હોય તો સ્હેજ માનવંત.

તૃતીય--( ૧૦–૧૫ ) શરીર–ઉંચું, નાજુક, પાતળું મુખ, પ્હોળું કપાળ, રાતું મુખ, સાંકડી દાઢી, ને વળેલા વાળ.

ઉદય—ડાહ્યો, સમજુ, ચાલાક, ચંચળ ને તીવ્ર બુદ્ધિવાળો, ઉદાર ને આનંદી.

મધ્યાન્હ—લશ્કરી તરીકે અથવા વિદ્વાન તરીકે માન મેળવનાર.

ચતુર્થ—( ૧૫–૨૦ )શરીર–સ્થૂળ, મધ્યમ કદ, ચોખ્ખું ને ભરેલું મુખ, પ્હોળું મોઢું ને ડાચાં, ટુંકા હાથ ને પગ.

ઉદય—સ્હેજ ચાલાક ને બુદ્ધિવંત, માયાળુ ને અભિમાની.

મધ્યાન્હ—દુનિયામાં માન ને નશીબની હલકાઈવાળો.

**પંચમ**—( ૨૦–૨૫ ) શરીર—પાતળું મુખ ને કદ, મોટું નાક, સાંકડું કપાળ, ઉંચા ગાલ, ઉપલું ડાચું નીચલા ઉપર ફરકતું.

ઉદય—સારો સ્વભાવ, સ્હેજ મૂર્ખ, ઉદ્યમી ને વક્તા, ગુપ્ત કાર્યો કરનાર, અદેખો, કપટી, અને ભાષાનો શોખિન.

મધ્યાન્હ—નિરાશ ને ઘણીજ દીલગીરીવાળો.

**ષષ્ટમ**—( ૨૫–૩૦ ) શરીર—સુંદર ભવ્ય દેખાવ, મધ્યમ કદ, આનંદી અને ભરેલો ચ્હેરો, તથા તેજસ્વી વાળ.

ઉદય—આનંદી, સ્વતંત્ર, પ્રમાણિક, દિલોજાન, તંદુરસ્ત, દીર્ઘજીવી ને સમજુ.

મધ્યાન્હ—ચઢતા ભાગ્યવાળો ને કીર્તિવંત તથા આબરૂદાર.

## મીન લગ્ન.

**પ્રથમ**—( ૦–૫ ) શરીર—સ્હેજ ઉંચું મધ્યમ કદ, પ્હોળા ખભા, લાંબુ મુખ, કાળા વાળ, મોટું મોઢું ને સાંકડી હડપચી.

ઉદય—કપટી, ખંટા, અભ્યાસી, ભાષા, જ્યોતિષ, ને ખગોળ વિગેરે શાસ્ત્રનો શોખિન ને તેમાં વિખ્યાતિ મેળવનાર.

મધ્યાન્હ—સામાન્ય લોકોમાં માનને આબરૂ મેળવનાર, ને બુદ્ધિનાં વખાણ પામનાર પણ નિંદિત.

**દ્વિતીય**—( ૫–૧૦ ) શરીર—લાંબુ, ભરેલો ચ્હેરો, સ્વચ્છ ચામડી, આનંદી દેખાવ, તેજસ્વી વાળ, મોટાં ભવાં, લાંબા હાથ પગ ને આંગળાં, તથા પ્હોળું મોઢું.

ઉદય—ડાહ્યો, સમજુ, ચાલાક, પ્રમાણિક, ન્યાયી, ગંભીર, અપમાન સહન કરનાર ને એકદમ ક્રોધને નહિ પામનાર.

મધ્યાન્હ—આખી જીંદગી એક સરખી પસાર કરનાર અને પાડોશીમાં આબરૂ મેળવનાર.

**ત્રતીય**—( ૧૦–૧૫ ) શરીર—આનંદી, સ્વચ્છ ને લંબગોળ મુખ, સ્વચ્છ ચામડી, કાળો ચ્હેરો, લાંબાં ને સુંદર ભવાં, ને મોટું કપાળ.

ઉદય—વાતોમાં પ્રમાણિક, ન્યાયી ને સુશીલ.

મધ્યાન્હ—બાયલાં કામો સિવાય મહત્વના કામોને ઈચ્છનાર.

**ચતુર્થ**—( ૧૫-૨૦ ) શરીર-મજબૂત, મધ્યમ કદ, પ્હોળા ખભા. મોટું કપાળ ને ભવાં, લાંબુ મુખ, ને ટુકા હાથ પગ.

ઉદય--પ્રમાણિક, સદ્‌ગુણી ને મિત્રતા ભરેલા સ્વભાવવાળો, સારી સમજશક્તિવાળો ને શાસ્ત્ર તથા હુન્નરનો શોખિન.

મધ્યાન્હ--ધાર્મિક પ્રતિષ્ઠા વાળો, અથવા પ્રખ્યાત કે સરકારી વકીલ.

**પંચમ**-( ૨૦-૨૫ ) શરીર-મજબૂત, સુંદર, મધ્યમ કદ, ઘાટીલું, પહોળું કપાળ, મોટાં ભવાં, કાળી આંખ, ખાડાવાળી હડપચી, અને સ્વચ્છ નાક.

ઉદય--આનંદી,સ્વતંત્ર,ને પ્રેમાળ સ્વભાવવાળો,મિત્રો તરફ માયાળુ ને શત્રુને નહિ છેડનાર, સ્વાર્થિ ને પરોપકારી.

મધ્યાન્હ—માનવંત, ઉદ્યમી, સ્ત્રીઓ તથા ગુરૂઓથી માન પામેલ.

**ષષ્ટમ**—( ૨૫-૩૦ ) શરીર-સ્હેજ પાતળું, રોગી, બદામી ચામડી, અને કાળાવાળ.

ઉદય—ગંભીર, બુદ્ધિવંત, ઉદ્ધત, પ્રતિકુલ સોબતમાં પણ સંતોષી.

મધ્યાન્હ—દીલગીરી ને અસંતોષી ઉપાધિવંત ને દુઃખમાં ડૂબીજનાર.

## સારાંશ.

**આ પરિચ્છેદમાં લગ્નના દૃષ્કાણ અને ષડંશ ફળને વર્ણવ્યું છે. દૃષ્કાણ ૧૦ અંશનો અને ષડંશ (૫) અંશનો છે. તે પ્રમાણમાં પોતાનું ફળ વાંચી સમજી લેવું.**

દૃષ્કાણ ફળ પૌર્વાત્ય રીતિથી જોતાં શુભગ્રહનો દૃષ્કાણ શુભ ફલને અને પાપગ્રહનો દૃકાણ અશુભ ફળને આપે છે

આ પરિચ્છેદમાં ષડંશ ફળમાં દરેક રાશિ નીચે શરીર, ઉદય ને મધ્યાન્હ નામના ત્રણ વિભાગ પાડયા છે. શરીર એટલે શારીરિક વર્ણન, ઉદય એટલે લગ્નના અંશ, તથા મધ્યાન્હ એટલે દશમા ભાવના અંશ સમજી લેવા.

શારીરિક વર્ણનમાં આંખો તથા મુખ વિગેરેના રંગોમાં દેશપરત્વે તફાવત પડે છે, તેને પ્રમાણથી સમજી લેવાં *

---

* વધુજ્ઞાન જ્યોતિષીઓ પાસેથી કે પુસ્તકોમાંથી મેળવી લેવું.

# परिच्छेद १४. Chapter XIV.

## લગ્ન રાશ્યંશ ફળ.

"Rising Degrees of the Zodiac."

જો કે ગયા પરિચ્છેદમાં લગ્નની દરેક રાશિના દ્રેષ્કાણ તથા ષડંશ ફળનું વર્ણન કરવામાં આવ્યું છે. પણ તે દ્રેષ્કાણફળ લગભગ દરેક જુદી જુદી (૪૦) મિનિટને માટે છે, ને ષડંશ ફળ લગભગ દરેક જુદી જુદી (૨૦) મિનિટને માટે છે, તેથી જો ખાસ જન્મના વખતની શંકા હોય તો તે (૨૦) મિનિટ અગર પાંચ અંશની અંદર નકકી થઇ શકે છે, પણ વધુ સુક્ષ્મતાની ખાતર દરેક જુદી જુદી રાશિના દરેક ૩૦–૩૦ અંશપરત્વે જુદાં જુદાં ફળ હોય છે, ને તે ઉપરથી જન્મ લગ્ન પ્રથમ નક્કી કરેલ પાંચ અંશ પૈકી રાશિનો કયો અંશ ખરો હશે તે સ્પષ્ટ સમજાઇ જાય છે, તથા એક અંશ લગભગ ચાર મિનિટ માટેના ફલને વર્ણવે છે *

* સૂક્ષ્મતા ખાતર કુંડળી સંશોધન પરિચ્છેદ (૭) મું જુઓ. દરેક અંશ પરત્વે જુદાં જુદાં પરિણામો અને દેહની તથા મુખની આકૃતિઓ હોય છે, જેનું સૂક્ષ્મ રીતે વર્ણન જુદાજ પુસ્તકમાં લખવા ગ્રંથકર્તાનો આશય છે.

## મેષ લગ્ન.

૧—સ્થિર, ગુસ્સાદાર, નિરંકુશઃ અને સ્વપરાક્રમી.
૨—સાહસિક, શોધક, અનુભવી, અને પ્રવૃતિ વાળો.
૩—જલદ, સુધરેલ ને ખંદો, ભાષાને કવિતાનો જ્ઞાની, લોભી ને પ્રયત્નશીલ.
૪—લાગણીવાળોઃ વ્યભિચારી, તોપણ મોટા સબંધ કરનાર.
૫—ઉદાર તોપણ સત્તાથી ભરેલ હુન્નરનો ઉત્પાદક.
૬—અસંતોષી; દયાળુવાળી જીંદગી ને અપ્રીયકાર્યોથી ભરપૂર
૭—મહત્વના વિચારો સાથેનો ધાર્મિક સ્વભાવ, ને મનોગત લગ્ન.
૮—ઉદ્ધત ને નિરંકુશ સ્વભાવ, ને વૈર બુદ્ધિવંત.
૯—તત્વજ્ઞાનિ મન અને દયાળુ સ્વભાવઃ ઘણી મુસાફરીઓ.
૧૦—ઉચ્ચ સ્થિતિ મેળવનાર, આબરૂનો લોભી; સારા મિત્રો.
૧૧—વિદ્યાર્થિ, શાસ્ત્રાભ્યાસી; ફળીભૂત આશાવંત.
૧૨—શાંત પડેલી આકાંક્ષાઃ અજમાયેશ સહનશીલતા ધાર્મિક અંતર્જ્ઞાન,
૧૩—કજીઓ શોધતું, વિનાશ કરતું, કામી; યોજનાને ત્યજનાર.
૧૪—ગરમ સ્વભાવ તોપણ વિચારવંત; પ્રચંડ ઇચ્છાવંત.
૧૫—બીકણ અને અસ્થિર, તોપણ સુશીલ; સારો લેખક.
૧૬—જાહેર મનુષ્યઃ અસરકારક વકતા, ને કુંટુંબ શોખિન.
૧૭—સર્વોત્તમ વૃત્તિઓઃ છોકરાંનો શોખિન, ને તેથી સુખી.
૧૮—તીક્ષ્ણ પ્રયોગવાળોઃ શાસ્ત્ર શોખિન, ને વઢવાડીયો.
૧૯—ફળદ્રુપ મન અને ઉમદા સ્વભાવઃ કામી, ન્હાનાર.
૨૦—યુક્તિવંત તથા કામગરો, અને અવ્યવસ્થિત ચાલચલકત.
૨૧—ચાલાક, લાગણીવંતઃ દરિયાઇ સાહસિક.
૨૨—ગંભીર, સ્હેજ ઉદાસીનઃ ઇચ્છાઓ પૂર્ણ કરનાર
૨૩—વિચિત્ર વસ્તુ શોધકઃ ઘણી ભ્રમણતા વાળો.
૨૪—શાંત, તત્વજ્ઞાનીઃ દુઃખમાં ગંભીર.
૨૫—વિશ્રાંતિ વિનાનોઃ મુસાફરી કરવામાં અભિમાની અને પરદેશમાં સુખી.
૨૬—યોગજ્ઞાની, ઉત્પન્ન બુદ્ધિવંતઃ કારીગર.
૨૭—એક યા બીજાનો ધર્મ ગુરૂઃ સત્તાવાન્ અને તેજસ્વી.
૨૮—ઉદાસી, વિચારવંતઃ કામનો આગ્રહી સાહસ ને પ્રખ્યાત છોકરાં.
૨૯—મોટા વિચાર, ને તેમને ફળીભૂત કરવાની સહન શક્તિ, વિજયી
૩૦—ગુપ્ત રહસ્યોમાં પ્રવેશ કરેલ, નવા પ્રકારનો ભવિષ્યવેત્તા.

## વૃષભ લગ્ન.

૧—હુકમ કરનાર અને વિજયી: સંયોજક શકિતવંત.
૨—ગુઢાર્થવાળાં શાસ્ત્રનો અભ્યાસી: જાદુઈબુદ્ધિ; ભાર્યાસક્ત.
૩—ઉદાર, તત્વજ્ઞાની મન; ઘણી મુસાફરી.
૪—સત્તાથી ટેવાએલ, વિનયી; ઉચ્ચ સ્થિતિ.
૫—વિભાગ પાડનાર: કાયદાબાજ.
૬—બેભણુ સ્વભાવ: યોગી અને બુભુક્ષિત.
૭—દઢ તોપણ સાહસિક, નવી પદ્ધતિ દાખલ કરનાર; ઘણા શત્રુ.
૮—આગ્રહી, યુક્તિબાજ: એક નિશ્ચયી, અને આબરૂદાર.
૯—વિચારમાં ગંભીર અને બોલવામાં ચાલાક: સગાથી સુખી.
૧૦—દઢ તોપણ બીજાથી સમજી જવાય તેવો; સગાંથી સુખી.
૧૧—ઉમદા, ચંચળ અને ઉદાર: બુદ્ધિશાળી, કારીગર.
૧૨—મ્હેનતુ ને કષ્ટ વેઠનાર: ચોક્કસ, અને પ્રયોગશાસ્ત્રી.
૧૩—સુધરેલ ને હુન્નરી: ધંધામાં કુશળ, ને હલકા લોકોથી સેવાયેલ.
૧૪—આબરૂદાર ચાલ ચલકત: ગુપ્ત વલણવંત ને દુ:ખી લગ્ન.
૧૫—તત્કાળ દયાવંત, ધર્મિષ્ઠ: પરદેશ મરણ.
૧૬—ખંતી: કાર્યમાં અંકુશવાળો, ને કોર્ટવાલા મિત્રો.
૧૭—તીક્ષ્ણ ને મજબૂત મન, મુળતત્વજ્ઞાની, કમ્પનીઓમાં વસીલાદાર.
૧૮—ઘણી દયા, ને વધુ સહનશીલતા: ને દાનેશ્વરી.
૧૯—યુકિતબાજ, કાર્યદક્ષ તે ટોળીના નાયક.
૨૦—સ્વાશ્રયી, ભયંકર, પોતાના નશીબનું પોતે સાધન.
૨૧—ચંચળવૃત્તિ, ભાષણ કર્તા: યુક્તિબાજ.
૨૨ ગૃહસંસાર અને પ્રેમમાં ગુંથાએલ: ઘણી દરિઆઇ સફરો.
૨૩—મહત્વાકાંક્ષી અને વિષયી: કોઈપણ જોખમે યોજનાને પાર પાડનાર.
૨૪—જીતેન્દ્રિય અને સુશીલ: શાંત રીતે કામ કરનાર.
૨૫—બહુ સમજુ અને કવિ; ત્યાગી.
૨૬—બળવંત અને સત્તાધીશ, દઢ અને અવ્યવસ્થિત: ભાગીદારનું મરણ.
૨૭—વક્તા, સમજુ, લગ્નથી ભાગ્યશાળી
૨૮—ખંતિલો, દઢ: નોકરી કે ધંધાથી સુખી.
૨૯—મજબૂત મનોબળી, બહુજ કાર્યદક્ષ અને જમીન ઉપર વિજયી.
૩૦—ભાગ્યશાળી, બહુજ વસીલાવાળો અને લાભકારક સત્તાવંત.

# મિથુન લગ્ન.

૧—મૂળતત્વ શોધક, સાહસિકઃ મજુર વર્ગના મિત્રો.
૨—અનુભવી અને સ્હેજ નાસ્તિકઃ મીલ્કતથી ઉપાધિઓ.
૩—ચાલાક વક્તા અને ઉપાધિમાંથી મુકત થનારઃ વકીલ.
૪—આકર્ષક, તરંગી અને સ્હેજ બુદ્ધિશાળી, દરીયાપર સુખી.
૫—હુન્નરી, ભાષાજ્ઞાની, ને વિચાર દર્શાવવામાં કુશળઃ વિખ્યાત બાંધવ.
૬—લાગણીવંત, દ્રઢ માર્ગે જનાર, ગેર સમજુતાઇને યોગ્યઃ શાંત ભાગ્ય.
૭—વિનયી ને માયાળુ, પરોપકારી; પ્યારનું લગ્ન.
૮—ચીઢીયો તોપણ ચપળઃ કાર્યદક્ષતા.
૯—સુધરેલ ને મળતાવડો; સાદો ને બુઠ્ઠો, પરદેશી લગ્ન.
૧૦—મોટા સંકલ્પવંતઃ લગ્ન કે ભાગીદારદ્વારા ચઢતી.
૧૧—આકર્ષક બુદ્ધિ, માયાળુ ચાલઃ મિત્રોદ્વારા લાંબી સફરો.
૧૨—ઢચુપચુ અને અવિશ્વાસુઃ દાન ધર્મ દ્વારા કીર્તિ.
૧૩—વિશ્રાંતિ વિનાનો, સત્તાધીશ, ચાલાક, મજબૂતઃ પ્રામેચ્છ.
૧૪—કુસંપી અને વ્હેમી સ્વભાવઃ દાનથી લાભ.
૧૫—ચાલાક, ચંચળ, બુદ્ધિશાળી ભાઇ બ્હેનનું જોડલું.
૧૬—લાગણીવાળો, વિષયીઃ ઘરનો વારસો.
૧૭—સત્તાવાન્ અને તેજસ્વી, જુસ્સાદાર, ને શક્તિવાનઃ હુન્નરી બાંધવ.
૧૮—બેભથુ સ્વભાવ, સ્ત્રી પ્રકૃતિ સુખી ધંધો.
૧૯—હુન્નરી દયા, માનુષિક ગુણ લોકપ્રીય સાહસ.
૨૦—ગુપ્ત વિચાર અને વિષયી; ઘણા અપ્રીય કાર્યો.
૨૧—આંકાક્ષાવાળું મન, મુસાફરીનો શોખ, ધાર્મિક ઐક્યતા.
૨૨—ભાષાજ્ઞાનને લીધે લોક વિખ્યાત; પિતા મરણ.
૨૩—સમજુ વિચારો, અનુભવ વિનાનો; મંડળી દ્વારા સતેજ.
૨૪—તત્કાળ દયાળુ, શાંત રીતે દુખ ભોગવનાર; ભાગીદારના હાથ નીચે.
૨૫—વિચારથી પ્રદીપ્ત થયેલ નવું જ્ઞાનઃ ફળીભૂત આશાઓ.
૨૬—દયા અને બુદ્ધિની ઐક્યતાઃ યોગ ને અંતર્જ્ઞાન.
૨૭—હુન્નરી ખટપટી બુદ્ધિઃ સગાંથી વ્હાલેલ.
૨૮—કાળજીવાળો, માતાથી લાભ અને આસ્થિર ભાગ્ય.
૨૯—દ્રઢ તોપણ લાગણીવાળો, માયાળુ છતાં તેજસ્વી; બક્ષીસ પામેલ.
૩૦—લાયક ને કાર્યદક્ષઃ બહુ મ્હેનતુ છતાં ચિંતાગ્રસ્ત.

## કર્ક લગ્ન.

૧—વિષયી પણ સુધરેલ, લોકો સાથે એક સંપીઃ દરીયાઈ વ્યાપાર,
૨—ખંદો ને તીક્ષ્ણ, ગુપ્ત વાતનો સાહસિકઃ છોકરાંનું મરણ.
૩—ધાર્મિક વૃત્તિવાલો, ચાલાક, વારંવાર ગાફલ, પરદેશમાં કેળવણી.
૪—વિચારશીલ, તીવ્ર; અસરકારક બુદ્ધિઃ પોતાથી મોટા સાથે લગ્ન.
૫—તરંગી, કલ્પના કરનાર, અભિમાનીઃ મિત્રોનું મરણ.
૬—દયાળુ, સમજુ, સ્હેજ આળસુઃ દરીયાઈ મુસાફરીથી સુખી.
૭—બુદ્ધિશાળી, ચપલ, અનુકુલતા ભરેલઃ જાતે માન મેલવનાર.
૮—ચતુર, અનુભવી, સંચયશીલઃ મજુરવર્ગના મિત્રો.
૯—લાગણીવંત, અસ્થિર, બ્હીકણ તોપણ બોલકણો, ભ્રાતૃ વર્ગના શત્રુઓ.
૧૦—એકાંતવાસી છતાં સંસારી, ગૃહ બંધનમાં બંધાયેલ, લાયકી મેળવનાર.
૧૧—લાગણીવંત, તીક્ષ્ણ, હુન્નરી, સટ્ટાથી લાભ.
૧૨—ધંધામાં કુશલ, શાસ્ત્ર અને ગુપ્તતાનો શોખિનઃ ઘણી ફરજીયાત સફરો.
૧૩—સ્રીજીત, ને આળસુઃ ઘરમાં પ્રતિપક્ષતા.
૧૪—તીક્ષ્ણ લાગણી, વિચિત્ર સંકલ્પ, ઉદ્ધત ઇચ્છાઓઃ ભયંકર સાહસ.
૧૫—મહત્વાકાંક્ષી, સુશીલ, નોકરો ઉપર દયાળુ; કામને લીધે પ્રખ્યાત.
૧૬—યોજના કરનાર અને અમલમાં મુકનારઃતદન કુળવંતને લગ્નથી કીર્તિવંત.
૧૭—કલ્પક, ચંચળઃ મનુષ્ય સ્વભાવનો વિધાર્થિ, ને સ્કુલમાં ઘણા મિત્રો.
૧૮—દરીયાનો શોખિન, રખડનાર, સોબત લાયક ને આનંદીઃ અને કાકાઓથી પછાત પડનાર.
૧૯—વિરામ રહિત, હુકુમત ચલાવનાર ને નિરંકુશઃ વૃદ્ધોની જગો લેનાર.
૨૦—ભાગ્યશાળી ને સુખી, સ્હેજ વ્યભિચારીઃ ફળીભૂત આશાઓ.
૨૧—શોધક વૃત્તિવાળું મન, અને મળતીઓઃ ચિંતાતુર ને ભાષાને લગતી ઉપાધિઓ.
૨૨—લાગણીવાળો, ગુપ્તતા ભરેલ, દયાળુ, ઘર વખુઃ માતા ને હદપાર વળગેલ.
૨૩—શરમાળ છતાં લાગણીવંત, સુંદરઃ સાહસથી લાભ.
૨૪—અભ્યાસી, સારાસાર જાણકારઃ સારી ટીકાઓ લખનાર.
૨૫—સ્હેજ આળસુ, મોડો ઉઠનાર; મેર માતાનું મરણ.
૨૬—ગુપ્તતા ભરેલ, અસાધારણ રીતે વૈભવીઃ પ્યારમાં દુર્ભાગ્ય.
૨૭—ઘણું ખરૂં ભાગ્યશાળીઃ ધંધાને અંગે ફરજીયાત સફરો.
૨૮—લોકોપયોગી વર્તન, ખટપટીઃ પિતા સાથે વૈર.
૨૯—એકાંત વાસીઃભાગીદારના દ્રવ્યથી ઇચ્છા ને આકાંક્ષાની પરિપૂર્ણતા.
૩૦—ગંભીર ને શાંત સ્વભાવઃ લાંબી મુસાફરીદ્વારા ત્રાસ.

## સિંહ લગ્ન.

૧—ચંચળ, સાહસિક, જુસ્સાદાર ને તેજસ્વી, બહુ વિષયીઃ પ્યાર.
૨—હુન્નરી, વ્યભિચારી, યોગજ્ઞાની; પિતાનો વારસો. ( મિશ્ર.
૩—ઝનુની છતાં અવિશ્વાસુ, લખાણુ ને વાણીમાં હુશિઆરઃ (ધાર્મિક)
૪—મજબૂત મનોબળ, દઢ સંબંધ ને લાગણીવંત સ્વભાવઃ ઘરનાજ શત્રુઓ.
૫—સ્વચ્છંદી, સહન શીલઃ વિશ્રાંતિ ભરેલ જીંદગી.
૬—ધંધાના કામોમાં શક્તિ ને સાહસઃ પિતાના વારસાની ચિંતા.
૭—ઉદાર, વિનયી, ને ઉપકારી, ચાકરીખોરઃ ધર્મ તરફ પ્રીતિ.
૮—બહુ વિષયી, તીક્ષ્ણુ લાગણીવાળોઃ ઘરમાંજ કપટ જાળ.
૯—મોટાઇથી ભરેલ ને ઉદાર, સાદો ને જુરોઃ સ્વસાહસને લીધે મુસાફરીઓ.
૧૦—દઢ, ગંભીર, ખાત્રીવાળો, મશ્કરીખોર ને ખટપટીઃ ધંધા દ્વારા ઉપાધિઓ.
૧૧—મહાન સંકલ્પો, પુષ્કળ દયાઃ મિત્રભક્ત છતાં તેદ્વારા શત્રુતા.
૧૨—દીલો જાન, તો પણુ, શરમાળ ને લાગણીવાળો આકૃતિઓમાંથી લાભ
૧૩—સાહસ, બહુજ કડક, વિરામ રહિત ને હમેશાં પ્રવૃતિવંત, એકંદરે ભાગ્યશાળી.
૧૪—લાગણી વાળો ને બુદ્ધિશાળી, ગુપ્તતા ભરેલઃ માબાપથી મજબૂત ! !
૧૫—જલદીથી ક્રોધ ને શાંતિ ને પામનાર, બહુજ સમજુઃ મિત્રોદ્વારા મુસાફરીઓ.
૧૬—માયાળુ, દઢ, તોપણુ નિષ્ફળ છતાં અભિમાનીઃ દરીયા ઉપર વિપત્તિ.
૧૭—સ્વબળથી યોગી, મહાન કાર્યો કરનારઃ ગુપ્તશાસ્ત્રજ્ઞાની.
૧૮—માયાળુ ને દયાળુ, આભારી ને ખંતીલોઃ ધન મેળવનાર.
૧૯—નમ્ર છતાં સત્તાવાન્, કસરતનો શોખિન, સગાનો પ્રતિપક્ષ.
૨૦—જુસ્સાદાર, ઉદ્ધત, ખંતો ને યુક્તિબાજઃ જીંદગીના છેવટમાં પાવન.
૨૧—સાદો, ખરેખર બોલનાર, બહુ વ્યાપક ને જુસ્સાદારઃ સગાંનો પ્રેમ ભોગવનાર.
૨૨—મુખ્યત્વે લશ્કરી બાબતોમાં સારો યોજક, માબાપ સાથે પ્રતિકુળતા.
૨૩—કામમાં ઝનુનીઃ ઘણી સ્ત્રીઓની મિત્રતા.
૨૪—ધાર્મિક કાર્યોમાં મ્હેનતુઃ ધંધા સંબંધી ત્રાસ.
૨૫—યુક્તિઓ અને ધંધાને લગતાં સાહસ ખેડનારઃ ભવિષ્ય જ્ઞાન.
૨૬—ઝનુની અનુભવનો ઉપયોગ, ધંધાથી સુખીઃ સુખી માબાપ, સ્થિતિવાળાં માબાપ.
૨૭—પ્રસંગને મહત્વ કરવા નિરંતર તૈયાર, ઉપાધિની સામો થનારઃ બુદ્ધિવંત મિત્રો.
૨૮—વિજય મેળવવામાં અનુભવી પ્રયોગથી ગૃહકાર્યથી ભાગ્યશાળી.
૨૯—રાજ્યકર્તા મનુષ્ય, સાહસિક ને હિંમતવંત તો પણુ દઢઃ ચોખ્ખો માર્ગ.
૩૦—આશા જનક પ્રયોગ કરનાર, તીક્ષ્ણુ ને ટીકાકારઃ ભાષામાં વિજય.

## કન્યા લગ્ન.

૧—બ્હીકણુ, અતડો, અભ્યાસી, પરાશ્રયી: લગ્નથી પૈસો.

૨—ચાલાક, મ્હેનતુ, ગુપ્ત વસ્તુશોધક, ભાષાશોખ: ધર્મિમનુષ્યોદ્વારા પ્રપંચ.

૩—લેખક, સ્વપ્નાવસ્થાવાન, ઉત્પાદક ગુપ્ત:મારણાવાળોપરદેશમાં મરણ.

૪—ગંભીર અધ્યાત્મિક વિચારો, ધંધાનો શોખિન: પિતા પ્રતિ પ્રેમાળ.

૫—તીક્ષ્ણ, અનુભવી: મંડળીઓને લગતાં ધંધાનાં સાહસ.

૬—દયાળુ, બીજા ઉપર હુકમ કરવામાં શોખન, લગ્નદ્વારા ત્રાસ.

૭—ચાલાક બુદ્ધિ ને સમજ શક્તિ: પોતાનો પુનર્જન્મ લાવનાર.

૮—સાવધ ને અનુભવી, નાણાશાસ્ત્રી: મુસાફરીદ્વારા સંપત્તિ.

૯—ઉચ્ચ પ્રકારનું ભાષાજ્ઞાન: ધર્માત્મા તરફ માન.

૧૦—કરકસર ને કંજુસાઇ, ધાર્મિક વૃત્તિઓ: ઘરમાંજ મિત્રો.

૧૧—લાગણીવંત, ખરા હુનર તરફ વલણ: પ્યાર દ્વારા ત્રાસ.

૧૨—સંતોષી, સ્વાશ્રયી: પોતાના ધંધાનો નિર્ણય કરનાર.

૧૩—ધાર્મિક જ્ઞાન ને મહાન સંકલ્પો ને કવિ, વારસાની હાનિ.

૧૪—જુના રીત રીવાજનું વલણ, થોડા બોલો: નાની મુસાફરીમાં ભય.

૧૫—તત્વજ્ઞાની, કારીગર, સુશીલ, હુશિઆર: પરદેશવાસી.

૧૬—અધ્યાત્મ વિચારવંત, નિયમનો શોખિન: ધંધાનો આગ્રહી.

૧૭—ઘણા વિચિત્ર વિચારો, સ્હેજ વિભ્રમચિત્ત: નોકર વર્ગના મિત્રો.

૧૮—વિચારશીલ, પણ અનુભવી, જાતિભાઇઓની ચાકરી કરનાર: વિયોગ દ્વારા દીલગીરી.

૧૯—તત્વજ્ઞાનમાંખંત,તીક્ષ્ણ સમજ શક્તિ ને સાહસિક મન:ભાગીદારથી લાભ

૨૦—ધંધામાં કુશળ ને ગણિત શાસ્ત્રી: પરદેશથી ધન.

૨૧—સંકલ્પ કરનાર નેઅમલમાં મુકનાર,લખાણ ને ભાષણ કર્તા:સગાંથી સુખી.

૨૨—ગાઢ મૈત્રી સેવનાર: લાગણીવાળો.

૨૩—ઝનુની ને લાગણી વાળો: સટ્ટામાં દુખી.

૨૪—ગંભીર, જાતને કાબુમાં રાખનાર, વારંવાર સ્વાર્થિ, જાતને શાપ દેનાર, તથા જાતે પોતાની માંદગી મેળવનાર.

૨૫—સુધરેલ, માયાળુ સૌંદર્યતાના જ્ઞાનવાળો: ધાર્મિક વૃત્તિવાળો.

૨૬ વિચારમાં ગંભીર ને વાણીમાં ખંદો, કારીગર: રસ્તાથી ભય.

૨૭—ચાલાક, મહત્વાંકાક્ષી મનવાળો, ધધામાં કુશળ: ઘેર બેઠાં સુખી.

૨૮—ઉંડો, અતડો, ભાગ્યેજ અંદરનો સ્વભાવ દેખાડનાર: પૂજ્ય સ્વભાવ.

૨૯—માયાળુ ને વ્યાપક સ્વભાવ,અસ્થિર ચાલ ચલકત:મિત્રોદ્વારા ઉપાધિઓ.

૩૦—ગુપ્ત શાસ્ત્રનું વલણ, ધાર્મિક જીંદગી, લગ્નદ્વારા પ્રતિબંધ.

## તુલા લગ્ન.

૧—મનથી મજબૂત ને પ્રીતિવંત, કુંવારા રહેવાની ઇચ્છા, હુન્નરી.
૨—સમજશક્તિ ને યોગજ્ઞાન; પવિત્ર વિચારો: ભાગીદારના ધનનું સાધન.
૩—ચપળ ને શોધક મન, ન્યાયી ને દયાળુ, વાંચનદ્વારા બુદ્ધિ પ્રકાશ.
૪—માયાળુ સ્વભાવ, પ્રેમને વળગેલ: ધંધામાં આગ્રહી.
૫—ચંચળ પ્રકૃત્તિ, મહાન હુન્નરી, તોપણ અનાડી આશાઓ: મિત્રતાથી પ્યાર.
૬—મનથી બહુ ટીકાખોર ને અસ્થિર, લાગણીવંત, તબીયતની ઉપાધિઓ.
૭—આત્મભોગ આપનાર, મોટા વિચારવાળો, ઐતિહાસિક; ભાગીદાર તરફ પ્રેમી.
૮—બહુ વિષયી, રંગ, સ્વાદ ને ગંધમાં આનંદ પામનાર: વારસાનો ભય વા હાનિ.
૯—શાસ્ત્રનો પ્રેમ ને શોખ, સાદો: વધુ પરદેશી લખાણ.
૧૦—પુરાણ ને જુદા જુદા વિષયનો વિદ્યાર્થિ: ઘેર બેઠાં શાન્તિથી ધંધો કરનાર.
૧૧—સમજુ મનવાળો, ઘણો દયાળુ, હુન્નરનો શોખિન, છોકરાંની મિત્રતા.
૧૨—નમ્ર ને વિશ્રાન્તિવાળો સ્વભાવ, દયાળુ: માંદગીને લીધે બંધીખાનું.
૧૩—મોટી આકાંક્ષાઓ, આતુર મન, પ્રવૃત્તિવંત, ઘણું કરીને કુંવારો.
૧૪—ગ્રહણ શક્તિ કરનાર, ધાર્મિક મન: સ્ત્રીદ્વારા ધન.
૧૫—મન વિહ્વળતા, તીવ્ર માનસિક શક્તિ: ધર્મ ગુરૂઓદ્વારા ફળીભૂત આશાઓ;
૧૬—યોગ જ્ઞાન, બહુજ લાગણી: માતાનું પ્રબળ બળ.
૧૭—મહાન ધંધાનાં જોડાણો કરવાની શક્તિ: નિષ્કામ પ્યાર.
૧૮—તદન નિરભિમાની, જીતેન્દ્રિય, સંતોષી: નોકર દ્વારા ત્રાસ.
૧૯—ગુઢાર્થનો શોખિન, ધર્મ પુસ્તકોનો વિદ્યાર્થિ: ગંભીર જીંદગી.
૨૦—આનંદી, જાતે મોજમજાહ કરનાર; પિતાના વારસાનો વ્યય.
૨૧—ખુલ્લો, સ્વતંત્ર, બુદ્ધિવંત, ભાષાની બક્ષીસ વાળો: ઘણી નાની મુસાફરીઓ.
૨૨—વિચારશીલ, ગંભીર ને સમજુ: પિતાનો પ્રેમવાળો.
૨૩—સારી માનસિક શકિત, સમજુ ને સમતોલ: નિષ્કારણ પ્યાર.
૨૪—આનાકાની કરનાર, જાતે મોજમજાહ કરનાર, વ્યભિચારી; માંદગી.
૨૫—સભ્ય તોપણ લાગણીવંત: નિર્બળ મન ને ઇચ્છાઓને આધીન.
૨૬—સુધરેલ ને હુન્નરી, સમતોલ, વિષયી, પિતાના વારસાની હાનિ.
૨૭—લાગણીવંત ને બેભયુ સ્વભાવ, વિચિત્ર સંકલ્પો: છોકરાંની મિત્રતા.
૨૮—દયાળુ, લાગણીવંત, વારાફરતી ધંધા: રંગ ભૂમિને યોગ્ય.
૨૯—પ્રેમી, ભાષાનો શોખિન, ને મંડળીનાં કામકાજો માટે ઝનુની.
૩૦—આત્મકલ્યાણ માટે પ્રયત્નવાળો: વિચારશીલ ને જીતેન્દ્રિય.

## વૃશ્ચિક લગ્ન.

૧—સ્થિર ચાલચલકત, વિષયી ને જુસ્સાદારઃ ભાગીદારદ્વારા ત્રાસ.
૨—અતરો અભ્યાસી, સંતોષી, ગુપ્તઃ પોતાના પુનર્જન્મને પોતે લાવનાર.
૩—મજબૂત મનોબળ, ઉદાર, શાસ્ત્ર જ્ઞાનઃ વિજયી મુસાફરીઓ.
૪—બુદ્ધિવંતઃ મહાન વિચારને જ્ઞાનવાલું પોલીટીકટ કાઢનાર.
૫—ચાલાક, જુસ્સાદાર, બહુ વિચારવંત, સુધારાનો શોખિનઃ દેશમાં મિત્રો.
૬—બેભશુ, લાગણીવંતઃ ધર્મ ને વિષય તરફ વારા ફરતી વળણુવાળો.
૭—ચાલાક, બહુશ્રુત, બહુ મ્હેનતુ; રસાયણ શાસ્ત્ર અને વસ્તુ બનાવટની બુદ્ધિ.
૮—સારી બુદ્ધિ, તીક્ષ્ણ લાગણી, કાર્યદક્ષતાઃ લગ્નથી ભાગ્યવંત.
૯—અસ્વસ્થ ને ટીકાખોરઃ નિરંતર નવા પ્રયોગ કરી જોનાર.
૧૦—માયાળુ ને ચીકણો સ્વભાવ, સ્હેજ અસ્થિર; લાંબી મુસાફરીઓ.
૧૧—વિષયી, ભભકાનો શોખિનઃ આસપાસનો મોટો સંબંધ.
૧૨—પ્રયોગ વિજ્ઞાન શાસ્ત્રી, નિયમિત, ચોકસઃ નોકરો મિત્રો બને છે
૧૩—લાગણીવંત, બહુ વ્યભિચારીઃ ભાગીદારીમાં ઉપાધિ.
૧૪—સ્થિર સ્વભાવ, દરીયાઇ જીંદગીનો શોખઃ સ્વપરાક્રમી.
૧૫—ઝનુની, સ્હેજ અસ્વસ્થઃ સ્વપ્નમાં ઈશ્વર પ્રેરણા.
૧૬—સ્થિર મન, બહુ અભ્યાસીઃ ધંધા ઉપર મનની સ્થિરતા.
૧૭—વિચિત્ર આનંદનો તૃષિત અને તેને શોધનાર; ગુપ્ત મિત્રતા.
૧૮—નમ્રને લંપટ, પાપી તોપણ સુશીલઃ પ્યારમાં ઉપાધિ.
૧૯—વિચારમાં ખંદો ને કામમાં હિમ્મતવાળોઃ ખુની ને સ્વાર્થિ.
૨૦—સમતોલ સ્વભાવ, મજબૂત સ્નેહઃ વિઘ્નોનો વારસો.
૨૧—લાગણીવંત, ટીકાખોરઃ ભાંડુ અથવા ભ્રાતૃદ્વારા ત્રાસ.
૨૨—ઘણો ધરવખોઃ ને માતા ઉપર બહુજ પ્રેમભક્તિ.
૨૩—મોટી ઇચ્છાઓ, ને અભિમાનીમાં દરેક બક્ષીસ પામેલઃ માનવંત ધંધો.
૨૪—ધંધામાં અનુભવી કાર્ય દક્ષતાઃ દઇઅણોની મિત્રતા.
૨૫—લાગણીવંતઃ લગ્નથી કમનસીબ.
૨૬—મજબૂત ચાલચલકત, વંશ સ્થાપના કરનારઃ પોતે મરણનું કારણ.
૨૭—દયાળુ ને બુદ્ધિશાળીઃ તત્વજ્ઞાનો સારો વારસો.
૨૮—ચપલબુદ્ધિ, કલ્પક તો પણ ગંભીરઃ મોટા ભાઇઓ.
૨૯—સમજુ મન, અન્યાયી સ્વાર્થઃ મિત્રોને વળગેલ.
૩૦—સંપીલો સ્વભાવ, નિરાધાર ઉપર દયાળુઃ પ્યારથી દુઃખી.

## ધન લગ્ન.

૧—અંતર્જ્ઞાની ને ભવિષ્યવેત્તા, તીક્ષ્ણ સમજશક્તિવંત, શોધક.
૨—અનુભવી તરંગી, વિચારોને અમલમાં મુકનાર, નાની સ્થિતિમાં વિજય.
૩—લાગણીવંત, કવિતા ને ભાષાનું જ્ઞાન; સગાં કે ભાંડુસાથે લગ્ન.
૪—માયાળુ, દૃઢ, ઘેર રહેવામાં શોખિન. પાણીની ઘાત.
૫—ઉત્પાદક બુદ્ધિ, હુન્નરી ઇશ્વરપ્રેરણા, ભવિષ્ય જ્ઞાનઃ પરદેશીનો શોખ.
૬—સુધરેલ, જીતેંદ્રિય, શાસ્ત્રીય લોભઃ હલકા લોકોદ્વારા દોરવાયેલ.
૭—અનુકુળ ને સંપીલો સ્વભાવઃ શત્રુઓ મિત્ર બને છે.
૮—બહુ ઇંદ્રિય સ્વાદ, ને તે સંતોષવામાં ઉદ્ધતઃ સ્ત્રીના વારસામાં ત્રાસ.
૯—તીક્ષ્ણ ધારણાવાળોઃ મુસાફર.
૧૦—લોભીવૃત્તિ, કાર્યદક્ષઃ ઉચ્ચસ્થિતિવાળાનો વારસો.
૧૧—વફાદાર, નિર્ભય, દયાળુ, મોટા મનનોઃ નાની મુસાફરીમાં થયેલામિત્રો.
૧૨—લાગણીવંત, અસ્વસ્થ, કરૂણાર્દ્રઃ ઘરમાં ઘણો કમજોર.
૧૩—હિમ્મતવાન સાહસ, જોખમનાં કામઃ ચાલાક જીંદગી.
૧૪—ઝટ પરીક્ષા કરનાર, લાયક, મ્હેનતુઃ જુના કુંટુંબી નોકરો.
૧૫—સમનોજ્ઞ સ્વભાવ, બુદ્ધિવાન્, યોગવાળી જીંદગીઃ બે વાર લગ્ન.
૧૬—લાગણી ભર્યો માયાળુ સ્વભાવ, વૈભવ મેળવવામાં ઉદ્ધતઃ ખાણોમાં ભય.
૧૭—ઉમદા સ્વભાવ, બક્ષીશનો ઉડાઉ, આનંદી ને યોગજ્ઞાનીઃ પરદેશમાં છોકરાં.
૧૮—તત્વજ્ઞાની ને ટીકાકાર, અનુકુળ ને બુદ્ધિવંતઃ લાયક છાપાવાળો,
૧૯—બુદ્ધિશાળી, પ્રશંશાને ઇચ્છનાર, હુન્નરનો શોખિન સ્ત્રીઓની મિત્રતા.
૨૦—રોગ સંબંધી ઇશ્વરી જ્ઞાન, નિર્ભય; ડૉકટરોની શત્રુતા.
૨૧—દરેક સાહસ શુદ્ધ જ્ઞાનવંત, મોટાની કૃપાઃ ભાગ્યશાળી ને વિજયી.
૨૨—ખટપટી વલણ, વાદ કુશળઃ વંશ પરંપરાગત માન.
૨૩—હુન્નરી, લોક લાગણીઃ ઘણા માયાળુ પત્ર વ્યવહાર.
૨૪—દયાળુ, ધાર્મિક વૃત્તિ, ધર્માદા ખાતામાં રહેનાર.
૨૫—ઝનુની પ્રકૃતિ, હદપારની જીવનશકિત, બહુશ્રુતઃ દુઃખી અવસ્થા.
૨૬—કવિ ને ઇન્દ્રિય સ્વાદવાળો, શારીર સુખ મેળવનારઃ મહાન ઇશ્વર પ્રેરણાને લાયક.
૨૭—મહાન ભાષા શાસ્ત્રી, નવલ કથા ને કલ્પના ને લખનારઃ યુવાન ભાગીદાર.
૨૮—તીવ્ર લાગણી કાળજીવંત, ક્ષીણતા પામનારઃ ને ભયંકર મરણનો ભય.
૨૯—રાજકીય સ્વભાવ, સ્હેજ ખર્ચાળ; મુસાફરી કે રંગભૂમિમાં વિજય.
૩૦—હુન્નર કે ધંધામાં સાહસ ને લાયકીઃ બહુજ માનવંત.

## મકર લગ્ન.

૧—લોભી ને જુસ્સાદાર પ્રકૃતિ, ધંધામાં કુશળઃ સ્ત્રીદ્વારા માનવંત.
૨—ખંટ્ટો ને યોજના કરનાર, યુક્તિબાજ ને લાયક, નિરભિમાનીઃ મિત્રો દ્વારા ભય.
૩—લોભ ને નિશ્ચયથી વારા ફરતી ડગમગતુ ગંભીર મનઃ પરદેશમાં આફતો.
૪—સારા કે નરસા કાર્યમાં સંપૂર્ણ ગંભીરઃ ધંધાનો લોભી.
૫—દરેક કાર્યમાં તૈયાર ને લાયક, બીજાને હકુમતમાં રાખનાર, પૈસાનો લોભી.
૬—યુક્તિબાજ, ચતુર, દયાળુ, લેખક ને વક્તાઃ ભાંડુદ્વારા ત્રાસ.
૭—સાવધાન ને હકુમત કરનાર, જુસ્સાદારઃ ઘરમાં રાજ્યકરનાર.
૮—સ્થિર, લાયક, અનુભવી, સ્હેજ કઠોર, સાહસમાં ભાગ્યશાળી.
૯—કાળજીવંત, પ્રયોગશીલઃ સમર્થભાષાશાસ્ત્રી.
૧૦—માબાપને મળતા ગુણવાળો, બીજાનું કલ્યાણ ઈચ્છનારઃ માતૃભક્ત.
૧૧—મ્હેનતુ ને સમજુ પ્રકૃતિ, ચતુર ને સ્વાર્થિઃ પ્યારદ્વારા પવિત્રતા.
૧૨—સમતોલ ઈંદ્રિય સ્વાદ કરનાર, કાર્યોદ્વારા વિજ્ઞાન.
૧૩—વ્યભિચારી, હુન્નરનો શોખિનઃ સ્ત્રીઓથી દોરવાયેલ.
૧૪—વૈદકીય જ્ઞાનવંત, સ્હેજમાં માંદગીમાંથી મુક્ત થનાર, તીવ્ર આશાઓ.
૧૫—ધંધામાં કુશલ, ને વ્યાપારી સમજશક્તિઃ સગાંદ્વારા ત્રાસ.
૧૬—ઘણા વખત વિચારાયેલ યુક્તિઓને અમલમાં મુકનારઃ સ્વતંત્ર.
૧૭—દૃઢ તોપણ વળી જાય તેવો, લોકો સાથે વ્યવહાર કરનાર; મંડળીઓ દ્વારા ધન.
૧૮—સુધરેલ, કારીગર, ઇન્દ્રિય સ્વાદવંતઃ ધર્મદાન કરનાર.
૧૯—મેળવવામાં સાહસિક, ધારણ કરવામાં શકિતવંતઃ પોતાના ક્ષયનું કારણ.
૨૦—કામમાં સ્થિરતા ને તે કરવામાં કુશળઃ પ્યારમાં નશીબવંત.
૨૧ અસ્થિર સ્વભાવ, શોધક મન, નાજુક વિચારઃ બે ધંધા.
૨૨—બહુજ દયાળુ ને લાગણીવંતઃ લોક પ્રિય નવલકથા કરનાર અથવા ગ્રંથકર્તા.
૨૩—તત્વજ્ઞાનનો વિદ્યાર્થિ, વિચારમાં ગુઢ, પ્યારથી મરણ.
૨૪—ગુપ્ત ને શાસ્ત્રીય વળણ, જાદુઈ કે વૈદકનો અભ્યાસી.
૨૫—જાતની મોજમજાહમાંનો શોખિનઃ વ્યભિચારી.
૨૬—ગંભીર ને ગૂઢ મન, ઈંદ્રિય સ્વાદઃ સત્તા.
૨૭—વિજ્ઞાની મન, મહત્વાકાંક્ષી પ્રકૃતિઃ મુસાફરીમાં કમનશીબ.
૨૮—લોભમાં કે વિચારમાં ડુબી ગયેલઃ જીતેન્દ્રિય.
૨૯—અનુકુલ તોપણ વિશ્રાંન્તિ મેળવનાર, વિચારવંત ને ગંભીર, આશાનો વારસો.
૩૦—સ્હેજ ઉદાસી મન, જીંદગીની અસર જાણનારઃ મરણ.

## કુંભ લગ્ન.

૧—નવો ધારો પાડવામાં હિમ્મતવાન, રૂઢિ ને સોસાઇટીનો ધિક્કાર, ભાઇ વિનાનો.

૨—સ્થિર, મનનશીલ સ્વભાવ, વિચારમાં સ્વતંત્રઃ સ્થિર રહેઠાણુ વિનાનો.

૩—બુદ્ધિવંત, ભાષામાં હુન્નરના વળણવાળોઃ એવડાં સાહસ.

૪—કાળજીવંત ને અસ્થિર સ્વભાવ, નિર્બળઃ ગૃહ સ્થિતિની તંદુરસ્તી ઉપર અસર.

૫—મજબૂત મનોબલ, તેજસ્વી, ધંધાની કુશળતાઃ મુસદ્દી ભાગીદાર.

૬—નમ્ર ને શાંત સ્વભાવઃ ભાગીદારની મીલકતમાં ચિંતા.

૭—સુશિક્ષણીય પ્રકૃતિ, થોડાથી સંતોષીઃ પરદેશમાં લગ્ન,

૮—મૂલતત્વજ્ઞાની, ધર્મવંત, હુકમ કરનારઃ રણમાં મરણ ભય, ભયંકર ઉદ્યમ.

૯—મહાન વિચારો, ઘણી દયા, નિર્ભયઃ મિત્રતાદ્વારા બુદ્ધિ પ્રકાશ.

૧૦—યુક્તિબાજ ને સારી કે નરસી યોજના કરવામાં મહાન્બુદ્ધિવંતઃ શત્રુથી ચઢતી.

૧૧—ચિઢીયો, બીજાથી ન પારખી શકાય તેવો, વિચિત્ર લાગણીથી પિગળેલઃ સર્વથી જુદાપણું.

૧૨—ધાર્મિક સ્વભાવ, ઉચ્ચ દયાયુક્તઃ વારસાદ્વારા કમનશીબ.

૧૩—તૈયાર ને ફળદ્રુપ મન, યુક્તિઓથી ભરપૂરઃ ધ્યાનમાં સ્હેજ ખામી.

૧૪—અનુભવી, લાયક નાણાં શાસ્ત્રીઃ પૈસાનો બહુ લોભી.

૧૫—વકતા ને લેખક, મનોબલીઃ યુગલ પ્રજા.

૧૬—તરંગી ને કાળજીવાળો, સ્હેજ કુસંપીઃ ધંધામાં મજબૂત રીતે વળગેલ.

૧૭—સત્તાવંત, સ્થિર, ગંભીર, મોટા મનનોઃ વ્યભિચાર કે લગ્નમાં પ્યાર.

૧૮—કાળજીવંત, લાગણીવંત, સ્હેજ લડાયકઃ પવિત્ર.

૧૯—બહુ શ્રુત, ઘણું વાંચેલ, તીક્ષ્ણ બુદ્ધિવંતઃ ઈશ્વર પ્રેરિત વિજ્ઞાન.

૨૦—ચતુર, અનુભવી, ને કારીગરઃ વૈદકિય ધંધો.

૨૧—પ્રસારક, બુદ્ધિવંત, સર્વ સાથે માયાળુઃ ઘણા પરદેશી મિત્રો.

૨૨—ખટપટી, કુભાંડ કરવામાં કુશળઃ શત્રુથી વિખરાયેલ યોજના

૨૩—કારીગર સુશિક્ષિતઃ નિષ્કામી જોડાણો ને મનુષ્યોથી અલગપણું.

૨૪—ધર્માત્મા, ઉદાર, ઉંડી દયાઃ કમનશીબથી યોગ જ્ઞાન.

૨૫—બુદ્ધિવંત, કારીગર, પ્રયોગોમાં આતુરઃ વિચાર દર્શાવવામાં કુશલ.

૨૬—કામ અમલમાં મુકવાની બુદ્ધિ ને તે પૂર્ણ કરવાની ખંત, દેશમાં ભાગ્યશાળી.

૨૭—શોધક મન, સ્વાભાવિક બુદ્ધિઃ ભાઇઓનો સ્નેહ.

૨૮—સમજુ, ગુપ્તશાસ્ત્ર પ્રતિ કાળજીવંતઃ યોગી કે ધર્માત્મા.

૨૯—રાજા સરખી પ્રકૃતિ, પબ્લીકને ચ્હાનાર, સત્કર્મો કરનારઃ જોડાણમાં પ્યાર.

૩૦—એકાંતવાસી, વિશ્રાન્તિ ચ્હાનાર, અભ્યાસી, જીતેન્દ્રિયઃ ઉંડું અંતર્જ્ઞાન,

# મીન લગ્ન.

૧ કારીગર, ઈંદ્રિય સ્વાદવંત, ગૂઢ વિચારનો: લગ્નદ્વારા પુનર્જન્મ.
૨—લાગણીવંત, ઈંદ્રિય સ્વાદવંત, ગુપ્તશાસ્ત્રજ્ઞાની, કષ્ટોથી મનની વિશુદ્ધતા.
૩—શકિતવંત, સમજુ, મુસદ્દી, ચંચલ: ધંધામાં કાલ્પનિક.
૪—કામ પૂર્ણ કરવાની મહાન શક્તિસાથે ખંદા વિચારનો, સારા મિત્રો.
૫—અનહદ દયાળુ, નમ્ર, અસ્થિર સારી બુદ્ધિ: મિત્રોદ્વારા ઉપાધિ.
૬—ગંભીર, બીજાથી પારખી શકવામાં અશકય, ઉપાધિઓથી સુખ.
૭—અસ્વસ્થ, કુસંપી, સમતોલ વિનાનો પોતે ધન મેળવનાર અને ખોનાર.
૮—યુક્તિબાજ, જોડાણુ કરનાર, બીજાને તાબામાં રાખનાર: ભાઇઓથી સુખી.
૯—ઘણોજ અવ્યવસ્થિત, કાળજીવંત, ચંચળ: બે ઘર કે રહેઠાણો.
૧૦—લાગણીવાળો, કાળજીવાળો, અનુભવી ને આકાંક્ષાનો આગ્રહી: ઘર વખો.
૧૧—દયાળુ, કાળજીવાળો, લાગણીવંત, પ્રેમાળ: હુન્નરી ધંધો.
૧૨—ગુપ્ત, દયાળુ, કાળજીવંત, ને શાંતિ ઇચ્છનાર: કામ કરંદો.
૧૩—ઘણી લાગણીવાળો, કારીગર, શાસ્ત્રશોખિન: ભાગીદારદ્વારા ભય.
૧૪—મજબૂત વૃત્તિઓ ને તે દ્વારા બીજાને ડગાવનાર: હુન્નર ઉત્પાદક જ્ઞાન.
૧૫—કાળજીવંત, અનુકુલ સ્વભાવ, મોટાઇવંત, ચીઢીયો, મુસાફરીની ઇચ્છાઓ.
૧૬—લોભી, ઝીણી બાબતોમાં લક્ષ્ય, મોટી આશાઓ, મા બાપ. સાથે મિત્રતા.
૧૭—વિહ્વલ, મહાન્ સંકલ્પોને અમલમાં ન મુકનાર: કમનસીબ.
૧૮—અસ્થિર, લડાયક: દયાળુને બીજાનાં દુ:ખ ગ્રહણુ કરનાર.
૧૯—ઝનુની ને પબ્લીક કામ કરવામાં અનુભવી: ચાલાક ને સ્વપરાક્રમી.
૨૦—આગતા સ્વાગતા કરનારી પ્રકૃતિ, ફળદ્રુપ વિચાર: પ્રેરણાથી લખનાર.
૨૧—મિશ્રિત સ્વભાવ: ઉછેરનાર, બે માબાપ કિંવા ઘર.
૨૨—મજબૂત વૃત્તિઓ, મોહક ને આકર્ષક શક્તિ, દયાળુ: માતાનો પ્રેમ.
૨૩—ચિઢીઓ, લાગણીવંત, વારા ફરતી નરમ ગરમ; અગ્નિ સંબંધી ધંધા, કે કાર્યમાં ઝનુની.
૨૪—ગૂઢ સ્વભાવ, તત્વજ્ઞાનનો અભ્યાસી: લગ્નમાં પવિત્રતા કે નિષ્કામ જોડાણુ.

૨૫—મજબૂત ઈંદ્રિય સ્વાદ, વ્યભિચારઃ ભાગીદારીમાં ભય.
૨૬—ગુપ્ત અનુભવોનું વળણઃ ધાર્મિક કૃત્યોમાં તીવ્ર પ્રેરણા.
૨૭—ભોળો સ્વભાવ, મિત્રતા કરવામાં તૈયારઃ ન્હાયે તો ઉપભ્રક કે ઘણો તત્વજ્ઞાની.

૨૮—લાગણી ને મનની ઐક્યતાઃ લોભી વૃત્તિઓ ને વફાદાર મિત્રો.
૨૯—શુદ્ધ સંકલ્પવાળો, વ્યવહાર જ્ઞાનીઃ પ્રજાસત્તાને માટે લડનાર.
૩૦—નશીબને ફેરવી નાંખનારઃ વિપત્તિમાંથી વિજય વા પડતીનું કારણ.

## સારાંશ.

આ પરિચ્છેદમાં લગ્નની રાશિ પરત્વે અંશોનું વર્ણન કરેલ છે, તે ઉપરથી પોતાની લગ્ન રાશિનો કયો અંશ સત્ય છે, તે સમજી શકાશે.



# परिच्छद १५. Chapter XV.

## લગ્નગત ગ્રહ ફળ.

### Rising Planets.

લગ્નમાં રહેલા ગ્રહો રાઇઝીંગ અથવા પૂર્વક્ષિતિજોદિત ગ્રહો કહેવાય છે. આ ગ્રહોની પણ શરીર, સ્વભાવ ને ભવિષ્ય ઉપર લગ્નની માફક સત્તા હોય છે, તેથી તેમનાં ફળ સ્પષ્ટ રીતે અત્રે વર્ણવ્યાં છે.

જેમ જેમ લગ્નના અંશની નજદીક ગ્રહો હોય છે તેમ તેમ તેમનાં ફળની પ્રબળતર સત્તા સમજવી; લગ્નથી લગભગ (૧૦) અંશ પાછળ બારમામાં રહેલ ગ્રહને રાઇઝીંગ ગ્રહ ગણવો, ક્વચિત્ (૧૫) અંશની પણ છૂટ આપેલ છે.—

## લગ્નગત ચંદ્ર ફળ.

જન્મ કુંડળીમાં લગ્નમાં રહેલો ચંદ્રમા તેની અસર નીચે જન્મેલા મનુષ્યોને અસ્થિર, ઘણા ચાલાક, નૂતનતા, વિચિત્રતા તથા ફેરફારના શોખિન, બીજાના વિચાર તથા આજુબાજુની સ્થિતિના ગ્રાહકને બહુ લાગણીવાળા બનાવે છે; તેઓએ મિત્રો અને ઓળખાણ કરવામાં સાવધ રહેવું, નહિંતર તેઓની પૂર્ણ સત્તાનું દબાણ ભોગવવું પડે છે. તેઓ મુસાફરીને ચ્હાય છે ને અસ્વસ્થ હોય છે, ઘરનું વાતાવરણ તેમને બહુ અસર કરે છે. તેઓ કાળજીવાળા, ને દરકાર કરનાર હોય છે.

આ મનુષ્યો કીર્તિલોકને પ્રશંશાના લોભી ને શોખિન, શુદ્ધ નેમનવાલા હોય છે; તેઓ સંસારી સ્વાર્થવાળા, લોકોપયોગી અથવા વ્યવહારૂ જીંદગી દ્વારા અનેક લાભ મેળવી ચઢતી પામે છે; ને ઘણા બનાવોવાળી અસ્થિર જીંદગી ભોગવે છે. આ ગ્રહ શારીરિક અવયવોના બંધારણ ઉપર આશ્રિત રાશિના પ્રમાણમાં અસર કરે છે.

## દ્વાદશ રાશિગત લગ્ન ચંદ્ર ફળ.

મેષ—સ્પર્શવંત, આકાંક્ષિત, લાગણીવંત, પ્રવેશ કરનાર ને માનસિક.

વૃષ—આતુર, દયાળુ, શાંત, સમજુ, જીવન શક્તિવંત.

મિથુન—ગ્રાહ્ય, પેચી, અકલિત બુદ્ધિશાળી, કપટનો શોખિન, હેતુવંત-

કર્ક—શંશય છેદી, લાગણીવંત, માયાળુ, શક્તિવંત, આસ્તિક.
સિંહ—ઝનુની, ખંતીલો, માનવંત, સમજુ ને નિયમિત.
કન્યા—કારણ સમજનાર, સૂચક પ્રથક્કરણ કરનાર, યોગી, શાંત.
તુલા—નિપુણ, વિનયી, સમજુ, આનંદી ને દયાળુ.
વૃશ્ચિક—લશ્કરી, સ્વાર્થિ, ઝેરીલો, અભિમાની, દ્વેષી.
ધન—જુસ્શાદાર, વિષયી, આંકાક્ષા રાખનાર, દયાળુને ઉદાર.
મકર—નિંદિત, કીર્તિનો લોભી, સાવધ ને સ્વાર્થિ.
કુંભ—સહનશીલ, નિરપરાધી, કલ્પક, ચાલાક ને શોધક.
મીન—દયાળુ સ્વપ્નસ્થિતિવાળો, અસ્થિર શાંત ને આગતા સ્વાગતા કરનાર.

## લગ્નગત બુધફળ.

જન્મકુંડળીમાં જેને લગ્ને બુધ રહેલ હોય છે તે મનુષ્યો ઘણીજ સારી માનસિક શક્તિવાળા, ચપળ, તીવ્ર, ને દરેક વિચારોમાં ને કાર્યોમાં ચાલાક હોય છે; ઘણી બાબતોમાં તેઓ અસાધારણ, બીજાનું અનુકરણ કરવાની સારી સત્તાવાળા તથા દરેકને અનુકુલ હોય છે; તેઓ ખંદા, મુસદ્દી, ને બચાવ કરવા ધારેલ કોઇપણ પોઈન્ટ ઉપર વાદવિવાદ કરવામાં ઘણાજ કુશળ ને ભાષાજ્ઞાની હોય છે. તેઓનું મન તેમને ઉદ્યમી રાખવાને માટે હરકોઇ યુક્તિ શોધવામાં કદાપિ પાછું પડતું નથી. પારાની માફક તેઓ પોતાની આગળ પાછલના વાતાવરણના પ્રમાણમાં ઉચ્ચ કે નીચ સ્થિતિ ભોગવે છે. તેઓ ધંધાની કુશળતાવાળા હોય છે. પેહેલી જીંદગીને મુખ્યત્વે યુવાસ્થામાં લગ્નના બુધની અસર વધારે હોય છે. બુધ માનસિક શક્તિનો ગ્રહ હોવાથી તેઓને વિદ્વાન્, વાચાળ ને લખાણ તથા વાંચવાના શોખિન બનાવે છે.

## દ્વાદશ રાશિગત લગ્ન બુધફળ.

મેષ—ચાલાક, શુભાશયી, ગરમ, અતિશયોક્તિ કરનાર ને છટાબંધ બોલનાર.

વૃષ—ચીકણો, અતડો, મ્હેનતુ. સંગીતજ્ઞાની ને સમજુ.
મિથુન—સમજુ, ચાલાક, ગણિતજ્ઞ, શાસ્ત્રી ને માયાળુ.
કર્ક—અનુકુલ, અસ્થિર, બેચેન, સમજુ ને અસ્થિર.
સિંહ—ભભકાદાર, નિર્ણયી, લોભી ને યોજક.

કન્યા—બુદ્ધિવંત, વિદ્વાન, શક્તિવંત ને ચંચલ વકતા.
તુલા—વિદ્વાન, સંગીતજ્ઞાની ને હુન્નરી, સુધરેલ, સુંદર તુલના, શક્તિવંત.
વૃશ્ચિક—બુદ્ધિવંત, ગુપ્તશાસ્ત્રનો શોખિન, ગુઢાર્થી.
ધન—વાચાળ, વિષયી, પ્રેરણાવાળો. લોભી ને ચઢતીની આકાંક્ષાવાળો.
મકર—ચિઢીયો, વ્હેમી, અસંતોષી, પ્રવેશ કરનાર ને શાસ્ત્રી.
કુંભ—વાચાળ, બક્ષીશવંત, તત્વજ્ઞાની, ઉપયોગી કામનો શોખિન.
મીન—ઉપલક, અનુકરણ કરનાર, થોડા વિચાર પણ ઘણી યોજનાવાળો.

## લગ્નગત શુક્ર ફળ.

જન્મ કુંડલીમાં લગ્નમાં રહેલ શુક્ર ઘણોજ સારો ગણાય છે; ને તે અસર નીચે જન્મેલા મનુષ્યો આનંદી, માયાળુ, ને વૈભવી હોય છે; તેઓને જીંદગીમાં સંપત્તિ પ્રાપ્ત થાય છે, ને દરેક સંબંધમાં આવનાર મનુષ્યો તેમને ચ્હાયછે ને માન આપે છે; તેઓ સંગીતજ્ઞ, ગાયક, સુંદર હુન્નર, સૌદર્યતા ને સુધારાના શોખિન હોય છે. તેઓ સુધરેલ ધંધા કરવા માગેછે, ને બીજાના સુખનાં સાધન પુરાં પાડે તેવા ઉદ્યમો સ્વિકારે છે. તેઓ ઘણાજ સારા સ્વભાવવાળા, આકર્ષક, ને ચ્હાવા લાયક હોય છે; આ ગ્રહ વિષયસુખનો અધિષ્ટાતા હોવાથી પ્યારનાં ને આનંદી કામો ઉપર બહુજ અસર કરે છે.

## દ્વાદશ રાશિગત લગ્ન શુક્ર ફળ.

મેષ—માયાવાદી, લાગણીવંત, ઉદાર, કારીગર ને બોધક.
વૃષ—સુંદર, કૃપાવંત, સુશીલ, આનંદ ને હુન્નરનો શોખિન.
મિથુન—વિચારશીલ, ગંભીર, શોધક, દયાળુ ને બુદ્ધિવંત.
કર્ક—કંજુસ, અસ્થિર, પ્રીતિવંત, એકદમ વશ્ય થનાર.
સિંહ—ઐતિહાસિક, લોકપ્રિયતા માટે આતુર, સંગીતજ્ઞ, પ્યારમાં ભાગ્યશાળી.
કન્યા—જીતેન્દ્રિય, પ્રેમમાં હદપાર અથવા કપટજાળ.
તુલા—બીજાને ઉત્તેજન આપનાર ને મદદ કરનાર, પ્યારમાં સમતોલ.
વૃશ્ચિક—આડે માર્ગે દોરવનાર, અદેખો, ને હમેશ હદપાર જનાર
ધન—દીલોજાન, લાગણીવંત, મોહક, બે જગોનો પ્યાર.
મકર—અનિશ્ચયી, પ્રેમમાં અસ્થિર સબંધ થયા બાદ તલ્લીન.
કુંભ—પરોપકારી, જીતેન્દ્રિય, પવિત્ર, માયાવાદી, ને ઐતિહાસિક.
મીન—જ્યાં પ્રેમ હોય ત્યાં વિચારવંત ને કુદરતી.

## લગ્નગત રવિ ફળ.

લગ્નમાં રહેલો સૂર્ય પોતાની અસર નીચે જન્મેલ મનુષ્યોને ભાગ્યશાળી, આબરૂદાર ને માનવંત જીંદગીવાળા બનાવે છે; તેઓ પોતાના ઉપર આવી પડતી દરેક આફતોમાં ટકી શકે છે. આ મનુષ્યો પોતાની આગળ પાછળના લોકો પાસેથી માન ને ભલી લાગણીઓ મેળવે છે. તેઓ જોખમ ભરેલી જગો મેળવી બીજાના ઉપર હુકમ કરવાને શક્તિવાળા હોય છે. સંસારી કાર્યો માટે આ ગ્રહ લગ્નમાં સારો ગણાતો નથી, પણ તે નીતિને માટે સારો છે, આ મનુષ્યો હલકાં ને નિર્જીવ કાર્યોને ધિક્કારે છે, ને હમેશાં ખરાની ખાતર ખરૂં જ કરવા યત્ન કરે છે, અને તેથી પ્રસંગોપાત બીજાઓ તરફથી માન ને પ્રશંશા મેળ છે. આ ગ્રહ શારીરિક બલ આપનાર હોવાથી તેઓમાં ઘણીજ જીવન શક્તિ, માંદગી ભોગવ્યા બાદ તત્કાળ સાજા થવાની શક્તિ, સારી તંદુરસ્તી, તેજસ્વી આકૃતિ, ને સત્તાનો તાપ હોય છે.

## દ્વાદશ રાશિગત લગ્ન સૂર્ય ફળ.

મેષ—તેજસ્વી, લડાઇખોર, લોભી, વફાદાર, બચાવ કરવાને યોગ્ય.

વૃષ—અનહદ વિશ્વાસુ, સ્વેચ્છાચારી, મુસદ્દી, સ્થિર, ગંભીર.

મિથુન—ઉમદા, સુધરેલ, સંતોષી, અભ્યાસી, વિચારવંત.

કર્ક—કાળજીવંત, ગ્રાહક, સાવધ, આતુર, આગ્રહી.

સિંહ—સર્વગુણસંપન્ન, લોભી, ન્યાયી, માનવંત, મહત્તાવાળો.

કન્યા—બુદ્ધિવંત, ઉદ્યમી, ટીકાકાર, સંચય કરનાર, અનુકુલ.

તુલા—કલાગરો, વિનયી, સમજુ, વિશ્રાંતિ ચ્હાનાર ને કલ્પક.

વૃશ્ચિક—કઠક, માનવંત, મુસદ્દી, એકનિશ્ચયી.

ધન—સત્યવાદી, ઉદાર, અભિમાની, વિશ્વાસુ, યોગજ્ઞાની

મકર—તેજસ્વી, નીતિવંત. સ્વાશ્રયી અનુભવી, ખંતિલો.

કુંભ—તાબેદાર, આનંદી, દીલોજાન, વિશ્વાસુ, માયાવાદી.

મીન—નિષેધક, પદ્ધતિવાળો, આગતા સ્વાગતા કરનાર, શાંત, ને પ્રમાણિક.

## લગ્નગત મંગળ ફળ.

જન્મ લગ્નમાં રહેલ મંગળ પોતાની અસર નીચે જન્મેલા મનુષ્યોને ઘણીજ હિમ્મત ને સ્વબલનો વિશ્વાસ આપે છે; આ મનુષ્યો કદાપિ પણ પછાત પડતા નથી; ને તેઓ ધૈર્યવાન્, શક્તિવંત, જુસ્સાવાલા, પરિણામ ભોગવનાર તથા નિર્ભયપણે જાત ઉપર દરેક વસ્તુને ખેંચી લેનાર ને લેનાર હોય છે; પણ તેઓએ લાગણીઓનો, સાહસિક કામકાજનો ને ઉતાવળીઆં અનુમાનનો ત્યાગ કરવો જોઇએ; તેઓ આત્મસત્તાવડે જીંદગીમાં ચઢતી પામનાર તથા પ્રસંગોપાત આગળ પડતો ભાગ લેનાર હોય છે. તેઓએ પોતાનો જુસ્સો ને શક્તિ કોઇ સારા પ્રસંગને માટે સાચવી રાખવાં જરૂરનાં છે. આ લોકોએ કાર્ય કરતા પેહેલાં હમેશાં વિચાર કરવો. મંગળ તૃષ્ણાનો ને લોભનો ગ્રહ હોવાથી આ મનુષ્યોમાં વાસના અને આકાંક્ષાઓ ઘણી હોય છે. તથા પશુવૃત્તિના ગુણો પ્રબલ હોવાથી ધાર્મિક ગુણોની ખામી હોય છે.

## દ્વાદશ રાશિગત લગ્ન મંગલ ફળ.

મેષ—હિમ્મતવાન્, વાદકુશળ, ખરો રીસાળ.

વૃષ—અસલી, જક્કી, નિર્ભય, ખેંચી ન શકાય તેવો દોરવાયેલ.

મિથુન—કઠણ, યુક્તિબાજ, ચાલાક, તીક્ષ્ણ ને માનસિક બળવાળો.

કર્ક—દુરાગ્રહી, અસ્થિર, ઉદ્ધત, છોકરવાદ ને કમનશીબવંત.

સિંહ—સુધારક, હુકમ કરનાર, વાદકુશળ, ઉદાર.

કન્યા—માયાળુ, શાસ્ત્રી, મૂળ તત્વજ્ઞાની, ચિઢીયો, મુસદ્દી.

તુલા—આકર્ષક, સમતોલ, વિનયી, પ્યારમાં કમનશીબવંત.

વૃશ્ચિક—ખોટી ખટપટ કરનાર, વિષયી, શોધક, ચાલાક પણ તામસી.

ધન—અજીત, તોફાની, વાચાળ, ઉદાર, મહત્વાકાંક્ષી.

મકર—યોજક, બ્હાદૂર, યુક્તિબાજ, સાહસિક, બુદ્ધિવંત.

કુંભ—નિર્બળ, મનોગત યુક્તિવાળો, ચાલાક ને ગૂઢ.

મીન—વક્રોક્તિ બોલનાર, ઉદાર, દયાળુ, યોગી, સંચય કરવાની ઇચ્છાવાળો.

## લગ્નગત ગુરૂ ફળ.

જન્મ લગ્નમાં રહેલ ગુરૂ પોતાની અસર નીચે જન્મેલા મનુષ્યોને વિજયી જીંદગી, સારી સંપત્તિ ને શ્રેષ્ઠ ભાગ્ય આપે છે; પણ આ સઘળું તેમના ઉચ્ચ ને ઉદાર સ્વભાવનું પરિણામ છે; તેઓ દયાળુ, પરોપકારી, મોટા મનના ને આશાવંત હોય છે; તેઓનો પ્રેરિત સ્વભાવ બીજાઓ કે જેઓ તેમનું સતત ભલું ઇચ્છે છે તેમના વિશ્વાસને જીતી લેછે; તેઓ વ્યવહારમાં વિજયી, ને જો નિરાશ ન થાય તો ભાગ્યેજ કોઇ વ્યવહારૂ કાર્યમાં પાછા પડે છે; જેમ જેમ વધારે આશાવંત બને છે તેમ તેમ તેઓ વધારે વિજયી ને સુખી નિવડે છે. વ્યવહારમાં ને ધંધામાં અગ્રેસર થવાની તેઓમાં સત્તા હોય છે. તેઓ ધાર્મિક અને નીતિના તત્વથી ભરેલા હોય છે. જો ગુરૂ પીડિત થયેલ હોય છે તો આ મનુષ્યો વ્યવહારૂ ને ધાર્મિક કામોમાં ઠગ ને ઢોંગી બને છે, ગુરૂ અંદરની સત્તા ઉપર અમલ ચલાવનાર હોવાથી ઇચ્છાઓ પરિપૂર્ણ કરે છે.

## દ્વાદશ રાશિગત લગ્ન ગુરૂ ફળ.

મેષ—ન્યાયી, લોભી, સાહસિક, નિશ્ચયી, વિજયી.

વૃષ—પ્રમાણિક, ન્યાયી, દીલોજાન, દયાળુ, આકર્ષક.

મિથુન—પૂજ્ય, સુશીલ, સુધરેલ, વિદ્વાન્ ને ગણિત શાસ્ત્રી.

કર્ક—અંતર્જ્ઞાની, લોભી, ભાગ્યશાળી ને દયાળુ.

સિંહ—સુશીલ, મહત્તાવાલો, અભિમાની, સત્તાવાન, ડાહ્યો.

કન્યા—જડ, અખિત્યારવંત, લોભી, ચઢતી ઇચ્છનાર, ઉદ્યમી.

તુલા—અંતર્જ્ઞાની, પરોપકારી, ગંભીર, ન્યાયને ચ્હાનાર.

વૃશ્ચિક—મિથ્યાભિમાની, એક નિશ્ચયી, માની, અતહદ સહનશીલ ને સાવધ.

ધન—સત્યવાદી, માયાળુ, સુશીલ, સુધરેલ, વિનયી ને દયાળુ.

મકર—ખારીલો, સ્વચ્છંદી, કઠણ, અને વારંવાર અપમાન પામેલ.

કુંભ—કાર્યસાધક, આનંદી, શાંત, દયાળુ ને ઘણોજ માયાળુ.

મીન—પૌષ્ટિક, અભ્યાસી, યોગ્ય, આગતા સ્વાગતા કરનાર, આનંદી.

## લગ્નગત શનિ ફળ. (Saturn Rising)

જન્મ લગ્નમાં રહેલ શનિ પોતાની અસર નીચે જન્મેલા મનુષ્યોના સંસારી સુખને માટે અનુકુળ નથી; અને જન્મ સમયની તેઓની આજુબાજુની સ્થિતિ-પ્રવૃત્તિ અને સંપત્તિને તદ્દન પ્રતિકુલ હોય છે. તેઓને ઘણી આફતો વેઠવી પડે છે, ને તેઓનો વિજય બીજાની મદદ કરતાં પોતાનાજ બળઉપર આધાર રાખે છે. તેઓ ઉદ્યમી, મ્હેનતુ, સાવધ, ખંતીલા, ગંભીર, કંજુસ, ડાહ્યા ને અતડા હોય છે. તેઓનું મધ્યબિન્દુ જીતેન્દ્રિયતા અને ન્યાય હોવો જોઈએ, ને જેમ જેમ તેઓ નીતિવાન થતા જશે તેમ તેમ ધ્યાન ને સમાધિ સત્વને મેળવશે; તેઓમાં કુદરતી ઊંડી ધાર્મિક વૃત્તિ હોય છે; ને નિરભિમાની તેમજ ગંભીર, શાંત ભકિતવાળા હોય છે. તેઓ મહાન જોખમી કાર્યો કરવાની શકિતવાળા ને વિજયવંત પરિણામ લાવનાર હોય છે. આગ્રહ દરેક કાર્યમાં વારંવાર પ્રતિબંધ કે વિઘ્નો નાંખનાર છે.

## દ્વાદશ રાશિગત લગ્ન શનિફળ.

મેષ—ભ્રાંતિજનક, આગ્રહી, ટંટાખોર, ચાલાક ને રજનું ગજ કરનાર.
વૃષ—અદેખો, મૂર્ખ, સાંકેતિક, અભિમાની, આગ્રહી.
મિથુન—પ્રગામી, ગણિતજ્ઞ, વિદ્વાન, સમજુ, ગુપ્ત શાસ્ત્ર જાણનાર.
કર્ક—પશ્ચાત્તાપી, દ્વેષી, છોકરવાદ, અસંતોષી, દુઃખી.
સિંહ-સહનશીળ, સાવધ, સત્તાવાન, જીતેન્દ્રિય ને ડાહ્યો.
કન્યા-તકરારી, ઉદાસી, ધારણા શકિતવાળો, અભ્યાસી ને અતડો.
તુલા-ગાફલ, અભિપ્રાય લેવા લાયક, વિદ્વાન, પડતીવા સંભવવાળો.
વૃશ્ચિક-લોભી, વિચારવંત, દ્વેષી, અભિમાની, ચિઢીયો.
ધન-શિક્ષણીય, કાળજીવંત, ઉતાવળીયો, ન્યાયી, વિશ્વાસપાત્ર.
મકર-બેદરકારી, વ્હેમી, અસંતોષી, ગંભીર, અનહદ સાવધ.
કુંભ-બારીકીથી જોનાર, પ્રવેશ કરનાર, વિચારવંત, ગંભીર.
મીન-બેફિકરી, અચોક્કશ અનિશ્ચયી, લાગણીવાળો, કમનશીબવંત.

## લગ્નગત હર્શેલ ફળ. ( Uranus Rising. )

લગ્નમાં રહેલ હર્શલ અથવા યુરેનસ પોતાની અસર નીચે જન્મેલા મનુષ્યોને દરેક બાબતમાં અસાધારણ બનાવે છે; ને તેઓ મૂળતત્વજ્ઞાની, શોધખોળ કરનાર ને કુશાગ્ર બુદ્ધિવાળા હોય છે. તેઓ કવચિત્ વિચિત્ર,

અસાધારણ, આકસ્મિક ને સહવાસ વિનાના અજાયબી તથા ગુઢતાને ચ્હાનાર હોય છે; તેઓની જીંદગી ઐતહાસિક બનાવવાળી હોય છે, ને તેઓને અકસ્માત ને અકલ્પિત લાભ કે હાનિઓ થાય છે ને તેથી ભાગ્યવંત કે ભાગ્યહીન બને છે; તેઓ ગુપ્તશાસ્ત્રી, જ્યોતિષ, ને તત્વજ્ઞાનના શોખિન તથા અભ્યાસી હોય છે; તેઓ આગળ વધેલા ને સુધારાના નાયકો હોય છે. તે ઘણા લોકો ઉપર લખેલ કરતાં વધારે શુદ્ધ વિચારવાળો હોય છે. આ ગ્રહ વિચારોને અરસપરસ ઉલટ સુલટ કરે છે.

## દ્વાદશ રાશિગત લગ્ન હર્શલ ફળ.

મેષ—આકસ્મિક, લોભી, અસ્થિર, શોધક, સર્વગુણ સંપન્ન.
વૃષ—ગંભીર, એક નિર્ણયી, ગુપ્ત શાસ્ત્રજ્ઞાની ને પ્રેમાળ.
મિથુન--અજાયબીવાળો, દરેક ગુપ્ત વાતનો શોખિન ને પ્રતાપી.
કર્ક—વિચિત્ર, બેચેન, અસાધારણ, અધારો ને તરંગી.
સિંહ—ઉદાર, છુટાપણાનો શોખિન. સ્વતંત્ર ને ચઢતી ઇચ્છનાર.
કન્યા--કંજુસ, શાંત, નિરૂપયોગી, વિચિત્ર, યોગજ્ઞાની.
તુલા—ઐતિહાસિક, અસ્વસ્થ, વિદ્વાન, સમજુ ને સુધરેલ.
વૃશ્ચિક--હુન્નરી, ગુઢ, વ્હેમી, શોધક ને ચાલાક.
ધન--ઉદ્ધત, તોફાની, ઝનુની, અનહદ ઉદાર ને સ્વતંત્ર.
મકર-ધીરજથી કરનાર,ઐતિહાસિક,સંચય કરનાર, અસ્વસ્થ ને અવ્યવસ્થિત.
કુંભ--વિચિત્ર, લાગણીવંત, શાસ્ત્રી કે તત્વજ્ઞાની, હુશિઆર.
મીન--નૂતનતાવાળો, તરંગી, પશ્ચાત્તાપી, ધાર્મિક ને શાંત.

## લગ્નગત નેપચ્યુન ફળ. ( Neptune Rising )

જન્મલગ્નમાં રહેલો નેપચ્યુન ગ્રહ પોતાની અસર નીચે જન્મેલ મનુષ્યોને અસાધારણ જીંદગીવાળા બનાવે છે; તેઓ યોગજ્ઞાની, ઐતિહાસિક અથવા અધ્યાત્મિક જ્ઞાનવાળા હોય છે. તેઓની જીંદગીમાં વિચિત્ર અનુભવો ને મહત્વના બનાવો બને છે; ઘણાજ થોડા મનુષ્યો નેપચ્યુનના વાતાવરણને અનુકુળ હોય છે; ને તેઓ પવિત્ર જીંદગી ભોગવનાર મહાત્માઓ છે. તેઓએ બીજાની અસર ન થાય તે ખાસ જોવું; ને મિત્રો તથા ઓળખાણ જોઇવિચારી કરવાં. તેઓને વિચિત્ર ને અર્થસૂચક સ્વપ્નો આવે છે કે જેને સંભાળી રાખવાં.

આ મનુષ્યો પ્રેરણાથી કામ કરનાર ને ભાવી ફળને જાણનાર હોય છે. આ ગ્રહ હેતુભૂત કારણોને અરસપરસ કરનાર છે.

## દ્વાદશ રાશિગત લગ્ન નેપચ્યુન ફળ.

મેષ—કલાકાર, ચાલાક, કવિ, અસ્થિર યોજના અને યુકિતથી ભરેલ.
વૃષ—કારીગર, સુધરેલ, ઇન્દ્રિયસ્વાદી, ને કોઇ હુન્નરી બુદ્ધિ.
મિથુન—આનંદી, શોધક, વિદ્વાન, સમજુ ને કવિ.
કર્ક—અસ્વસ્થ, અગાધ, અસ્થિર લાગણીવાળો, દયાળુ.
સિંહ—ઐતિહાસિક પ્યાર, ઘણું લખાણ કરનાર, સાહસિક.
કન્યા—બહુજ કાળજીવાળો, શાંતિ ઇચ્છનાર, ગુઢાર્થી, હુન્નરી, અતડો.
તુલા—કવિ, શુદ્ધ સંકલ્પવાળો, નમ્ર ને સુધરેલ, સ્હેજ ઇંદ્રિય સ્વાદી.
વૃશ્ચિક—ગુઢ, ઠગ, ગુપ્ત રહેવામાં શોખિન, અભિમાની.
ધન—પ્રેરણાવાળો, શેખસલ્લીના વિચાર વાળો દયાળુ, મહાન કલ્પક.
મકર—લુચ્ચો, ખંધો ને યોજક, અનહદ સ્વાર્થી.
કુંભ—મોટા મનનો, દયાળુ, કુદરતનો જાણકાર.
મીન—મુગાં પ્રાણીનો શોખિન, દયાળુ, કેટલાક ગાંડાઘેલા વિચારવાળો.

### લગ્નગત રાહુ ફલ. ( Dragon's Head Rising )

જો લગ્ને રાહુ પડેલ હોય તો તેમાં જન્મેલા મનુષ્યો દુષ્ટ બુદ્ધિ ને દુષ્ટ સ્વભાવવાળા, ઉદ્ધત, પોતાના મનુષ્યોને ઠગનાર, માથાની પીડાવાળા વિષયી, રોગી ને વાદમાં વિજયી હોય છે.

તેઓ બહુ બોલા, રાતી આંખવાળા, દુષ્ટકર્મ કરનાર, સાહસિક, અનાડી, દુરાગ્રહી, વિપ્રસંતાપી તથા બહુ સ્ત્રીઓ ભોગવનાર હોય છે.

### લગ્ન ગત કેતુ ફળ ( Dragon's Tail-Rising.)

લગ્ને રહેલ કેતુ મનુષ્યોને કાર્યદક્ષ, ભોગથી રોગવાળા, સ્ત્રી વિગેરેની ચિંતાવાળા, મહા શોકગ્રસ્ત ને શરીરે વાયુપીડાવંત હોય છે. તેઓ બાંધવો સાથે કલેશ કરનાર ને દુર્જનથી પીડિત હોય છે.

### લગ્ન ગત ફોર્ચ્યુન ફળ ( Fortune Rising ).

આ કલ્પિત ગ્રહ જો લગ્નમાં હોય છે તો તે મનુષ્યોને મહા ભાગ્યશાળી બનાવે છે. ને તેઓ દરેક બાબતમાં સુખી ને વિજયી નિવડે છે. પણ બીજા ગ્રહોની શુભાશુભ દ્રષ્ટિઓ તે ગ્રહને બહુજ અસર કરી શુભાશુભ ફળને આપે છે.

## સારાંશ.

આ પરિચ્છેદમાં રાઇઝીંગ યાને લગ્નમાં પડેલા ગ્રહનું વર્ણન છે. તેને દરેક મનુષ્યે પોતાના જન્મ લગ્નમાં પડેલ ગ્રહ કયો છે, તે બરોબર સમજી ફળને વાંચી લેવું.

ચંદ્ર—સૌંદર્યવાન્, બુદ્ધિવાન્ ને પ્રખ્યાત, આળસુ, સ્ત્રીઓથી સુખ પામનાર, ભ્રમિત મનવાળા, શુભલાગણીવાળા, માયાળુ, ઉતાવળીયા, ને સોબતને ચ્હાનાર.

બુધ—વિદ્વાન્, ચપળ, ચાલાક, ઉદ્યમી, વાંચન ને લખામણના શોખિન, બ્હાદુર—

શુક્ર—ગણિત શાસ્ત્રી, સુંદર, દીર્ઘજીવી, સ્ત્રીપ્રીય, આનંદી, મોજ મજાહ સંગીત ને ગાયનના શોખિન.

રવિ—પિત્ત પ્રકૃતિ, પ્રવાસી, રોગી, તીક્ષ્ણ બુદ્ધિવંત, મગરૂર, રૂઆબવાળો, ભલો, નીચ ને હલકા કામોને ધિક્કારનાર, ને મહત્વાકાંક્ષી.

મંગળ-શરીરે કે મુખ ઊપર ઘાતપાતાદિ ચિન્હવાળો, શૂરવીર, ચપળ, ધનવાન્, હિમતવાન્, સાહસિક, લશ્કરી, દૃઢ ને સ્રીપ્રીય,

ગુરૂ—જ્ઞાની, દીર્ઘજીવી, વિદ્વાન, ઉદાર, વિજયી, સુખી, ટેક-વાળા ને પ્રમાણિક, શત્રુનું પણ ભલું ઇચ્છનાર.

શનિ-વાત અને પિત્તરોગી, મહાન કપટી, ચોર, પ્રતિષ્ઠત, હીચકારા, અવિશ્વાસુ, અદેખો, લોભી ને કુકર્મ કરનાર.

હર્સલ-ભ્રમિત ચિત્તવાળા, વિચિત્ર, બુદ્ધિવંત, ચાલાક, શોધ ખોલ કરનાર ને અજાયબી ચીજોના શોખિન.

નેપચ્યુન-ધાર્મિક વૃત્તિવાળા, યોગી, અંતર્જ્ઞાની ને વિખ્યાત.

રાહુ-ઉદ્ધત, રોગી ને કપટી હોય છે.

કેતુ-ભોગથી રોગી, ચિંતાતુર ને વિચિત્ર.

હેરચ્યુન-મહાભાગ્યશાળી.

---

# परिच्छेद १६ Chapter XVI

## લગ્નેશ ફળ.

### " The Ruling Plancts "

આ પરિચ્છેદમાં કુંડળીમાં રહેલા પ્રબળ ગ્રહ (Ruling Planets)ની સત્તાને વર્ણવેલ છે.

મુખ્યત્વે **લગ્નેશ યાને રૂલર**=(રાજ્યકર્ત્તા ગ્રહ) ની સત્તા હમેશાં ભોગવે છે. અથવા ક્વચિત્ કુંડળીમાં સૌથી બળવાન અને ઘણોજ પ્રખ્યાત ગ્રહ જે હોય છે તે પણ રૂલર થાય છે.

કેટલીક વખત બે ગ્રહો પણ રૂલરની સત્તા ભોગવે છે; કોઇ પણ કુંડળીમાં પ્રબળ ગ્રહ કોણ છે તે નક્કી કરવાનું કામ જ્યોતીષીઓને માથે છે.

ચાર કેન્દ્રમાં રહેલા ગ્રહો પણ પ્રબળ ગણાય છે; ને તે પૈકી લગ્નમાં રહેલ ગ્રહ સૌથી બળવાન હોય છે, તેનાથી ઉતરતો દશમે રહેલ છે, તેનાથી ઉતરતો સાતમે ને ચોથે અનુક્રમે બળમાં છે

લગ્નમાં કે દશમે રહેલ ગ્રહ કેટલીક વખત લગ્નેશના કરતાં પણ બળવાન હોય છે, ને તે રૂલરની સત્તા ભોગવે છે. લગ્ને બે ત્રણ ગ્રહો હોય તો સ્થાન ને બળપરત્વે જે બળવાન હોય તે અથવા લગ્નની નજદીકનો જે ગ્રહ હોય તે આ સત્તાને યોગ્ય છે.

મુખ્યત્વે લગ્નેશને તો હમેશાં રૂલર ગણવો ને તેની સાથે સાથે અંશતઃ ઉપર જણાવ્યા પ્રમાણેના પ્રબળ ગ્રહને પણ ક્વચિત્ ગણવો.

ઘણા સમયથી ચાલતા આવેલા જ્યોતિષશાસ્ત્ર મુજબ મુખ્ય સાત ગ્રહોને દ્વાદશ રાશિનાં સ્વામિઓ કલ્પ્યા છે; પરંતુ આધુનિક જ્યોતિષી-ઓએ હાલમાં નવા શોધી કઢાયેલ યુરેનસ ને નેપચ્યુન ( ઇંદ્ર તથા વરૂણ) ને રાશિનું સ્વામિત્વ અર્પણ કર્યું છે; જો કે આ બે ગ્રહો કઇરાશિના સ્વામિ છે તે હજુ પણ નક્કી થયેલ નથી; છતાં કુંભરાશિનો સ્વામિ હર્શલ કે યુરેનસ છે; ને મીનરાશિનો સ્વામિ નેપચ્યુન છે. હર્સલ મેષ અને મિથુનમાં અને નેપચ્યુન કર્કમાં સારો ગણાયેલ છે.

પોતાની કુંડળીમાં હવે કયો ગ્રહ લગ્નેશ કે પ્રબળ હોઇ રૂલર થયેલ છે તે સમજી લેઇ પોતાને લગતું ફળ વાંચી લેવું.

## લગ્નેશ ચંદ્ર ફળ–( Moon Ruling )

ચંદ્ર કર્ક રાશિનો સ્વામિ છે. તેની અસર આકૃતિ, પોષણ ને નિભાવ કરવામાં છે. સંસાર ને ગૃહપ્રેમની પ્રકૃતિ મજબૂત છે, ને તેઓનું ચિત્ત કુટુમ્બ અને માબાપ પ્રત્યે વળેલુ હોય છે. કલ્પના શક્તિ વધારે પોષાયેલ હોવાથી જીંદગી મુખ્ય ભાગ ભજવે છે. તેઓ ઘણીજ લાગણી વાળા ને નિર્બળ મનના હોવાથી નિરંતર તેમના સ્વભાવ ને વિચારો બદલાયાં કરે છે; ને તેઓમાં શક્તિ ને ખંતની ખામી હોય છે. તેઓમાં અનુભવ અને કામ કરવાની બુદ્ધિ હોય છે. કેળવણીના પ્રમાણમાં તેઓ જુદા જુદા વિષયોને ગ્રહણ કરી શકે છે. આ મનુષ્યો સંસારી જીંદગી, ધંધો, શાસ્ત્ર ને હુન્નરને લાયક છે. તેઓ સાવધ, સમજુ કંજુસાઈના લક્ષણવાળા, ને દરેકમાં દીર્ઘ દ્રષ્ટિવાળા છે; જો તેઓ લાગણીઓ અને વૃત્તિઓથી દોરવાઇ જતા નથી તો તેઓ અનુભવી ને શક્તિવંત હોય છે.

## લગ્નેશ બુધ ફળ. ( Mercury Ruling )

કન્યા ને મિથુન રાશિનો સ્વામિ બુધ છે. તેની અસર મગજ ને જ્ઞાન તંતુઓ ઉપર હોય છે; ને ઇંદ્રિયો કરતાં મન સાથેનો વધુ સબંધ, આગ્રહ, સારી માનસિક શક્તિ, સ્મરણ શક્તિ, બુદ્ધિ, અનુકુલતાપણું, બુદ્ધિ ને યુક્તિયોનું ફલદ્રુપપણું આપે છે. તેઓ વક્તા, વિવાદ કરનાર, વિચારવંત ને વાત ચિતમાં કુશળ હોય છે; પણ તેની સાથે તેઓ ખંદા, ગુપ્તતાથી ભરેલ, અતડા ને કામથી ફારગત રહેવાની ટેવવાળા હોય છે. સમગ્ર પ્રકૃતિ ભાગેજ દુનિયામાં પ્રદર્શિત હોય છે, ને એક બાજુનો એવી હોય છે કે પોતાના પ્રીયમિત્રો પણ જાણી શકતા નથી તેઓનું મન ચાલાક હોવા છતાં સ્થિરતામાં અને ખંતમાં ખામીવાળું હોય છે. તેઓ ઘણા વિષયોને એકી વખતે સંભાળી શકે તેવા હોય છે; તેઓ બીજા લોકોના વિચાર ને સ્વભાવને મળતા થાય છે, ને રૂપાંતરથી સત્યને શોધી કાઢે છે. તેઓ વાંચન, લખાણ ને ભાષણના શોખિન હોય છે.

## લગ્નેશ શુક્રફળ ( Venus Ruling. )

વૃષ ને તુલા રાશિનો સ્વામિ શુક્ર છે, આ ગ્રહ પ્રેમ ને સૌંદર્યતાનો અધિષ્ઠાતા હોવાથી સ્નેહવૃત્તિઓને મજબૂત કરી વ્યવહાર પ્રકૃતિને ચાલાક ને મજબૂત બનાવે છે. તેઓ અંતરની લાગણીવાળા, સોબતને

લાયક, સગાં ને મિત્રોની કમ્પનીના શોખિન, માયાળુ ને શાન્ત સ્વભાવવાળા, સુધરેલ ને અનુકુળ હોય છે. તેઓ મોજમજાહ, આનંદ, વૈભવ, શાન્તિ ને સુખના ઘણા શોખિન હોય છે; પણ તેઓએ તે બાબતમાં સ્હેજ પ્રતિબંધ કે અંકુશ રાખવો જોઇએ. તેઓ સુંદરતા, આજુબાજુ વાતાવરણ, વસ્ત્રો, ઘરેણાં ને શૃંગારના શોખિન હોય છે; ને સ્વચ્છતા અને અનુક્રમતાની કિમ્મત સમજે છે. તેઓ જો દરકાર કરે છે તો ગાયન, સંગીત, હુન્નર ને કવિતાનું જ્ઞાન મેળવી શકે છે. સારૂં ભાગ્ય ને નાણાં સંબંધી જ્ઞાન હોવાથી તેઓ ધંધાને અનુકુળ હોય છે, તેઓનો સ્વભાવ આનંદી, આશાવંત; સુશીળ હોય છે તેને લોકપ્રિયતા તથા બહુ મિત્રતા મેળવે છે. સૌંદર્યતા, પ્રેમ તથા લગ્નનો ગ્રહ શુક્ર છે.

## લગ્નેશ સૂર્યફળ ( Sun Ruling ).

સિંહ રાશિનો સ્વામિ સૂર્ય છે. તેની અસર શારીરિક ને માનસિક પ્રકૃતિને જીવન બળ અને તેજ આપવામાં છે. તેઓ માનવંત, સ્વાશ્રયી ને મજબૂત મનોબળવાળા હોય છે, ને કાર્યનું સારૂં પરિણામ લાવવાની ઇચ્છા ને લોભવાળા હોય છે. તેઓને તાબેદાર સ્થિતિ ભોગવવાને અણગમો હોયછે, ને દરેક કાર્યમાં તેઓ અગ્રેસર થવા ઇચ્છેછે; તેઓ કાર્યો અને મનુષ્યોની વ્યવસ્થા ને યોજના કરવાને શકિતવંત હોય છે ને જોખમદારી ભરેલાં કાર્યોથી પાછા હઠતા નથી. તેઓ માયાળુ, ઉદાર અને સારાને વખાણનાર ને નઠારાને ધિક્કારનાર હોય છે. તેઓમાં વ્યવહારૂ ને પ્રેમાળ સ્વભાવ હોય છે, ને સ્હેલાઇથી તેઓ મિત્રો ને સોબતીઓનું આકર્પણ કરી શકે છે. તેઓ સુખશાંતિ, વૈભવ ને મોજ મજાહને ચ્હાનાર હોય છે. તેઓએ હૃદયની અને તૃષ્ણાની નિર્બળતા સાથે દોરવાઇ ન જવું જોઇએ.

## લગ્નેશ મંગળફળ ( Mars Ruling )

મેષ અને વૃશ્ચિક રાશિનો સ્વામિ મંગળ છે, અગ્નિ, જુસ્સો, ને પ્રસારણને માટે આ ગ્રહ છે; તેઓ જલદ, ચાલાક, સ્થિર, લાગણીવાળા, વેગવા સ્વતંત્રતા ને છુટાપણાને ચ્હાનાર હોય છે; તેઓ પ્રતિબંધ, બંધન ને ઢીલને સહન કરી શકતા નથી. તેઓ ઉદાર, સાદા તથા શારીરિક ને નૈતિક ખુલ્લા પણાને, બ્હાદુરીને ને હિમ્મતને વખાણનાર હોય છે. તેઓમાં આત્મબળ,

સ્વાશ્રય ને વાણી તથા કાર્યમાં ચાલાકી હોય છે. તેઓએ બહુ સાહસિક ને જક્કી થવામાં સાવધગીરી રાખવી, કારણ કે તેઓમાં પહેલ કરી ફરજીઓ શોધવાનું ને મનની ધારણા પૂર્ણ કરવાનું વલણ હોય છે; કે જેથી તેઓને ઘણી ઉપાધિઓ વેઠવી પડે છે. તેઓ ઘણા અભિમાની, સ્હેજમાં અપમાન માનનાર ને ઉશ્કેરાયેલ સ્થિતિમાં શાંતિ તથા જાતકાબુ મેળવવામાં અસમર્થ હોય છે; તેઓ ચાલાકી, અને જોસ્સાથી સ્વલ્પ સમયમાં બહુ કામ કરનાર હોય છે, ને વિનયને સેવવાથી અનુભવી થાય છે.

## લગ્નેશ ગુરૂફળ ( Jupiter Ruling )

ધન ને મીન રાશિનો સ્વામિ ગુરૂ છે. તે ગ્રહ આ મનુષ્યોને આશાવંત, ઉદાર ને આનંદી સ્વભાવ બક્ષે છે, કે જેથી તેઓ લોકપ્રીયતા ને ઘણા મિત્રો મેળવી શકે છે. તેઓ લોકોની સ્હાયતા ને પ્રશંશા મેળવે છે; તેઓ પરોપકારી, ઉદાર, માયાળુ, લાયકને મદદ કરનાર તથા યોગ્ય કારણોને સહાય આપનાર હોય છે. તેઓ કાયદા, સત્તા હુકમ ને રીત રિવાજોના નિયમોને માન આપનાર હોય છે, ને અસભ્યતા, અનાડીપણું, કુસંપ નઠારી ચાલ ને નઠારા વિચારોને ધિક્કારે છે. તેઓ બાહ્યાકૃતિમાં ને સંકલ્પોમાં પણ સૌંદર્યતાને માન આપનાર હોય છે; તેઓ જુસ્સાવાળા, ઝનુની ને વિશ્વાસપાત્ર હોય છે. તેઓ કાયદા ને ધર્મને માન આપનાર હોઇ ધાર્મિક, ક્રિયાવંત, સભ્ય ને શિષ્ટાચારથી સ્હેજ બંધાયેલ હોય છે. તેઓ ધર્મ ને તત્વજ્ઞાન મેળવી શકે છે.

## લગ્નેશ શનિફળ ( Saturn Ruling. )

મકર અને કુંભરાશિનો સ્વામિ શનિ છે. તે ગંભીર વિચારવંત ને સ્વસ્થ સ્વભાવ આપે છે. આ ગ્રહ વૃદ્ધાવસ્થામાં અસર કરનાર હોવાથી તેનું ફળ યુવાવસ્થા જતા સુધી જણાતું નથી. તેઓ જાત કાબુ રાખનાર, અતડા ને પ્રતિબંધવાળા, કંજુસ, સમજુ ને સાવધ હોય છે; તેઓ મજબૂત મનોબળવાળા, ધીરજવાન, ખંતિલા, લોભી, શાંતતાવાળા, નિર્મળ ને હુમલાને અટકાવી શકનાર હોય છે. તેઓ કવચિત્ ઉદારતા અને આનંદની ખામીવાળા હોઇ ઉદાસીન હોય છે. તેઓ વ્યવહારમાં કઠણ ને હાસ્ય વિનોદ તથા મશ્કરીની કિમત જાણનાર હોય છે; ને પ્રસંગે કરી બતાવે છે. તેઓ અનુભવી હોઇ ચાલાકીથી ને કંજુસાઇથી માણસો ને કાર્યોની વ્યવસ્થા કરી શકે છે. તેઓ દીર્ઘદૃષ્ટિવાળી યુકિતઓ અને યોજનાઓને

ઘડનાર ને તેને અમલમાં મુકવાને દીર્ઘ સમય ગાળનાર હોય છે. આગ્રહ જાતિ કાબુ, ડહાપણુ, ધૈર્યતા, જીતેન્દ્રિયતા, કંજુસાઇ, મન શકિત ને સત્યાસત્યની નિર્ણયતાના પાઠને શિખવે છે; ને દરેક કાર્યમાં ઢીલ ને પ્રતિબંધ નાંખે છે.

## લગ્નેશ હર્શલફળ ( Uranus Ruling. )

કુંભરાશિના સ્વામિ તરીકે યુરેનસ અથવા હર્શલ પણુ ગણેલ છે. આ ગ્રહના સ્વાશ્રયી દઢ સ્વભાવમાં કુદરતના સર્વ ગુણો પોષાય છે, ને તે મજબૂત તથા મૂળતત્વોથી ભરેલી બુદ્ધિને આપે છે. બીજાના વિચારો ન લેતાં પોતાનાજ વિચારો ઘડી કાઢી તે પ્રમાણે વર્તે છે. તેઓ શાસ્ત્રી, તત્વજ્ઞાની, ને વિદ્વાન હોય છે. તેઓમાં જુસ્સો, શકિત, ઝનુન ને એકનિશ્ચયતા હોય છે, ને તેઓ આકર્ષણુ કરનાર મનુષ્ય કે કારણુની ખાતર મહાન ઝંનુની બને છે. તેઓ મજબૂત મનોબળવાળા હોવાથી ચાલાકીથી સખ્ત મ્હેનત કરનાર હોય છે. તેઓ સ્વતંત્રતાને ચ્હાનાર, અને નિયમો, પ્રતિબંધન ને જુના રીત રિવાજને ધિક્કારનાર તથા તોડનાર હોય છે. તેઓ પોતાના મનમાં અગ્રેસર હોઇ બીજાઓને હુકમને તાબે કરી શકેછે, તથા જોખમદારી વ્હોરે છે. તેઓ ગુપ્ત શાસ્ત્રના શોખિન હોય છે. આ ગ્રહ વિચિત્ર, અને અસાધારણુ અનુભવો ઉત્પન્ન કરી જીંદગીમાં સારા અને નરસા અકસ્માત ફેરફારો એકાએક લાવી મૂકે છે.

## લગ્નેશ નેપચ્યુનફલ: (Neptune Ruling)

મીન રાશિના સ્વામિ તરીકે નેપચ્યુનને પણુ ગણેલ છે, આ ગ્રહની સત્તા હજુ કોઇથી પણુ બરાબર જણાઈ નથી, છતાં તે લાગણી ને અધ્યાત્મિક બાજુને અસર કરે છે; તે ઘણું કરીને અધ્યાત્મિક અને યોગ જ્ઞાનના અનુભવો ઉત્પન્ન કરે છે, જેવાં કે પ્રખ્યાત સ્વપ્નો, શુદ્ધ સંકલ્પો, અંતર્જ્ઞાન, લાગણી, દ્વિતિય દ્રષ્ટિ, વિચારોનું ઉલટ સુલટપણું, વિગેરે; તેઓમાં આ અને બીજા તેવા વિષયો તરફનું વલણુ ને કવચિત્ સંગીત ને હુન્નરનો શોખ ને હદપારનો વૈભવ હોય છે. તેઓ ચીકણુા, સમજુ ને નિર્બલ મનના હોય છે. તેઓનો સારો ને માયાળુ સ્વભાવ હોય છે; તેઓ અડચણોથી દૂર રહેવાની ઇચ્છાવાલા અને અદઢ હોવાના સંભવવાલા હોય છે.

## સ્થાનગત લગ્નેશ ફળ: (Ruler'sHouse Positions)

### લગ્નગત લગ્નેશ ફળ:*(Ruler in First)

લગ્નેશ લગ્નમાં હોય તો ભાગ્યશાળી વર્તન અને બનાવોવાળી જીંદગી હોય છે. લગ્નેશની પ્રબળ સત્તા અહીં ગણેલ છે; ને તેમાં વિઘ્નોને અડચણો હોવાનો સંભવ હોતો નથી; બીજાઓ કરતાં આ મનુષ્યો મજબૂત વલણના ને અસાધારણ ગુણવાળા હોય છે. જાતથી અને સંબંધી મનુષ્યોના કૃત્યોથી ઉત્પન્ન થયેલ જીંદગીમાં રૂલરની અસર સ્પષ્ટ રીતે જણાઇ આવે છે. જો તમે લગ્નેશના સ્વભાવને બરોબર સમજો તો પછી તે થકી ઉત્પન્ન થતી અસરને અનુકુલ થવામાં તૈયાર થયેલા હો છો; તેની ઉપલક અસર યુવાવસ્થામાં ને સંપૂર્ણ અસર વૃદ્ધાવસ્થામાં થતી હોવાથી આખો સ્વભાવ એકદમ સમજી શકાય તેમ હોતું નથી.

### દ્વિતીય સ્થાનગત લગ્નેશફળ:+(Ruler in Second)

બીજા સ્થાનમાં પડેલ લગ્નેશ ધનની બાબતો અને ધન તથા માલકીને લગતા દરેક પ્રશ્નોને વિશિષ્ટપણે આગળ લાવે છે. તેઓને પૈસાની બાબતમાં ચિંતાઓ હોય છે; ને સ્વેચ્છાથી અથવા સ્થિતિને લીધે આવી પડેલ ફરજથી તેઓ ધનની બાબતમાં બહુજ સ્વાર્થિ હોય છે. ઘણું કરીને આ યોગ સ્હેજ ભાગ્યશાળી છે; ને આ મનુષ્યો લગ્નેશ અને લગ્નેશની રાશિના પ્રમાણુવાળા મનુષ્યો અને ધંધાદ્વારા ધન મેળવનાર હોય છે; લગ્નેશના ઉપરની શુભાશુભ દ્રષ્ટિના પ્રમાણુમાં ધનમાં ચઢતી ને પડતી થાય છે. આ યોગ મનોબળ તૃષ્ણા ને લાગણીઓને મજબૂત બનાવે છે.

---

* लग्नाधिपतिर्लग्ने । नीरोगं दीर्घजीवितं कुरुते ॥
अतिबलमदनपतिवा । भूलाभसमन्वितं लाभम् ॥ १ ॥

જો લગ્નેશ લગ્નમાં હોય છે તો તે મનુષ્ય નિરોગી, દીર્ઘ જીવી, બલવાન ને જમીનના લાભવાળો હોય છે.

\+ लग्नपतिर्धनभुवने, धनवंतं विपुलजीवितं कुरुते
अतिबलमदनप्रतापि । भूलाभं वा सुधर्मतांति तनु ॥ १ ॥

લગ્નેશ ધનમાં પડેલ હોય છે, તો તે મનુષ્ય ધનાઢ્ય, દીર્ઘજીવી, બળવાન ને ઘર જમીનનો લાભ મેળવનાર થાય છે.

## તૃતીયસ્થાન ગત લગ્નેશ ફળ: ×(Ruler in Third)

લગ્નેશ ત્રીજા સ્થાનમાં પડેલ હોય તો તેઓની બુદ્ધિ ને વિચારો ઘણાજ ચાલાક હોય છે; અને તેઓના ધંધા, રમુજો ને ધૂનો બીજી કોઇપણ રીતે ન હોતાં મનને લગતી હોય છે; તેઓને પુસ્તકો, લખાણો, કાગળો, દસ્તાવેજો ઘણા ઉપયોગી નિવડે છે; તેઓમાં કવચિત્ બહુ વાંચન, બહુ લખાણ ને બહુ અભ્યાસ હોય છે. આ મનુષ્યો ઘણી ને મુખત્વે નાની મુસાફરીઓ કરે છે. તેઓ વારંવાર વધુ પત્ર વ્યવહાર કરનાર અને વારંવાર વિચારોના ફેરફારો કરનાર હોય છે. તેઓ કુટુંબી બંધનથી બંધાયેલ હોય છે, અને ભાઇઓ કે બ્હેનો અરસપરસ મળતા ગ્રહના પ્રમાણમાં પ્રતિકુલ અથવા અનુકુલ હોય છે.

## ચતુર્થ સ્થાનગત લગ્નેશ ફળ:+(Ruler in Fourth)

લગ્નેશ ચોથા સ્થાનમાં પડેલ હોય તો તે મનુષ્યો સંસારી ને ઘર સબંધી બંધનથી પ્રથમાવસ્થામાં બંધાયેલ હોય છે. તેઓ માતાપિતા સાથે ગાઢ સંબંધવાળા હોય છે, તેમાં મુખત્વે માતા તેની જીંદગી ઉપર ઘણીજ અસર કરે છે, જો તેમ નથી થતું તો પછી આગળ પાછળની સ્થિતિ તેઓને ગભરાવી મૂકે છે, ને તે મધ્યાવસ્થા પસાર થતા સુધી છુટા પડવા દેતી નથી. આ યોગ જમીન અને જમીનને લગતા ધંધા માટે સારો છે. વૃદ્ધાવસ્થા થતા સુધી આ યોગની અસર પ્રબળ હોતી નથી. તેઓ છેવટની જીંદગીમાં યોગજ્ઞાનને મેળવે છે, અને અસાધારણ અનુભવોને ભોગવે છે.

---

× सहजगतो लग्नपतिः । सद्बंधुप्रवरमित्रपरिकलितं ॥
धर्मरतं दातारं । शूरं सबलं करोती नरं ॥ १ ॥

લગ્નેશ ત્રીજે પડેલ હોય તો મનુષ્ય સારા ભાંડુ ને મિત્રવાળો, તથા ધર્મિષ્ટ, દાતાર, શૂરવીર ને બળવાન થાય છે.

+ लग्नेशे तुर्यगते । नृपप्रियंप्रचुर जीवितं कुरुते
स्निग्धपितरं पित्रो भक्तमबहुभोजनं कुरुते ॥ १ ॥

લગ્નેશ ચોથે હોય તો તે મનુષ્ય રાજ્યપ્રિય, દીર્ઘજીવી, માતૃપિતૃ સ્નેહ ને ભક્તિવાળો તથા મિતાહારી હોય છે.

## પંચમ સ્થાનગત લગ્નેશ ફળ+. (Ruler in Fifth)

લગ્નેશ પાંચમે પડેલ હોય છે તો તે મનુષ્યો આનંદી, સુશીલ ને માયાળુ હોય છે. બીજા કોઇપણ કારણવિના મોજ મજાહની ખાતર તેઓના ધંધા ને રમતગમતો હોય છે, કે જેમાંથી તેઓ બહુજ જીંદગીનાં વૈભવસુખનો ખરો આનંદ મેળવે છે. કવચિત્ આ મનુષ્યો સંગીત, હુન્નર ને રંગભૂમિને લગતા ધંધા કરેછે, કે જેથી બીજાઓને આનંદ મળે છે. તેઓએ આનંદમાં ને ઇંદ્રિયસ્વાદમાં બહુ હદપાર જવામાં સાવચેગીરી રાખવી. તેઓ છોકરામાં સ્વાર્થવાળા ને છોકરાંના શોખિન હોય છે. આ મનુષ્ય સંસારીદશામાં સટ્ટાથી, રમતગમતથી, લોટરી કે સરતોથી લાભ મેળવે છે; ને નઠારી દશામાં તેજ કારણોથી ખુએ પણ છે.

## ષષ્ઠ સ્થાનગત લગ્નેશ ફળ. +(Ruler in Sixth)

લગનેશ જો છઠે પડેલ હોય છે તો તે મનુષ્યો મોટી અથવા નાની નોકરી કરવાથી સુખી થાય છે. તેઓના હાથ નીચે બીજા કામ કરનાર મનુષ્ય હોય છે, કે જેમને મેનેજ કરવામાં તેઓ શક્તિવંત હોય છે. આ યોગ હુકમી પુરૂષો કરતાં નોકરી કરનાર માટે ઘણો સારો છે; જો તેઓ પોતાના કામમાં બીજાને મેનેજર કે ભાગીદાર બનાવે છે, અને એકલા કામ કરવા કરતાં બીજાના હાથ નીચે રહીને કામ કરે છે, તો બહુ વિજયી નિવડે છે; ને આ હકીકત ધંધા અને વ્યાપાર બન્નેમાં લાગુ પડે છે. આ યોગ ઘણું કરીને સરકારી નોકરીને અથવા મોટી પેઢીઓમાં કામ કરનારને અથવા પરતંત્ર મનુષ્યોને હોય છે. તેઓને એવી તો માંદગી પ્રાપ્ત થાય છે કે જેથી તે. તેઓ પોતાના ધંધામાં ઢીલ ને કમનશીબને વેઠે છે.

---

\+ पंचमगे लग्नपतौ । सुतसत्यांगमीश्वरं विदितं ॥
बहुजीवितं सुगीतं । सुकर्मनिरतं सुतं कुरुते ॥ १ ॥

લગ્નેશ પાંચમે હોય છે તો તે મનુષ્ય પ્રખ્યાત જીવનવાળા, દીર્ઘજીવી, સંતાન ને સત્યતાવાળા ને સદ્કર્મકર્તા પુત્રોવાલો હોય છે.

× रिपुभुवने लग्नेशे । नीरोगं भूमिलाभं च ॥
सबलं कृपणं धनिनमरिघ्नं सुकर्मपक्षान्वितं कुरुते ॥ १ ॥

લગ્નેશ છઠે પડેલ હોય તો તે મનુષ્ય નિરોગી, જમીનના લાભવાળો, બળવાન, કૃપણ, ધનવાન, શત્રુને જીતનાર, સદ્કર્મ કરનાર ને પક્ષવાળો હોય છે.

## સપ્તમ સ્થાનગત લગ્નેશ ફળ. +(Ruler in Seventh)

લગ્નેશ સાતમે પડેલ હોય તો તે મનુષ્યો ન્યૂનાધિક પ્રમાણમાં પબ્લીકમાં આવે છે. તેઓને ઘણા મિત્રો ને ઓળખાણો થાય છે; અને જો તેઓ પબ્લીકમાં આવી શકાય તેવા ધંધાઓ કરે છે તો જરૂર ભાગ્યશાળી થાય છે. આ યોગને લીધે તેઓ પ્રતિજાતિ (સ્ત્રીઓ હોય તો પુરૂષો ને પુરૂષો હોય તો સ્ત્રીઓ) નું આકર્ષણ કરી તેઓની પ્રીતિ મેળવે છે. તેઓ લગ્ન કરવાના વલણવાળા ને ભાગ્યેજ કુંવારા રહેનાર હોય છે. તેઓ ધંધામાં કે બીજા હરકોઈ કાર્યોમાં એકલા કામ કરવા કરતાં ભાગીદારીથી કે કંમ્પનીમાં કામ કરવાથી સુખી થાય છે; તેઓ સ્હેલાઇથી હરકોઇ મનુષ્યને આકર્ષી તેની સાથે અનુકુલતાથી વર્તનાર હોય છે; પણ તેઓને નબળી દશામાં શત્રુઓ થાય છે: ને વિરોધ, હરીફાઇ, અદેખાઇ ને ક્લેશ સહન કરવો પડે છે

## અષ્ટમ સ્થાનગત લગ્નેશફળ + (Ruler in Eighth)

લગ્નેશ જો આઠમે પડેલ હોય છે તો તે મનુષ્યોની બાલ્યાવસ્થામાં અને મુખ્યત્વે નઠારી દશામાં તબીયત ઘણી બગડે છે; જો આ સમય ફતેહમંદ ઉતરી જાય છે તો તે જુસ્સાને, શરીરના બળને, ચાલાકીને, અને ઝનુનને વધારે છે. તેઓ ભાગીદારીથી કે બીજી રીતે બીજાઓની સાથે જોડાવાથી; ને જો પરણેલ હોય છે તો લગ્નથી લાભ મેળવે છે; તેઓને વારસાથી ધન મળવાનો ખાસ સંભવ છે. તેઓને વીલ અથવા મરનારની મીલકત સાથે બહુજ સંબંધ હોય છે, ને કોઈ સગા કે મિત્રનું મરણ

---

\+ प्रथमपतौसप्तमगे । तेजस्वीशीतवान्भ वेत्पुरुषः ॥
तद्भार्या पिसुशीला । तेजः कलिता सुरुपा च ॥ १ ॥

લગ્નેશ સાતમે પડેલ હોય છે તો તે મનુષ્ય તેજસ્વી ને શાંત હોય છે અને તેની સ્ત્રી સુશીલ, તેજસ્વી ને સુરૂપ હોય છે.

\+ लग्नपतावष्टमगे । कृपणो धनसंचकस्तुदीर्घायुः ॥
क्रूरैस्वेचरैकाणः । सौम्यैः पुरुषो मवेत्सौम्यः ॥ १ ॥

લગ્નેશ આઠમે પડેલ હોય છે, તો મનુષ્ય કૃપણ, ધનાઢ્ય ને દીર્ઘાયુષી થાય છે. પાપગ્રહ હોય છે તો કાણો ને શુભ ગ્રહો હોય છે તો સુશીલ થાય છે.

તેઓના ઉપર બહુજ અસર કરે છે, ને ઘણીરીતે તેઓ મરણને લગતાં કાર્યોના સબંધમાં આવે છે. તેઓ અધ્યાત્મજ્ઞાની ને ગુપ્ત શાસ્ત્રના શોખિન હોય છે; અને ધર્મ કે મરી ગયેલના સબંધમાં તેઓને અસાધારણ અનુભવો મળેછે. સર્જન કે રસાયણશાસ્ત્રી કે મુડદાં ઊચકનારને માટે આ યોગ સારો છે.

## નવમસ્થાનગત લગ્નેશફળ. + ( Ruler in Ninth )

લગ્નેશ નવમે પડેલ હોય છે તો તે મનુષ્યો જીંદગીના કોઈપણ સમયે ધર્મના વલણવાળા થાય છે, ને ધર્મ કે મંદિરના સબંધવાળા મનુષ્યોના સહવાસમાં આવે છે. તેઓ તત્વજ્ઞાની અથવા કોઇ ગંભીર વિષયના શોખિન હોય છે. તેઓ જાતના અગર બીજાના સબંધના કારણે ગ્રંથકર્તાપણાના કાર્યોમાં ગુંથાયેલ હોય છે. તેઓ ઘણી મુસાફરીઓ કરે છે, ને દરીયા કે વ્હાણને લગતાં કામકાજોના સંબંધવાળા હોય છે. તેઓ શોધની ખાતર દરિઆઈ સફરો પણ કરે છે. આ યોગ મનને કેળવે છે તથા વિદ્યા ને ડહાપણને આપે છે.

## દશમ સ્થાનગત લગ્નેશફળ. × ( Ruler in Tenth )

લગ્નેશ દશમે પડેલ હોય છે તો તે મનુષ્યો લોભી, ચઢતીની આકાંક્ષાવાલા, સાહસિક, ને સત્તા ભોગવવાને તથા પ્રસંશા મેળવવાને આતુર હોય છે, ને તેમ કરવાથી તેઓ વિજયી નિવડે છે. તેઓ પ્રયત્નના પ્રમાણમાં જીંદગીમાં ચઢતી કરી માન, આબરૂ, પ્રતિષ્ઠા ને કીર્તિ મેળવે છે. તેઓ પોતાનાથી ઘરડા અને મનુષ્યોની ધંધામાં, વ્યાપારમાં કે વ્યવહારમાં જે મોટી સ્થિતિવાળા હોય છે, તેવા મનુષ્યોની કૃપા મેળવે છે; અને તેઓના સબંધદ્વારા ધન ને આનંદ મેળવે છે; વિજય અને પ્રાબલ્ય માટે

---

+ मूर्तिपतिर्यदि नवमे । तदा भवति प्रचुरबांधवः सुकृती ॥
समभित्रस्तु सुशीलः ॥ सुकृतीरव्यातः सुतेजस्वी ॥ १ ॥

લગ્નેશ નવમે પડેલ હોય છે તો તે મનુષ્યને ઘણા બાંધવો હોય છે. તે સુકર્મ કરનાર, સમાન મિત્રવાળો, સુશીલ, વિખ્યાત ને તેજસ્વી હોય છે.

× प्रथमेशो दशमस्थो । नृपलाभो पंडितः सुशीलश्च ॥
गुरुमात्रपूजनमत्ति । नृपप्रसिद्धो भवति ॥ १ ॥

લગ્નેશ દશમે પડેલ હોય છે તો તે મનુષ્ય રાજાથી લાભ મેળવનાર, પંડિત, સુશીલ, મોટાને પૂજનાર ને રાજા જેવો પ્રસિદ્ધ હોય છે.

ઘણા પ્રસંગો તેઓને પ્રાપ્ત થાય છે, અને જો તેઓ દીર્ઘજીવી હોય છે તો જીંદગીમાં ઘણું કરી શકે છે. કવચિત્ આ યોગ પિતાની સાથે ગાઢ સબંધ અને આકૃતિ, સ્વભાવ કે ધંધાનું મળતાપણું બતાવે છે.

## એકાદશમ સ્થાનગત લગ્નેશફળ+ (Ruler in Eleventh)

લગ્નેશ જો અગીઆરમે પડેલ હોય છે તો તે મનુષ્યોને ઘણા મિત્રો-નું ઓળખાણુ હોય છે, તથા પોતાના મંડલમાં પ્રીયતા મેળવે છે; તેઓ કુલરની શાખને યોગ્ય પુરૂષોની મિત્રતા મેળવે છે. મિત્રો ઘણાજ અનુકુળ ને જ્યારે જોઇએ ત્યારે મદદ કરવાને તૈયાર હોય છે; ને તે તેઓદ્વારા આનંદ અને લાભ મેળવે છે. પણ તેઓએ મિત્રો કરવામાં સાવધગીરી રાખવી જરૂરનું છે, કારણુ કે નબળી દશામાં મિત્રોદ્વારા હાનિ થાય છે. મિત્રો એક અથવા બીજી રીતે તેઓના ઉપર અસર કરે છે. તેઓ સ્હેજ લોભી ને વિજય તથા માનની આકાંક્ષાવાળા ને તૃષ્ણાઓની તૃપ્તિ પામનાર હોય છે.

## દ્વાદશમ સ્થાનગત લગ્નેશફળ. ÷ ( Ruler in Twelth. )

લગ્નેશ બારમે પડેલ હોય છે તો તે યોગ સંપૂર્ણ રીતે સારો નથી, કારણુ કે નબળી દશામાં ઠગાઇ, શત્રુતા, પ્રપંચ ને અદેખાઇથી તેઓને ભોગવવું પડે છે; જે કમનશીબો ને દુઃખો આ યોગથી થાય છે તે આકસ્મિત દુઃખ અને અકલ્પિત હોવાથી ન જાણી શકાય તેવાં અને ભયંકર હોય છે. ઘણી ખરી વખત તે સમજ શક્તિની ખામીથી થયેલ અને જાતનાં ઉત્પન્ન કરેલ હોય છે; ને તેટલાજ કારણુથી આધાર,

---

+. एकादशस्थतनुपः । सुजीवितंसमन्वितं विदितं ॥
तेजःकलितं कुरुते । पुरुषंलग्नं स्यादिति कदापि ॥ १ ॥

લગ્નેશ લાભમાં પડેલ હોય છે તો તે મનુષ્યનું જીવિત સુખી હોય છે. તે તેજસ્વી ને સ્રીવાળો હોય છે.

+ द्वादशभे मूर्तिपतौ । कटुकवत्कर्मपरोऽशुभो नीचः ॥
मानी सहगोत्रीमीः । विदेशगो मुक्तधनः ॥ १ ॥

લગ્નેશ બારમે પડેલ હોય છે તો તે મનુષ્ય કટુકની માફક કામ કરનાર, અશુભ, નીચ, માની, સહગોત્ર, વિદેશ ભોગવનાર ને ધનને ઉડાવ-નાર હોય છે.

જાતિ વિનાશક ( Self-undoing ) કહેવાય છે; જીંદગીમાં તેઓની આશાઓ નિષ્ફળ નિવડે છે, ને તેઓને મરજીથી અથવા મરજી વિરૂદ્ધ બંધન કે એકાંત વાસ ભોગવવો પડે છે. તેઓને જુઠા અપવાદ, જુઠા મિત્રો ને કેદનો જુડો ભય હોય છે. આવી દશામાં તેઓને જોઇતી મદદ અને આશ્રય મળે છે; અને તેઓ દયાળુ ને દાનેશ્વરી હોવાથી બીજાઓને મદદ કરવામાં ખુશી હોય છે. તેઓ ધાર્મિક ને ગુપ્ત શાસ્ત્રના વલણવાળા હોય છે, ને ગુપ્ત મંડળીઓમાં અને ગુપ્તતા ભરેલાં કાર્યોમાં જોડાય છે-તેઓની જીંદગીમાં અકલ્પિત બનાવો બને છે.

## દ્વાદશ રાશિગત લગ્નેશ ફળ (બળવાન કે શુભ દ્રષ્ટ)

મેષ—સ્વતંત્ર, લોભી, સ્વચ્છંદી ને બુદ્ધિશાળી.
વૃષ—ગંભીર, સ્વાશ્રયી, મ્હેનતુ, સહનશીલ, દરકારવાળો ને વિચિત્ર.
મિથુન—કલ્પના કરનાર, અભ્યાસી, ઈંદ્રિય સ્વાદ કરનાર, કાળજીવંત, અંતર્જ્ઞાની.
કર્ક—દુરાગ્રહી, કાળજીવાળો, યોગી, સાવધ.
સિંહ—ઉદાર, ખંતીલો, યોજક, એક નિશ્ચયી, સત્તાવાન્.
કન્યા—વિચારવંત, સારાસાર જાણકાર, ઉદ્યમી, વિશ્રાન્તિ ચ્હાનાર ને સુધરેલ.
તુલા—સંપત્તિ ચ્હાનાર, સમજુ, વિચારવંત, કલ્પક.
વૃશ્ચિક—અભિમાની, અદેખો, દૃઢ, સંચય કરનાર, દયાળુ
ધન—દાન કરનાર, લોભી, માનવંત, સ્વાશ્રયી, ભવિષ્યવેત્તા.
મકર—ખંતિલો, અનુભવી, ગણત્રી કરનાર, કારણ સમજનાર ને ધાર્મિક.
કુંભ—દયાળુ, દીલોજાન, વિશ્વાસુ, પ્રમાણિક ને બુદ્ધિવંત.
મીન—પદ્ધતિને ચ્હાનાર, ગ્રહણ કરનાર, ધાર્મિક, વિનયી, ને ન્યાયી.

## દ્વાદશ રાશિગત લગ્નેશ ફળ ( નિર્બલ કે પાપદ્રષ્ટ )

મેષ—જુસ્સાદાર, ઉતાવળીયો, હઠીલો, લાગણીવાલો ને ઉદાર.
વૃષ—હઠીલો, દ્વેષી, આળસુ, દુરાગ્રહી ને અભિમાની
મિથુન—મિથ્યાભિમાની, ધૈર્ય રહિત, અસ્થિર, ચીઢીયો, તરંગી ને છોકરવાદ.
કર્ક—લાગણીવંત, અનહદ કાળજીવાળો.
સિંહ—અનહદ શક્તિવંત, અભિમાની, હુકમી, વિષયી, ખર્ચાળુ.

કન્યા—સ્વાર્થિ, હદપારની ટીકા કરનાર, ઠગાઇ જાય તેવો, બ્હીકણુ, વૈર વાળો.

તુલા—સ્વભાવસ્થાવાળો, તરંગી, છુટા પડનાર, બ્હીકણુ ને આયલો.

વૃશ્ચિક—વૈર લેનાર, દુરાગ્રહી, અભિમાની, અદેખો ને ઠગ.

ધન—ચીઢીયો, માથે લેનાર, ઉદ્ધત ને સ્વતંત્ર વિચારવંત.

મકર—બહુ ખદો, દગલબાજ, અવિશ્વાસુ, અપ્રમાણિક ને મૂર્ખ.

કુંભ—અનિયમિત, વિહ્વલ, ઐતિહાસિક, યુક્તિબાજ ને પેચી.

મીન—આળસુ, અવિશ્વાસુ, નાજુક, સમયસૂચક, દીર્ઘસૂત્રી.

## સારાંશ.

આ પરિચ્છેદમાં રૂલરનું અને તેનાં સ્થાન તથા રાશિપરત્વે ફળ છે.

લગ્નેશ હમેશાં રૂલર હોય છે, ને કવચિત્ કુંડળીમાં રહેલ પ્રબળ ગ્રહ પણ રૂલર થાય છે.

રૂલર યા લગ્નેશ પોતાના શીલના પ્રમાણમાં ફળને આપે છે રાશિ અને સ્થાનના પ્રમાણમાં પણ ફળને દર્શાવે છે. દરેકે પોતાનો રૂલર સમજી લેઈ, ફળને વાંચી લેવું.

# તૃતીય વિભાગ.

## Section C.

રવિ, ચંદ્ર અને લગ્ન એ ત્રિપુટીનું અને તેના લગતા લગ્નગત (રાઇઝીંગ) અને લગ્નેશ (રૂલીંગ) ગ્રહોના ફલનું વર્ણન પાછળ દ્વિતીય વિભાગમાં કરવામાં આવેલું છે. અને આ વિભાગમાં બાકી રહેલા મુખ્ય પાંચ ગ્રહો તથા યુરેનસ ને નેપચ્યુનના રાશિપરત્વેના ફલનું વર્ણન કરવામાં આવેલ છે.

હવે તે ગ્રહો કઈ કઇ રાશિમાં છે તે પોતાના જન્મની સાલનું પંચાંગમાં ફક્ત એક દ્રષ્ટિ માત્રના સામાન્ય પ્રયત્ન કરવાથી સમજાશે.

આ ફલ મુખ્યત્વે કરીને સાયન રાશિ પ્રમાણે દર્શાવેલું છે, તેથી સાયન પંચાંગમાં તો ગ્રહોમાં કંઈપણ ફેરફાર કરવાની જરૂર નથી, પણ નિરયન પંચાંગમાં જન્મ દિવસના ગ્રહોના રાશિ અંશમાં આશરે ૨૨ અંશનો ઉમેરો કરવાથી જે રાશિ આવે તેને સાયન સમજી તેનાં લખવામાં આવેલાં ફળોને વાંચી સમજી લેવાં—

જો કે નેપચ્યુન, હર્શલ, શનિ, ગુરૂ, મંગળ વિગેર ગ્રહોની રાશિઓ ઘણે લાંબે સમયે બદલાતી હોવાથી તે કઈ કઇ રાશિઓમાં આવેલા છે તે સહેલાઇથી જાણી શકાય છે, અને બુધ તથા શુક્ર વધારે ગતિવાળા હોવાથી તેમની રાશિ એકદમ પકડી શકાતી નથી, પણ રવિથી બુધ ૨૯ અંશ અને શુક્ર ૪૫ અંશ કરતાં વધારે દૂર કદી જતા નથી; તેથી તેમની રાશિઓ પણ સૂર્યની રાશિના પ્રમાણમાં અનુમાનથી કલ્પી શકાય છે.

ગ્રહોનાં સ્થાન પરત્વે જે ફળ મળે છે તેના કરતાં આ રાશિ પરત્વેનાં ફળ ઉતરતા દરજ્જાનાં છે તે ખાસ લક્ષ્યમાં રાખવું.

રાશિ ફળમાં સ્થાનની અસર મુખ્ય થતી હોવાથી રાશિફળના ચાર ભેદ નીચે પ્રમાણે બતાવેલા છે:—

| રાશિફળ + સ્થાન ફળ | = | રાશિફળ પરિણામ. |
|---|---|---|
| (૧) શ્રેષ્ઠ + નેષ્ઠ | = | મધ્યમ. |
| (૨) શ્રેષ્ઠ + શ્રેષ્ઠ | = | વધારે સારૂં. |
| (૩) નેષ્ઠ + શ્રેષ્ઠ | = | કંઇક સારૂં. |
| (૪) નેષ્ઠ + નેષ્ઠ | = | વધારે ખરાબ. |

રાશિ પરત્વે લખેલાં ફળો તેજ સ્થાન પરત્વેનાં ફળ છે એમ સમજીને વાંચવાથી વધારે સુગમ પડશે. એટલે મેષરાશિ=પહેલું સ્થાન, વૃષભ=બીજું સ્થાન, અને તે પ્રમાણે મિથુન વિગેરે રાશિઓ માટે ગણી લેવું.

શનિ અને ગુરૂનો સંબંધ સાધારણ રીતે નસીબ સાથે હોય છે, એટલે તેઓ આજુબાજુની સ્થિતિ અને પ્રસંગોને અસર કરે છે. મંગળ અને શુક્રની અસર મુખ્યત્વે કરીને સ્વભાવ, શક્તિ તથા વૈભવ વિગેરે ઉપર થાય છે. બુધની અસર સામાન્ય શક્તિ, અથવા યોગ્યતા ઉપર હોય છે.

નેપચ્યુન (૧૪) વર્ષ ને યુરેનસ (૭) વર્ષ લગભગ એકરાશિમાં રહે છે, તેથી આ બન્નેનું ફળ તે સમયમાં જન્મેલ દરેક મનુષ્યને માટે એકજ હોય એમ સમજવું એ ભૂલ છે. પરંતુ તેની સામાન્ય અસર તો તે સમયને માટે મળતી હોય છે; જો તેમને બીજા ગ્રહોની મદદ મળે છે તો તેની સંપૂર્ણ અસર થાય છે. નહીંતર રહેજ તેનો અવિર્ભાવ દરેકમાં હોય છે.

શનિ (૨ાા) વર્ષ, ગુરૂ (૧) વર્ષ ને મંગળ કવચિત્ (૬) માસ એક રાશિમાં રહે છે. આ ગ્રહો માટે પણ ઉપર મુજબ તુલના કરવી.

---

# परिच्छेद १७. Chapter XVII

## द्वादश राशिगत नेपच्युन फळ.

## "The Neptune in the Twelve Signs."

### મેષગત નેપચ્યુન ફળઃ( Neptune in Aries )

મેષ રાશિમાં રહેલ નેપચ્યુન લગ્નની રાશિના પ્રમાણમાં વૃત્તિઓને, ઇંદ્રિયોને અને લાગણીઓને સારા કે નરસા ફળને માટે સતેજ કરે છે. આ વખતમાં જન્મેલ મનુષ્યોને ગૂઢાર્થવાળા અનુભવો અને માન્યતા હોય છે; તથા મુસાફરીની ખાતરજ મુસાફરી, દયા, દાન, ઉદારતા અને ધાર્મિક વૃત્તિ મુખ્યત્વે કરીને હોય છે. તેઓ જાતિ બલ વાપરનાર, સ્વચ્છંદી, જુસ્સાદાર, આગળ પડનાર તથા ધમાચકડી કરી મુકનાર હોય છે. તેઓનું શરીર સુંદર, મધ્યમ કદ અને ચ્હેરો ફીકો હોય છે.

## વૃષગત નેપચ્યુન ફલઃ ( Neptune in Taurus )

વૃષભ રાશિમાં રહેલો નેપચ્યુન ઉપર જો શુભ દૃષ્ટિ હોય છે તો તે ધન તથા ધંધાને માટે ઘણોજ સારો ગણાય છે, પણ જો અશુભ દૃષ્ટિ હોય છે તો ધંધા અને ધન માટે નબળો છે; તે સૌંદર્યતાના શોખ, તથા વ્યભિચાર તરફના વળણમાં વધારો કરે છે. તેઓ સુશીલ, સોબત કરવાને યોગ્ય, ગંભીર ને આનંદી હોય છે. જો તે ખાસ પાપ દ્રષ્ટિમાં ન હોય તો લગ્ન અને મિત્રો માટે સારો છે, નહિતર શોક પરિણામી ગણાય છે. આ મનુષ્યો ઠીંગણા, પ્હોળા, જાડા, ને ફીક્કા વ્હેરાના હોય છે.

## મિથુનગત નેપચ્યુન ફલઃ( Neptune in Gemini )

મિથુનરાશિમાં રહેલો નેપચ્યુન, સમજશક્તિ તથા કલ્પના શક્તિને બળવાન કરે છે અને વારંવાર ભવિષ્ય સૂચક ને સાંકેતિક સ્વપ્નો આપે છે; તે મુસાફરી કરવા જવાનું વલણ કરાવે છે; ને સંગીતનો શોખ, ઘણીજ સારી માનસિક શક્તિ, અને ભાંડુ પ્રત્યેની દયાળુ લાગણી બક્ષે છે.

આ મનુષ્યો સારા બાંધાના, ઉંચા, સુંદર ને ચાલાક હોય છે.

## કર્કગત નેપચ્યુન ફલઃ( Neptune in Cancer )

કર્ક રાશિમાં રહેલો નેપચ્યુન ચ્હાયે તો યોગ સબંધી જ્ઞાન કે ધાર્મિક જ્ઞાન આપે છે; માતાની સાથેનો સંબંધ ગાઢ કરી તે દ્વારા લાભ આપે છે. આ મનુષ્યો ઘરવખા, ઘરસુખના શોખિન, દયાળુ અને લાગણીવાલા હોય છે. તેના રહેઠાણમાં ઘણા ફેરફારો થાય છે, ને જો તે રાશિ પાપદ્રષ્ટિમાં હોય છે તો તે રહેઠાણમાં ધાર્મિક વિગેરે વિચિત્ર અનુભવો બતલાવે છે. જેવાં કે ભુતાવલવાલાં ઘરો વિગેરે.

આ મનુષ્યો સારા બાંધાના, સાદા, સાધારણ ઉંચાઇવાળા અને સુંદર ચ્હેરાવાળા હોય છે-

## સિંહગત નેપચ્યુન ફલ. ( Neptune in Leo)

સિંહરાશિમાં રહેલો નેપચ્યુન શુદ્ધ પ્રેમ આપે છે ને ઇંદ્રિયોને તથા લાગણીઓને ચપળ અને પ્રબળ બનાવે છે; આ મનુષ્યો કમ્પની, સોસાઇટી, ને વૈભવ તથા રમત ગમતના શોખિન હોય છે; તેઓ શુદ્ધ હૃદય-

વાળા પરોપકારી ને ઉદ્દારના ઉદાર હોય છે. જો તેમને બીજા ગ્રહો અનુકુલ હોય છે તો તેઓમાં સંગીત, કવિતા, ચિત્રકળા ને નાટકનો શોખ હોય છે.

આ મનુષ્યો મધ્યમ કદના, પ્હોળા મોટા માથાવાળા ને સાધારણ સુંદર ચ્હેરાવાળા હોય છે.

## કન્યાગત નેપચ્યુન ફલ. ( Neptune in Virgo )

કન્યારાશિમાં રહેલો નેપચ્યુન બળવાન ગણાતો નથી છતાં જો તે શુભદ્રષ્ટિમાં હોય છે તો મનુષ્યો લખાણમાં પોષણ કરવામાં ને દવાના ધંધામાં અદ્ભુત વિજય સૂચવે છે. તદન સારી કુંડળીમાં હુનર અને કવિતાની બુદ્ધિ માટે વિજય બતાવે છે.

આ મનુષ્યો ક્વચિત્ ઉંચા, સારા બાંધાના, ને કાલા ચ્હેરાના હોય છે.

## તુલાગત નેપચ્યુન ફલ.( Neptune in Libra )

તુલારાશિમાં રહેલો નેપચ્યુન, સૌંદર્યતા અને હુન્નરી શોભાથી ભરપૂર, કવિતા કરવાનો મજબૂત શોખ આપે છે. આ મનુષ્યો ચાલાક કલ્પના કરનાર, સંગીત અથવા ચિત્રકલાના શોખિન ને પ્રતિજાતિ (પુરૂષ હોય તો સ્ત્રી ને સ્ત્રી હોય તો પુરૂષ ) ના આકર્ષક હોય છે; પ્યાર મિત્રતા, લગ્ન ને સામાન્ય લોકપ્રીયતાથી તેઓ સુખી હોય છે; અને જો તે ગ્રહ અશુભ પીડિત હોતો નથી તો તે સારા ભાગ્યને સૂચવે છે.

આ મનુષ્યો સાધારણ સુંદર ને ઉંચા હોય છે.

## વૃશ્ચિકગત નેપચ્યુન ફલ. ( Neptune in Scorpio)

વૃશ્ચિક રાશિમાં રહેલ નેપચ્યુન લાગણીઓને ને વૃત્તિઓને સતેજ કરી ઇંદ્રિયજ્ઞાન અને મોજ મજાહને આપે છે, જો તે અશુભ દ્રષ્ટિમાં હોતો નથી તો લગ્ન, ભાગીદારી ને વારસાથી ધન આપે છે; સારા ગ્રહવાળી કુંડળીમાં તે અનુભવી ગુહ્યાર્થદર્શક બનાવો દર્શાવે છે.

આ મનુષ્યો જાડા બાંધાના ને કાળા હોય છે.

## ધનગત નેપચ્યુન ફલ. ( Neptune in Sagitarious )

ધનરાશિમાં રહેલ નેપચ્યુન મનુષ્યોને મોજમજાહ અથવા ફરજીયાત

મુસાફરીઓ કરાવે છે; તેઓમાં ધાર્મિક, ગુપ્ત ને કવિતાવાળી વધુ લાગણી· ઓ હોય છે. સ્વપ્ન શુદ્ધ સંકલ્પો, ને યોગ સબંધી જ્ઞાનના અનુભવો તેઓની જીંદગીમાં બહુ બને છે; ને સારી સ્થિતિમાં તો ધર્મ, હુન્નર કે શાસ્ત્રને લગતા ભવિષ્યની તથા જ્ઞાનની ઈશ્વરી પ્રેરણા થાય છે.

આ મનુષ્યો ઉંચા, મજબૂત બાંધાના ને સુંદર ભવ્ય ચ્હેરાવાળા હોય છે.

## મકરગત નેપચ્યુન ( Neptune in Capricorn )

મકરરાશિમાં રહેલ નેપચ્યુન જો શુભ દ્રષ્ટિમાં ન હોય તો પિતા દ્વારા દીલગીરી અને પ્રથમાવસ્થામાં કુટુંબ દ્વારા ઉપાધિઓ સૂચવે છે. જો શુભ દ્રષ્ટ હોય છે તો આ યોગ ધન સંબંધી કાર્યો અને મુખ્યત્વે કરી પૈસા માટે સારો છે; તેમ સંગીત, હુન્નર, ધાર્મિક ધંધા તથા જેમાં વ્હેચણી કરવાની હોય તેવા મોટા પાયાપરના વ્યાપાર જેવા કે મોદી, વિગેરે માટે સારો છે.

આ મનુષ્યો ઠીંગણા, સાધારણ બાંધાના અને શ્યામ વર્ણના હોય છે.

## કુંભગત નેપચ્યુન ફલ ( Neptune in Aquarius )

કુંભરાશિમાં રહેલ નેપચ્યુન મિત્રતા, લોકપ્રીયતા પ્યારને લગ્ન માટે સારો છે. જો પાપ દ્રષ્ટિમાં હોય તો તે ઉપલી વસ્તુઓમાં દીલગીરી ને નિંદા કરાવે છે. આ મનુષ્યોમાં ઉદારતા મોટું મન, દયા, સુશીલતા, માયા અને ઘણું કરીને યોગ જ્ઞાન મુખ્ય હોય છે.

આ મનુષ્યો સ્હેજ ઉંચા સારા બાંધાના, પ્હોળા ને સુંદર ચ્હેરાવાળા હોયછે.

## મીનગત નેપચ્યુન ફલ ( Neptune in Pisces )

મીનરાશિમાં રહેલ નેપચ્યુન આ મનુષ્યોને મોટા મનના, દાતા, ધરવખા ને દયાળુ બનાવે છે. જો શુભદ્રષ્ટિમાં હોય તો તે બીજાની સખાવત અથવા મદદ દ્વારા લાભ આપે છે; અથવા તેઓ પોતે સખાવતી ખાતાં કાઢે છે; જો અશુભ દ્રષ્ટિમાં હોય છે તો તે ધન તથા તબીઅત માટે નબળો છે; તેમ તે કમનશીબવાન બનાવે છે, અને યોજનાનો ભંગ અને ગંભીર નુકશાન કરે છે.

આ મનુષ્યો નીચા કદના ને તેજસ્વી ચ્હેરાવાળા હોય છે.

## સારાંશ.

આ પરિચ્છેદમાં નેપચ્યુન નામના ગ્રહનું મેષાદિદ્વાદશ રાશિપરત્વે ભિન્ન ભિન્ન ફલનું સામાન્ય રીતે વર્ણન કરવામાં આવ્યું છે—કુંડળી હોય તો તે ઉપરથી અથવા ન હોય તો પંચાગની મદદથી પણ આ ગ્રહ કઇ રાશિમાં હશે તે જાણી લેવું.

પોતાના જન્મ વખતે સામાન્ય રીતે કઇ રાશિમાં હશે તે પોતાની જન્મ શાલના પ્રમાણમાં નીચેના નિયમ× કે કોષ્ટકથી કે જોઈ લેઇ તેનું ફલ વાંચી લેવું.

આ ગ્રહ સામાન્ય રીતે એક રાશિ ફરવાને (૧૪) વર્ષ લેછે, એટલે એક વર્ષમાં લગભગ બે અંશ ફકત આગળ ચાલે છે.

---

× જન્મના ઈ. સ. માંથી ૧૮૫૦ બાદ કરી તેર (૧૩) વડે ભાગ લેતાં જો ભાગાકાર શૂન્ય આવે તો મીન અને એક આવે તો મેષ એમ ગણવાથી પોતાની જન્મસાલના નેપચ્યુનની રાશિ આવે છે. અથવા સ્થૂલ રીતે નીચે મુજબ.

| + રાશિમા નેપચ્યુન. | ઈસ્વીસન |
|---|---|
| મીન— | ૧૮૫૦ થી ૧૮૬૧ |
| મેષ— | ૧૮૬૨ થી ૧૮૭૪ |
| વૃષ— | ૧૮૭૫ થી ૧૮૮૮ |
| મિથુન— | ૧૮૮૯ થી ૧૯૦૧ |
| કર્ક— | ૧૯૦૧ થી ૧૯૧૪ |
| સિંહ— | ૧૯૧૫ થી ૧૯૨૮ |
| કન્યા— | ૧૯૨૯ થી ૧૯૪૨ |

સામાન્ય રીતે દ્વાદશરાશિમાં નેપચ્યુન નીચે પ્રમાણે ફલને વર્ણવે છે.

મેષ—જાતિ બલવાપરનાર, સ્વચ્છંદી, ધમાલ કરનાર, આગળ પડતો.

વૃષ—ઉદ્ધત, નિરંકુશ, વૈભવી.

મિથુન—બુદ્ધિવંત, પ્રવેશ કરનાર, ચાલાક, ચંચલ.

કર્ક—માયાળુ, વૈભવી, શાંત, તામસી, શરમાલ

સિંહ—ઉચ્ચાશ્રયી, વિશ્વાસુ, ખુલ્લાદીલનો અપક્ષપાતી, દીલોજાન, સીધે રસ્તે જનાર.

કન્યા—ચાલાક, વિદ્વાન, હુન્નરી, ભાષા જ્ઞાનની લાગણીવાલો, દ્વેષી.

તુલા—સાવધ, સમતોલ, ચોક્કસાઈ ભરેલ, ભાષાનો શોખિન, કોમળ હૃદયવાળો, અભિમાની ને લાગણીવાળો.

વૃશ્ચિક—ખંધો, શરમાલ, ચાલાક, કાવતરાં, ને બનાવટ કરનાર ને તેમાં ભાગ લેનાર.

ધન—ઉદાર, અપક્ષપાતી, ખુલ્લાદીલનો, પ્રમાણિક, રમતગમતનો શોખિન. કપટ વિનાના.

મકર—સંચય કરનાર, લાગણીવાલા, અસ્થિર અપમાન પામનાર, ખંધો.

કુંભ—બુદ્ધિવંત, દરકારવાળો, શોધક, શરમાલ, શાંતિ ઇચ્છનાર.

મીન—સીધે રસ્તે જનાર, સુખી, સ્થિર ને એકદમ નહી ગભરાય તેવો.



# परिच्छेदः १८ Chapter XVIII.

## દ્વાદશ રાશિગત યુરેનસ ફળ.

### " The Uranus in the Twelve signs."

### મેષગત હર્શલ ફલઃ ( Uranus in Aries. )

મેષ રાશિમાં રહેલ હર્શળ મનને સ્થિર, જુસ્સાદાર ને લાગણીવાળું બનાવે છે, ને કદાચિત્ વાણી તથા ચાલચલકતને ઉતાવળી ને અસભ્ય બનાવે છે.

આ મનુષ્યો યુક્તિમાં અને પ્રતિબંધમાં ખામીવાળા અને ખરાબોલા હોવાથી અજાણતા ગુન્હા કરે છે. આયોગ મનોબળ વધારી શક્તિ, સાધન ને શોધક બુદ્ધિને આપે છે. તેઓ સ્વતંત્ર ને છુટાપણાના શોખિન હોવાથી કજીયા અને વિયોગને વેઠે છે. તેઓ અસ્થિર, લાગણીવાળા, ઘડીકમાં દૃઢ ને ઘડીકમાં સીધે રસ્તે જનાર, ને પોતાની જાતને માટે અભિમાની હોય છે.

આ મનુષ્યો જરા ઊંચા, પાતળા, ઘાટીલા, ફીકા વાળવાળા, વાદળી કે કાબરી આંખવાળા, ગંભીર ચ્હેરાવાળા અને મજબૂત બાંધાના હોય છે.

### વૃષભગત હર્શલ ફલઃ ( Uranus in Taurus )

વૃષ રાશિમાં રહેલ હર્શલ શુભ દ્રષ્ટિ સિવાય ધનને માટે ઘણો સારો નથી. તે ધનની બાબતમાં ચઢતી પડતી, અચાનક નુકશાન અને મનની ગુંચવાયેલ સ્થિતિ કરે છે; પણ જો શુભ દ્રષ્ટિમાં હોય છે તો આ મનુષ્યોને અડચણો આવે છે, છતાં તેમાંથી પોતાની બુદ્ધિ ને સાધનથી મુક્ત થાય છે. આ યોગને લીધે ક્વચિત્ ભાગીદારી, લગ્ન અથવા મંડળી ઓદ્વારા ધન મળે છે. તેઓ હઠીલા, અહંમમતાવાળા, બીન સુધરેલ તથા ખાનપાનના શોખિન હોય છે.

આ મનુષ્યો ઠીંગણા, જાડા, કાળાવાળવાળા, કાળી ને ઊંડી આંખવાળા, ટુંકી ગરદનવાળા, ને જરા ભરાવદાર ફીકા ચ્હેરાવાળા હોયછે.

### મિથુનગત હર્શલ ફલઃ ( Uranus in Gemini. )

મિથુન રાશિમાં રહેલ હર્શલ માનસિકબળ, ચાલાકી, મૂળતત્વજ્ઞાન

ને બુદ્ધિ આપે છે. આ મનુષ્યો સ્હેજ વિચિત્ર મનવાળા ને ગુઢાર્થ સૂચક અથવા અસાધારણ વિષયના શોખિન હોય છે. જો બીજા ગ્રહોની આડ ન હોય તો તેઓ ઉંડા વિચારવાળા, વિદ્વાન્, શાસ્ત્રી ને તત્વજ્ઞાની થાય છે. તેઓમાં અગાધ શોધક બુદ્ધિ અને સ્હેજ અંતર્જ્ઞાન હોય છે. તેઓ ઘણી મુસાફરીઓ કરે છે, ને સારાં વિદ્વાન મિત્રો સાથે મિત્રતા બાંધેછે; તેમ તેઓ લોકનિંદિત કારણોને પણ ઉત્પન્ન કરે છે. જો પાપ દ્રષ્ટિ હોય છે તો તે કેળવણી, કાગળો, પરીક્ષા વિગેરે દ્વારા ઉપાધિઓ ઉત્પન્ન કરે છે, અને ભાંડુ સાથે કુસંપ થાય છે. તેઓ ખંધા, લોભી, બુદ્ધિવંત, સ્હેજ અસ્થિર, ઘણાજ હુશિઆર અને બહુ સમજુ હોય છે.

આ મનુષ્યો ઉંચા, પાતળા, કાબરી આંખવાળા, ઘાટીલા અને ઊતાવળે ચાલનાર હોય છે.

## કર્કગત હર્શલ ફળ: ( Uranus in Cancer. )

કર્ક રાશિમાં પડેલ હર્શલ લાગણીઓ અને વૃત્તિઓને કોમળ, તથા જલદીથી સ્પર્શ થાય અને પિગળી જાય તેવી બનાવે છે. આ ગ્રહ સંસારી બાબતો અને ઘરવ્યવહારમાં ઉપાધિઓ પેદા કરે છે, અથવા વિયોગ રૂપી પીડા કરે છે; જો પાપ દ્રષ્ટિમાં હોય છે તો તે ઘર અને જમીનદ્વારા હાનિઓ, ઘર અથવા રહેઠાણ સંબંધી ઉપાધિઓ ને પ્રથમાવસ્થામાં ધંધા સંબંધી અડચણો ઉત્પન્ન કરે છે. આ ગ્રહથી યોગજ્ઞાન, સ્વપ્નો, ગૂઢાર્થ સૂચક અનુભવો ને મુસાફરી કરવાનું વલણ થાય છે. તેઓ અભિમાની, ઘણા ગુન્હા કરનાર, ઘણા દ્વેષી, જલદીથી શાંતિ પામનાર ને નબળી સ્મરણશકિતવાળા હોય છે.

આ મનુષ્યો, ઠીંગણા, જાડા, ફીક્કા ચ્હેરાવાળા ને કાળા વાળવાળા હોય છે.

## સિંહગત હર્શલ ફળ:( Uranus in Leo )

સિંહરાશિમાં રહેલ હર્શલ મુખ્યત્વે કરીને યુવાવસ્થામાં ગૃહસંસારમાં ત્રાસ અને અડચણો આણે છે. પિતાદ્વારા એક યા બીજે રસ્તે નુકશાન અથવા ઉપાધિઓ થાય છે. આ મનુષ્યો રીત રિવાજને વખોડનાર, ને સ્વતંત્રતા તથા છુટાપણાને ચ્હાનારા હોય છે. તેઓ ઉદ્ધત સ્વભાવવાળા હોય છે, ઉપરીઓની તેમના ઉપર અવકૃપા થાય છે. આ મનુષ્યો પ્યારની

બાબતોમાં અસ્થિર અને નિર્બલ મનના હોય છે, અથવા પ્યારમાં બહુજ દુઃખી થાય છે. જો શુભ દ્રષ્ટિમાં હોય છે તો તે યોગ પબ્લીક ને ધંધાવાળી જીંદગી માટે સારો છે, ને તે દ્વારા વિજય મળે છે; તોપણ તેમાં છોકરાં અને વ્યવહારિક કાર્યોદ્વારા અડચણો ને અટકાવના બહુ સંભવો હોય છે. તેઓ ઉદાર, સાદા, ઉદ્ધત, અને સ્વઋળમાં વિશ્વાસુ હોય છે.

આ મનુષ્યોને મોટું કદ, મજબુત ખભા, ફીક્કો ચ્હેરો, ઠરેલ ચાલ, અને ગુચ્છાવાળા ફીક્કા ભુરાવાળ હોય છે.

## કન્યાગત હર્શલ ફળ: ( Uranus in Virgo. )

કન્યારાશિમાં રહેલ હર્શલ ધંધા સંબંધમાં અનેક પ્રતિબંધ અને અટકાવો નાંખે છે; ને તે હદપારની ઉપાધિઓ, નિષ્ફલ લોભ અને નોકરોદ્વારા મહાન ત્રાસ આપે છે. જો બીજા ગ્રહોનું બળ મળે છે તો તે બુદ્ધિને વધારે છે. આ મનુષ્યો ભાગીદારીમાં અથવા બીજાની સાથેના જોડાણમાં અથવા બીજાના ધંધામાં (મુખ્યત્વે કરીને રસાયણ શાસ્ત્ર, શાસ્ત્ર કે હુન્નરમાં) વિજયથી નિવડે છે. લોકોપયોગી અથવા કોઇ સ્ટેટ અથવા સ્થાનિક સત્તાને લગતા ધંધાદ્વારા લાભ મેળવે છે; જો પાપદ્રષ્ટિમાં હોય છે તો ઉલટું તે દ્વારા શત્રુતા પેદા થાય છે. તેઓએ પબ્લીકની શત્રુતા અને ટીકાથી ખાસ સાવધ રહેવું. મન ખંદુ ને દરેકમાં પ્રવેશ કરી શકે તેવું, સ્વતંત્ર ને મૂળતત્વજ્ઞાનવાળુ હોય છે. તેઓ ઉદારતાની ખામીવાલા ને ઝેરીલા હોય છે.

આ મનુષ્યો ઠીંગણા બાંધાના, કાળા વાળ તથા આંખ વાળા પાતલા શરીરના ને લાંબા અવયવોવાળા હોય છે.

## તુલાગત હર્શલ ફળ: ( Uranus in Libra )

તુલા રાશિમાં રહેલ હર્શલ, શત્રુતા, હરીફાઇ, પ્રતિપક્ષતા, ટીકા, અને તુટી ગયેલી મિત્રતા, લગ્ન, ભાગીદારી, તથા મિત્રતાને લગતી બાબતો માં નિર્દયતા બતાવે છે. આ સઘળું જાતની લાગણીઓ, હઠીલાઇ, વિચિત્ર સ્વભાવને ઉદ્ધતાઇનું પરિણામ હોય છે. આ મનુષ્યો ક્વચિત્ ઉતાવળથી પરણે છે, ને તેથી સ્ત્રી કે પુરૂષનો વિયોગ, છૂટા છેડા,(Divorce.) અથવા મરણ થાય છે. તેઓ હુન્નર અને ભાષાને લગતા ધંધા કરે છે, પણ તે ધંધા હુન્નરના સ્વાર્થને લીધે જો લગ્ન કે ભાગીદારીથી થયા હોય

તો તેને લગતાં જોખમો કમી હોય છે. આગ્રહ, કલ્પના શકિત, સ્વાદ, ને રમત ગમ્મતના શોખને વધારે છે; ને જો ગ્રહોની અનુકુલતા હોય છે તો તે વિખ્યાત અંતર્જ્ઞાન આપે છે. તેઓ કાળજીવાળા ને અભિમાની હોય છે

આ મનુષ્યો મજબૂત, ભરાવદાર દેખાવના, સ્હેજ ઉંચા ગોળ મુખ વાળા ને ખુલ્લા વાળવાળા હોય છે.

## વૃશ્ચિકગત હર્શલ ફળ:( Uranus in Scorpio. )

વૃશ્ચિક રાશિમાં રહેલ હર્શલ આ મનુષ્યોને મજબૂત મનોબલવાળા, દૃઢનિશ્ચયી, એકાગ્ર ને સ્વચ્છંદી બનાવે છે. તેઓની પડતી આવવાની હોવા છતાં પોતાની હઠ નહિ છોડવાના સ્વભાવવાળા હોય છે. જો બીજા ગ્રહોને લીધે તેમનામાં બુદ્ધિ હોય છે, તો આ ગ્રહ મનની મજબૂતાઈ, તીક્ષ્ણતા, ચાલાકી, માનસિક ગ્રહણ શકિત ને બોધ વિગેરે ગુણો તેમનામાં આવે છે. કવચિત્ તેઓ જાતે લડાઇ ઉભી કરનાર તથા ઉદ્ધત હોઇ બીજાઓની સાથે પ્રતિકુલ હોય છે, ને દુનિયા સાથે લઢવામાંજ આનંદ માનનાર હોય છે. જો પાપ ગ્રહની અસર મજબૂત હોય છે તો તેમને અકસ્માત પતન કે બંદુકના ગોળાનો ભય આવી પડે છે. ઘણા ખરા કેસોમાં અકસ્માત મરણજ થવાના સંભવો વધારે હોય છે. તેઓમાં મેસમેરીઝમ, મજબૂત મનોબલ અને અનુભવી ગુપ્તાર્થ શોધક બુદ્ધિ હોય છે; છતાં તેઓ ઘણાજ દુર્ગુણી ને અતડા હોય છે.

આ મનુષ્યો ઠીંગણા, જાડા, પ્હોળા ખભાવાળા, બેડોળ હાથવાળા, કાળો ચ્હેરો, કાળી આંખ ને કાળા વાળવાળા હોય છે.

## ધનગત હર્શલ ફળ: ( Uranus in Sagitarious.

ધન રાશિમાં રહેલ હર્શલ કલ્પનાશકિત ને શોધક બુદ્ધિને વધારે છે, આ મનુષ્યોમાં ધાર્મિક વૃત્તિઓ ને ઉચ્ચતર લાગણીઓ હોય છે. તેઓમાં ધર્મની ગુપ્તતા, ક્રિયાઓ ને ધર્મને લગતા વૃદ્ધિને પામેલા વિચારો હોય છે; આ ગ્રહ સ્વપ્ન અથવા શુદ્ધ સંકલ્પ માટે સારો છે, ને મુસાફરીનું મજબૂત વળણ બતાવે છે; તેઓ માનસિક બલને તથા ઉચ્ચ સ્થિતિને વધારી ઉચ્ચ કેળવણી પ્રાપ્ત કરે છે. જો પાપ દ્રષ્ટ હોય છે તો તે ઉલટી કેળવણી અને સ્ત્રી કે પુરૂષ ( લગ્ન ભાગીદાર ) દ્વારા ઉપાધિઓ કરે છે. તેઓ ચાલાક, જુસ્સાદાર ને ચપળ હોય છે,

આ મનુષ્યોને લાંબા ફીકાવાળ, મોટું કપાળ, સારો દેખાવ ને સ્હેજ ઉંચુ કદ હોય છે.

## મકરગત હર્શલ ફળ: ( Uranus in Capricorn )

મકર રાશિમાં રહેલ હર્શલ વિચાર શક્તિ, ગંભીરતા ને અતડા પણાને મદદ કરે છે; તથા લોભ, દૃઢતા ને ખંતને વધારે છે. જો બીજા ગ્રહની મદદ હોય છે તો તે સાર્વજનિક સ્થાનિક સત્તા અને રાજ્ય સત્તાને લગતા ધંધામાં વિજય આપે છે. તે આ મનુષ્યોને ઊંચા ચઢાવે છે, ને સત્તા કે જોખમવાળી જગોએ મૂકે છે. આ ગ્રહ હર્શલ ને લગતા ધંધા, જેવા કે વિજળી અથવા વસ્તુઓ બનાવવાના યંત્રોને માટે વધારે સારો છે. તેઓને પ્રથમાવસ્થામાં કુટુમ્બમાં કુસંપ અને ઉપાધિઓનો ભય હોય છે, તથા પિતાની હાનિ કે વિયોગ થાય છે. જો પાપ દૃષ્ટ હોય છે તો ઉપરીની અવકૃપા, સત્તાધારી પુરૂષો સાથે શત્રુતા, લૌકિક સખ્ત ટીકા, વારંવાર રહેઠાણમાં ફેરફાર અને ધંધામાં આફતો તથા એકાએક પડતી નો ભય હોય છે. તેઓ સ્વાર્થિ, નિર્બળ મનના, છોકરવાદ, દ્વેષી ને અહંમમતી હોય છે.

આ મનુષ્યોને મધ્યમ કદ, સારો બાંધો, ટુંકી ગરદન, પહોળું કપાળ, કાળાવાળ ને જુકતી ચાલ છે.

## કુંભગત હર્શલ ફળ: ( Uranus in Aquarius )

કુંભ રાશિમાં રહેલ હર્શલ મનોબળ, મૂળતત્વજ્ઞાન બુદ્ધિ, મનની સ્વતંત્રતા, શોધક બુદ્ધિ અને સાધનોને વધારે છે. તે ગ્રહ સ્મરણશક્તિને વધારી મનને લગતી કુશળતાને મજબૂત કરે છે, તથા કેળવણી તરફ વલણ કરે છે. આ મનુષ્યો ઘણું કરીને એકી વખતે એક કરતાં વધુ ધંધાઓ અને અભ્યાસ કરી શકે છે. તેઓ બીજા સાથેના જોડાણદ્વારા સારાં મોટાં કાર્યો કરી શકે છે, ને તેથીજ તેઓ મોટા પાયા ઉપરના ધંધા, ફેકટરીઓ, કંપનીઓ તથા મોટા વ્યાપાર કરવાને અને લોકોપયોગી જીંદગી ગાળવા તથા સ્થાનિક નોકરીઓ કરવાને લાયક હોય છે. શરીર અથવા અસાધારણતાને લગતાં કાર્યો તરફનું વલણ વધે છે, અને મળતા સ્વભાવના મિત્રો તરફ તેઓ દોરવાયેલ હોય છે. જો આ ગ્રહને બીજા ગ્રહની સારી મદદ હોય છે તો તેઓને મિત્રો કે ભાગીદાર તથા

લગ્નના ભાગીદાર સ્ત્રી કે પુરૂષદ્વારા સારો લાભ આપે છે; પણ પાપ દ્રષ્ટ હોય છે તો તે તે વસ્તુદ્વારા હાનિ ને ઉપાધિઓ કરે છે; તેઓ શાંત, બુદ્ધિશાળી, ખંદા ને હુંશિયાર હોય છે.

આ મનુષ્યોનું કદ મધ્યમ, આંખને વાળ ભુરા ને ચ્હેરો ખૂબ સુરત હોય છે.

## મીનગત હર્શલ ફળ: ( Uranus in Pisces )

મીન રાશિમાં રહેલ હર્શલ ગુપ્તતા, ઉંડી ધાર્મિક વૃત્તિઓ, ગૂઢાર્થ સૂચક અનુભવો, ઘણાં સ્વપ્નો, સર્વ ધાર્મિક બાબતોનું વલણ અને ઉપરની બાબતોના સંબંધવાળા મનુષ્યોની સાથેનું જોડાણ કરી આપે છે. જો પાપ દ્રષ્ટ હોયછે તો તે. તે વસ્તુદ્વારા ઉપાધિઓ, મિત્ર તથા લોક વિરહ, સુશીળતા અને દયાની ખામી, ને બીજાઓની સાથે શત્રુતા હોય છે. તેઓને અથાનક પડતી અને કમનશીબ તથા અપ કીર્તિના સંભવો હોય છે. તેઓ ગુસ્સાની ખામીવાળા ને કમ બુદ્ધિવાળા હોય છે.

આ મનુષ્યોનું હલકું નીચું કદ મંદો ફીક્કો ચ્હેરો, વાળ તથા આંખ કાળી, બેડોળ હાથપગ અને બેડોલ ચાલ હોય છે.

## સારાંશ.

હર્શલ ગ્રહનું દ્વાદશ રાશિપરત્વે ફળ આ પરિચ્છેદમાં આપવામાં આવ્યું છે, ને પોતાની જન્મકુંડળીમાં હર્શળ કઈ રાશિમાં છે તે જાણી લેઇ અગર જન્મ કુંડળી ન હોય તોપણ જન્મની સાલના પંચાંગની મદદથી જન્મ સમયે આ ગ્રહ કઈ રાશિમાં છે તે સ્હેલાઈથી જોઇ જાણી શકાતું હોવાથી જાણી લેઈ હર્સલની રાશિનું ફળ વાંચી સમજી લેવું આ ગ્રહ એક રાશિમાં લગભગ ૭) વર્ષ રહેતો હોવાથી પંચાંગની મદદ વિના પણ આ ગ્રહ કઇ રાશિમાં સામાન્ય રીતે હોય છે તે નીચેના કોષ્ટકથી સમજાશે અથવા નિયમ * જુઓ.

* નિયમ—જન્મની સાલમાંથી ૧૮૫૦ બાદ કરી શેષ રહે તેને (૬) થી ભાગતાં જે ભાગાકાર આવે, તે જો એક વધે તો વૃષ, ને બે વધે તો મિથુન એમ ઉત્તરોત્તર ગણી લેવાથી પોતાના જન્મ સમયના હર્શળની આસરે રાશિ આવે છે સંધિ વર્ષોમાં સ્હેજ તફાવત પડે છે તે જોઇ લેવું.

| રાશિમાં | હર્શલ | | ઇ. સ. |
|---|---|---|---|
| વૃષ.... | .... | .... | ૧૮૫૧ થી ૧૮૫૮ |
| મિથુન | .... | ... | ૧૮૫૮ થી ૧૮૬૫ |
| કર્ક | .... | .... | ૧૮૬૫ થી ૧૮૭૧ |
| સિંહ | .... | .... | ૧૮૭૨ થી ૧૮૭૮ |
| કન્યા | .... | .... | ૧૮૭૯ થી ૧૮૮૪ |
| તુલા | .... | .... | ૧૮૮૫ થી ૧૮૯૦ |
| વૃશ્ચિક | .... | .... | ૧૮૯૧ થી ૧૮૯૭ |
| ધન | .... | ... | ૧૮૯૮ થી ૧૯૦૪ |
| મકર | .... | ... | ૧૯૦૪ થી ૧૯૧૧ |
| કુંભ | .... | .... | ૧૯૧૨ થી ૧૮૧૯ |
| મીન | .... | ... | ૧૯૨૦ થી ૧૮૨૭ |
| મેષ | .... | ... | ૧૯૨૮ થી ૧૯૩૪ |
| વૃષ | .... | .... | ૧૯૩૪ થી ૧૯૪૨ |
| મિથુન | .... | .... | ૧૯૪૨ થી ૧૯૪૯ |

## દ્વાદશ રાશિગત હર્શલ ફળ.

**મેષ**—લોભી, ઉતાવળીઓ, ગુસ્સે થનાર.

**વૃષ**—વિષયી, લડાઈખોર, દ્વેષી, લુચ્ચો ને વૈભવી.

**મિથુન**—ઉત્સાહી, ચાલાક, વિદ્યાનો શોખિન, શોધક, કવાચિત્ બ્રમિત ચિત્તવાળો, પરગજુ.

**કર્ક**—અભિમાની, પીવાના પદાર્થોનો શોખિન, તોફાની, વિચિત્ર, ને ઉછાંછળો.

**સિંહ**—ઉદાર, દીલોજાન, વિચિત્ર વિચારવાળો, લશ્કરી ગુણોવાળો, મગરૂર ને મિથ્યાભિમાની.

**કન્યા**—બ્રમિત, વિચારવંત, નવાઇ અને વિચિત્ર ચીજોનો શોખિન, વિદ્વાન, અભ્યાસી, હલકટ, દુનિયાની ચીજોનો લોભી.

**તુલા**—વિદ્વાન, ઉત્સાહી, લોભી, જલદી તપી જનાર, વિચિત્ર રીતભાતવાળો.

**વૃશ્ચિક**—દગલબાજ, લુચ્ચો, દારૂડી, છંદી, દરેક રીતે બદમાશ.

**ધન**—ખુલ્લા દીલનો, ઉદાર, રમત ગમતનો શોખિન, ઉત્સાહી, ઉત્તેજક.

**મકર**—અભિમાની, લુચ્ચો, ને ઘણી વાતે ખરાબ ચાલનો.

**કુંભ**—વિદ્યા, હુન્નર ને વિચિત્ર ચીજોનો શોખિન, વિજળીક ઝડપવાળો.

**મીન**—આળસુ, મંદો, વિચિત્ર, ધિક્કાર તથા તુચ્છકારને યોગ્ય.



## परिच्छेद: १९.  Chapter XIX.

### દ્વાદશ રાશિગત શનિફલ:

The Saturn in the Twelve signs.

#### મેષગત શનિફલ.+ ( Satu n in Aries. )

જીંદગીના પ્રથમાર્ધ ભાગમાં ઉપાધિઓ, અડચણો અને મુશીબતો હોય છે. ધનના સંબંધમાં દિલગીરી, સગામાં મિત્રતા ને આજુબાજુની સ્થિતિના પ્રમાણમાં સંસારીક કાર્યોમાં માન અથવા અપમાન, શનિના સ્થાન અને દ્રષ્ટિના પ્રમાણમાં કાકા અને કાકીઓના મરણ દ્વારા લાભ અથવા હાનિ, ઝેરીલા ભાગીદાર (સ્ત્રી કે પુરૂષ) અથવા પોતાનાથી ઉમરે મોટા સાથે લગ્ન; લગ્નદ્વારા ગરીબાઇનો ભય; ગુહ્ય ભાગને લગતાં વિચિત્ર દરદો. જો જન્મ કુંડળીમાં બુધની અશુભ દ્રષ્ટિ હોય છે તો આત્મઘાતનું વલણ. કેટલાક ધાર્મિક અનુભવો. જીંદગીના અવસાન સમયે અતડા ને સંચય કરનાર; જો ગુરૂ સારો હોય છે તો કાર્યદક્ષતા સાથે વિશ્રાંતિ; થોડી મુસાફરીઓ, અને તે પણ ભય ભરેલી; ધંધા અને ખંતદ્વારા સંપત્તિ સાથે વિજયનો લોભ.

પોતાના મંડળમાં આગળ પડતો ભાગ લેનાર, સત્તાવાન હોવાથી હુકમ ચલાવનાર, મુસદ્દી, અવિશ્વાસુ, ગંભીર, સ્વબળમાં વિશ્વાસુ, ઉદાસીન, ઘણુંજ ઓળખાણવાળો; કાગળ પત્રો, લખાણ, મુસાફરી, પિતા, ભાઈઓ ને મોટા માણસો તથા જાતિ પ્રયત્નદ્વારા મિત્રો કરનાર હોય છે. તેઓ સ્વાર્થિ, ચિઢીયા, પોતાનોજ પસંદ કરેલ ધંધો કરનાર, પોતાનાજ વાંકથી દુર્ભાગ્ય લાવનાર તથા મંડળીઓમાં સુખી થનાર હોય છે. આ યોગ માતા પિતા માટે નબળો છે, ને ક્વચિત્ પિતાપુત્ર વચ્ચે વૈર કરાવે છે.

આ મનુષ્યોને મધ્યમ કદ, લાલ ચ્હેરો, બ્હોળાં હાડકાં, પાતળો બાંધો, કાળા વાળ, ને નાની આંખ હોય છે.

---

× धर्मविहीनतया तनुते तनौ । जनविरोधतयेवितनाशनम् ॥
क्रियगतेर्कसु तेस्वजने नृणां । विशमताशमताशम नेप्सिवेत् ॥१॥
ધન હાનિ સ્વજન વિરોધ અને કલેશ વિગેરે.

## વૃષગત શનિફલ. + ( Saturn in Taurus )

કંજુસ, અતડા, એકાંતવાસના શોખિન, ડાહ્યા ને મુસદ્દી; ઉદ્યમ અને કંજુસ પદ્ધતિઓદ્વારા લાભઃ સગાંદ્વારા દીલગીરી અને હાનિઃ ભાઇઓ ગુપ્ત શાસ્ત્ર અથવા ગૂઢ બાબત તરફ વળેલા. કુટુંબ પૈકી થોડા વિશ્વાસુ મિત્રો, સંતાન અને તેમને લગતાં કાર્યોદ્વારા ચિંતા, કાકા કાકીઓ પરદેશમાં કે જેમના તરફથી સંપત્તિની સ્હેજ આશા; સ્ત્રી કેપુરૂષ (લગ્નના ભાગીદાર)નું મરણ, અથવા લગ્નદ્વારા દ્રવ્યનો ત્રાસ, ઠગાઇ અને ગુપ્ત શત્રુતાનો સંભવ, પરદેશ ગમનદ્વારા માંદગી, વિવેકથી કરેલ ધનના વ્યાપારદ્વારા લાભ, વિચિત્ર સંસારી અનુભવો, મુસાફરી કરવા તરફ અણુગમો, ગુપ્તતા અને ગુપ્ત મંડળીઓનો શોખ.

સ્વાર્થ સાધવામાં બહુ આગ્રહી, માયાળુ, વિષયી, ગંભીર, સ્હેજ ક્રોધી, દ્રવ્યમાં લાભ હાનિ અને માબાપ તરફથી વારસાનો સંભવ, તેમાં મુખત્વે બાપ તરફથી પબ્લીક સાહસ; ધનનો વિનિયોગઃ સ્ટોકસ, શેરને બેન્ક;કમ્પની અને ઉપજ્ઞી વસ્તુઓના સટ્ટાદ્વારા ધનલાભ. શનિની સત્તા ( ૨૮ થી ૩૦ વર્ષ પછી) છેલ્લી જીંદગીમાં પ્રબલ હોય છે.

આ મનુષ્યોને કાળો ચ્હેરો, ખરબચડી ચામડી, મધ્યમ કદ, કાળા વાળને બેડોળ હાથપગ હોય છે.

## મિથુનગત શનિફલ. + ( Saturu in Gemini )

બેભથુ અનુભવો; જાતે ઠગ હોવાનો સંભવ. ખંધા, યુક્તિબાજ; સંસારી સબંધ દ્વારા ઠગાઇ કે ખોટી કેદના સંભવનો ભય ઠગારા મિત્રો કે સગાં દ્વારા ત્રાસ, અને હલકાં અથવા હાથ નીચેનાં મનુષ્યો તરફથી કેવા

---

+ युवतिसौख्यविनाशनताभृशं । पिशुनसंग रुचिंभति विच्युतिं ॥
तनुभृतां जननेवृषमस्थितो । रविसुतोविसुतोस्तवमादिशेत् ॥
સ્ત્રીઓથી દુઃખી, દુષ્ટ સંગતિ, ભ્રષ્ટમતિ વિગેરે.

× प्रचलनं विमलत्वविहीनतां । भवनबाह्यविलासकुतूहलम् ॥
व्रजतिना मिथुनोपगतेसुते । दिनविभो नृविभो लभतेसुखम् ॥१॥
મુસાફરી, વિમળતાની ખામી, ઘર બહારની રમતોનો શોખ, રાજા તુલ્ય સુખી.

સાધારણ અને લોકોપયોગી કાર્યોદ્વારા અપકીર્તિ: પરદેશી સ્ત્રી અથવા પરદેશમાં વિવાહ સંબંધ, વિચિત્ર મરણ,ભયંકરતા અથવા બીજાના દ્વેષદ્વારા મરણનો સંભવ: કાયદા સંબંધી કાર્યોમાં કમનશીબ અને વકીલો કે સોલીસીટરોદ્વારા હાનિનો સંભવ; ધંધા કે નોકરીદ્વારા માંદગી: છોકરાં અને તેમને લગતાં કાર્યોદ્વારા દિલગીરી: સગાં કે સત્તાવાળા શત્રુઓના કૃત્યો દ્વારા ઉતાવળે આવેલો દુઃખી અવસાન: બે ધંધા અને શકમંદ સાધનો દ્વારા લાભ.

ભાઈઓ, નાની મુસાફરીઓ, કેળવણી, લખાણ ને વિદ્યાને લગતાં કાર્યોદ્વારા ઉપાધિઓ: શોધક અને શાસ્ત્રીય બુદ્ધિ: પિતા માટે આ ગ્રહસ્થિતિ સારી નથી.

આ મનુષ્યોને જરા ઉંચો બાંધો, લંબગોળ મુખ, કાળા ભુરા વાળ અને ઝુકતો ચ્હેરો હોય છે.

## કર્કગત શનિફલ.+(Saturn in Cancer.)

છોકરવાદ, સ્હેજ અસંતોષી, ચિઢીયો ને પાછળથી પશ્ચાતાપ કરવાનો સ્વભાવ, નિરંતર સંસારી ઉપાધિઓ અને કુટુમ્બી કજીયાનો સંભવ: પ્યારનાં કૃત્યોદ્વારા ચિંતા, શોક, ને નિરાશા, અને છોકરાંદ્વારા દિલગીરી: હલકાં ને હાથ નીચેનાં મનુષ્યો સાથેના સંબંધથી નુકશાનકારક ને કમનસીબવંત અનુભવો, અને અપવિત્ર આકર્ષણશક્તિદ્વારા માંદગી: ગ્રહના સ્થાન અને દ્રષ્ટિના પ્રમાણમાં લગ્નદ્વારા કીર્તિ કે અપકીર્તિ: કે જે સદ્ગુણ અને ઉદ્યમથી ચઢનાર ભાગીદાર ( લગ્ન ) સંબંધી: કીર્તિ તથા આબરૂને બગાડનાર શત્રુઓ: ભાગીદારીમાં વિપત્તિઓ, સગાંના મરણથી ત્રાશને શોક: મિત્રો અને ઓળખાણવાળાઓની માંદગી. ગેગનાજ્ઞાનના સાધનોદ્વારા આનંદ, જીંદગીના છેલ્લા ભાગમાં આફતો; ગુઢાર્થ સૂચક હુન્નરોદ્વારા લાભ.

સામાન્ય વિજય, સ્થિતિ,માન, ધન, ઘર,જમીન અને મીલકત માટે આ યોગ નબળો છે; ધંધા, વ્યાપાર કે નોકરીમાં ત્રાસ: ગરીબાઇ અને પડતીનો

---

× शशिनिकेतनगामिनिभानुजे । तनुभृतांकृशताभृशमंबया ॥
वरविलासकरा कमलभावे । दविकलं विकलं रिपुमंडलम् ॥ १ ॥
કૃશ, માતાથી દુઃખી, વિલાસવાળી લક્ષ્મીવંત શત્રુને હરનાર.

ભયઃ પિતાનું વ્હેલું મરણ અથવા તેમની સાથેનો એક યા બીજી રીતનો વિયોગઃ

આ મનુષ્યો ઠીંગણા, જાડા, ફીકકા ચ્હેરાવાળા, કાળા ભુરા-વાળવાળા ને કાબરી આંખવાળા હોય છે.

## સિંહગત શનિફલ. + ( Saturn in Leo )

આનંદ અને મોજમજાહને ધિક્કારનાર, સાહસિક, લોભી, શ્રેષ્ઠ નિશ્ચથી, ખંત અને મનોબળથી આફતોને હઠાવનારઃ મિત્ર સાથે લગ્ન, અને તે દ્વારા આશાઓ અને ઇચ્છાઓની પૂર્ણતાઃ મરણો અને સરકારી અથવા ખાનગી જગોદ્વારા માન, પરદેશી કાર્યો અને તત્વજ્ઞાની વલણો દ્વારા લાભ, હદપારના કામના બોજાથી અથવા હૃદયના રોગ ( Heart-disease ) થી મરણ, કે નોકરીએ રાખનારાઓનું મરણ. છેવટે શત્રુવટ કરનાર મિત્રો અને ઓળખાણવાળા સાથે ભાગીદારી; પોતાનાથી ચઢતી યા સરખી પંક્તિના વિશ્વાસુ દીલોજાન થોડાક મિત્રોઃ યોગજ્ઞાનને લીધે રોગ, ચેપી રોગનો ભય, સાહસિક ને સટ્ટાવાળું વળણ, સટ્ટાદ્વારા અથવા સંસારી કાર્યોદ્વારા ધનલાભઃ સમર્થ બુદ્ધિ, શ્રેષ્ઠ નિર્ણય ને ધર્મમાં વિશ્વાસ.

સત્તા અને જોખમદારી સાથે ચઢતીઃ નાની કે મોટી બાબતોમાં લોકસમૂહથી દૂર રહેનાર; પિતા કે ઉપરી દ્વારા લાભ કે વારસો. પ્યાર અથવા કામાવેશદ્વારા નિંદાઃ છોકરાંની સંખ્યા ઓછી, ને છોકરાં માટે આ યોગ નબળો છે. પિતાનું અકાળ મરણ અથવા વિયોગ અથવા પ્યારમાં આડે આવનાર કે મદદ કરનાર.

આ મનુષ્યોને મજબૂત બાંધો, પ્હોળા મોટા ખભા, ગુચ્છાવાળા ફીકકા ભુરા વાળ ને ઠરેલ ચાલ હોય છે.

## કન્યાગત શનિ ફલ. ÷ ( Saturn in Virgo. )

સારાસાર સમજનાર, સમજુ, સાવધઃ હદપારની અતડાશ અથવા

---

+ लिपिकलाकुशलश्च कलिप्रियो । विमलशीलविहीनतरो नरः ॥
रविसुते रविवेश्मनि संस्थिते । हतनयः स्तनय प्रमदार्तिभाक् ॥ १ ॥

લેખનકળામાં કુશલ, કલહપ્રિય, અવિવેકી, શીલ રહિત, સ્ત્રી સંતાનથી દુઃખી.

× विहितकर्मणि शर्मकदापिनो । विनयतोपहतेश्चलसौहृदम् ॥
रविसुतेसतिकन्यकयान्विते । विबलताबकतासहितोभवेत् ॥ १ ॥

નિર્લજ્જ અને સદ્કર્મોથી દૂર, અસ્થિર, મિત્રવંત.

શરમ અને યોગજ્ઞાનની સ્થિતિદ્વારા ત્રાસઃ ગુઢાર્થ સૂચક શાસ્ત્રો અને વિદ્વાનો શોખ, પ્રથમાવસ્થામાં મુશીબતો, લગ્નનો આગમો અને લગ્નદ્વારા ત્રાસ અથવા કમનશીબ, ગુપ્ત શાસ્ત્રજ્ઞાની મિત્રો અને ગુપ્ત સંબંધો, પરદેશીને અને ધર્મવૃત્તિવાળાને નોકરીમાં રાખનાર, તત્વજ્ઞાન ને ધર્મદ્વારાલાભ, મિત્રો અને ઓળખીતાનાં મરણ, કમનસીબ ભાગીદારી, માથું ચઢવાના અથવા માનસિક રોગના સંભવો, ગુપ્તજ્ઞાની મન, ઉંડા ને શાસ્ત્રીય અભ્યાસનો શોખ; બુદ્ધિશાળી કરતાં વધારે અંતર્જ્ઞાની; ઐતિહાસિક પ્રેમ સંબંધ અને ધન વિનિયોગ અથવા સાહસદ્વારા લાભ.

અનુક્રમતાવાળું, ટીકાખોર ને પૃથક્કરણ કરી શકે તેવું મનઃ પ્રથમાવસ્થામાં બુદ્ધિની મંદતા, ક્વચિત્ ઉદાસીનતા, અવિશ્વાસ ને અતડાશ; ધંધો, વ્યાપાર કે નોકરીમાં ત્રાસઃ નોકર કે હલકા મનુષ્યોદ્વારા ઉપાધિ; પિતા સાથે વૈર; મુખ્યત્વે ધંધા કે તબીઅત ખાતર મુસાફરીઓ.

આ મનુષ્યોનો ઉંચો બાંધો, કાળા ભુરાવાળ ને દિલગીરી ભરેલો ચ્હેરો હોય છે.

## તુલાગત શનિ ફલ. + ( Satuan in Lilra. )

સુધરેલ વિચાર, બુદ્ધિ વિષયક વલણ; સરખામણી કરવાની, પંચ થવાની ને ઐક્ય કરવાની શકિત, જો બહુ પાપ ગ્રહોની દ્રષ્ટિ હોય છે તો તે વિયોગ અને ઐકયતાનો વિનાશ, ખાસ મિત્ર અથવા ખાસ વહાલી સ્ત્રીના મરણદ્વારા શોક અથવા દીલગીરીઃ જીંદગીના કોઇક ભાગમાં સ્ત્રીજાતિ સાથેની શત્રુતા [ મુખ્યત્વે ૨૧–૩૫–૪૨ મા વર્ષમાં ]; ધાર્મિક અથવા અધ્યાત્મિક મિત્રો; પરદેશમાં કરેલ મિત્રતાદ્વારા વિચિત્ર અનુભવોઃ લગ્નદ્વારા નિર્બળ ભાગ્ય અને ધંધા કે વ્યાપારમાં શત્રુની પ્રતિકુળતા. આગળ પાછળની સ્થિતિને અનુસાર કીર્તિ કે અપકીર્તિ ઉત્પન્ન કર્તા શોક પરિણામી મરણ.

લગ્ન અથવા લગ્નના ભાગીદાર ( સ્ત્રી કે પુરૂષ ) દ્વારા જીંદગીમાં મહત્વના ફેરફારો; ચાન્સ (તગદીર) અથવા બુદ્ધિના કરતાં મ્હેનત ને નોકરીદ્વારા વધારે લાભ; સટ્ટાખોર અને કલ્પક બુદ્ધિ; જીંદગીના અવસાન

---

+ निजकुलेवनिपालबलान्वितः । स्मरषलाकुलितोबयदा नरः ॥
जलाजिनीशसुते हितुलान्विते ॥ नृपकृतोपकृतोहिनरोभवेत् ॥१॥
કુળમાં રાજા તુલ્ય, બળવાન, સુખી, રાજ્યથી માનવંત.

સમયે સંસારી ઉપાધિઓ અને કમનશીબ; ગુઢાર્થ સૂચક વસ્તુઓદ્વારા આનંદ અને તે દ્વારા લાભ કે હાનિ.

લગ્નના કે ધંધાના ભાગીદાર અને પોતાના વચ્ચે ઉમરમાં તફાવત; અથવા-દ્રવ્યની બાબતમાં બહુજ તફાવતઃ લગ્નદ્વારા બેમાંથી એકને લાભઃપૈસાની ખાતર લગ્ન કરનારઃ બાપ કે સસરાની લગ્નમાં મદદઃ પોતાનાથી ઉંમરે મોટા મનુષ્યો અને પિતા સાથેની ભાગીદારી કરવાથી લાભ; કમ્પની અને મંડળોદ્વારા લાભ.

આ મનુષ્યોને લટ્ટ જેવા, દેખાવ ગોળ મુખ ને ખુલ્લા વાળ હોયછે.

## વૃશ્ચિકગત શનિ ફલ.+ ( Saturn in Scorpio )

પ્રાપ્ત કરવાની ઇચ્છા; કામાવેશી, સ્વચ્છંદી, સ્વાર્થિ, અક્કડ઼ખો, સ્વતંત્ર, યુકિતબાજ, ખંદો ને સાવધ; જીંદગીનો પ્રેમ ને બહુજ આગ્રહ; ઉપલક ભભકા સિવાયનો ધાર્મિક તિરસ્કારઃ ગુપ્ત ને અજ્ઞાત ચીજોનો શોખ, મુખ્યત્વે વંશપરંપરાગત ધાર્મિક બંધન અને રીતરિવાજથી બંધાયેલ; સત્તાના લોભી કે ઘરડા મનુષ્યોની મિત્રતા, ગુપ્ત સંબંધો અને ખટપટોઃ મિત્રતાદ્વારા માન; હુશિઆરી ને ચાલાકીદ્વારા ઈચ્છાઓ અને તૃષ્ણાઓની પરિપૂર્તિ; અકસ્માત મરણનો સંભવ. શત્રુઓ અથવા ભાગીદારો દ્વારા લાભ અથવા ખાસ શત્રુઓદ્વારા હાનિઃ યોગને લગતી બુદ્ધિઃ ખંદા, બુદ્ધિવંત ને માનસિક શકિત. જાહેર કંપનીઓ, લોકપ્રિય સાહસો કે સટ્ટાદ્વારા અને જીંદગીના વીમા કે બીજાના મરણદ્વારા લાભ અથવા હાનિઃ ધનવિનિયોગમાં સાવધ; પ્યારનાં શોકમય કાર્યો અને ગુપ્ત સંસારી બંધન; ગુઢતાથી ભરેલ એકાંતમય મરણ.

મજબૂત મનોબળ, દઢ ચાલ ચલકત, ને સત્તા તથા હુકમનો શોખ; બીજાને તાબામાં રાખવાની શકિત ને પ્રતિબંધનો તિરસ્કાર; ખટપટ, લોક નિંદા અથવા અપકીર્તિનો ભયઃ પિતા વિનાશ અથવા પિતાદ્વારા ત્રાસઃ મરણ અથવા મરણ ને લગતી ચીજો સંબંધી વ્યાપારદ્વારા લાભઃ પ્રથમાવસ્થા રોગી અને તેમાંથી બચે તો દીર્ઘાયુષ્ય. અકસ્માત, ઝેર, શસ્ત્ર અસ્ત્ર ક્રિયા (નસ્તર) અથવા ચેપી રોગના સંભવો. જાહેર જગોમાં અથવા ન્યૂનાધિકપણામાં પબ્લીક રીતનું મરણ.

---

× विषहुताशनशस्त्रभयान्वितो । धनविनाश नवैरिगदार्दितः ॥
विकलताकलतापसमन्विते । रविसुतेविसुतेऽहसुखोनरः ॥ १ ॥

વિષ અગ્નિ કે શસ્ત્રનો ભય, ધનવિનાશ શત્રુ રાગ ને વિકલતા,

આ મનુષ્યો ઠીંગણા, જાડા પ્હોળા ખભાવાળા, બેડોળ હાથવાળા, કાળા વાળ, આંખ ને ચ્હેરાવાળા હોય છે.

## ધનગત શનિ ફલ. ÷ ( Saturn in Sagitarivs )

તત્વજ્ઞાની, ધર્મિષ્ઠ, પ્રમાણિક, નિર્ભય, અને સ્પષ્ટવકતા, આગળ પાછળની સ્થિતિના પ્રમાણમાં લોકપ્રિયતા અને બંધનવાળી બેભથુ જીંદગી ગાળનાર; જાહેર કાર્યો, પ્રતિષ્ઠા અને માનકીર્તિદ્વારા ઉપાધિઓ; ગુઢાર્થ શૂચક ચીજો તરફ વલણ, નાસ્તિક મતવાદી, ઘણા જાહેર મિત્રો અને આશ્રયદાતાઓ: સાદાઇથી જીંદગીમાં ચઢતી, માન વધારવાની શક્તિ, ભવિષ્યના કલ્યાણ સંબંધી ભવિષ્ય અંતર્જ્ઞાન, જીંદગીના અવસાન સમયે ધાર્મિક વૃત્તિ અને સારી મંડળીના સમાગમમાં મરણ; માનસિક કાર્યોમાં પ્રતિપક્ષતા, જાહેર સેવા, બીજાનું કલ્યાણ અને સંસારી સુખ તરફનું વલણ, સ્વતંત્ર રીતે કામ કરનાર, હાથ નીચેના મનુષ્યોના વિચારોની અસરથી મુકત, ન્યાયથી કરેલ ધનવિયોગદ્વારા લાભ. ભાગ્યવંત છોકરાં, જીંદગીના અંતસમયે અતિશય નબળાઈ, ધાર્મિક મન.

ધનરાશિને લગતા ધંધા ÷ દ્વારા લાભ; ધાર્મિક અથવા કાયદાને લગતી જીંદગીદ્વારા લાભ અને ચઢતી. બેભથુ ધંધામાં પોતાના વખતનો વિભાગ કરનાર, પિતાદ્વારા ધનલાભ, ધર્મ, તત્વજ્ઞાન અથવા પોલીટીકલ ( રાજ્યદ્વારી ) કારણે મુસાફરી.

આ મનુષ્યોને ઉંચો બાંધો, ફીક્કા વાળ, ભુરી આંખ, ઉંચ્ચકપાળ ને ભવ્ય દેખાવ હોય છે.

## મકરગત શનિ ફલ. + ( Saturn in Capricorn )

લોભી, સ્વાર્થિ, સાધક, ઉદાસી, સાવધ ને સમજુ. મિત્રો પ્રાત

---

+ રવિસુતેનયુતેસ.તકાર્મુકે । સુતગણ.પરિપૂર્ણમનોરથ: ॥
પ્રથિતકીર્તિસુવૃત્તપરો નરो । विभवतो भवतोषयुतो भवेत् ॥१॥
પુત્રોથી સંતોષી, પ્રખ્યાત, સદ્દકર્મ કરનાર, સંસારી વૈભવી.

÷ જુઓ પત્ર ૯૨.

+ नरपतेरिवगौरवतां व्रजेत् । रविसुतेमृगराशिगते नर: ॥
अगरुणाकुसुमै.मृगराजया । विभक्तयामलयाचलजै: सुखं ॥ १ ॥
દરેક રીતે રાજા તુલ્ય સુખી ને વૈભવી.

અવિશ્વાસુ અને દગલબાજ, અને ઓળખીતાંદ્વારા દિલગીરી,હલકી મિત્રતાની વધુ અસર, જો શનિ પાપદ્રષ્ટ હોતો નથી તો જીંદગીમાં ચઢતી કરવાને આતુર, યુક્તિ અથવા ખટપટદ્વારા વિજય, દેશના કરતાં પરદેશમાં ધનનો વધુ લાભ, મનને લગતા કોઇ ચીકણા રોગદ્વારા મરણ. લગ્ન કરવામાં નાખુશ અથવા પ્રેમના કાર્યોમાં શુદ્ધ નિર્ણયની ખામી ખાતર સ્ત્રી કે પુરૂષની પસંદગીમાં નિર્ભાગી. હલકી પંકિતના મનુષ્યો સાથેનો પ્રેમ સંબંધ, અને તેમાં ગંભીરપણે ગુંથાયેલ. સટ્ટા અથવા ધનવિનિયોગદ્વારા નુકશાન, અને સ્વાર્થિ છોકરાંદ્વારા ત્રાસ, ભાગ્યહીણ હાલતમાં જીંદગીનો અંત (કે જેમાં ઘણી નિરાશાઓ હોય છે). જીંદગીના છેવટે શોક પરિણામી મનની સ્થિતિનો ભય.

સત્તા, હુકમ, સ્વતંત્રતા, લોભ, સ્વાર્થ, એકાંતવાસ મુખ્યત્વે હોય છે. ધંધામાં ને ધનમાં ઘણું કરીને તદન પડતી સાથે કમનશીબ.

આ મનુષ્યોને ઠીંગણો પાતળો બાંધો, નાની આંખો, લાંબું મુખ ને ખરબચડી ચામડી હોય બે.

## કુંભગત શનિ ફલ. + ( Saturn in Aquarious )

સુધરેલ, અતડો, બુદ્ધિશાળી, માયાળુ, ગંભીર, વિચારવંત, ને સુશીળ સ્વભાવ. બીજાઓદ્વારા આવની આફતોને શાંતપણે અથવા બહુ સામા થયા સિવાય વેઠનાર હોય છે, તેઓ સ્હેલાઇથી મિત્રો કરે છે અને તેઓના પ્રત્યે વિશ્વાસુ રહે છે; ધંધા કે નોકરીદ્વારા શાંતતા ને ખંતથી એક નિશ્ચગી થઈ લાભ અને સામાન્ય રીતે ધનની સંપત્તિ મેળવે છે. અભ્યાસ અને વખાણવા લાયક અવલોકન શકિતથી મનને સુધારે છે. સાવધપણા સંબંધી માનસિક સ્થિતિમાં સંપૂર્ણ અનુભવ, પરસ્પર લાભના કારણે મંડળીઓમાં જોડાવાનું વલણ; પ્યાર કે પ્રેમના કાર્યોમાં વિશ્વાસુ.લગ્નથી સુખી. આરોગ્યતાના નિયમોના અભ્યાસદ્વારા અથવા નિગ્રહ કે મિતાહાર અને ખોરાકમાં સુધારાદ્વારા માંદગી આવવાની હોય તે અટકાવી શકે છે. ઘણું કરીને કોઇક પવિત્ર ઐતિહાસિક સંબંધ અથવા મજબૂત સંબંધના, બંધનને ઉત્પન્ન કરે છે. પ્રથમાવસ્થા કરતાં અંત્યાવસ્થા ઘણું ખરૂં વધારે સુખી હોય છે, અને સુધરેલ મંડળીમાં મરણ, અભ્યાસ અને અનુભવથી

---

+ मनुजितोरिपुभिर्व्यसनान्वितो । विहितकर्मपराङ् मुखतान्वितः ॥
रविसुतेकलशेनसमन्विते । सुसहितःसहितप्रचयैर्नरः ॥ १ ॥
શત્રુથી પરાજીત અને વ્યસની, ને સત્કર્મોથી વિહીન.

સુધરેલ બુદ્ધિ; મંડળીઓ, કમ્પનીઓ અને એક સ્વાર્થના લોક સમૂહદ્વારા વિજય. જીંદગીમાં ચઢતી અને વિજય. મોટાં કાર્યોની યોજનામાં અગ્રેસર થનાર પુરૂષો માટે ઘણીજ અનુકુળતા. પણ જ્યાં પ્રજાતંત્ર સંબંધી વલણો હોતાં નથી ત્યાં તેમનું નશીબ લોકપ્રિય પ્રવૃતિમાં આ મનુષ્યોને ફેંકે છે અને કવચિત્ ન્યૂનાધિક પ્રમાણમાં શત્રુઓ અથવા મોટી સત્તાવાળા પ્રતિ પક્ષીઓનો ઉદય કરે છે. જો ગુરૂ શુક્રની મદદ હોય છે તો સ્ટોકસ, શેર્સ, કમ્પની, સટ્ટો વિગેરે દ્વારા લાભ થાય છે. સરકારી કે સ્થાનિક નોકરી અથવા કોઇ જાહેર ખાતાને લગતી ઓફીશની જગા મળવાથી પણ લાભ થાય છે. જો કે આ મનુષ્યોને થોડા મિત્રો હોય છે; છતાં તેઓ બ્હોળી ઓળખાણવાળા અને પ્રખ્યાત કીર્તિવાળા હોય છે.

આ મનુષ્યોને મધ્યમ કદ, મોટું માથું, પ્હોળો ચ્હેરો, કાળા ભુરા વાળ ને મોટી આંખો હોય છે.

## મીનગત શનિ ફલ. + (Satuın in Pisees. )

જીંદગીમાં દિલગીરી અને શોક ભરેલા અનુભવો થાય છે. ભાગ્યહીણ થવાય તેવા સંબંધ બાંધે છે, અને મુખ્યત્વે શરૂઆતમાં રસમય અને છેવટે શોકમય સંબંધદ્વારા અથવા દુરભાગ્ય કે આફત દ્વારા ગંભીર રીતે ગુંથાયેલા હોય છે. ખરી હિમત અથવા આશાની ખામી દ્વારા ઉત્પન્ન થતી ઉપાધિઓનું અને પોતાના કમનશીબનું કારણ આ મનુષ્ય પોતે હોય છે. અને એકંદરે સમગ્ર રીતે જાત જ શત્રુ તરીકે હોય છે. દ્રવ્ય માટે તિરસ્કાર, અને મિત્રો તથા ઓળખાણ દ્વારા હાનિ; તે પોતે ભાગ્યેજ પોતાનું માન વધારનાર હોય છે ને જો માન કીર્તિ મળ્યું હોય છે તો તે ટકાવી શકતો નથી ( સારી કુંડળી સિવાયના કેશમાં ). તેને ગુઢ બાબતો તરફનું વલણ હોય છે અને તે સ્થાપત ધર્મનું ખંડન કરવા સામો થાય છે; તેનું મરણ ઘણું કરીને શોક પરિણામી હોય છે. લગ્નમાં કમનશીબ ને ધણીધણીઆણી ( લગ્ન ભાગીદાર ) રોગી હોય છે.

---

+ विनयतान्यवहारसुशीलता । सकललोकगृहीतगुणो नरः ॥
उपकृतौनिपुणःस्तिमिसंश्रिते । रविभवेविभवेन समन्वितः ॥१॥

વ્યવહાર કુશળ ને જેની પાસેથી લોકો ગુણગ્રહણ કરે છે તેવા ને પરોપકારી.

લગ્ન થયા બાદ નોકરોદ્વારા ઉપાધિઓ થાય છે. આ મનુષ્ય પોતાનાં છોકરાંથી ક્વચિત્ છુટો પડે છે, અથવા છોકરાં માંદાં રહે છે; તેમનું મન યોગ જ્ઞાનમાં તલ્લીન થાય છે, અને તેથી પોતાની જીંદગીનો છેવટનો ભાગ વિશ્રાંતિ અથવા એકાંતવાસમાં ગાળનાર હોય છે; મીનનો શનિ સારો ગણાતો નથી. ધંધા, કીર્તિ, જાહેર માન ને લોકપ્રિયતા માટે નબળો છે. તેમની ઘણી ટીકા કે નિંદા થાય છે; અને તેમને શત્રુઓ તથા જુઠા મિત્રો હોય છે; પોતે જાતે મોટી સ્થિતિએ હોવા છતાં હલકા નોકરો દ્વારા ઉપાધિઓ અને દુઃખ વેઠવાં પડે છે. પિતાદ્વારા ત્રાસ; દવાખાનાં, કારખાનાં, ધર્માદા ખાતાં, ગુપ્ત અને ખાનગી ધંધા, ગુપ્ત કમ્પનીઓ અને લોક નિંદિત ધંધા કે કાર્યોદ્વારા વિજય.

આ મનુષ્યોને નાનો બાંધો, ફીક્કો ચ્હેરો, કાળા વાળ, મોટું મુખ ને મોટી આંખ હોય છે.

---

## સારાંશ.

આ પરિચ્છેદમાં શનિનું દ્વાદશ રાશિ પરત્વે ભિન્નભિન્ન ફલ વર્ણવામાં આવ્યું છે. આ ગ્રહ નશીબ (Fate) ઉપર અસર વધારે કરે છે. અને એક રાશિમાં લગભગ અઢી વર્ષ સુધી રહે છે.

જો કુંડળી હોય તો તે ઉપરથી અથવા ન હોય તો જન્મની શાલના પંચાંગ ઉપરથી અથવા નીચે આપેલા કોષ્ટક ઉપરથી જન્મ સમયે શનિ કઈ રાશિમાં ભમે છે તે જાણી સમજી લેઈ પોતાનું ફળ વાંચી લેવું.

કોષ્ટકમાં પહેલા ખાનામાં રાશિઓ મુકીને તેના સામે ઇ :સ. ની શાલ ગોઠવી છે. તેમાં ખાશ સમજવાનું કે જ્યાં એક વર્ષ બે વખત લખ્યું હોય તો તેના લગભગ અધવચમાં રાશિ બદલાતી હોય છે, ને જ્યાં એક જ ઠેકાણે એકજ વર્ષ હોય છે તો લગભગ તે આખા વર્ષને માટે તે રાશિ હોય છે વચમાં વક્રી વિગેરે થઇ રાશિઓ બદલે છે, તે અત્રે આપેલું નથી.

---

ટીપ—સંવતના ઉપલા બે અંકને (૨॥) અઢીગણા કરીને (૭) થી ભાગ લેતાં જે ભાજ્ય આવે તે શનિની મકરગત રાશિ જાણવી. આ નિયમ નિરયન રાશિ માટે સ્થૂલ છે, ને સાયન લાવવાને લગભગ એક રાશિ ઉમેરવી ઘટે છે.

## મુખ્યત્વે શનિ રાશિ.

| રાશિ | ઇ. સ. | | |
|---|---|---|---|
| વૃષ | ૧૮૫૨—૧૮૫૪ | ૧૮૮૧—૧૮૮૩ | ૧૯૧૧—૧૩ |
| મિથુન | ૫૪—૫૬ | ૮૩—૮૫ | ૧૩—૧૫ |
| કર્ક | ૫૬—૫૮ | ૮૫—૮૭ | ૧૫—૧૬ |
| સિંહ | ૫૮—૬૦ | ૮૭—૮૯ | ૧૭—૧૯ |
| કન્યા | ૬૦—૬૨ | ૯૦—૯૧ | ૨૦—૨૧ |
| તુલા | ૬૩—૬૫ | ૯૨—૯૪ | ૨૧—૨૪ |
| વૃશ્ચિક | ૬૬—૬૭ | ૯૫—૯૬ | ૨૪—૨૬ |
| ધન | ૬૮—૭૦ | ૯૭—૯૯ | ૨૭—૨૯ |
| મકર | ૭૧—૭૩ | ૧૯૦૦—૨ | ૩૦—૩૧ |
| કુંભ | ૭૪—૭૫ | ૨—૫ | ૩૨—૩૫ |
| મીન | ૭૬—૭૮ | ૬—૮ | ૩૫—૩૭ |
| મેષ | ૭૯—૮૧ | ૮—૧૦ | ૩૮—૩૯ |

## દ્વાદશ રાશિગત શનિફલઃ—

**મેષ**—વાદવિવાદ કરનાર ને ખટપટી.
**વૃષ**—આળસુ, વૈર લાગણીવાળો, ખુની અને મેલો.
**મિથુન**—ચાલાક, દુનિઆની ચીજોનો શોખિન.
**કર્ક**—પીવામાં આનંદી, ખરાબ ચાલનો, કંગાલ.
**સિંહ**—કામી, ઉદાર, ઠકામી, લુચ્ચો ને ક્રોધનો પશ્ચાતાપ કરનાર.
**કન્યા**—ઉદાસી, વિદ્વાન, વિચિત્ર, શાસ્ત્ર શોખિન.
**તુલા**—મગરૂર, સાવધ, વાદ વિવાદ કરનાર.
**વૃશ્ચિક**—અદેખો, તોફાની, ચોર ને તકરારી.
**ધન**—એક માર્ગી, પરોપકારી ને શાંત.
**મકર**—અવિશ્વાસુ, લોભી ને ગંભીર દેખાવનો.
**કુંભ**—મિતાહારી, અકલવંત, વિદ્યાનો શોખિન, ઉદ્યોગી ને ખંતીલો.
**મીન**—બબડેલો, અદેખો, દગલબાજ, નાદાર અને ચોર.

# परिच्छेद २०. Chapter XX.

## દ્વાદશ રાશિગત ગુરૂ ફળ.

## The Jupiter in the Twelve signs.

### મેષગત ગુરૂફળઃ + ( Jupiter in Aries. )

લોભી, ઝનુની, ચઢતીની આકાંક્ષાવાળો, ભાગ્યશાળી દરિઆઇ સફરો, તથા વ્હાણોથી અને ગુપ્ત સાધનોથી ધનલાભ; મુસાફરીના અનુભવી બુદ્ધિશાળી મિત્રો અને ભાગ્યશાળી મનષ્યો સાથે ઓળખાણો; કુટુમ્બ અને સંસારી સંબંધદ્વારા મેળવેલ માન કીર્તિ. પરદેશી જામીનગીરીઓમાં ધન વિનિયોગ અથવા સટ્ટાથી ધનલાભ; કાયદામાં વિજય અને છોકરાં દ્વારા લાભ. કાકી તરફથી અથવા મોશાળ પક્ષથી વારસાઓ. લોભી ભાગીદાર ( લગ્ન અથવા ધંધાને લગતો ) અને પરાક્રમથી ભરેલું મરણ; ધાર્મિક સંબંધદ્વારા આનંદ; જીંદગીના છેલ્લા ભાગમાં માન ને પ્રતિષ્ઠા. સગાં સાથે મિત્રતા અને શત્રુઓદ્વારા લાભ.

ધર્મ, ભાષા ને શાસ્ત્ર તરફ વળણ. ઘોડા અને શરતોનો શોખ વ્હાણ ને સફરોનો શોખ અને તેને લગતા ધંધાની ધુન. પોતાનો માગ પોતે ખુલ્લો કરનાર, અને તેમાં કવચિત્ પડતીનો ભય. બે ધંધાનો સભવ અને જીંદગીમાં કોઈ સમયે ધંધો બદલનાર. સારા સ્વભાવનાં થોડાં સંતાન.

આ મનુષ્યને મધ્યમ કદ, જરા પાતળો બાંધો, લાંબો ઘાટ, સુંવાળા વાળ, ઉતાવળી નજર ને ઉંચું નાક હોય છે.

### વૃષગત ગુરૂફળઃ + ( Jupiter in Taurus. )

શાંત, માનવંત, અતડો અને દૃઢ, સગાંદ્વારા દિલગીરી, પણ કુટુમ્બ સાથે સંબંધવાળા મિત્રોદ્વારા લાભ. ધનવિનિયોગ, સટ્ટા કે છોકરાંની

---

+ बहुतरां कुरुते समुदारता । सुरचितां निज वैरिसमुन्नतिं
विभवतां च महत्वतिपूजितः । क्रियगतो दुगतो समितिप्रदः ॥१॥
ઉદાર, રાજપુજય, ધનાઢય બુદ્ધિશાળી.

+ द्विजसुरार्जनभक्तिविभूतयो । द्रविणवाहना गौरव लब्धयः ॥
सुरगुरौ वृषभे बहु वैरिणः । शरणगारणगाढ पराक्रमैः ॥ २ ॥
પરાક્રમી, દ્વિજ દેવ ભકત, ધનવાન્, વાહનવંત.

દરબારદ્વારા માન પ્રતિષ્ઠા, પરદેશ મુસાફરીથી તંદુરસ્તી અને ધન સ્થિતિ ઉપર અસર. લગ્નદ્વારા લાભ અને ધણી કે ધણીઆણી ગુપ્ત વિષયના શોખિન, ધાર્મિક, પરોપકારી અથવા તત્વજ્ઞાનના કારણોની ખાતર વિશ્વાસથી કામ કરનાર, સ્નેહ પ્રીતિમાં શુદ્ધ, પ્યારનાં કાર્યોદ્વારા વ્યવહારિક લાભ ને જાતિ પ્રયત્નદ્વારા જાતિલાભ. સંસારી જીંદગીમાં ધાર્મિક વૃત્તિ-વાળા મિત્રો.

મંદિરો, ધર્મ, તત્વજ્ઞાન, વિદ્યા, માનસિક બળ અને વ્હાણ મારફતે સફરો અને ઘોડા ને લગતા ધંધાથી લાભ. ધર્મમાં અસ્થિર. તબીઅત ધંધો અથવા વ્યાપારના કારણ સિવાય મુસાફરી નહિ કરનાર. જમીન, ખેતી ને અનાજદ્વારા ધનલાભ. ધનથી સુખી ને વારસાનો લાભ હોવાનો સંભવ.

આ મનુષ્યને મધ્યમ કદ, ઠાવકો કાળો ચ્હેરો, ભુરી આંખ, કાળાવાળ, ને ટુંકી ગરદન હોય છે.

## મિથુનગત ગુરૂ ફળ: + ( Jupiter in Gemini )

મ્હોટા મન વાળો, ભવિષ્ય વાદી, અને સૂક્ષ્મ બાબતોમાં સંપૂર્ણ-તાના લક્ષને લીધે વિજયી. ગુઢ વિચારો. સંસારી સંબંધ, અને જીંદગીમાં સારા મિત્રોની ખાસ અસર, વિનયી કાર્યો અને ગુઢ પ્રયત્નો દ્વારા પ્રતિષ્ઠિત, દુરનાં સગાંમાં અથવા ભાઇ બ્હેન સાથે લગ્ન, ચોખ્ખાં સ્વપ્નો ( દુર શ્રવણ અથવા અંતર્જ્ઞાનને લગતાં, ) ધાર્મિક શત્રુઓ, નુકશાન કારક અથવા નિંદિત ધંધાઓ, મિત્રતામાં આનંદ અને ગૃહ મંડળમાં દિલગીરી; જાતિ કેળવણીદ્વારા માનસિક સુધારા, ને જીંદગીના છેવટે ધાર્મિક વલણ.

સુશીલ સ્વભાવ, વિનયી, વિશ્વાસુ, ને સત્યવાદી. અસ્વસ્થ અને અસ્થિર મન અને શરીર, નુતનતા અને મુસાફરીનો શોખ, ખંતની ખામી, ભાષા, અભ્યાસ ને કેળવણીથી સારો ગુપ્ત અથવા પસંદ કરેલો ધર્મ. બે લગ્નનો સંભવ, પણ લગ્નમાં કાગળો, લખાણ, મુસાફરી કે સગાં કે નિર્બળ મનના કારણે ઉપાધિઓ. ભાઇઓ બ્હેનો કે માતા દ્વારા ત્રાસ.

---

+ कवितया सहित प्रियवाक् शुचिः । विमल शील रुचि र्निपुण पुमान्ः ॥
मिथुनगे सतिदेव पुरोहिते । सहितताहितता सहितैःभवेत् ॥१॥
કવિ, મીઠું બોલનાર, નિષ્કપટી, નિપુણ વિગેરે.

આ મનુષ્ય ધાટીલો, ઉંચો, ઠાવકા મુખ વાળો, ભુરા વાળ ને ભરેલી આંખવાળો હોય છે.

## કર્કગત ગુરૂફળઃ + ( Jupiter in Cancer )

દયાળુ, સ્નેહવંત, માયાળુ ને લોકપ્રિય અથવા જરૂર નીતિવંત, સાહસિક અને સ્નેહથી શત્રુને જીતનાર, સેવા કરવાને ખુશી હોય છે તેવા હલકા વર્ગના મિત્રો, લગ્નદ્વારા કીર્તિ, પ્રતિષ્ઠા અને વ્યવહારમાં વિજય, ધાર્મિક ગુપ્ત વિચાર, જાહેર પ્રશંશા ને આબરૂ, જાહેર કામદ્વારા આશાઓ અને ઇચ્છાઓના પ્રમાણમાં કામ, ધાર્મિક અથવા ગુપ્તશાસ્ત્રના અભ્યાસ દ્વારા આનંદ. માનસિક શક્તિના ઉપયોગ દ્વારા અથવા બુદ્ધિની શક્તિદ્વારા લાભ, અંતે ઉદાર, શાંતિ અને માન સાથે પરદેશમાં મરણનો સંભવ.

ધર્મમાં અસ્થિરતા અથવા ફેરફાર કરનાર, તોપણ શુદ્ધ અંતઃકરણ વાળા, કવિતા, સંગીત, ને હુન્નરના શોખિન, ઘર અને માબાપ ઉપર પ્રેમ ભાવ, મુખ્યત્વે માતા પર પ્રેમ, માતા સાથે ગાઢ સંબંધ, તબીઅતકે આનંદ ખાતર દરિઆઇ સફરો. જો પાપ દૃષ્ટ ન હોય તો છોકરાંનું સુખ માતાના અથવા માતૃપક્ષના વારસાનો સંભવ.

આ મનુષ્યને મધ્યમ કદ, ફીક્કો ચ્હેરો, લંબગોળ મુખ, કાળાવાળ ને ભુરી આંખ હોય છે.

## સિંહગત ગુરૂ ફળઃ+ ( Jupiter in Leo )

અભિમાની, સત્તાવંત, પણ વફાદાર ને ઉદાર, શત્રુને જીતનાર, વસીલાદાર મિત્ર સાથે લગ્ન. ગુપ્ત સેવા અને મુસદ્દી કાર્યોમાં વિજય ગુપ્ત વાતને શોધી કાઢવાની અથવા ગુન્હેગારનો નિર્ણય કરવાની શક્તિ, આ

---

* बहुधनागमनो मदनोन्नतिः । विबधशास्त्रकलाकुशलो नरः ॥
प्रियवचाश्च कुलीरगते गुरौ । चतुरगैस्तुरगैः करिभिर्युतः ॥१॥

અનેકશાસ્ત્ર પ્રવીણ, ધનવાન, વિષયી તથા ઐશ્વર્યવાન.

\+ अचल दुर्गवन प्रभुतोर्जितो । दृढ तनुर्नुनुदान परोभवेत् ॥
अरि विभूति हरोहि नरोयुतः ॥ मुवचसावचसामधिपे गुरौ ॥१॥

દાતા, બળવાન, પર્વત કિલ્લાને અરણ્યનો સ્વામિ, શત્રુને હણનાર.

વિચિત્ર બનાવોનો સંબંધ, છેવટે મિત્ર થનાર ઉદાર શત્રુઓ. કુદરતી આનંદના અનુભવની શક્તિ. દરેક જોખમી કે સટ્ટાનાં કાર્યોમાં અને ખનિજ પદાર્થને લગતાં કામકાજો કરવાથી સુખી. સમજ શક્તિવાળું મન, અને મજબૂત ધાર્મિક સંકલ્પો. સંસારી કાર્યોમાં વિજય. માનથી ભરેલું મરણ. સ્હેજ આડંબર, જાહેર કામને લાયક ને તેમાં અગ્રેસર, સરકારી અથવા કોઇ પ્રખ્યાત નોકરીથી સુખી. મુસાફરીનો અણગમો. ભાગ્યેજ એક મોટી દરિઆઇ સફરનો સંભવ. છોકરાનું સુખ. ને ખરા દિલથી પ્રેમ તરફ લાગણી.

આ મનુષ્ય મજબૂત અને ઘાટીલા બાંધાનો, ઊંચા કદનો, ફીક્કા ભુરા વાળ વાળા ને ભવ્ય ચ્હેરાવાળો તથા ભરેલી આંખોવાળો હોય છે.

## કન્યાગત ગુરૂફળ: ( Jupiter in Virgo )

સામાન્ય સ્થિતિવાળાં માબાપ. મિત્રોની પસંદગી કરવામાં સારા સારે સમજનાર, બોલવામાં ઠાવકો ને ધંધામાં વિજયી. ગુપ્ત પ્યાર અને વિચિત્ર રીતે લગ્ન. ગુપ્ત શાસ્ત્રનો જાણકાર અથવા વિચિત્ર રીતભાત વાળા સાથે મિત્રતા. ધાર્મિક અથવા તત્વજ્ઞાનના અભ્યાસથી માન. ધંધા ખાતર પરદેશ મુસાફરીઓ અથવા પરદેશીઓ સાથે જોડાણ, મિત્રોનો વારસો અને વ્યવહારક રીતે હલકા સાથે લગ્ન નોકરી કે રહેવાનો શોખ. ધનવિનિયોગમાં અને મહાન વ્યાપારીનાં કાર્યોથી ધનલાભ તથા ભાષા અને જુની ચીજોના વ્યાપારમાં સટ્ટાદ્વારા લાભ.

ધાર્મિક અથવા ભકિત માર્ગવાળા વિચારો કરતાં તત્વજ્ઞાન તરફનું વધુ વલણ, અનુભવથી દરેક બાબતમાં કારણને શોધનાર ને કારણ ન જડે ત્યાંસુધી શંકાશીલ. પોતે જાતે વિશ્વાસુ નોકર થનાર અને પોતાને વિશ્વાસુ નોકર મળવાથી લાભ, જો પાપદ્રષ્ટ હોય છે તો તે દ્વારા હાનિ ને ઠગાઇ. લીવર [બરોળ], આંતરડાં અને પાચન શકિત માટે નબળો, કોઇક વખત બેભાન અને પદ્ધતિ વિનાનો.

આ મનુષ્યને કાળાવાળ, લાલ ચ્હેરો, ને ભરેલો' બાંધો હોય છે.

---

+ कुसुमगंध सदंबरशालिता । विमलता धनदानमतिर्भृशं ॥
सुरगुरौ सुतया सति संयुतो । सचिरताचिरतापित शत्रुता ॥ १ ॥

સુગંધી પદાર્થનો શોખ, દાતા, શત્રુથી પીડા પામનાર, અધ્યાત્મિક રીતે ટીકા ખોર મન.

## તુલાગત ગુરૂફળ: * ( Jupiter in Libra. )

માયાળુ, અનુકુળ પ્રકૃતિવાળા, દયા અને ન્યાયને ચ્હાનાર, મરણ આવી પહોચવાના ત્રાસમાં અને શુદ્ધાશયથી બીજાના શોકમાં ગુંથાયેલ, લાગણીવાળા, શુદ્ધ મનના મિત્રો વિદ્વાન, તત્વજ્ઞાની અને મહાત્મા મિત્રો, લગ્ન અથવા ભાગીદારીદ્વારા લાભ. ધંધાની ખાતર બીજાઓની સાથેનું જોડાણ; પરદેશમાં કરેલી સ્થિર મિત્રતા અને અજાણ્યાનો વારસો, અથવા જાહેર ખાતાં ને હોસ્પીટલદ્વારા લાભ. સમતોલ મન, સુખી લગ્ન ને લાભદાતા જોડાણ. હલકા લોકો અથવા નોકર વર્ગદ્વારા લાભ; સારાં છોકરાં, ધંધો, વિદ્યા અથવા એજન્ટોદ્વારા લાભ; શુદ્ધ વિચારદ્વારા વિજયી સાહસ; કુટુમ્બીઓની સમક્ષ અને સારી સંસારીક અનુકુલતા સાથે શાંતતામાં મરણ.

સંગીત અને કવિતાનુ જ્ઞાન, મિત્રોનો પ્યાર; નાની ને મોટી મુસાફરીનો સ્હેજ શોખ, લગ્ન અથવા સહીઆરાદ્વારા લાભ, ધર્મગુરૂઓની અવકૃપાનો સંભવ. જો પાપ દ્રષ્ટ હોય છે તો સ્ત્રી કે સહીયારાથી હાનિ. બક્ષીસ અને મદદ માટે સારો.

આ મનુષ્યને સરખું શરીર, જરા ઉંચ્ચો ને પાતળો બાંધો, ભરેલી સુંદર આંખ અને ચ્હેરો, ને ભુરાવાળ હોય છે.

## વૃશ્ચિકગત ગુરૂફળ: +( Jupiter in Scorpio )

કુલાભિમાન, ઉંડી લાગણી, મજબૂત મનોબળ; ઝેરીલા શત્રુ, ઉપરી સાથે વિચિત્ર ખટપટ, સરકાર અથવા સરકારી નોકરો સાથેનો સંબંધ. ધંધાને લગતી ગુપ્ત બાબતો અને બીજોઓની આબરૂ લગતી વિગતોથી સોંપાયેલ. મંડળીઓ અને કમ્પનીઓમાં સત્તા યુક્ત. કોર્ટના કજીયા અથવા લગ્નદ્વારા લાભ; પંચ અથવા ભાગીદારનું મરણ, જાહેર ધનવિનિયોગ અને

---

* श्रुततपो जपहोममहोत्सवे । द्विजसुरार्जनदानमतिर्भवेत् ॥
वणिजिजन्मनि चित्रशिखंडिजे । चतुरता तुरतासहितारिता ॥१॥

જપ હોમ ઉત્સવ કરનાર, દ્વિજદેવ ભકત, દાતા, ને ચતુર.

× धनविनाशनदोषसमुद्भवैः । कृशतरोबहुदुःखपरोनरः ॥
अलिगतेसतिदेवपुरोहिते । भवनतोवनतोपिचतुःसभाक् ॥ १ ॥

અનેક દુઃખ ભોગવનાર, ઢોંગી, કૃશ, ધન વિનાશવંત.

લખાણોદ્વારા લાભ. સંસારીક વિચિત્ર અનુભવો. સંધિ, લોહીવિકાર, અને વંશપરંપરાગત રોગનો સંભવ. જીંદગીના છેવટે છાતીની નબળાઈ. છોકરાં દ્વારા અપકીર્તિ. સહીસલામતી વિનાના અથવા શંકાશીલ સટ્ટા. રસાયણી પ્રયોગો તરફનું વલણ. ટીકા પાત્ર અને વિચિત્રતા ભરેલી મિત્રતા; લાંબી મુસાફરીઓ અને પરદેશમાં વિચિત્ર સાહસો, અને વ્યવહારીક કે ખટપટના કારણસર શોક પરિણામી મરણ.

ચાલાક, આત્મબલી, વિશ્વાસુ. અને દૃઢતાથી ભરેલ; ઉદારતા, ઝનુન, ને ખંત. ગુઢાર્થ સૂચક શાસ્ત્રનો કે ગુપ્તતા ભરેલી ચીજોનો શોખ. લોક નિંદિત ગુપ્ત ધર્મ કે તત્વજ્ઞાનનું વલણ;છોકરાંનું સુખ;મુસાફરીમાં અથવા જલઘાતથી મરણ, સફરોદ્વારા ત્રાશ.

આ મનુંષ્ય મધ્યમ કદનો, કાળા વાળ ભરાવાદાર ચ્હેરો ને ઉંઘણસી દેખાવનો હોય છે.

## ધનગત ગુરૂફળ: +( Jupiter in Sagitarius )

ભવિષ્ય જ્ઞાનવાળા, દયાળુ લાગણીવાળા, તત્વજ્ઞાની, ધાર્મિક, વ્યવહારીક સ્વાર્થવાળા, વ્યાપાર કે ધંધામાં કમનશીબ વાળા, મુખ્ય ધંધાઓના કરતાં તેની સાથેના સંબંધવાળા, ઝીણી ઝીણી બાબતોના ધંધાથી લાભ. વારસાથી, લગ્નથી, અથવા રોગી સગાથી ધનલાભ. સટ્ટો, સરતો અથવા લોટરીનો શોખ. જો પાપ દ્રષ્ટ હોય છે તો જુગારી પ્રકૃતિ. બે લગ્ન અથવા પ્યાર સંબંધ, તે પૈકી એક સગા સાથે તેના મરણદ્વારા લાભ. શાંતિને ઇચ્છનાર, ને સલાહ કરાવી આપનાર.

આ ગુરૂનું સ્વગૃહી ઘર છે તેથી સદ્દગુણી સત્તાની વધુ અસર: ન્યાય, દયા, પ્રમાણિકતા, મોટાઇ, વિગેરે. મુસાફરી, ભાષા, દરીઆઇ સફરો, ઘોડા ને વ્હાણને લગતાં કામ;ધર્મ ને તત્વજ્ઞાનને માટે સારો. સામાન્ય રીતે ભાગ્યવાન ને વિજયી.

આ મનુષ્યને ઉંચો બાંધો સોનેરીવાળ, લાલ ચ્હેરો, લંબગોળ દેખાવ, ભુરી આંખ, નાજુકપણું ને ખૂબસુરતી હોય છે.

---

+ [illegible]तरणप्रणयी बहुवैभवं । मनुजमाश्वधवाहनसंचयः ॥
धनुषिदेवगुरौहिमनिर्भवेत् ॥ [illegible]हचिराहचिसमरणानिच ॥ १ ॥
ધન તથા વાહન તથા ઐશ્વર્યવાન્

## મકરગત ગુરૂ ફળ: + ( Jupiter in Capricorn )

લોભી, સ્હેજ જુના રીવાજવાળો, યોજના ને વ્યવસ્થા કરવામાં શોખિન, જાતેજ માન ઉત્પન્ન કરી શકનાર, કમનશીબવડે હરકોઇ બંધન માં પડેલા મિત્રોની આફતોમાં ગુથાયેલ. પરંપરાગત ધર્મ અથવા પરદેશી કાર્યો અને સગા સંબંધીના મરણદ્વારા ધનલાભ. ગુપ્ત અથવા ગુઢાર્થ સૂચક વિચારો તરફ અપ્રીતિ અને શત્રુતા. જાતિ મ્હેનતમાં અને ફરજ બજાવવામાંજ આનંદ માનનાર. વ્યાપારી સાહસદ્વારા માન, કિર્તિ ને લાભ. લગ્નની સાથે માબાપનો હરકોઇ પ્રકારનો સંબંધ. સંસારી મંડળની કીર્તિ અને ધંધા ઉપર વધુ અસર. સ્હેજ જુના પંથને વળગી રહેનાર, અને નાસ્તિવાદની કેળવણી માટે ઝનુની.

ઉદાસીનપણું, હાસ્યવિનોદની ખામી, જાહેર ધંધામાં અથવા લોક સમૂહના અગ્રેસરપણામાં વિજય. પિતા અથવા ઉપરી તરફથી વારરસાનો લાભ, અને જોઇતી મદદ. લોકોપયોગી અને સરકારી જીંદગીમાં વિજય. કંજુસાઇ અને પૈસાની સાવધગીરી.

આ મનુષ્યને મધ્યમ કદ; ફીકકો ચ્હેરો, માંદલુ ને પાતળું મુખ, નાનું માથું, ને કાળા વાળ હોય છે.

## કુંભગત ગુરૂ ફળ: +( Jupiter in Aquarious )

વ્યવહારીક અને દેવત્વને લગતા વિચારો, મોટું ને તત્વજ્ઞાની મન, સહન શીલ ને દયાળુ. ધર્મ કરતાં વધુ તત્વજ્ઞાન. જાહેર ખાતા સાથે વધુ સંબંધ. જાતિવસીલાદ્વારા મેળવેલ મિત્રો. મંડળીઓમાં કે કંપનીઓમાં નોકરીઓ અથવા ધંધા કે વ્યાપારદ્વારા અને વારસાથી લાભ. પ્રેમનું લગ્ન. આરોગ્યતાના નિયમોનો વિદ્યાર્થી; જાહેર કામમાં આનંદ મેળવનાર. કવંચિત્ એકાએક મરણ.

---

+ हतमतिःपरकर्मकरोनरो । स्मरविहीनतरोमवरोचमा ॥
सुरगुरौमकरेविकचासिनो । जनमनोनमबोरथसाधनम् ॥ १ ॥
રોગી, ક્રોધી, રીસાળ ને ઇચ્છાઓની પરીપૂર્ણતામાં ખામી વાળો.

+ गदयुतःकुमतिर्द्रविणोज्झितः । कृपणतानिरतःकृतकिल्बिषः ॥
अशनसलिलेसुरोहिते । कवकरोदरजोदरपीडितः ॥ १ ॥
રોગી, દરિદ્રી, ધનરહિત, કૃપણ, દાંત ને પેટની પીડાવાળો.

સારા ને દીલોજાન મિત્રો અને તે દ્વારા આનંદ ને લાભ. વ્હેમ અને તેની તરફ વિચિત્ર અનુભવનું વલણ. શોધ ખોળ કરવાની ટેવવાળી બુદ્ધિ. ધર્મ અથવા યોગજ્ઞાનને લગતા અસાધારણ અનુભવો.

આ મનુષ્યને મધ્યમ કદ, સ્પષ્ટ ચ્હેરો ને કાળા ભુરાવાળ હોય છે.

## મીનગત ગુરૂ ફળઃ * ( Jupiter in Pisces )

આગતા સ્વાગતા કરનાર, સર્વ મુગાં પ્રાણીનો શોખિન. ધાર્મિક માંદા ને દુઃખીને લગતાં કાર્યોમાં ભાગ લેનાર. મિત્રોની સેવાદ્વારા લાભ. સગાંદ્વારા ચઢતી, ધર્મની બાબતમાં વંશ પરંપરાગત વસીલો, ધાર્મિક ક્રિયામાં ભાગ લેનાર. શત્રુઓ તરફ દયાળુ. હલકી પંક્તિવાળા સાથે લગ્ન. ભયંકર અને જોખમ ભરેલા ધનવિનિયોગ. મંડળીઓ અને પબ્લીક કમ્પનીઓ અથવા ખાણોને લગતા સટ્ટાદ્વારા લાભ; માન આબરૂ અને ધંધા માટે બહુજ કાળજીવંત, શાંત અને ધાર્મિક મન.

દાન, ધર્મ, દયા, સંતોષ, સુશીલતા; ગુસ્સા રહિત, જેમ તેમ થવા દેનાર; અને અસ્વસ્થ. દરિઆઈ સફરોદ્વારા લાભ. ગુપ્તશાસ્ત્રનું જ્ઞાન. વકીલ, ડીટેક્ટીવ કે પોલીસ તરીકે સુખી.

આ મનુષ્યને મધ્યમ કદ, માંસળ ચ્હેરો ને ફીકકા ભુરા વાળ હોય છે.

---

## સારાંશ.

આ પરિચ્છેદમાં દ્વાદશરાશિ પરત્વે ગુરૂનું ભિન્ન ભિન્ન ફળ વર્ણવ્યું છે. ને તે જાણવાની ઇચ્છાવાળા દરેક જણે પોતાની જન્મ કુંડળી હોય તો તે ઉપરથી અથવા ન હોય તો તે સાલના પંચાંગની મદદથી જન્મ સમયે ગુરૂ કઇ રાશિમાં ભમે છે તે સમજી લેઇ પોતાને લગતું ફળ વાંચી લેવું.

---

* नृपकृपातधनोमदनोन्नतिः । सदनसाधनदानपरो नरः ॥
शुरगुरौतिमिमासहितेसता ॥ मनुमतोनुमतोत्सवदोभवेत् ॥ १ ॥
રાજપ્રીતિથી ધનવાન્, દાતા, ડાહ્યો, વિગેરે.

આ ગ્રહ મુખ્યત્વે કરીને ધન અને વ્યવહારીક જીંદગી ઉપર અસર કરે છે.

આ ગ્રહ ઘણું કરીને દર વર્ષે એક રાશિ બદલે છે તથી- નીચેના કોષ્ટકમાં જોવાથી ઈ. સ. પરત્વે તેની રાશિ સ્થૂલ રીતે જણાઇ આવશે.

## * રાશિપરત્વે ગુરૂ કોષ્ટક.

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| તુલા. | ૫૧ | ૬૩ | ૭૫ | ૮૬ | ૯૮ | ૧૦ |
| વૃશ્ચિક. | ૫૨ | ૬૪ | ૭૬ | ૮૭ | ૯૯ | ૧૧ |
| ધન. | ૫૩ | ૬૫ | ૭૬—૭૭ | ૮૮ | ૧૯૦૦ | ૧૨ |
| મકર. | ૫૪ | ૬૬ | ૭૭—૭૮ | ૮૯ | ૧ | ૧૩ |
| કુંભ. | ૫૫ | ૬૬—૬૭ | ૭૮—૭૯ | ૯૦ | ૨ | ૧૪ |
| મીન. | ૫૬ | ૬૭—૬૮ | ૭૯—૮૦ | ૯૦—૯૧ | ૩ | ૧૫ |
| મેષ. | ૫૭ | ૬૮—૬૯ | ૮૦—૮૧ | ૯૧—૯૨ | ૪ | ૧૬—૧૭ |
| વૃષ. | ૫૮ | ૬૯—૭૦ | ૮૧—૮૨ | ૯૩ | ૫ | ૧૬—૧૭ |
| મિથુન. | ૫૯ | ૭૦—૭૧ | ૮૨—૮૩ | ૯૪—૯૫ | ૬ | ૧૭—૧૮ |
| કર્ક. | ૬૦ | ૭૧—૭૨ | ૮૩ | ૯૫ | ૬—૭ | ૧૮—૧૯ |
| સિંહ. | ૬૧ | ૭૨—૭૩ | ૮૪ | ૯૬ | ૭—૮ | ૧૯—૨૦ |
| કન્યા. | ૬૨ | ૭૩—૭૪ | ૮૫ | ૯૭ | ૯ | ૨૦—૨૧ |

## દ્વાદશ રાશિગત ગુરૂફળ:

**મેષ**—પરગજુ: માયાળુ, ઉદાર, પરોપકારી, વિનયી.
**વૃષ**—સ્ત્રી શોખિન, સુદ્ધ મકકમ નિર્ણયવાળો. દયાળુ, ભોળો.
**મિથુન**—છુટા વિચારનો, સભ્ય, ભોળો, વિદ્યા અને કમ્પનીનો શોખિન.

---

* ટીપ જન્મની શાલમાંથી ૧૮૫૦ બાદ કરતાં જે રહે તેને બારથી ભાગતાં શેષાંક તુલ્ય ૧૮૮૦ પર્યંત તુલાદિ રાશિ જાણવી. અને ત્યારબાદ તુલાદિ ગત રાશિ ગણવાથી ગુરૂની રાશિ આવશે.

અથવા જન્મના આખા સંવતમાં (૭) ઊમેરી બારે ભાગ લેતાં જે શેષ રહે તેને ગુરૂની મેષાદિ નિરયન રાશિ જાણવી.

**કર્ક**—ઉદાર, પરગજુ, માયાળુ, સભ્ય, વ્હેમી; ઉદ્યોગી, સ્ત્રી અને પાણીનો શોખિન.

**સિંહ**—ઉદાર, ભોળો, હિમતવાન,અભિમાની, સાહસિક અને શત્રુને તોડનાર.

**કન્યા**—લોભી, બડાઇખોર, ઉત્સાહી, મતલબી; સાહસથી ગંભીર. હાનિ ભોગવનાર.

**તુલા**—ખુલ્લું દીલ અને ઉદાર સ્વભાવવાળો; દરેકના ઉપર ઉપકાર કરનાર, ને મન જીતી લેનાર, કસરતનો શોખિન.

**વૃશ્ચિક**—અભિમાની, લોભી, ચાલાક ને ઉદ્યમી; દુર્ગુણી, સ્વાર્થિ, ખંદો.

**ધન**—માયાળુ, દયાળુ, ઉદાર, નીચતાને ધિક્કારનાર, સારાં કાંમ કરનાર, રમત ગમતનો તથા ઘોડાનો શોખિન.

**મકર**—અશકત, દુઃખી, છોકરવાદ, આળસુ; લાચાર.

**કુંભ**—આનંદી, પરગજુ, દયાળુ, સત્યવાદી, માયાળુ મોજમજાહનો શોખિન; ન્યાયી.

**મીન**—ચોક્કસ, પરગજુ, દીલોજાન, ધનાઢ્ય; વિજયી, મુસાફરીથી લાભ મેળવનાર, ને પાણીનાવાસ ઉપર સુખી.



## દ્વાદશ રાશિગત મંગળ ફલ.

"The Mars in the Twelve sigrs."

### મેષગત મંગળફલ.[1] ( Mars in Aries )

૬૯, અવિદ્યાવાદી, ઝનુની, વફાદાર, ને સ્વતંત્ર. જીંદગીનાં નિરાળાં કે ગુપ્ત સાધનો. ખાનગી સાધનોદ્વારા લાભ. બુદ્ધિવંત મિત્રો. ઘરને લગતી નોકરી. ધાર્મિક પ્રવૃતિમાં આનંદ. લગ્નદ્વારા ધનહાનિ અને એકયતાને પાર મુકવામાં અડચણો. સોજાને લગતી પીડા અથવા માનસિક વ્યાધિનો સંભવ. સાહસિક ને તત્વજ્ઞાની જુસ્સો. માબાપદ્વારા ત્રાસ. ઘણોજ સ્વાર્થ. આ યોગ સ્ત્રીઓ કરતાં પુરૂષોને માટે વધારે સારો છે. આ ફળ આખી રાશિ પરત્વે અને મુખ્યત્વે પ્રથમ દ્રષ્કાણ માટે છે. બીજા દ્રષ્કાણમાં તીવ્ર લાગણીઓ, શૂરવીરપણું, સાહસ ને આનંદ હોય છે. ત્રીજા દ્રષ્કાણમાં વાચાળપણું, ઝનુની લાગણી અને ઘણીજ સ્વતંત્રતા હોય છે.

રમતગમત અથવા ઘર બહારના ચાલાકી ભરેલા આનંદના સુખનું ભાન અને મુસાફરીનો શોખ. લશ્કરી પ્રકૃતિનું પ્રાબલ્ય. વિખ્યાત જીંદગી. અગ્રેસરપણું. તાવ, અકસ્માત, ઘાતપાતાદિ કષ્ટ, અગ્નિ પીડા, અને શસ્ત્ર અસ્ત્ર પીડાના સંભવો. પોતાનાં કૃત્યો અથવા વાંકદ્વારા માંદગી અથવા કવચિત્ મરણ સંભવ; નોકરો સાથે સુખ. ગુપ્તતા અને પ્રતિબંધનો તિરસ્કાર; ઉતાવળીયાં કામકાજ. જાતિ પ્રયત્નદ્વારા લોકપ્રીયતા. વિજય, ને સંપત્તિ. સારા કે નરસા માટે કામ કરનાર.

આ મનુષ્યોને સાધારણ મધ્યમ કદ, મોટાં હાડકાં, કરચલીવાળા વાળ, કાબરી આંખ ને ચોકકસ નજર હોય છે.

---

१ क्षितिपतेःक्षिति मानधनागमैः । सुवचसामहसा बहुसाहसैः ॥
भवनिजःकुरुते सततंयुतं । स्वजगतोजगतो भियतंनरं ॥ १ ॥

રાજયમાન, ધન, બહુ સાહસ વિગેરે.

## વૃષગત મંગળફલ. ૨( Mars in Taurus )

સાહસિક સ્વભાવ, સંચય કરનાર, દ્દઢ; અતડા,અભિમાની ને તામસી. તીક્ષ્ણ સમયસૂચકતા. સગાં અને કાયદાનાં કાર્યોદ્વારા ત્રાસ. પ્રખ્યાત અથવા નિંદિત મિત્ર; પ્યારનાં કૃત્યોદ્વારા આબરૂની હાનિ; ધંધાદ્વારા લાભ અને આનંદ;જુના રીવાજ કરતાં ગુપ્તતા ભરેલા ધાર્મિક વિચારો;ભાગીદાર કે સંબંધમાં દુઃખ, શોક પરિણામી કે કમનશીબવંત લગ્ન; અને ધાર્મિક ઝનુન દ્વારા નાદુરસ્ત તબીઅત. ઘણાંજ વ્હેલાં પ્યાર બાંધવાનાં કૃત્યો. છોકરાં ને લગતા વિચિત્ર અનુભવો. જીંદગીના છેવટે મંડળીઓ સાથેનો કંઇક સબંધ. પ્રયત્ન અને ખંતદ્વારા લાભ. ઘણાજ બળવાન શત્રુઓ. આખી રાશિ માટે તેમાં મુખ્ય ત્વે પ્રથમ દ્રેષ્કાણ માટે ઉપલું ફળ છે. બીજા દ્રેષ્કાણમાં તીવ્ર બુદ્ધિ, યુક્તિવંત પદ્ધતિઓ, સ્વાર્થમાં તીવ્ર લાગણીઓ અને ધંધામાં સારી દીર્ઘ દ્રષ્ટિ. ત્રીજા દ્રેષ્કાણમાં મુસદ્દીપણું અને શાંતતા ભરેલો લાભ.

યોજના, વ્યવસ્થા તથા રસ્તો બતાવવાની શક્તિ. અતિશય દ્દઢતાવાળો ને એક માર્ગી હોવાથી વિઘ્નો ને આફતોની સામે પુરો પડનાર. જો શુભ દ્રષ્ટ હોય છે તો દ્રવ્ય પેદા કરે છે, પણ તે ઉડાવી દેછે. કોઈક સમયે ધન અને મીલકતનો વિનાશ તથા તેનું કષ્ટ. ધનાઢ્ય કુળમાં જન્મ હોય તોપણ પોતાની કંઇક પેદાશ. વારસાનો સંભવ. લગ્ન કે સ્ત્રીઓના સંબંધમાં કંઇક નિંદાનો ભય.

આ મનુષ્યોને મધ્યમ ને જરા ઠીંગણું કદ, કાબરી આંખ, ગોળ ચ્હેરો, લાલ દેખાવ, કાળાવાળ ને ખુલ્લા ઓઠ હોય છે.

## મિથુનગત મંગળફલ. ૩ ( Mars in Gemini )

તીવ્ર માનસિક શક્તિ, કેળવણીના મજબૂત પાયાવાળા તીક્ષ્ણબુદ્ધિ. દિલગીરી ભરેલા ઘરસંસારી બનાવો. અસર કરી શકે તેવા આનંદી

---

૨ गृहधनाल्पसुखंचरिपूदयम् । परगृहस्थितिमाविशतेनृणाम् ॥
भवनयाग्निरुजोवृषभस्थितः । क्षितिसुतोऽतिसुतोऽन्नवपीडनम् ॥२॥

ઘર ધનનું અલ્પ સુખ, શત્રુ ઉદય, પર ઘર નિવાસ.

૩ बहुकलाकलनेकुलनोत्कलिं । प्रबलमप्रीयतांचनिजंस्थलात् ॥
ननुनृणांकुरुतेमिथुनस्थितः । कृतनयस्तनयःप्रमुखासुखम् ॥ ३ ॥

બહુકલા કુશલ, કલેશ, કુલમાં વધુ પ્રવાસ અને કુપુત્રાદિકનું દુઃખ.

મિત્રો. હલકા અથવા હાથ નીચેના મનુષ્યોદ્વારા અપકીર્તિ કે નિંદા. સગા કે ધાર્મિક વૃત્તિવાળા સાથે લગ્ન. એક કરતાં વધારે સંબંધ. છાતીની પીડાદ્વારા મરણનો સંભવ. સત્તા ચલાવવા કરતાં નોકરી કરવામાં વધારે સારો. એકી વખતે બેની સાથે પ્યારમાં જોડાયેલ. છેવટે દુઃખ અને સગાંનો કલહ; ચોલાક બુદ્ધિથી લાભ મેળવનાર ને ઘણોજ સમજુ. ઉપલું ફળ આખી રાશિ પરત્વે તેમાં મુખ્યત્વે પ્રથમ દ્રષ્કાણ માટે છે. બીજા દ્રષ્કાણમાં શુદ્ધ સ્પષ્ટ ગ્રહણ શક્તિ, ચાલાકીથી ને વિજયથી કાયદાનાં કાર્યો કરવાની શક્તિ. પ્રતિજાતિ ( સ્ત્રી કે પુરૂષ ) સાથેનાં જોડાણ. ત્રીજા દ્રષ્કાણમાં હોય તો તીવ્ર અંતર્દષ્ટિ. શાસ્ત્રીય વિષય કે કેમીસ્ટ્રીનો અભ્યાસ અને તે દ્વારા લાભ. મનુષ્યમાં દૈવીપણાને નહિ માનનાર ને સુધરેલ સંસ્કારી વલણો.

હમેશાં પ્રતિકુળ, સ્પષ્ટ બોલનાર. બીજાની મશ્કરી કરનાર, અથવા ટીકાખોર ને દોષ કાઢનાર. અનુભવી, દરેક કાર્ય કરવામાં તત્પર. લખાણ, વાંચન ને ભાષણના શોખિન. કેળવણીવાળો, લખાણ, મુસાફરી અને પાડોશી અથવા ભાંડુદ્વારા ત્રાસ, કવચિત્ સ્હેજ વાણીમાં અવરોધ, પર-દેશમાં મરણ.

આ મનુષ્યોને જરા ઉંચુ કદ, ભુરાવાળ, કાબરી આંખ, લાલ ને દમામદાર ચ્હેરો, મજબૂત શરીર, બ્હોળાં હાડકાં ને લાંબા હાથ હોય છે.

## કર્કગત મંગળફલ.૪( Mars in Cancer. )

લોભી ને ઉદ્યોગી, પણ ભાગ્યહીણ ને અસ્થિર, તત્પર સંસારી વલણ-વાળા, ઘણીજ ચિંતાઓ, ઉપાધિઓ. સટ્ટામાં અતિ અદ્ભૂત, ભાગ્યવંત છોકરાં: નોકરો સાથે મિત્રતા. રોગથી થતા દુઃખને સહન કરવાની શક્તિ. લગ્ન દ્વારા નિંદા અથવા અપકીર્તિ, ઘર નિર્વાહ માટે બહુજ મ્હેનત. દરિઆઇ સફરો અને ધંધા માટે સાહસિક મુસાફરીઓ. ધર્મ વિચારમાં ફેરફાર. ગુપ્ત શાસ્ત્રો, મેસ્મેરીઝમ વિગેરે તરફ સ્હેજ ખંત ને શોખ. અસંતોષી ભાગીદાર કે જેથી પરણેલી સ્થીતિમાં ઉપાધિઓ. નોકરો અને એજન્સી દ્વારા લાભ. યોગને લગતી બાબતોમાં આનંદ. જીંદગીના છેવટે દુઃખ. માન-

---

૪ परगृहस्थिरतामतिदीनतां । विमतितांशमितांचरिपूदयम् ॥
हिम [illegible]लयगा कलमंगले । प्रबलयाबलयाकलहंव्रजेत् ॥ ४ ॥

પરઘર નિવાસ, અતિ દીનતા, ભ્રષ્ટમતિ, શત્રુઉદય, બહુજ કલહ.

સિક પ્રયત્ન, મુસાફરી, સગાં અને જાહેર કાર્યો દ્વારા લાભ. આ ફળ આખી રાશિ માટે તેમાં મુખ્યત્વે પ્રથમ દ્રષ્કાણુ માટે સમજવું. બીજા દ્રષ્કાણુમાં ગુસ્સાનું વલણુ. વિષય વાસના.લાંબી મુસાફરીઓ કરવા તરફ વલણુ ને શોખ. લશ્કરી વલણુ ત્રીજા દ્રષ્કાણુમાં શાંત સ્વભાવ, ગંભીરતા, શાંતતા, નિરપરાધીપણું ને દયાળુ સ્વભાવ.

અસ્થિરતા, ચીઢ ને એકાએક ક્રોધાવેશ. વૈભવવૃત્તિનો શોખ. માતાનું અકાળ મરણુ અથવા તેનો વિયોગ. જો શુભ દ્રષ્ટ હોય છે તો જમીન કે ઘરનો માતા અગર માતા પક્ષ તરફથી વારસાનો લાભ. પાપ દ્રષ્ટ હોય છે તો જમીન, ઘર ને માતાના ધનની હાનિ ને ત્રાસ. પેટ અને આંતરડાંના વ્યાધિનો સંભવ.

આ મનુષ્યોને બેડોળ, સ્થૂળ શરીર, અથવા નાના મોટી બેડોળ કદનો ફીક્કો ચેહેરો, ભુરાવાળ, ને કાબરી આંખ હોય છે.

## સિંહગત મંગળફલઃ૫( Mars in Leo. )

તમોગુણી, લાગણીવંત, નિર્ભય, સાહસિક, ન્યાયી, હલકાંદ્વારા ત્રાસ, ગુપ્ત શાસ્ત્રનો ગુપ્ત શોખ. ગુપ્ત વિવાહ સબંધ. શુદ્ધ પ્યાર. અદલ બદલ ભાગીદાર, ભાગીદાર ( લગ્ન સબંધી ) ની મિત્રતા. ભયંકર ધંધો. સરકારી કાર્યો અથવા જોખમવાળી જગોથી લાભ. ધર્મ સંબંધી ઘણુાજ વિસ્તૃત વિચારો, ને ઝનુની લાગણીઓ, અથવા સ્વતંત્ર વિચારનું વલણુ. નોકરી કરતાં કરતાં મરણુ અથવા જીંદગીના અંત સુધી મ્હેનત. સોજાને લગતાં વિચિત્ર દરદો. સટ્ટાખોર સ્વભાવ ને સાહસનો શોખ, પ્યાર અને મોજમજાહમાં આવેશ, સંગીતનો શોખ તથા તેનો અભ્યાસ કરવાની શક્તિ. જીંદગીના છેવટે ધનથી સુખ. અવિદ્યાવાદ અને માનસિક કાર્યોનું વલણુ. નોકરી અથવા સંગીતના જાહેર ધંધાદ્વારા લાભ. આ ફળ આખી રાશિ પરત્વે તેમાં મુખ્યત્વે પ્રથમ દ્રષ્કાણુ માટે સમજવું. બીજા દ્રષ્કાણુમાં મુસાફરીના કાર્યમાં સ્વતંત્ર. તત્વજ્ઞાન માટે વિવાદનો શોખ ને ધાર્મિક ઝનુન. ત્રીજા દ્રષ્કાણુમાં દૃઢ નિશ્ચયી, અને મનોબળવાળો.

---

૫ अनितरासुतदारसुखान्वितो । हतारपुर्वितततोद्यमसाहस: ॥
अवनिजेमृगराजगतेपुमान् । नयतानयताभियुतोभवेत् ॥ ५ ॥

સ્ત્રી સંતાન સુખ, શત્રુ વિનાશ ઉદ્યમમાં સાહસ.

ન્યાયમાં તીક્ષ્ણ બુદ્ધિ, શોધ ખોળનો શોખ. તાત્કાલિક યાંત્રિક બુદ્ધિ ને પશ્ચાતાપ. બહુજ મ્હેનત કરવાની શક્તિ. શુદ્ધ અંતઃકરણ. જાતે જાહેર શત્રુઓ ઉભા કરનાર. પ્યારમાં શુદ્ધ છતાં નિરાશાઓ, કે વિયોગ; એક પુત્ર. પણ જો પાપ દ્રષ્ટ હોય તો એક સંતાનનું મરણ વા વિયોગ. હૃદય તથા બરડાને લગતાં દરદોનો સંભવ. પિતા કે ઉપરી તરફના વારસાનો સંભવ.

આ મનુષ્યોને ઉંચુ કદ, લાંબા અવયવો, જોરાવર લાલ ચ્હેરો, પીળા વાળ, અને મોટી કાબરી આંખ હોય છે.

## કન્યાગત મંગળફલ.૬ ( Mars in Virgo. )

ખંદો. સમયસૂચક, સંચય કરનાર; હલકાં સાથે ગુપ્ત સંબંધ. મદદગાર અને મિત્રોનું મરણ. પરદેશમાં વ્યાપાર ને તે દ્વારા લાભ. સામાન્ય ચીજો અને પરદેશી પેદાશના વ્યાપારદ્વારા લાભ. જુના ધાર્મિક વિચારો. બીજાઓના નુકશાન રૂપે પોતાને કમ્પનીઓ, મંડળીઓ, જાહેર કાર્યો અને વીમાઓદ્વારા લાભ. વિચિત્ર બંધનો. ખોરાકમાં કાળજી અથવા આરોગ્યતાના નિયમોના જાથુ અભ્યાસથી રોગને અટકાવવાની શક્તિ. સટ્ટા કે ધનવિનિયોગ કે સ્ટોક એક્ષચેન્જદ્વારા લાભ. ગરીબ સગાંના કારણે શાંત અંતનો સંભવ. સટ્ટાથી ધન મેળવવાની શક્તિ. આ ફળસમગ્ર રાશિ માટે તેમાં મુખ્યત્વે પ્રથમ દ્રષ્કાણ માટે છે. બીજા દ્રષ્કાણમાં યુક્તિ સૌંદર્યતા; સારાસાર વિવેક શક્તિ, ને શાંત લોભ ને સમયસૂચકતા. ત્રીજા દ્રષ્કાણમાં કદાગ્રહી સ્વભાવ અને હઠીલાઇ ભરેલાં વલણો, અતડાસ ને અભિમાન.

હાથ નીચે રહી કામ કરવાથી સુખ અને બીજાને હુકમ કરવામાં દુઃખ. ગુપ્તપણે અને અજ્ઞાન રીતે કામ કરવાનો શોખ. નોકર, હાથ નીચેના મનુષ્યો સાથે કામ કરનાર ને જુઠા મિત્રોદ્વારા ત્રાસ. દવા, સરજરી, ઔષધ, ને આરોગ્યતા અને અનાજદ્વારા સુખી. આંતરડાં ને પેટના વ્યાધિનો સંભવ.

આ મનુષ્યોને મધ્યમ કદ, સમતોલ બાંધો, કાળા ભુરા વાળ, લાલ ચ્હેરો. કાબરી આંખ ને ગોળ મુખ હોય છે.

---

૬ सुजनपूजनताजनताधिको । यजनयाजनकर्मरतोभवेत् ॥
क्षितिसुतेसतिकन्यकयान्विते ॥ स्वबलिताकलितोस्सवतःसुखी ॥ ६ ॥
સુજનતા, યજ્ઞ યાગાદિ કર્મ કરનાર.

## તુલાગત મંગળફલ. ૭ ( Mars in Libra. )

શુદ્ધ સંકલ્પ. સુધરેલ સ્વભાવ. અવિદ્યાવાદી પ્રકૃતિ. મરણોના સંબંધ દ્વારા ઉપાધિઓ. ઘણા કુટુંબીઓનાં મરણ. તત્વજ્ઞાન ને ધાર્મિક જ્ઞાનવાળા ઘણા મિત્રો. બીજાની ભાગીદારીથી વિજય સુધરેલ ધંધા, અને હરીફાઇ દ્વારા હાનિ, ધર્મ વિચારોમાં પવિત્ર. દૂરનું શ્રવણ કરી શકવાની શક્તિ; શત્રુઓના કરતાં વધુ જીવનાર. ગ્રહણ કરવાની ઘણી શક્તિ. લગ્નદ્વારા અને પોતાને માથે પડેલ જોખમી કૃત્યોદ્વારા લાગણીઓ, શુદ્ધતા, હલકા લોકો અને નોકર વર્ગ દ્વારા ધનની હાનિ. ઘણાં અને બુદ્ધિશાળી છોકરાં. સગાંનાં કાર્યોદ્વારા આનંદ. જીંદગીના અવસાન સમયે સંસારી કાર્યોમાં ગુંથાગેલ. સટ્ટાખોર પ્રકૃતિ, સમજુ, ભરેલું મન, ધંધા કે વ્યાપાર દ્વારા લાભ. આ ફળ રાશિ પરત્વે છે, તેમાં મુખ્યત્વે પ્રથમ દ્રષ્કાણ માટે છે. બીજો દ્રષ્કાણ કમ્પનીઓ અને મંડળીયો માટે સારો છે, કે જે દ્વારા આનંદી અનુભવોનો સંભવ હોય છે: મનુષ્યમાં દેવત્વ અસ્વિકારનાર સુધરેલ છોકરાં. ત્રીજા દ્રષ્કાણમાં કેળવણીનું વલણ અને તીવ્ર માનસિક શક્તિ.

વ્હેલું કે ઉતાવળથી લગ્ન; લંબાયેલ લગ્નથી નિરાશા. સ્ત્રીઓ કે ભાગીદાર દ્વારા ત્રાસ. સ્ત્રીઓની સતા, વસીલો, કોઇ નિર્બળતા કે કોઇપણ આડે રસ્તેથી બીજા લોકોદ્વારા ત્રાસ. ટીકા, શત્રુતા, હરીફાઇ, પ્રતિકુળતા (ગુપ્ત ને ઉઘાડી બંન્ને.) ધણીકે ધણીઆણી અથવા ભાગીદારના મરણ અથવા વિયોગદ્વારા ત્રાસ.

આ મનુષ્યોને સાધારણ ઉંચુ કદ, લંબગોળ ચ્હેરો ને લાલ મુખ હોય છે.

## વૃશ્ચિકગત મંગળફલ ૮ ( Mars in Scorpio. )

એ પોતાના ગુણ પ્રમાણે નિર્ણય કરવામાં તીવ્ર અને તીક્ષ્ણ; સારૂં કે નરસું નિર્ણય કરવામાં તીવ્ર અને તીક્ષ્ણ. ખટપટો; પરદેશમાં

---

૭ बहुधनव्ययतांगविहीनता । गतगुरुप्रियतापरितापितः ॥
वणिजभूमिसूतेचिकलहः पुमा । नवनितोवनितोज्नकुजे सति ॥ ७ ॥
બહુ ધન વ્યય, રાજ્ય તથા સ્ત્રી તરફથી પરિતાપ.

૮ विषहुताशनशस्त्रभयान्वितः । सुतसुतावनितादिमहत्सुखः ॥
वसुमतीसुतभाजिसरीसृपे । नृपरतः परतश्चजयंव्रजेत् ॥ ८ ॥
વિષ અગ્નિ શસ્ત્રનો ભય. સ્ત્રી છોકરાંથી સુખ, રાજયપ્રીય, શત્રુને જીતનાર.

ગુપ્તતા ભરેલાં કરવાનાં કાર્યો. કાયદાની ઉપાધિઓ; બંધન કે કેદનો સંભવ. સરકારી નોકરી અથવા સરકારી નોકરોની સોબતવાળાં વિચિત્ર કાર્ય; સોસાઇટી, સંયોગ ને ખટપટમાં વિખ્યાત. ધંધાને લગતી અગર ખાનગી દરિઆઈ મુસાફરીઓ; આડે રસ્તે પોતાના મરણનું કારણ, યોજક શકિત, અભ્યાસનો શોખ કે જેમાં મેસ્મેરીઝમ ને ધાર્મિક અનુભવો અને જાદુઇ અનુભવોના સંભવો. ભય ભરેલાં સાહસ, જાહેર નુકશાનીદ્વારા લાભ, અકસ્માત અથવા ત્રાસજનક મરણનો સંભવ, કમનશીબવાળી દરિઆઇ સફરો, લગ્નદ્વારા ધનલાભ. આ ફળ રાશિ માટે અને તેમાં મુખ્યત્વે પ્રથમ દ્રષ્કાણુ માટે છે. બીજા દ્રષ્કાણમાં કાલ્પનિક સંબંધ અને કમનશીબ ભરેલા સટ્ટા. ત્રીજા દ્રષ્કાણુમાં સંસારી સ્થિતિને લીધે ઉદ્ભવેલ લાંબી મુસાફરીઓ; પરદેશમાં વિખ્યાતિ.

આવેશનું પ્રાબલ્ય, દૃઢ, સ્થિર ને ધારેલું કામ પાર પાડવાની શક્તિ, અનુભવ, સાધારણ મ્હેનતને મોટું રૂપ કરી બતાવવાની શકિત, નાસ્તિકવાદ, સ્વાર્થ, અભિમાન અને બીજાની લાગણીની બેદરકાર. પ્રથમાવસ્થામાં અકસ્માત, તાવ, અસ્ત્રશસ્ત્ર પ્રયોગ (નસ્તર) દ્વારા નિર્બળતા; બીજાઓના જોડાણદ્વારા ધનલાભ અને વારસો.

આ મનુષ્યોને મધ્યમ સાધારણ સાફ કદ, લ્હાંબો ચ્હેરો, કાળો દેખાવ ને કરચલીવાળ વાળા હોય છે.

## ધનગત મંગળફલ. ૯ ( Mars in Sagitarius. )

કામમાં અને બોલીમાં લાગણીવાળો, ઝનુની, ક્વચિત્ સાહસિક ને વિચારશૂન્ય, નુકશાનપ્રદ નોકરી અથવા ધંધાને લગતું જોખમ. ગૂઢાર્થ સૂચક હુન્નરોને લગતા લાભકારી ધંધા કે જેમાં ઇશ્વરી પ્રેરણા અને ભવિષ્ય જ્ઞાનને લગતો વિજય; ઘણાજ સુધરેલ અને યોગ સંબંધી જ્ઞાનવાળા મિત્રો, ગુપ્ત નિંદા અને અપકીર્તિનો સંભવ. સાહસ અને મુસાફરીનો શોખ, લગ્ન, વીલ કે વારસાદ્વારા લાભ, એક કરતાં વધુ જોડાણ. ઘર સંસારી મનુષ્યોની તબીઅતનો સંબંધ. મુખ્યત્વે ઘરબહારની મોજમજાહ, લગ્નદ્વારા મન વિશુદ્ધિ. વ્યવહારીક સાધનોદ્વારા લાભ.

---

૯ रथतुरंगमगौरवसंयुतः । प्रमत्तजनक्षतिदुःखितः ॥
भवतिनावनिजे धनुषिस्थिते । सुवनितावनिता भ्रमणिप्रीयः ॥९॥

વાહનથી સુખી, પણ શત્રુથી પિડિત.

જીંદગીના અવસાન સમયે એભથુ અનુભવે. આ ફળ રાશિ અને તેમાં મુખ્યત્વે કરીને પ્રથમ દ્રષ્કાણ માટે છે. બીજા દ્રષ્કાણમાં જેટલું હોય, તેના કરતાં વધુ બતાવનાર અને હદપારની ગણત્રીનો સંભવ, ને ઘણુંજ જોખમ. ત્રીજા દ્રષ્કાણમાં પ્રમાણિક, એક માર્ગી અને ઘણોજ લોભી.

બીજા સાથે પ્રતિકુળ મન, નાસ્તિક ને ઝનુની. એક ધર્મ તત્વજ્ઞાન ને એક ધર્મ પદ્ધતિને બદલી બીજા ધર્મનો સ્વિકાર, બીજાઓના અભિપ્રાય માટે બેદરકાર: નિર્ભય, મુસાફર, પગે ચાલનાર, ઘોડે બેસનાર, અથવા કસરત કરનાર, મુસાફરી કે સફરદ્વારા ત્રાસ, ભાંડુ માટે નબળી અને તે પૈકી એક યા વધુ મરણનો સંભવ અથવા તેઓની સાથે અણબનાવ.

આ મનુષ્યોને જરા ઉંચ કદ, સમતોલ શરીર, લાલ મુખ, ભુરા વાળ, ખુલ્લો દેખાવ ને ચપળ નેત્ર હોય છે.

## મકરગત મંગળફલ. ૧૦( Mars in Capricorn )

શાંત રીતે લોભી, સાહસિક, ઉદ્યમી, ને સંચયી: મિત્રો અને ઓળખાણદ્વારા ઉપાધિઓમાં ગુંથાએલ, ગુપ્ત ને યોજક પ્રકૃતિવાળા શત્રુદ્વારા કીર્તિમાં હાનિનો સંભવ. ધંધામાં માન અને આબરૂ, બહુજ જોખમદારી અને પ્રયત્નો કરવાથીજ ઘણી મ્હેનતે મળેલી યોગ્યતા. કરજને ચ્હાનાર. મુસાફરી તથા પરદેશી કાર્યોદ્વારા લાભ. સગાં કરતાં વધુ જીવનાર પણ ભાગ્યેજ તેઓદ્વારા લાભ, લગ્નદ્વારા વ્યવહારીક લાભ કે જેથી જીંદગીમાં નવાઈ ઉપજાવે એવો મોટો ફેરફાર, માંદાં છોકરાં, મ્હેનતુ ચાકરો, હલકી પંક્તિવાળાઓ સાથે પ્રથમાવસ્થામાં ગુંથાએલ સંબંધ. છેલ્લી જીંદગી ઉપર લગ્નની ખાસ અસર, ખંતાઈવાળી બુદ્ધિ ને અંતર્જ્ઞાનદ્વારા લાભ, ગુપ્ત ચીજોનો શોખ, શિખવામાં મંદતા પણ જ્ઞાન સંપાદન કરવામાં ચોક્કસ. આ ફળ રાશિ માટે છે, અને તેમાં મુખ્યત્વે કરીને પ્રથમ દ્રષ્કાણ પરત્વેનું છે. બીજા દ્રષ્કાણમાં સટ્ટા ને ધન મેળવવા માટે સારો. ત્રીજા દ્રષ્કાણમાં ધંધા કરવાની સારી શક્તિ અને ધંધા તથા શાસ્ત્ર માટે શોખ.

જાહેર જીંદગીનો શોખ, એકાંત વાસનો તિરસ્કાર, ચીઢ, કામાવેશ

---

१० रणपराक्रमतावनितासुखम् । निजजनप्रतिकूलतयाश्रमः ॥
विभवतामनुजस्यधरात्मजे । मकरगेकगोचरमोभवेत् ॥ १० ॥

શૂરવીર. સ્ત્રી સુખી, પોતાના મનુષ્યમાં પ્રતિકુલતા.

ને ક્રોધનો સંભવ, મોટા સત્તાવાળા અથવા ઉપરી સાથે અણબનાવ, અને તેથી કમનશીબ. શત્રુતા, હરીફાઇ, ટીકા ને પ્રતિકુળતાનો સંભવ. માબાપ તેમાં મુખ્યત્વે કરીને પિતા માટે નબળો. માબાપ પૈકી એકનું અકાળ મરણ, અથવા વિયોગ; પિતા કે ભાંડુનો વારસો. ભાઇ બ્હેન માટે નબળો.

આ મનુષ્યોને નીચું કદ, પાતળો ને જરા રતાશવાળો ચ્હેરો, નાનું માથું ને કાળા વાળ હોય છે.

## કુંભગત મંગળફલ. ૧૧( Mars in Aquarius. )

બુદ્ધિવંત, સમય સૂચકતાવાળા, શાસ્ત્રજ્ઞાનવાળા, સાર્વજનીક ભલા માટે શાંત યોજનામાં ભાગ લેનાર, આગતા સ્વાગતાને લગતા કામમાં બીજા સાથે જોડાયેલ, યોગ્યતા અને શકિતથી વ્યવહારમાં અને ધંધામાં અનેક મિત્રો અને જાહેર કર્મોદ્વારા ધન લાભ મેળવનાર, ડીરેકટર તરીકે અથવા જાહેર કમ્પનીઓના સંબંધમાં જોખમી જગો માટે સારો. શાસ્ત્ર ને તત્વજ્ઞાનને એકત્ર કરી બતાવવાની શકિત, ધર્મમાં શુદ્ધ લાગણી, માબાપ કે સગાં દ્વારા લાભ, માનવંત લગ્ન અને સ્નેહમાં વિશ્વાસુ. સુધરેલ અને વિશ્વાસુ નોકરો. જોડાણ અથવા :ભાગીદારીદ્વારા આનંદ. ભાષા ને બુદ્ધિ ખીલે તેવા શાસ્ત્રના અભ્યાસનો શોખ, અજાણી ભૂમિમાં અથવા અજાણ્યા લોક સમૂહમાં મરણનો સંભવ, આ ફળ રાશિ પરત્વેનું છે, પણ તે મુખ્યત્વે કરીને પ્રથમ દ્રષ્કાણ માટે સમજવું. બીજા દ્રષ્કાણમાં બુદ્ધિ ભરેલાં કાર્યો કરવામાં આનંદ, પણ જુગારી વલણનો કંઇક ભય. ત્રીજા દ્રષ્કાણમાં લગ્નમાં વિજય ને ઉચ્ચ માનસિક સ્થિતિ.

બોલવામાં ઉતાવળ, અકસ્માત અને તીવ્રતાથી કાર્યો કરનાર,પોતાના એકાએક વિચારના કારણે પરિણામને બરોબર નહિ સમજી શકનાર. કંઇક હેતુને લીધે એકાએક અને ઉતાવળથી કાર્યો કરનાર. એકદમ સત્યવાતનો અભિપ્રાય બાંધી નિર્ણય કરી ,ઘણીજ ઉતાવળે નિશ્ચય ઉપર આવનાર. દુઃખના સમયમાં સાવચેત. બહુજ બુદ્ધિવંત, ભાષણ કર્તા. પોતાનાં કૃત્યોદ્વારા મિત્રોથી છુટા પડનાર અને તેમની શત્રુતા અથવા પ્રતિપક્ષતા

---

૧૧ विनयतारहितंसहितंरुजा । निजजनःप्रतिकुलमलंलसम् ॥
प्रकुरुतेमनुजंकलशाश्रितः । क्षितिसुतोऽतिसुतोत्थदुःखितः ॥११॥
વિનય રહિત,રોગ સહિત પોતાના મનુષ્યોમાં પ્રતિકૂલતા,સંતાન કષ્ટ.

મેળવનાર, મિત્રદ્વારા સાથે કે આડે રસ્તે મરણનો સંભવ. માબાપ માટે નબળો. તેઓનો વિયોગ અથવા તે પૈકી એકાદનું અકાળ મરણ.

આ મનુષ્યોને મધ્યમ કદ, સારો બાંધો. જરા રાતા વાળ ને સાફ ચ્હેરો હોય છે.

## મીનગત મંગળફલઃ ૧૨ ( Mars in Pieses )

માયાળુ, સમજુ, દયાળુ, ગુપ્ત ચીજોનું વલણ અથવા જો કુંડળીમાં તેવો યોગ હોય છે તો કમનસીબ; મિત્રોદ્વારા ધન લાભ. સૂક્ષ્મ બાબતોનો શોખ, સાધારણ ધંધો કરનાર. અને સ્વપ્નને સાચાં માનવાનો સ્વભાવ અને તેથી વિચારોમાં ઘણોજ ફેરફાર.

યોગનું જ્ઞાન મળે તેવાં કાર્યોમાં આનંદ. નબળી કુંડળીમાં વૈભવ દ્વારા મરણ. લગ્નમાં વિલંબ. બે સંબંધ. પ્યાર કરવાનાં કાર્યોમાં નિરાશા અને છોકરાંનુ અકાળ મરણ. માનસિક ધંધો અથવા સુધારો થાય તેવો કોઈક ઉદ્યમ. મિત્રોદ્વારા મદદ. ક્ષય રોગનો સંભવ. મહત્વના બનાવ વિનાનો અંત. આ ફળ રાશિ માટે છે, તેમાં મુખ્યત્વે કરી પ્રથમ દ્રષ્કાણ માટે છે. બીજા દ્રષ્કાણમાં યોગજ્ઞાન અને ગુઢાર્થસૂચક પ્રયત્નો કરવામાં આનંદ. ત્રીજા દ્રષ્કાણમાં અકાળ મરણનો સંભવ, અથવા પરદેશી જીંદગી, જાત શત્રુ, આળસુ અસ્થિર ને બીજાની લાગણીથી ભરપૂર.

અપ્રમાણિક, જુઠો અને લુચ્ચો પોતાનાજ કારણે દુઃખી ને નિરભાગી. લાયક કે નાલાયક છતાં અપકીર્તિ, નિંદા, ચોરી, ઠગાઇ, દગલબાજી વિગેરે હોવાનો સંભવ. પોતે બીજાનો ગુપ્ત શત્રુ. લાંબી ને કંટાળા ભરેલી માંદગી. જલ, ઝેર અને પ્રવાહી પદાર્થદ્વારા ભય. છોકરાંના મરણનો સભ્ભવ. બે ધંધા ને તેમાં પણ ફેરફાર, અને તે દ્વારા ભારે નુકશાન, તોપણ પ્રમાણિક-પણાથી તે દુઃખ દૂર કરનાર.

આ મનુષ્યને નીચું કદ, ઠીંગણો બાંધો, ભરેલું શરીર, ભુરાવાળ, કુરૂપ ચ્હેરો ને મોટી આંખ હોય છે.

---

૧૨ **व्यसनतांखलतामदयालुतां । विकलतांचलनंचनिजालयात् ॥**

**क्षितिसुतस्तिमिनासुसमन्वितो । विमतिनामतिनाशनमादिशेत् १२**

વ્યસન, કપટ, નિર્દયતા, સ્થાન નાશ.

## સારાંશ.

આ ગ્રહ મુખ્યત્વે કરીને મનુષ્યોની લાગણીઓ અને મનોવૃત્તિઓ ઉપર અસર કરે છે.

હરેકે પોતાની કુંડળી હોય તો તે ઉપરથી અને કુંડળી ન હોય તો તે સાલના પંચાંગ ઉપરથી જન્મ સમયે મંગળ કઇ રાશિમાં ભમે છે તે જાણી લેઈ પોતાને લગતું ફળ વાંચી લેવું.

આ ગ્રહ એક રાશિમાં ફરવાને દોઢમાસ લે છે,ને કેટલીક વખત "છ" માસ પણ લેછે. તેથી તેને માટે કોષ્ટક કે કંઇ નિયમ બાંધી શકાય તેમ નથી.

## દ્વાદશ રાશિગત મંગળફલ.

**મેષ**—ક્રોધી ને આવેશવાળો. કજીયાખોર ને ટંટામાં વિજયી. હિંમતવાન. અભિમાની.

**વૃષ**—ખાધરો, અદેખો, મારફાડ કરનાર ને બાતલ. ખરાબ સ્વભાવ. વ્યભિચારી, પીયાનાનો શોખિન.

**મિથુન**—હુલડખોર, સ્વતંત્ર, ભોળો, ઉત્સાહી, અસ્થિર ને દેવાદાર.

**કર્ક**—છાકટો, દગલબાજ, વૈરિ. હલકો ને નિરૂભાગી.

**સિંહ**—ક્રોધી, ભોળો, ભલો. ઉદાર, મગરૂર ને લડાયક. કસરતનો શોખિન. અભિમાની ને વ્યભિચારી.

**કન્યા**—તામસી. ક્રોધી, ઉતાવળાયો, વૈરિ કુતરા માફક ભટકતો ને નિરાશ.

**તુલા**—જલદી તપી જનાર, આનંદી, લાલચુ, રમત ગમતનો ને સ્રીયો તથા મોજ મજાહનો શોખિન.

**વૃશ્ચિક**—ઉતાવળીઓ, વૈરિ, લોભી. વિજયી ને દરેકમાં આગ્રહથી પાર પડનાર, નિમકહરામી.

**ધન**—ઉતાવળો, ભોળો, ઉદાર,ચતુષ્પાદનો (પશુરાખવાનો) શોખિન, વ્યાપાર કરનાર, કામાવેશવાળો.

**મકર**—ઉમંગી, બ્હાદૂર, ચાલાક, બુદ્ધિવંત, દ્રઢતાથી કામ કરનાર, સ્થિર ને ભાગ્યવંત.

**કુંભ**—ક્રોધી ને નિરકુંશ સ્વભાવ. તકરારી, ભોળો, ઉદાર, સત્યવાદી.

**મીન**—આળસુ, હરામખોરી ને મારામારી કરનાર, નિર્બળ, મૂર્ખ ને ઠગ.



# परिच्छेदः २२ Chapter XXII.

## દ્વાદશ રાશિગત શુક્રફલ.

## " The Venus in the Twelve signs "

### મેષગત શુક્રફલ.[1] ( Venus in Aries. )

અવિદ્યાવાદી, કલ્પક, માયાળુ, દઢ, ને તીક્ષ્ણ. લાગણીઓમાં અસ્થિર ને કલ્પિત પ્યાર; ગુપ્ત સંબંધ; અસ્થિર ધન, સગામાં મિત્રતા, પ્રતિજાતિ સ્ત્રી કે પુરૂષ તરફ મન્નું વલણું, વિખ્યાત સંસારી કાર્યો અને તે દ્વારા માન પ્રતિષ્ઠાનું જોખમ, પરદેશી મુસાફરીદ્વારા આનંદ. આધ્યાત્મિક મિત્રતા, હલકા લોકોના મરણ અને મુસાળપક્ષદ્વારા ધન લાભ, લગ્નમાં આનંદ ને સુખ. વિચિત્ર માંદગીનો સંભવ, મુસાફરી કરવામાં અને ધાર્મિક તત્વજ્ઞાન સંબધી અભ્યાસમાં આનંદ, પિતા અને તેનાં કૃત્યોદ્વારા લાગણીનું દુઃખાવું. બુદ્ધિવંત મિત્રતા. ગુપ્ત ને ગુઢ શાસ્ત્રી કાર્યોદ્વારા લાભ, ઇંદ્રિય તૃપ્તિના કારણે નહિ, પણ આત્મૈકયતા ખાતર કુદરતી પ્રેમ, આત્મૈકયતા ને નહિ, પણ માનસિક ઐકયતાને મેળવવાને આતુર.

એક વખત કરેલા પ્રેમનો-તીક્ષ્ણ રાગ, ઉતાવળીયું લગ્ન કે પ્યાર, સંગીત, કવિતા ને ચિત્રકળાનો શોખ; અને જ્ઞાન; આડંબર ને વસ્ત્રાલંકારનો શોખ, પોતાના કૃત્યોદ્વારા ધન હાનિ વા અથાગ વ્યય.

આ મનુષ્યોને મધ્યમ કદ, રહેજ પાતળું શરીર, ભવ્ય દેખાવ ને વાદળી આંખ હોય છે,

### વૃષગત શુક્રફલ.[2] ( Venus in Taurus. )

મજબૂત વૃત્તિઓ ને ઊંડી લાગણીઓ. આકૃતિ અને શરીર સુંદરતાને ચ્હાનાર, બુદ્ધિ કરતાં વધુ સમજશક્તિ. સગાં અને તેઓનાં કરેલાં પ્રતિ-

---

१ भवनवाहनवंरपुरोधिप । प्रचलमप्रियताविहितादरः ॥
यदिघसंजनने हि भवेद्भृविः । कवियुतोवियुतोरिपुभिर्नरः ॥ १ ॥
વૈભવવાન, સુખી વિગેરે.

२ बहुकलत्रयुतोत्सवगौरवं । कुसुमगंधरुचिःकृषिनिर्मतिः ॥
वृषगतेभृगुलेकमलाभवे । प्रविरकाविरलारिपुमंडला ॥ २ ॥
બહુ સ્ત્રિયો કરનાર, આનંદી, વૈભવી વિગેરે.

બંધનોદ્વારા દીલગીરી ભરેલી લાગણીઓ, સંસારીક મંડળમાં મિત્રતા અને પ્રેમ સંબંધ, માન મળે તેવાં પ્યારનાં કાર્યો, જુના ધાર્મિક વિચાર. ધણી કે ધણીઆણીનું મરણ, એકજ સંબંધ; મુસાફરીમાં માંદગી, વૃત્તિઓમાં સ્થિર, યોગજ્ઞાન કે માંત્રિક માનસિક સ્થિતિ જાતિ પ્રયત્ન દ્વારા અને ધંધામાંથી લાભ, પ્યારની બાબતમાં મન ઉપર અંકુશ રાખવાની અંતરેચ્છા.

માયાળુ સ્વભાવ ને સ્નેહભાવમાં વિશ્વાસ. લગ્નમાં પૈસા કે પ્રીતિ પાત્રના વિયોગ કે મરણના કારણે વિલંબ અને ત્રાસ. ધણી કે ધણીઆણી એક બીજાને પ્રતિકુળ, ધન અને મીલકત માટે સારો, લગ્ન ભાગીદારી કે વારસાદ્વારા ધન લાભ, ધંધામાં ને વ્યાપારમાં વિજય.

આ મનુષ્યોને ખૂબસુરત ચ્હેરો, મોઢું ઠરેલ, સ્હેજ ભરાવાદાર, સુંદર ને ગૌર વર્ણ, ને પીક્કા ભુરા વાળ હોય છે,

## મિથુનગત શુક્રફલ.[૩] ( Venus in Gemini. )

બે પ્યાર, સગાંદ્વારા લાભ, ઘર સંસારી જીંદગી અને સંબંધો દ્વારા ઉદ્દભવેલ વિચિત્ર પ્યારને લગતાં કાવતરાં, ઘણા માયાળુ મિત્રો, હલકાં મનુષ્યોદ્વારા આબરૂ ઉપર સારી કે નરસી અસર, લગનના સંબંધમાં પરદેશી કાર્યોદ્વારા વિજય, લગ્નદ્વારા ઘણા મિત્રો, એક કરતાં વધુ સંયોગ, કલાર્ક અથવા ન્યાય અદાલત કે વ્યવહાર ધંધાને લગતા મનુષ્યો સાથે પ્રેમ સંબંધ કે લગ્ન, ધંધા કે વ્યાપારી કામકાજદ્વારા માંદગી, મિત્રોની મદદ અને સલાહથી સટ્ટામાં લાભ, જીંદગીના છેવટે હૃદયરોગ, આનંદ ખાતર મુસાફરીઓ, ગુપ્ત અને અજ્ઞાત પદ્ધતિઓદ્વારા લાભ. ઇંદ્રિય અથવા સંસાર સુખ ખાતર નહિ, પણ ધાર્મિક કે તત્વજ્ઞાની પ્રેમમય જીંદગી.

આનંદી ને માયાળુ પ્રકૃતિ, વિદ્વાન, સંગીત ને કવિતાવાળા ધર્મ તરફ વલણ, લેખક, ગાયક, કારીગર, ને વક્તા; ભાંડુ સાથેનો સંપ, મુસાફરીદ્વારા લાભ અને આનંદ, સગાં સાથે લગ્ન અથવા ગાઢ સંબંધ.

---

૩ મૃદુસુતेजमनेमिथुनस्थिते । सकलशास्त्रकलामककौशलम् ॥
सरलताकलिताधिकभारती । सुमधुराममुराव्हर्षिर्भवेत् ॥ ३ ॥
વક્તા, વિદ્વાન્ ને મિષ્ટાન્ન ભોક્તા,

આ મનુષ્યોને મધ્યમ કદ, પાતળો સુંદર ચ્હેરો, ખુલ્લા ભુરા વાળ અને ભુરી આંખ હોય છે.

## કર્કગત શુક્રફલ.૪ ( Venus in Cancer. )

નિર્મળ પ્યારનાં કાર્યો, ઘર તરફનો શોખ, માયાળુ આકર્ષણો, ગુપ્ત પ્યાર, હલકાં મનુષ્યો સાથે મિત્રતા, લગ્નદ્વારા માન, આબરૂ કે અપકીર્તિ, પરદેશમાં ભાગીદાર ( ધણી કે ધણીઆણી )નું મરણ, ગુપ્ત ધર્મનો શોખ અથવા ગુઢાર્થ સૂચક ચીન્હના વલણવાળો ભાગીદાર. કીર્તિવાળા અથવા વ્યવહારિક સ્થિતિવાળા સાથે સંયોગ, હલકા લોકોનો પ્રેમ, યોગજ્ઞાનમાં આનંદ, અપ્રીય સાધનો અથવા અજ્ઞાત પદ્ધતિઓદ્વારા લાભ, સંસારિક અનુકુળતા જાતે ઉત્પન્ન કરવાની શકિત, બુદ્ધિ કે સમજશકિતદ્વારા લાભ, જાહેર જરૂરીઆતોદ્વારા તેમજ તેને પુરી પાડવાથી લાભ, ગુઢાર્થ સૂચક હુન્નરોમાં અને યોગના જ્ઞાનવાળી બાબતોમાં કુદરતી બક્ષીસ, યોગી તરીકે ભાગ્યવંત, વિચિત્ર પ્રેમ તરફ અંતર્વૃત્તિ.

માબાપ પૈકી એક સાથે, તેમાં મુખ્યત્વે માતા સાથે ગાઢ સંબંધ. લગ્ન કે ધન માટે પ્રતિકુળ, ને તે બન્નેમાં અડચણો; ધણી કે ધણીઆણી વચ્ચે ઉમર કે સ્થિતિમાં બહુજ તફાવત, ધન કે ધંધા ખાતર લગ્નમાં કવચિત્ વિલંબ. માબાપ કે સાસુ સસરાદ્વારા લગ્નમાં વિલંબ અથવા મદદ. ધણી કે ધણીઆણી અને કોઇ જળતત્વ કે ઘર જમીનને લગતા ધંધા દ્વારા ધન કે મીલકતનો લાભ, કોઇ અપ્રીય નીચ ધંધાદ્વારા લાભ.

આ મનુષ્યોને ઠીંગણું કદ, રહેજ ભરેલો દેખાવ, ગોળ અને ફીક્કો ચ્હેરો, ભુરી આંખ ને સુંદર સ્વરૂપ હોય છે.

## સિંહગત શુક્રફલ.૫( Venus in Leo. )

---

૪ द्विजपतेःसदनेभृगुनंदने । विमलकर्ममतिर्गुणसंयुतः ॥
जनमलंसदलंकुरुतेवशं । सुकलयावलयापिगिरानरः ॥ ४ ॥
ઉત્તમવાણીવાળા, થોડાં કામ કરનાર સર્વને વશ કરનાર વિગેરે.

૫ हरिगतेसुरवैरिपुरोहिते । युवतितोधनमानसुखानिच ॥
निजजनव्यसनान्यपिमानव । स्वहिततोहिततोषमनुव्रजेत् ॥ ५ ॥
સ્ત્રિયોથી ધન, માન અને સુખ મેળવનાર.

સ્નેહભાવમાં ગરમ, ઉડાઉ ને વ્યવહારીક આડંબરનો શોખ, તાબેદાર કે હલકા નોકરો સાથે ગુપ્ત સંબંધ, મિત્ર સાથે અથવા મિત્રોદ્વારા ઉદ્દ્ભવેલ લગ્ન, અદેખાઈદ્વારા અપકીર્તિ અને સંબંધદ્વારા ફરજ સમજવાની ખામીને લીધે નિષ્ફળતા; આત્મૈક્યતા અથવા તત્વજ્ઞાન ભરેલો પ્રેમ કે જે બંધન વિનાનો હોય છે. કીર્તિના બચાવ ખાતર મરણુનો સંભવ, જીંદગીના છેવટે ટકાઉ પ્રેમસંબંધ, પ્રેમની બાબતમાં બહુજ સમજુ, સટ્ટાનો શોખ ને આવેશ વિનાના સટ્ટાના સાહસદ્વારા લાભ, વારસા દ્વારા લાભ. મનથી ચાલાક ને સમજુ, જીંદગીના છેવટમાં ગુપ્ત સંસારિક ગોઠવણો, ઈંદ્રિયતૃપ્તિ એજ અંતર્તૃષ્ણા (વ્યભિચાર).

પ્યારને લગતું લગ્ન. પ્રથમ દ્રષ્ટિ સાથેજ પ્યાર; મિત્રો, કમ્પની અને દરેક જાતના વૈભવનો શોખ. એકાંતવાસ માટે કઠણુ, સંગીત, ચિત્રકળા ને નાટકને લગતી બુદ્ધિ, અને તે દ્વારા લાભ, ભાગ્યશાળી છોકરાં.

આ મનુષ્યોને ઉંચો દેખાવ, ગોળ મુખ, ભરેલી આંખ, સારૂ ચ્હેરો ને કોમળ વાળ હોય છે.

## કન્યાગત શુક્રફલ.૧ ( Venus in Virgo. )

શુદ્ધ પ્રેમ, જીતેંદ્રિયતાની અંતર્ લાગણી, ગુપ્ત લગ્ન અથવા પ્યારનાં કાર્યોમાં કાવતરાં કે શોકભરેલું પરિણામ. એ પ્યારદ્વારા અપકીર્તિ. ધંધા અથવા આબરૂ જાળવવાની ખાતર દૂર ગમન. મરણોથી મિત્રની હાનિ, અને તે દ્વારા બહુજ દિલગીરી, અજ્ઞાત અથવા ગુપ્ત ઉપાધિથી ભરેલ મનુષ્ય સાથે લગ્ન, પ્રેમથી ઉદ્ભવેલ માંદગી અથવા તાબેદાર સાથેનો ગાઢ સંબંધ. સટ્ટા કે ભાગીદારની મદદદ્વારા ધન લાભ. જીંદગીના છેવટમાં સગાંને લગતા વિચિત્ર અનુભવો. છેવટની જીંદગીમાં પ્રેમ વૃત્તિઓ કે જેમાં વધુ પત્ર વ્યવહાર કે કવચિત્ મુસાફરીનો સંભવ. ગુપ્ત સંબંધ અથવા ખાનગી અને અજ્ઞાત સંયોગમાં ગુંથાયેલ વ્યક્તિ પરત્વેના કરતાં સમગ્ર પ્રેમ હોવાની અંતર્તૃષ્ણા, પ્યાર, લગ્ન અને ભાગીદારીમાં વિલંબ ને નિરાશા. મુખ્યત્વે હલકી પંક્તિવાળા સાથે લગ્ન. નોકર અથવા તાબેદાર મનુષ્યોદ્વારા લાભ. દવા, અનાજ બરદાશ ને ખેતી દ્વારા લાભ. સારી પાચનશક્તિ ને તંદુરસ્તી.

---

૧ भृगुसुतेसतिकन्यकयान्विते । बहुधनीबहुतीर्थमनोरथः ॥
कमलयापुरुषोतिविभूषत । सुवसितयामितयापिगिरान्वितः ॥१॥
તીર્થ યાત્રા કરનાર, ધનવાન ને વક્તા.

આ મનુષ્યોને ઉંચું કાઠું, સમતોલ કદ, ભૂરા વાળ, ભરાવાદાર લાલ અને લંબગોળ ચ્હેરો હોય છે.

## તુલાગત શુક્રફલ: ૭ ( Venus in Libra. )

સ્નેહ લાગણીઓ શુદ્ધ અને સુધરેલ. સાદો, માયાળુ સ્વભાવ. સ્નેહીનાં મરણોદ્વારા દીલગીરીઓ; લગ્નદ્વારા આબરૂ ને વ્યવહારીક લાભ: ધણી કે ધણીઆણી વધુ જીવનાર, સગાં કે ભાંડુઓ સાથે પ્યાર કે સંબંધ. પ્યારની ખાતરજ લગ્ન, ને તેના પરિણામમાં ધન હાનિ, ( કારણકે લગ્ન એ સંસારીક જોખમદારીઓ ઉભી કરે છે. ) ફળદ્રુપ સંયોગ અને બુદ્ધિવંત છોકરાં. ખરેખર શાંતિ માટેની અંતર્તૃષ્ણા. માયાળુ ને દયાળુ ચાલ ચલકત. લોકપ્રીયતા, સંગીત, કવિતા ને સુંદર હુન્નરોનો શોખ. મિત્ર પ્યાર ને લગ્ન માટે અનુકુળતા. સ્ત્રીદ્વારા ધનલાભ.

આ મનુષ્યોને ઊંચો બાંધો, ખૂબસુરત ગંભીર ચ્હેરો, તેજસ્વી ભુરા વાળ તથા ભુરી આંખ હોય છે.

## વૃશ્ચિકગત શુક્રફલ. ૮ ( Venus in Scorpio. )

અદેખાઈથી ભરેલ પ્રેમ. જ્ઞાતિનું અભિમાન. પરણેલ સાથે લગ્ન, જોખમદારી ભરેલો સંબંધ લાગણીઓની બાબતમાં જાતિ કાબુ; વ્યવહારીક કાર્યોમાં નિષ્ફળતા. ગુપ્ત મિત્રો અથવા શંકાશીલ કીર્તિવાળા પુરૂષો સાથે મિત્રતા. મિત્રો અથવા ઓળખીતાદ્વારા અપકીર્તિ. દરિઆઇ સફરો ને મુસાફરી કરવામાં અદ્ભૂત સાહસો; ઝેર અથવા આવેશ અને દુ:ખ ભરેલા લગ્ન સબંધોદ્વારા આત્મઘાતથી મરણનો સંભવ; સંયોગદ્વારા ધનલાભ; લોકીનાં સગાં કે નોકરોની ગુપ્ત શત્રુતા. છોકરાંનું મરણ અથવા તેમના સબંધી ઉપાધિઓ; જીંદગીની અંત્યાવસ્થામાં હૃદયરોગ, સ્વભાવ

---

૭ कुसुमवस्त्रविचित्रधनान्वितो । बहुगमागमनोननुमानवः ॥
जननकालतुलाकलनंयदा । सुकविनाकविनायकतांव्रजेत् ॥ ७ ॥
કવિઓના ઉપરી, ધનવાન વિગેરે.

૮ कलहघातमतिंजननंयतो । प्रजनता मयतां नियतं नृणाम् ॥
व्यसनताजननेऽपिसमाश्रितो । रविरलंविरलं हरतेधनम् ॥ ८ ॥

કજીયાખોર ઘાતકી, નિંદાવાન, વ્યસની વિગેરે.

પારખવાની અને બીજાઓના નિર્ણય આપવાની શક્તિ. ગુપ્ત સંબંધદ્વારા લાભ; સ્ત્રી પુરૂષ ભેદ પ્રકૃતિની વિશુદ્ધિ માટેની અંતર્તૃષ્ણા.

આનંદ ને મોજ મજાહનો શોખ. કવચિત્ અનહદ છૂટ,અને આગળ પડતો સ્વભાવ.સ્ત્રીઓ કે પુરૂષો દ્વારા કમનસીબ.પ્યાર સંબંધદ્વારા અને લગ્નમાં ત્રાસ ને નિરાશા;ધણી કે ધણીઆણીના મરણ કે વિયોગદ્વારા હાનિ; વારસાથી, બક્ષીસ મળવાથી, લગ્નથી કે ભાગીદારીથી ધનલાભ. મરણ, અથવા મરનારની મીલકતને લગતા ધંધાદ્વારા લાભ. ઉડાઊ અથવા સંચય રહિત.

આ મનુષ્યોને સાધારણ શરીર, પ્હોળો ચ્હેરો, ભુરા વાળ ને ભુરી આંખ હોય છે.

## ધનગત શુક્રફલ. ૯( venus in Sagitarius.)

ખુલ્લા દીલનો,લાગણીવાળો; મોજમજાહનો શોખિન; આબરૂને અસર કરે તેવા પ્યારનાં કાર્યોમાં ગુંથાયેલ; સત્તાવાન મિત્રો, અને ચિરસ્થાયી પ્રેમ; આગતાં સ્વાગતા ભરેલા સંબંધ, ઉદાર ને વફાદાર. વારસા અને લગ્નદ્વારા લાભ; એક કરતાં વધુ સંયોગ (લગ્ન અથવા હરકોઇ), ઘર કામ કાજનો શોખ. સટ્ટામાં કે ધન વિનિયોગમાં વિજયી. લગ્નદ્વારા બુદ્ધિની વિશુદ્ધતા. કંઇક ભવિષ્ય જાણવાનું જ્ઞાન મેળવવા તરફ વલણ. વિચિત્ર શત્રુઓ. શાંતતા ભરેલી છેવટની જીંદગી. દુનિયામાં પ્રકાશમાં આવવાની અંતર્તૃષ્ણા. અદ્ભૂતતા અને સૌંદર્યતાની બુદ્ધિ. તીવ્ર કલ્પનાશક્તિ. સંગીત, ચિત્રકળાને કવિતા વિગેરેનો શોખ, ઉચ્ચ પંક્તિના અથવા ગુપ્ત પ્રકૃતિવાળા ધર્મનું વલણ; બહુજ અંતર્જ્ઞાન, અને દરેક સારી ને સુંદર ચીજનો શોખ. કવચિત્ ઓછા કેળવાયેલ મનુષ્યોમાં અવિદ્યાવાદના શંકા ભરેલ પ્રેમમાં પ્રાદુર્ભાવ; સગામાં કે દૂર દેશાવરી સાથે લગ્ન. એક કરતાં વધુ સ્ત્રી કે પુરૂષ તરફનું પ્રેમાકર્ષણ. મંદિર ધર્મ, ધર્મગુરૂઓ, શાસ્ત્ર, દેશાવર, મુસાફરી, સરતો, ઘોડાઓ, વ્હાણ અને દરિયાને લગતાં કાર્યોદ્વારા લાભ; એકી વખતે બે સાધનોદ્વારા લાભ.

આ મનુષ્યોને મધ્યમ કદ,સ્પષ્ટ દેખાવ, મોટાં હાડકાં, ભુરા વાળ,લાલ ચ્હેરો ને મોટું નાક હોય છે.

---

૧ કુર્વન्तिसूनुधनागमतोस्त्र । सचिवतांनियतंशुभशीलताम् ॥
अनुचिकामुकगःकुरुतेकविः । क्वचिरतिंविरतिंचिरतोनृणाम् ॥ ९ ॥

સ્ત્રી, પુત્ર, ધનથી સુખી, કવિ વિગેરે.

## મકરગત શુક્રફલ. ૧૦(Venus in Capricorn.)

લોભી, સ્નેહી સ્વભાવ; પ્રેમમાં પ્રતિબંધનો; માન માટે દરકાર. સોબતીઓદ્વારા ઠગાઇનો સંભવ. વિચિત્ર અને શંકાશીલ વર્તનવાળા મનુષ્યોની મિત્રતા. પ્રેમ વૃત્તિઓના બુદ્ધિવંત ઉપયોગદ્વારા માન મેળવવાની શક્તિ. મુસદ્દી સંબંધોદ્વારા લાભ; પરદેશ મુસાફરીદ્વારા લાભ; સગાંનો વારસો. વ્યવહાર અને સગવડની ખાતર એક લગ્ન. પ્યારમાં નિરાશા, અને ધણી ધણીઆણી બેમાંથી એક બેદરકાર. હલકાં સાથે કાવતરાં, અને નાદુરસ્ત સંબંધો; સ્હેજ નહિ જેવું સંસારી સુખ; ગુપ્તાકર્ષણદ્વારા મનવ્યગ્રતા. પરદેશથી રોજી. શ્રેષ્ટતા માટે અંતર્તૃષ્ણા.

લોકપ્રીયતા; વૃદ્ધ ઉપરી, શેઠ કે મોટા લોકોની કૃપા. જોખમદારી વાળી જગોએ ચઢતી ને તે દ્વારા લાભ; વ્યાપાર, ધંધો, ધનવિનિયોગ, શરાફી અને સ્ટોકસ તથા શેર્સદ્વારા લાભ. જાહેર કરતાં ખાનગી સાહસો દ્વારા લાભ, ને તે દ્વારા લોક વિખ્યાતિ. ઉમર, પૈસા, ધંધો કે માબાપના કારણે લગ્નમાં વિલંબ. વૃદ્ધ લગ્નભાગીદાર અને તે વધુ ધનાઢ્ય કે કુળવંત; ક્વચિત્ આ બાબતમાં તદન અવળું પણ હોય છે. માબાપ ને તેમાં મુખ્યત્વે પિતા તરફનું વલણ, ને તે દ્વારા લાભ.

આ મનુષ્યને ઠીંગણો બાંધો, માંદો ફીકો પાતળો ચ્હેરો, કાળા વાળ અને ભુરી આંખ હોય છે.

## કુંભગત શુક્રફલ. ૧૧ ( Vents in Aquarius. )

શુદ્ધ પ્રેમ, કલ્પિત સંયોગો, અદ્ભૂત અને ગુપ્ત સંબંધો. સ્હેલાઇથી મિત્રતા અને અજાણ્યા સાથે ઓળખાણ કરવાની શક્તિ; વ્યવહારીક કાર્યો અને ઓળખીતાઓદ્વારા લાભ. પ્રેમમયી જીંદગીના તત્વજ્ઞાની વિચાર. અભિપ્રાયમાં અતડો અને ધાર્મિક સત્યતામાં દીલોજાન. વારસા કે જાહેર

---

૧૦ अभिरतिस्तुकरांगनयानृणां । भयभयंकृशतामतिचिंतया ॥
भृगुसुतेमृगराजगतेसदा । कविजनेविजनेपिमनोभवेत् ॥ १० ॥

વૃદ્ધ સ્ત્રી, વિષયી, આસક્ત, ખર્ચાળ, સારા નરસાની સોબત કરનાર વિગેરે.

११ झषगतः कलशेजनुषिस्थिते । वसनभूषणभोगविहीनता ॥
विमलकर्ममहालसतानृणा । मुपगतापगताविरमांभवेत् ॥ ११ ॥

દુઃખી, દરિદ્રી વિગેરે.

સંબંધદ્વારા ધન લાભ. શુદ્ધ પ્રેમ ખાતર લગ્ન; ઘણા સુધરેલ વિચારો. હલકા લોકોની મિત્રતા. લાંબા વખતથી સુખી પ્યાર સંબંધ. જીંદગીના અંતમાં શોકમયી પરિણામ અથવા એકાએક ચિંતા, અથવા કોઇપણ રીતે સાવધપણામાં ફેરફાર. શત્રુઓદ્વારા આડે માર્ગે લાભ. આત્મશુદ્ધિ માટે અંતર્તૃષ્ણા.

ઘણા મિત્રો ને ઓળખાણો, તે પૈકી કેટલાક વધારે પૈસાદાર, અને તે દ્વારા લાભ; પ્રતિ જાતિમાં (સ્ત્રી કે પુરૂષ વર્ગમાં) ઘણી મિત્રતા, મધ્યાવસ્થા કે યુવાવસ્થામાં લગ્નનો સંભવ. પ્યારનો એકાએક સંબંધ ને તટ, સંગીત, ચિત્રકળા ને કવિતાનો શોખ; કમ્પનીઓ, સોસાઇટીઓ, પેઢીઓ ને ભાગીદારીઓદ્વારા લાભ, અંતર્જ્ઞાન.

આ મનુષ્યોને ખૂબસુરત ઘાટિલો ચ્હેરો, સુંદર દેખાવ ને સુંવાળા ભુરા વાળ હોય છે.

## મીનગત શુક્રફલ. ૧૨ ( Venus in Pisces. )

આગતા સ્વાગતા કરનાર, દયાળુ, લાગણીવંત, ધાર્મિક અને જાહેર ખાતામાં રોકાયેલ ગરીબ અથવા દુઃખીની દાઝ જાણનાર, મિત્રતાદ્વારા લાભ, સગામાં માન; ધંધા ખાતર મુસાફરીઓ; ઇશ્વરી પ્રેરણાવાળો, યોગના જ્ઞાનવાળો, સ્વપ્ન સાચાં માનનાર અથવા અંતર્જ્ઞાની સંબંધો દ્વારા ધન લાભ, પ્યારનાં કાર્યોમાં સારાસાર બુદ્ધિ, લગ્નબાદ માંદગી અને નાલાયક પ્રેમ સંબંધ, મિત્રોની મદદદ્વારા લાભ, શાંત મન ને ધંધાને લગતા કાર્યોમાં અંતર્જ્ઞાન, રહેજ ગુંચાયેલ પણ સારો અવસાન. દયામાટે અંતર્તૃષ્ણા.

સંગીત, ચિત્રકળા ને સૌંદર્યતા માટે પ્રેમ ને તેમાં આનંદી, કમ્પનીનો શોખિન, શાંત, એકમાર્ગી, ઉદાર અને કવચિત્ આળસુ, એક કળાકુશળ, રાજાતરીકે સુખ ભોગવનાર વિગેરે.

---

૧૨ भृगुसुते सति मीनसमन्विते । नरपतेर्विभुता वितता भवेत् ॥
रिपुसमाक्रमणं द्रविणागमो । वितरणेतरणे प्रणयो नृणाम् ॥ १२ ॥

ધંધો છોડી દઈ બીજો ધંધો કરનાર કે એકી વખતે એક કરતાં વધુ ધંધા કરનાર; અથવા સખાવત અથવા બક્ષીસદ્વારા ધન લાભ, એક કરતા વધુ લગ્ન અથવા પ્રેમ સંબંધ, ગુપ્ત લગ્ન અથવા સંબંધ. હલકી પંક્તિવાળા સાથે લગ્ન અથવા કોઈ પણ સ્ત્રીદ્વારા ધનહાનિ.

આ મનુષ્યોને ને મધ્યમ કદ, ઠીંગણો બાંધો, ભરાવાદાર સુંદર દેખાવ, ફીક્કા ભુરાવાળ, ભુરી આંખ ને ગોળ મુખ હોય છે.

## સારાંશ.

આ પરિચ્છેદમાં શુક્રનું દ્વાદશ રાશિપરત્વે ભિન્ન ભિન્ન ફળ આપેલ છે. તે દરેક મનુષ્યે પોતાની કુંડળી હોય તો તે ઉપરથી અને કુંડળી ન હોય તો તે સાલના પંચાંગ ઉપરથી જન્મ સમયે શુક્ર કઈ રાશિમાં ભમે છે તે જોઈ નક્કી કરી જાણી લેઈ પોતાનું ફળ વાંચી લેવું તેને માટે કોષ્ટક કે કંઈ નિયમ થઈ શકે તેમ નથી.

આ ગ્રહ દુલર તર્ક કે અથવા સાતમા સ્થાનમાં પડેલો હોય છે તો તે ઉપર બતાવ્યા પ્રમાણે ફળ બરાબર રીતે આપે છે. તે શિવાયના સ્થાનમાં તેની અસર સામાન્ય હોય છે.

## દ્વાદશ રાશિ પરત્વે શુક્રફલ.

મેષ—ઉતાવળીઓ, અસ્વસ્થ, અધીરો, વ્યભિચારી ને ભાગ્યહીણ.

વૃષ—સુશીલ, મન જીતી લેનાર, સ્ત્રીઓનો શોખિન ને તેમનો પ્યાર પીનાર, વૈભવી અને સુંદર.

મિથુન—નમ્ર, સુશીલ, માયાળુ, સ્વતંત્ર વિચારનો, લોકપ્રિય, માનવંત, ઉદાર ને ન્યાયી.

કર્ક—માયાળુ, ભાગ્યે ઓછી અકલનો, ભોળો, બેદરકાર, વ્યભિચારી ને દારૂડીઓ.

સિંહ—દીલોજાન, ઘણોજ માયાળુ, સહેજ હઠીલો, મગરૂર, ને ઉદાર.

કન્યા—ઉતાવળે બોલનાર, ચાલાક, સંગતનો શોખિન, માનવંત ને ચઢતીનીઆકાંક્ષાવાળો.

**તુલા**—નમ્ર, લોકપ્રિય, આબરૂદારને પરોપકારી.

**વૃશ્ચિક**—દારૂડીઓ, કુછંદી ને પોતાની આબરૂ તથા લાભનો પોતે જાતે શત્રુ, વ્યભિચારી ને ટંટાખોર.

**ધન**—ઉદાર, ભલો, પરોપકારી, વૈભવી રમત ગમતનો શોખિન ને નિરપરાધી.

**મકર**—નમ્ર, માયાળુ, પરોપકારી, વ્યભિચારી, તેમજ પોતાનો નાશ કરનાર,

**કુંભ**—પરગજુ, ભોળો, માનવંત, માયાળુ, ને વિનયી.

**મીન**—સત્યવાદી, દરેક કામમાં સાવધ, આબરૂદાર, નમ્ર, બુદ્ધિવંત ને ભાગ્યશાળી.



# પરિચ્છેદ ૨૩ Chapter XXIII

## દ્વાદશ રાશિગત બુધફલ.

"The Mercury in the Twelve sings"

### મેષગત બુધફલ ૧ ( Mercury in Aries. )

તીવ્ર, ચાલાક, લાગણીવંત અને વાદવિવાદમાં કુશળ. પોતાનામાં જે શક્તિ હોય તે કરતાં વધારે ગણનાર અને તેની અતિશયોક્તિ કરનાર, ને અસાવધ રીતે રંગ પુરી વર્ણન કરનાર; અસ્થિર અભિપ્રાય, ઉતાવળી વાણી, અને સાહસિક કલ્પનાઓ, પણ ચાલાકી અને શોધક પદ્ધતિ ભરેલા વિચારો, ઉદાર આશયો અને સ્પષ્ટ ચાલ ચલકત.

લખાણ, વાંચન ને ભાષણનો શોખ, મશ્કરો, ઘણોજ ચંચળ ને બોલી મારનાર, ઝનુની નાનાં લખાણનો લેખક અથવા પબ્લીશર. વિદ્વાન મિત્રો, કુટુમ્બમાં સૌથી બુદ્ધિશાળી; નાની મુસાફરીઓ.

આ મનુષ્યને ઉંચુ કાઠું, પાતળું શરીર, લાંબી ગરદન, લંબગોળ મુખ ને કરચલીઓ વળેલા વાળ હોય છે.

### વૃષગત બુધફલ. ૨ ( Mercury in Taurus. )

અનુભવી, ગંભીર, દૃઢ અને નિશ્ચયી મન; હઠીલો, દુરાગ્રહી અને અભિપ્રાયમાં દૃઢ અને અનહદ ચીકણો, નિશ્ચય કરેલા તરંગો, મજબૂત ન્હાયના અને તિરસ્કાર, અને બહુજ અંતર્જ્ઞાન. સમજ ભરેલી શાંતતા અને મુસદ્દી વાણીની બક્ષીસ, આનંદી, સુધરેલ; સંગીતના વલણવાળું મન.

---

૧ बालमतिःकिलचंचलमानसो । बहुलभुक्कलहाकुलितोनरः ॥
अकरुणोऽनृणवांश्चबुधेभवे । इविगतेविगतेविगतोक्षितसाधनः॥१॥

દુષ્ટ બુદ્ધિ, ચંચળ મન; કજીયાખોર ને નિર્દય.

२ वितरणप्रणयं गुणिनंदिशे । दृढकलाकुशलंरतिलालसम् ॥
धनिनर्मिदुसुतोवृषभस्थित । स्तनुजतोऽनुजतोऽतिसुखंनरम् ॥२॥

નમ્ર, ગુણવાન; કારીગર, ધનવાન, વિષયલંપટ વિગેરે.

નિશ્ચય કરવામાં ઢીલું મન છતાં એક વખત નિર્ણય કર્યા પછીથી દઢ; પૈસા અને મીલકતનો શોખ, પૈસા કે બીજાની ખાતર અથવા તબીયત ખાતર ફકત મુસાફરીઓ; માનસિક કાર્યોમાં બહુજ સહનશીલતા ને ઘણીજ સારી યાદદાસ્ત.

આ મનુષ્યને મધ્યમ કદ, ભરાવાદાર ચ્હેરો, ભુરા વાળ ને ભુરી તથા હેઝલ આંખ હોય છે.

## મિથુનગત બુધફલ. ૩ ( Mercury in Gemini )

આશાક, બેભયુ અને શોધક મન, શુદ્ધ વિચાર અને નિશ્ચય કરેલા વલણમાં છુટાપણું, અથવા અનહદ ખોટો વ્હેમ. ગુપ્ત બુદ્ધિ અને વિનોદ, અને ઝીણી બાબતનો શોખ, મુસાફરી અને જ્ઞાન મેળવવાનો શોખ.

મુસાફરી, લખાણ, વાંચન નેભાષણ કરવાના અભ્યાસનો શોખ, અને તે દ્વારા લાભ. ભાંડુ અને પાડોશીનો ગાઢ સંબંધ, એકી વખતે બે જુદા જુદા ધંધા અને ઉતાવળથી એક ધંધો બદલી બીજો ધંધો કરનાર.

આ મનુષ્યને ઉંચો પાતળો ને સરખો બાંધો, કાળા ભુરા વાળ, હેઝલ રંગની આંખ, ઉંચું નાક ને હાથ, પ્હોંચા ને આંગળાં લાંબાં હોયછે.

## કર્કગત બુધફલ. ૪( Mercury in Cancer. )

સમજુ, યુક્તિબાજ ને મુસદ્દી મન, નિર્ભયપણે મત બદલનાર, શુદ્ધ અને કેળવાયેલ બુદ્ધિ, કારણ જાણવાની અને વાદવિવાદ કરવાની શકિત, આજુબાજુની સ્થિતિને અનુકૂળ.

સારો હાસ્યવિનોદ કરનાર, સીધે રસ્તે જનાર ને અસ્થિર. ઘણા વિષયોને એકી વખતે સમજી શકનાર, જમીન, મીલકત, ઘર ને જળતત્વને લગતા ધંધાદ્વારા લાભ; ભાઇબ્હેન ને માતાદ્વારા લાભ; સ્વભાવસ્થા

---

૩ प्रियवचारचनासुविचक्षणो । ह्रियनगीतनव:सुभवेषभाक् ॥
मिथुनगेगमने शशिनंदने । सदनतोऽवनतोपिसुखीनरः ॥ ३ ॥

સારૂં બોલનાર, સુંદર વેષ ધારણ કરનાર, સુખી, વિદ્વાન વિગેરે.

૪ कुचरिताभिषगीतकवादरो । नृपरुचि:परदेशगतिर्नृणाम् ॥
किलकुलीरगतेशशसूनुते । सुरततारतता नितरांभवेत् ॥ ४ ॥

ખોટાં કામ કરનાર, વિષયલંપટ વિગેરે.

તથા ઉંઘમાં બેભાન અવસ્થા; ધણાની સેવા કરનાર; પાચનશક્તિ હોવા છતાં પેટમાં વ્યાધિ.

આ મનુષ્યને ઠીંગણો બાંધો, ફીક્કો ચ્હેરો, કાળા વાળ, પાતળું શરીર, સુંદર નાક ને ઝીણી આંખો હોય છે.

## સિંહગત બુધફલ. ૫ ( Mercury in Leo. )

દૃઢ, હુકમ કરનાર, યોજક અને વશ્યમન, દુરાગ્રહ સાથે મહાન અભિપ્રાય ને ગ્રહણ કરવાની શક્તિ,ઘણીજ ખાત્રી અને ધણોજ વિશ્વાસ, અને ઉચ્ચ વિચારોમાં પ્રતીતિ, વિશ્વાસુ, લોભી, ખંતીલા અને વળી અંતર્જ્ઞાનવાળી બુદ્ધિ.

દૃઢ મનવાળો, સીધે રસ્તે જનાર,માયાળુ, મોજમજાહ અને જાતિ સુખનો શોખિન, મહત્વની જગો ભોગવનાર, બીજાના ઉપર હુકમ કરવાની, વ્યવસ્થા કરવાની અને માર્ગ દર્શાવવાની શક્તિ. હુન્નર અને ધંધાને લગતા સાહસ ને યોજનાદ્વારા ધન લાભ; છોકરાં, સંગીત, કવિતા અને તેવા સુંદર હુન્નરનો શોખ. વિચારમાં ને વિચારમાં હોવાથી બીજી ફરજોને ભુલી જવાનો સંભવ, નોકર અથવા તાબેદારદ્વારા ઠગાઈ અથવા અપકીર્તિ. દવાથી ભય, છાતી ને આંતરડાની નબલાઈ.

આ મનુષ્યને મોટું કદ, રહેજ પાતળો બાંધો, મોટી આંખ, ગોળ મુખ, ફીક્કા ભુરા વાળ, પ્હોળું ને મોટું નાક હોય છે.

## કન્યાગત બુધફલ. ૬ ( Mercury in Virgo. )

સારી બુદ્ધિ, સારાસાર સમજ શક્તિ, વિદ્વાન, સાવધ, ડાહ્યો, ચપળ, અનુભવી; અંતર્જ્ઞાન ને ગુપ્ત વાતનો અંતર્ગત શોખ; ટીકાખોર, સંશયવાદ ને પ્રતીતિ થતા પહેલાં દરેક વસ્તુને યથાસ્થિત જાણવાની ઇચ્છા.

---

૫ अनृततासहितंविमतिंपरं । सहजवैरकरंकुरुतेनरम् ॥
युवतिहर्षपरंशशिनःसुतो । हरिगतोऽरिगतोक्षितिदु.खितम् ॥५॥

ખોટાં કામ કરનાર, ભાંડુના વૈરિ, સ્ત્રીઓને હર્ષ કરાવનાર વિગેરે.

૬ सुवचनानुरतश्चतुरोनरो । लिखनकर्मपरोहिवगोक्तिः ॥
शशिसुतेयुवतीचगतेसुखि । सुनयकामयनांयहवेष्टितैः ॥ ६ ॥

બોલનાર, લખનાર, ભાગ્યશાળી, વિગેરે.

શાસ્ત્ર ને વિદ્યાનો શોખ; સારી યાદદાસ્ત ને અનુભવી શકિત. સેક્રેટેરી, કલાર્ક ને બુદ્ધિ તથા માનસિક વલણવાળા ખાતામાં નોકર; એકી વખતે ઘણા વિષયોને શિખી શકનાર; તબીયત ખાતર મુસાફરી કરનાર, લખાણ, અભ્યાસ અને વાણીમાં વિજય; પેટનાં આંતરડાના દરદનો સંભવ.

આ મનુષ્ય ને ઉંચો બાંધો, પાતળું કદ, કાળા ભુરા વાળ. લાંબુ મુખ ને કાળી ને નાની આંખો હોય છે.

## તુલાગત બુધફલ.[૭] ( Mercury in Libra. )

શાંત અને નિર્મળમન, તુલના કરવાનો શોખ, નિર્ણય અને સંયમ, કેળવાયેલ મન, અને માનસિક વિસ્તૃત અને ઉદાર પ્રયોગોનો શોખ. બીજાની સાથે જોડાણમાં કેળવણીનાં કામ, લખાણ, વાંચન ને અભ્યાસ કરી શકનાર; જરૂરીયાતી ખાતર અથવા પોતાનીજ ઇચ્છાથી બીજા સાથે જોડાનાર, સગા કે ભાંડુ અથવા પોતાના કરતાં ઓછા પૈસાદાર સાથે લગ્ન. છોકરાં, મોજમજાહ અને કમ્પનીનો શોખ.

આ મનુષ્યને સમતોલ કદ, ભુરી આંખ ને લાલ દમામદાર ચ્હેરો હોય છે.

## વૃશ્ચિકગત બુધફલ.[૮] ( Mercury in Scorpio. )

ખંદો, તીવ્ર ને ટીકાખોર, મન સાવધ, વ્હેમી અને અવિશ્વાસુ; ગુઢ અને અજ્ઞાત વિષયોનો શોખ, માનસિક બળ અને જ્ઞાન મેળવવામાં હમેશ આતુર ( કે જે બળ ઇંદ્રિયોની પવિત્રતા હોય છે ત્યારેજ મળે છે. )

---

૭ अनृतवाग्व्ययभाक्खलुशिल्पविद्कुचरिताभिरतिर्बहुजल्पकः ॥
व्यसनयुङ्मनुजः सहिते बुधे । ऽत्रतुकयातुलयात्वसतायुतः ॥ ७ ॥

ખોટું બોલનાર, ખર્ચવાન, કારીગર, બડબડાટ કરનાર, વ્યસની વિગેરે.

૮ कृपणतातिरतिप्रणयभ्रमो । विहितकर्मसुखोपहतिर्भवेत् ॥
धवलभानुसुतेऽलिगतेक्षति । रत्वलसतोलसतोपिपवासुनः ॥ ८ ॥

કૃપણ, દુઃખી વિગેરે

કોઇ પણ માથે લીધેલ કાર્યમાં ખાસ ઝનુની, ચોકસાઇથી વિચાર કરનાર, મશ્કરો, બોલી મારનાર; વસ્તુનાં કારણો, ગુપ્ત શોધ ખોળ અને સંશયાત્મક વસ્તુઓના નિર્ણય કરવા માટે જમીન ઉપર જોઇ રહેનાર; ડીટેકટીવ, સર્જન, રસાયણ શાસ્ત્રી, સોલજર ને ધાતુઓ સંબંધી કામ કરનાર; મનોબળથી રોગ ટાળનાર; ભાઈ, બ્હેન કે સગાના મરણનો સંભવ.

આ મનુષ્યને ટુંકું શરીર ને પ્હોળા ખભા હોય છે.

## ધનગત બુધફલ. ૯( Mercury in Sagitarius. )

ભવિષ્યજ્ઞાની, ઉદાર ને લોભી મન કે જે નિરંતર સ્વતંત્ર અને ઉદ્ધત. દરેકમાં તત્વજ્ઞાન મેળવવાનો શોખ, વાણીની છૂટ, સાહસિક વલણ અને લાગણીવાળો. ન્યાયી, દીલોજાન ને જુના ધર્મનો તિરસ્કાર, છતાં ધર્મિષ્ઠ; એકી વખતે એક કરતાં વધુ અભ્યાસ અને ધંધા કરનાર, ધર્મ, તત્વજ્ઞાન ને શાસ્ત્રના લેખ લખનાર. સારી ને દૃઢ કેળવણી; બીજાના ભાગમાં લખનાર ને પુસ્તકો પ્રસિદ્ધ કરનાર; મુસાફરી, ઘોડેસ્વારી ને ચાલવાનો શોખિન; દવા અને અનાજના ધંધા તરફનું વલણ; કેળવણી, ભાઇ અને બ્હેન તથા નાની મુસાફરીઓ દ્વારા ત્રાસ.

આ મનુષ્યને ઉંચો બાંધો, સારો દેખાવ; પ્હોળાં હાડકાં, ભુરા વાળ, લાલ ચ્હેરો ને મોટું નાક હોય છે.

## મકરગત બુધફલ.૧૦( Mercury in Capricorn. )

યુક્તિબાજ, વ્હેમી ને ટીકાખોર મન, અસંતોષી છતાં નિરંતર અભ્યાસી ને સાવધ. ગંભિર અને કંજુસ સ્વભાવ કે જે મન જ્યારે ચંચળ ને ઉદ્યોગી હોય છે ત્યારેજ જણાય છે. શાસ્ત્રમાં બહુજ મન અને બુદ્ધિની સંપૂર્ણતા થવા ખાતર સખ્ત પ્રયત્ન સેવનાર.

---

૯ वितरणप्रणयो बहुवैभवः । कुलपतिश्च कलाकुशलो भवेत् ॥
शशिसुते त्रशरासनसंस्थिते । विहितया हितया रमयान्वितः ॥ ९ ॥
ઐશ્વર્યવાન, કળાવાન વિગેરે.

૧૦ रिपुभयेन युतः कुमतिर्नरः । स्मरविहीन नरः परकर्मकृत् ॥
मकरगे सति शीतकरात्मजे । व्यसनतः सततः कुरुपो भवेत् ॥१०॥
શત્રુઓથી ભય, દુર્બુદ્ધિ, વ્યસની, નપુંસક.

કોઇક ધંધાદ્વારા વિખ્યાતિ ને કીર્તિ મેળવનાર, મનોબલથી બીજાઓને અસરકરનાર; ગંભીર વિષયોનો અભ્યાસ કરનાર; નિશાળમાં ઇનામ અને માન મેળવનાર; ભાઈ અને બ્હેનોના કરતાં વધારે બુદ્ધિવંત, સરકારી નોકર, મેનેજર કે સત્તાધારી એજન્ટ; ધંધા ખાતર નાની મુસાફરીઓ કરનાર.

આ મનુષ્ય હલકો દેખાવ, પાતળું મુખ ને ભુરાવાળવાળો, પગથી પ્હોળો અથવા કવચિત્ લંગડો હોય છે.

## કુંભગત બુધફલ:૧૧(Mercury in Aquarius)

કેળવાયેલ અને અંતર્જ્ઞાની મન, વિશ્વાસુ અને ખંતીલો. પ્રવેશ કરવાની શક્તિવાળો. માનસિક પ્રકૃતિને તપાસવામાં ચાલાક અને ચારે બાજુ અવલોકન કરનાર. એકાગ્રતાવાળો ને સારગ્રાહી; વિચારોની અગાધ શક્તિ; અધ્યાત્મ જ્ઞાન અને મનુષ્યમાં દેવત્વના નાસ્તિકવાદનો શોખ.

સારી યાદદાસ્ત, શાસ્ત્ર, ભાષા, ને ધર્મને કેળવવાનું વલણ. બુદ્ધિવંત અને વિદ્વાન મિત્રો, ને તે દ્વારા લાભ; કમ્પનીમાં ભળવાનું વલણ. ફક્ત મુસાફરી ખાતર નહિ પણ કોઇક ધારેલા હેતુ ખાતર મુસાફરી; અંતર્જ્ઞાન અને અગાધ બુદ્ધિના પ્રયોગો.

આ મનુષ્યને અચોક્કસ કદ, સુંદર દેખાવ, કાળાવાળ ને ભરાવદાર મુખ હોય છે.

## મીનગત બુધફલ:૧૨ (Mercury in Pisces.)

શાંત, અસ્થિર, ને કાળજીવાળું મન. પીગળી જવાનું વલણ. જરૂરીયાતી માટે મનની અનુકુલતા, સ્મરણ શક્તિ, વિચારમાં ગંભીરતાની ખામી: બુદ્ધિના કરતાં વધારે સમજુ મન. અનહદ ગ્રાહ્ય શક્તિને લીધે સ્હેલાઇથી યોગ જ્ઞાનમાં ભળી જવાનો સંભવ.

---

૧૧ गृहकलिकलशेशशिनंदने । वितनुतेतनुतांननुदीनताम् ॥
धनपराक्रमधर्मविहिनतां । विमतितामतितापितशत्रुभिः ॥ ११ ॥

ગૃહકલેશ, શત્રુઓથી પીડા; ધન, પરાક્રમ અને ધર્મથી રહિત.

૧૨ परधनाधिकरक्षणतत्परो । द्विजसुरानुचरोहिनरोभवेत् ॥
शशिसुतेपृथुरोमसमाश्रिते । सुवदनाव[illegible]नुविलोकनः ॥ १२ ॥

દેવ બ્રાહ્મણ પૂજક, પરધનનું રક્ષણ કરનાર, વિગેરે.

ન્યાયી, મોટાઈથી ભરેલ, સારો, ને સુશીલ સ્વભાવ; ડીટેકટીવ અને પૃથકકરણુ કરવાની શક્તિ. શાંતિથી, ચાલાકીથી તથા ગુપ્ત રીતે કામ કરવાની શક્તિ. બોલવામાં ને લખવામાં મુસદ્દીપણું. સંગીત અને કવિતાનો શોખ; સેવા, ચાકરી, દવા, ઝેર અને હોસ્પીતાલને લગતા ધંધાદ્વારા લાભ. બે અભ્યાસ અને બે ધંધા સાથે કરવાની શક્તિ.

આ મનુષ્યને નીચો બાંધો, ભુરા વાળ, પાતળો ચ્હેરો, માંદો દેખાવ ને શરીરે વાળ હોય છે.

## સારાંશ.

આ પરિચ્છેદમાં બુધનું દ્વાદશ રાશિ પરત્વે ફલ વર્ણવામાં આવેલું છે. તે દરેક મનુષ્યે જો પોતાની કુંડળી હોય તો તે ઉપરથી અથવા તે ન હોય તો જન્મની સાલના પંચાંગ ઉપરથી બુધ જન્મ સમયે કઈ રાશિમાં ભમે છે તે જાણીને પોતાનું ફલ જાણી લેવું.

આ ગ્રહને માટે કોષ્ટક કે નિયમ થઈ શકે તેમ નથી.

આ ગ્રહ બુદ્ધિનો ગ્રહ હોવાથી જો એ રૂલર તરીકેનો હોય છે તો સંપૂર્ણ રીતે અને રૂલર તરીકે ન હોયતો સામાન્ય રીતે ઉપર વર્ણવેલું ફળ આપે છે;ને તે માનસિક શક્તિને વધુ અસર કરે છે.

## દ્વાદશ રાશિગત બુધફલ.

મેષ—લોભી, જુઠ્ઠો, ચોર, હાજર જવાબી, અઠંગ બોલનાર ને નાટક બાજ.
વૃષ—બોલકણો, પોતાનીજ મોજ મજાહ જોનાર ને ઘણોજ હાઠડીઓ.

મિથુન—ઘણોજ ઉતાવળો ને વિદ્વાન, વકતા, હુન્નર ને કળાનો શોખિન, વાંચનને લખાણુનો શોખિન.

કર્ક—અસ્થિર, વિચારવંત, અસંભવિત ને સખ્ત લખાણુ કરનાર.
સિંહ—ઉતાવળો, ગરબડ કરી મુકનાર, અભિમાની ને લોભી.

કન્યા—ઉતાવળો, ચંચલ, વિદ્વાન, કેળવાયેલ, વક્તા, સ્વાર્થિ ને ભાષાજ્ઞાની.

**તુલા**—ઉમંગી, ચાલાક, ચપળ, હસમુખો, વાક્ય ચતુર, વિદ્યા ને હુન્નરનો શોખિન.

**વૃશ્ચિક**— જુઠ્ઠો, દારૂડીઓ, પીનાર, ચોર, દુર્ગુણી, દવા ને દારૂના જ્ઞાનવાળો.

**ધન**—ઉતાવળીયો, વિદ્વાન, ધાર્મિક ને મુસાફર.

**મકર**—ચીઢીયો, ચંચલ, ઉતાવળો ને અંદરથી આગળ વધનાર.

**કુંભ**—શોધક બુદ્ધિ, વિદ્યા ને હુન્નરનો શોખ; હાજર જવાબી, ઉંડી સમજ શકિત, અને મહાન વિદ્વાન.

**મીન**—બેવકુફ, દારૂ પીનાર ને અસ્વસ્થ.



## परिच्छेदः २४.  Chapter XXIV.

### દ્વાદશ રાશિગત રાહુ કેતુ ફલ.

રાહુ કેતુ ગ્રહો નથી, પણ પૃથ્વીની ઉત્તર દક્ષિણ છાયાનાં કલ્પિત બિન્દુઓ છે; " भूभामेव राहुं वदन्ति " જેને ઇંગ્રેજી પંચાંગોમાં Moons Node's કહે છે. આ ગ્રહોનાં ફળનું અવલોકન પાશ્ચિમાત્યોના કરતાં પૌર્વાત્યોએ વિશેષ કરેલ હોય એમ સમજાય છે; તે ગ્રહો રાશિ પરત્વે જે ફળ આપે છે તેના કરતાં કુંડલીના સ્થાન પરત્વે વિશેષ ફળ આપતા હોય એમ સમજાય છે.

### મેષગત રાહુ કેતુફલઃ

રાહુ—ધાતપાતાદિક છૂવંત, સ્વતંત્ર, મિજાજી, વિષયી, વ્હેમી, ને ઉદ્ધત.

કેતુ—રોગી ને સ્હેજ કુટુંબ કલેશી.

### વૃષગત રાહુ કેતુ ફલ.

રાહુ—ધનાઢ્ય, દાંત રોગી, સ્ત્રી કે કુટુમ્બથી પીડિત, ધન વ્યયકારી.

કેતુ—સુઘડ ને સુવક્તા.

### મિથુનગત રાહુ કેતુ ફલ.

રાહુ—પરાક્રમી, વિજયી, પાડોશી ને ભાંડુથી દુઃખી.

કેતુ—સુખી, આનંદી ને વૈભવી.

### કર્કગત રાહુ કેતુ ફલ.

રાહુ—માતા પિતાથી દુઃખી, વારંવાર રહેઠાણ બદલનાર, વાહન વાળો ને વિજયી.

કેતુ—માતાથી દુખી ને સ્થાનક બદલનાર.

### સિંહગત રાહુ કેતુ ફલ.

રાહુ—ઉદ્ધત, સંતાનથી દુખી, સ્ત્રી કે વૈભવથી ઉપાધિ ને ચિંતાવંત

કેતુ—પેટમાં વાયુ ઉપાધિ ને બુદ્ધિ ભ્રંશતા.

## કન્યાગત રાહુ કેતુ ફલ.

રાહુ—નોકર ચાકર વર્ગથી ઉપાધિ છતાં રોગ શત્રુનાશ ને બળવાન.

કેતુ—મુશાળ પક્ષમાં હાનિ, અથવા પશુ વર્ગથી પીડા.

## તુલાગત રાહુ કેતુ ફલ.

રાહુ—સ્ત્રી, કોર્ટ કે સહીયારાથી ઉપાધિ, અથવા ખોટા વ્હેમ.

કેતુ—જળઘાત, પ્રયાણમાં ચિંતા ને સ્ત્રી પીડા.

## વૃશ્ચિકગત રાહુ કેતુ ફલ.

રાહુ—ગુહ્ય કે ગુદારોગ, જ્ઞાતિ કલહ; સ્વજન નિંદિત.

કેતુ—ગુદા પીડા કે અર્શ રોગ; દ્રવ્ય નાશ.

## ધનગત રાહુ કેતુ ફલ.

રાહુ—ધર્મમાં નાસ્તિક વાદ છતાં દયાળુ ને ગુણી.

કેતુ—તીર્થ યાત્રા કરનાર ને મ્લેચ્છાદિકથી સુખી.

## મકરગત રાહુ કેતુ ફલ.

રાહુ—હમેશાં મ્લેચ્છથી સુખી, રાજદ્વારી, માતા પિતાથી પીડિત, ને કામી.

કેતુ—માતા પિતાથી દુખી; વાહન પીડા.

## કુંભગત રાહુ કેતુ ફલ.

રાહુ—અભિમાની, મ્લેચ્છાદિકથી સુખી, ધૂર્તતાથી ધન કમાનાર.

કેતુ—ભાગ્યવંત, વિદ્વાન ને સુરૂપ.

## મીનગત રાહુ કેતુ ફલ.

રાહુ—દીનતા, પાર્શ્વ શૂલરોગી; દુષ્ટ સંગતિ.

કેતુ—ગુહ્ય, ગુદા ને નેત્ર પીડા; રોગ શત્રુનાશ.

---

## સારાંશ.

આ પરિચ્છેદમાં રાહુનું સામાન્ય ફળ આપેલ છે; જે પોતાના જન્માક્ષર હોય તો તે ઉપરથી અગર પંચાંગની મદદથી તેમાંથી રાહુની રાશિ સમજી લેઈ તે ઉપરથી સાયન કરી પોતાનું ફળ વાંચી લેવું.

રાહુ દરેક રાશિ ફરવાને ૧૮ માસ લેછે; તેથી ચાલતો રાહુ સમજી લેઈ પોતાના જન્મનાં જેટલાં વર્ષ થયાં હોય તેને ( ૧ા ) થી ભાગ લેઈ વિલોમ રાશિ ગણી લેવી. આશરાની રાશિ માટે જુઓ ટીપ+

## રાહુ રાશિ તથા સાલ દર્શક કોષ્ટક.

| | | | | |
|---|---|---|---|---|
| કર્ક. | ૫૧—૫૨ | ૭૦—૭૧ | ૮૮—૮૯ | ૭—૮ |
| મિથુન. | ૫૩—૫૪ | ૭૧—૭૨ | ૯૦—૯૧ | ૮—૯ |
| વૃષ. | ૫૪—૫૫ | ૭૩—૭૪ | ૯૧—૯૨ | ૧૦—૧૧ |
| મેષ. | ૫૬—૫૭ | ૭૪—૭૫ | ૯૩—૯૪ | ૧૨—૧૩ |
| મીન. | ૫૭—૫૮ | ૭૬—૭૭ | ૯૫—૯૬ | ૧૩—૧૪ |
| કુંભ. | ૫૯—૬૦ | ૭૭—૭૮ | ૯૬—૯૭ | ૧૫—૧૬ |
| મકર. | ૬૦—૬૧ | ૭૯—૮૦ | ૯૮—૯૯ | ૧૬—૧૭ |
| ધન. | ૬[illegible]—૬૩ | ૮૧—૮૨ | ૯૯—૦૦ | ૧૮—૧૯ |
| વૃશ્ચિક. | ૬૪—૬૫ | ૮૨—૮૩ | ૧—૨ | ૧૯—૨૦ |
| તુલા. | ૬૫—૬૬ | ૮૪—૮૫ | ૨—૩ | ૨૧—૨૨ |
| કન્યા. | ૬૭—૬૮ | ૮૫—૮૬ | ૪—૫ | ૨૨—૨૩ |
| સિંહ. | ૬૮—૬૯ | ૮૭—૮૮ | ૫—૬ | ૨૪—૨૫ |

કોષ્ટકમાં પ્રથમ રાહુ ભ્રમણ રાશિ લખી છે, ને જ્યાં એકજ વખત સાલ આવે છે તે લગભગ આખી શાલમાં તે રાશિમાં રાહુ જાણવો અને જ્યાં આગળ કે પાછળ મળીને બે વખત સાલ લખાઇ છે ત્યાં તે શાલના વર્ષમાં આગળ કે પાછળ રાહુ આશરે અડધું વર્ષ તે રાશિમાં ભમે છે એમ માનવું. આ કોષ્ટક આશરાથી કલ્પેલ છે; કેતુ તેનાથી હમેશ સાતમી રાશિમાં હોય છે.

---

+ સંવતના ઉપલા આંકને " ૭ " થી ગુણી તેમાંથી આખા સંવત્નો " ૩૬ " મો ભાગ બાદ કરવાથી ભાજ્ય આવે, તે વૃશ્ચિકથી વિલોમ નિરયન રાશિ જાણવી; સાયન કરવાને બાવીશ અંશ ઉમેરવા.

## परिच्छेदः २५. Chapter XXV.

### દ્વાદશ સ્થાનગત ચંદ્રફળ.

### " Moon in Twelve Houses. "

#### પ્રથમ સ્થાનગત ચંદ્રફળ:

પહેલા સ્થાનમાં રહેલ ગ્રહો ઉદિત કહેવાય છે. ને તેનું સ્પષ્ટ ફળ પ્રથમ ( ૧૪ ) મા પરિચ્છેદમાં ગ્રહ પરત્વે આપેલછે.

#### પાશ્ચિમાત્ય.

**Fondness for rambling & travel.**

આ મનુષ્યો સુશીળ, શાંત, સીધા રસ્તાના, બ્હીકણ, વિનયી, લાગણીવાળા, અસ્થિર, મુશાફરીના શોખિન, કલ્પના શક્તિવાળા, સંકલ્પ વિકલ્પ સેવનાર, સ્ત્રીઓદ્વારા માન તથા લાભને મેળવનાર, કમ્પની અને મિત્રતાના શોખિન, પરોપકારી, ઉદાર, માયાળુ અને પબ્લીક તથા હલકા લોકોના પ્રસંગદ્વારા સુખી હોય છે. આ યોગ દ્રવ્યના સંબંધમાં સાવધાનતા આપે છે, ને દ્રવ્યની તૃષ્ણા બતલાવે છે; તથા મનના ઉપર બહુજ અસર કવચિત્ કરી ચિત્ત વિભ્રમતા અથવા સ્વપ્નાવસ્થા વિગેરે બતલાવે છે. જો તે અગ્નિતત્વ રાશિમાં રહેલ હોય છે તો તે લોભ, અને જળતત્વ રાશિમાં રહેલ હોય છે તો પ્રવાહી પદાર્થદ્વારા જલ ઘાત વિગેરે ભયને બતલાવે છે. મેષ રાશિમાં લોભી અને ભ્રમિત ચિત્ત-વાળો તથા વૃશ્ચિક કે મકર રાશિમાં પીવાની ચીજનો દારૂનો) શોખિન, આળસુ, વ્યભિચારી, બેઆબરૂ, બેશરમ, ને નીચ સોબતી; તથા મિથુન કન્યા તુલા ને કુંભ રાશિમાં વિદ્યાનો શોખિન, ભવિષ્ય વાદી અને શાસ્ત્ર જ્ઞાની હોય છે: તથા વૃષભ રાશિમાં દઢ ને સારા સ્વભાવવાળો હોયછે.

#### પૌર્વાત્ય.

જેની કુંડળીમાં પ્રથમ ભાવમાં કર્ક, વૃષભ અને મેષ રાશિમાં ચંદ્ર હોય છે, તેઓ નીતિવાન્, રૂપવાન, સુખી, ધનવાન, ભોગી ને ગુણવાન હોય છે; તથા બીજી રાશિઓમાં અથવા પાપગ્રહયુકત હોય છે તો ઉન્મત્ત, નીચ, બ્હેરો, વિકલ, બોબડો, દેહ દુઃખી, જડ અને દરિદ્ર હોય છે,

+આ ગ્રહ ધનવાન્, સુરૂપવાન્ બુદ્ધિશાળી ને સુખી બનાવે છે, તથા

---

+कर्कगोऽर्यवृषगस्तनुगः सुरूपवान् ॥
सुखीः शीनरोमवधिरोमगश्चतसृहि ॥ १ ॥

# ॥ चतुर्थ विभागः ॥ SECTION D.

## દ્વાદશ ભાવ ગત ગ્રહફળ. *

### " Planets in Houses. "

બીજા તથા ત્રીજા વિભાગમાં ગ્રહોનું રાશિગત સ્પષ્ટ ફળ આપ્યા-બાદ હવે આ ચતુર્થ વિભાગમાં ગ્રહોનું દ્વાદશ ભાવગત ફળ આપવામાં આવેલ છે. રાશિમાં ગ્રહો જે ફળને ઉત્પન્ન કરે છે તે સામાન્ય રીતે તે રાશિ જ્યાં સુધી રહે ત્યાં સુધીના સમગ્ર સમય તથા દરેક વ્યકિતને માટે સામાન્ય રીતે એકજ હોય છે. તેથી તે સામાન્ય ફળ ગણાય છે; છતાં પણ રાશિગત ગ્રહ + તથા * દૃષ્ટિ પરત્વે ઉદ્ભવેલ ફળ-દ્વાદશ સ્થાન ગત ગ્રહ ફળમાં ન્યૂનાધિકતા અથવા રૂપાંતર કરે છે અને મેષાદિ રાશિગત ગ્રહ જાણે સ્થાનગત ફળ આપે છે એમ માની મેષ ને પ્રથમ સ્થાન, ને વૃષ ને દ્વિતીય સ્થાન કલ્પી દરેક ગ્રહનું ફળ સાથે સાથે વાંચવું.

પણ જન્મભૂમિ ને જન્મસમય પરત્વે ઉત્પન્ન થતી કુંડળીમાં તો દ્વાદશ રાશિ દ્વાદશ સ્થાનમાં એક દિવસમાં ફરી વળે છે; અને તેથી સ્થાન ગતફળ, રાશિગતફળ કરતાં વધારે બળવાન ને સૂક્ષ્મ ગણાય છે; ને જ્યોતિષીઓ પણ તેનેજ મુખ્ય જોવામાં લેછે. આ વિભાગમાં દરેક ગ્રહોના દરેક સ્થાન પરત્વે પાશ્ચિમાત્મ તેમજ પૌર્વાત્ય રીતિથી ભિન્ન ભિન્ન ફળને વર્ણવેલ છે, પણ દરેક ગ્રહ કુંડળીમાં કયા સ્થાનનું ફળ આપેછે તે નક્કી કરવાને માટે દરેક ગ્રહના શીલ[1], રાશિ[2], દૃષ્ટિ[3] તથા સ્થાનના ફળ[4] ને લક્ષ્યમાં લેઇ થયેલ અનુભવો સાથે મેળવવાં, અને પછીથી દરેક ગ્રહસ્થાન પરત્વે પોતાને માટે શું ફળ આપ્યા જાય છે તે જોયાં કરવું, ને તે ફળને પોતાનાથી બનતો પુરૂષાર્થ કરી પોતાને અનુકુળ બનાવવું એટલે કે વિરૂદ્ધ ફળમાં સાવધાનગીરી રાખી તેનાથી દૂર રહેવું, અને અનુકુળ ફળને પ્રયત્નથી સેવી તેનો લાભ લેવો.

---

* नचेत्स्वेचराःस्थापितैःकिंभचक्रे । निचेत्स्पष्टगाःस्थापितैःकिंग्रहेन्द्रैः ॥
अभावोदिताःस्पष्टिताःकाग्रहेतुः । फलैरेवपूर्वं बवेतानितस्मात् ॥ १ ॥

+ જુઓ વિભાગ ૨—૩. * જુઓ વિભાગ ૫.

૧ ગ્રહશીલ માટે જુઓ પરિચ્છેદ ૩. ૨ રાશિગત ગ્રહફળ માટે જુઓ વિભાગ ૨—૩. દૃષ્ટિફળ માટે જુઓ વિભાગ ૫. ૪ સ્થાન ફળ માટે વિભાગ ૪.

જો ચંદ્રમા નીચનો, કે શત્રુના ઘરનો, શત્રુની દ્રષ્ટિવાળો અથવા ક્ષીણ હોય તો મનુષ્ય દરિદ્ર, કુરૂપ, દુર્બલ વિગેરે ઉલટા ફળ વાળો હોય છે.

# દ્વિતીયસ્થાનગત ચંદ્રફળ.

## પાશ્ચિમાત્ય

Success in life and acquisition of riches.

મુખ્યત્વે ગુરૂ, શુક્ર કે બુધની શુભ દ્રષ્ટિમાં બીજા સ્થાનમાં રહેલ ચંદ્રમા જીંદગીમાં વિજય તથા ધન સંચય,અને અશુભ દ્રષ્ટિમાં ગરીબાઇ અથવા ધનની ચિંતા કે કષ્ટ આપે છે. ઉચ્ચનો ચંદ્રમા ધનાઢ્ય બનાવે છે,વૃશ્ચિક તથા મકર રાશિનો ધનથી દુઃખી કરી તે સંબંધી ઉપાધિઓને લાવે છે; અને બીજી રાશિઓમાં સાધારણ ફલને આપે છે.

ધનની સ્થિતિ વધઘટવાળી હોય છે, માતૃપક્ષ, સ્ત્રીઓ અને હલકા મજુર પક્ષ દ્વારા, અથવા ચંદ્રમાની આશ્રિત રાશિ *શીલ સૂચક વસ્તુઓ દ્વારા ધન પ્રાપ્તિ થાય છે, આ યોગ સામાન્ય રીતે જળ અથવા પ્રવાહી પદાર્થને લગતા ધંધાદ્વારા અથવા મોટા લોકો અને સ્વલ્પ સમૂહના કરતાં પબ્લીક અને બ્હોળા જનસમાજના પ્રસંગવાળાં કારખાના કે ધંધાદ્વારા લાભ તથા વિજય બતલાવે છે. નોકરીથી સુખ અનેધનની બાબતમાં ડહાપણ તથા કંજુસાઇ આપે છે.

## પૌર્વાત્ય.

બીજા સ્થાનમાં રહેલ પૂર્ણ ચંદ્રમા શરીરે અતિ સુખી, ચંચલ, ધનાઢ્ય, વિનયી, રૂપવાન, કુટુમ્બ પ્રતિ તુચ્છ બુદ્ધિ ને વિષયી બનાવે છે, તથા ક્ષીણ ચંદ્રમા પોતાના બળના પ્રમાણમાં ન્યૂનાધિકતા આપે છે, ને ક્વચિત્ મુખ ઉપર તિલ વિગેરે લાંછન બતલાવે છે.

⊕ આ મનુષ્ય વિશેષ ધનવાન્, મીઠી વાણીવાળો અને સૌને પ્રીય અને દરેક કાર્યમાં વિજયવંત, ને બળવાન એટલે મિત્રના ઘરનો, ઉચ્ચ-નો સ્વગૃહી વિગેરે હોય તો બહુજ લાભકારી ગણાય છે.

---

* રાશિશીલ માટે જુઓ પરિચ્છેદ ૪.

⊕ कमर्थवान्धनालये धनीवमोवदा भवेत्
विहूतकोमरोभवे मुकान्वितो यकोनरः ॥ २ ॥

# ત્રતીય સ્થાનગત ચંદ્રફળ.

## પાશ્ચિમાત્ય.

Many short journeys; help from brethren & neighbours; inclination for science.

ઘણી નાની ( રેલ્વે કે ગાડીની ) મુસાફરીઓ; ભાંડુ અથવા પાડોશી દ્વારા મદદ; શાસ્ત્રી તથા ગુપ્ત વિદ્યા તરફનું વલણ; ઘણા વિષયોની શોધ કરવાની ઇચ્છાવાળું ઉપલક પણ ચાલાક મન; બુદ્ધિના કરતાં વધુ કલ્પના શક્તિ, ને તે બન્ને કરતાં વધુ તરંગ; તે ચંદ્ર અસ્થિરતા, બહુજ વિચિત્રતા આતુરતા, ને જાહેર જીંદગીનો શોખ પણ આપતા છે. શુભ દ્દષ્ટિમાં કેળવણી અને માનસિક શક્તિ વધારે છે, તથા લખાણ દસ્તાવેજો અને સગાંથી સુખી કરી તે દ્વારા લાભ આપે છે, અશુભ દ્દષ્ટિમાં તે તે બાબતો × દ્વારા કષ્ટ વા હાનિ બતલાવે છે.

ચંદ્રમા ગ્રહોની શુભ દ્દષ્ટિમાં નીચે પ્રમાણે ફળને આપે છેઃ— નેપચ્યુન, તીવ્ર બુદ્ધિ; હર્શલ, અદ્ભૂત વિચિત્રતા અથવા તીક્ષ્ણ કલ્પના શક્તિ; શનિ, માનસિક ગુણોની દ્દઢતા ને ડહાપણ; ગુરૂ, વ્યવહારિક વલણ ને સુજનતા; મંગળ, સાહસનો શોખ; રવિ, અખંડતા અને માનસિક શક્તિ; શુક્ર, સુધરેલ મન; બુધ, બુદ્ધિની તીક્ષ્ણતા.

## પાર્વાત્ય.

ત્રતીય સ્થાનમાં રહેલ ચંદ્રમા પાપી, ગર્વિષ્ઠ, કૃપણ, અલ્પ બુદ્ધિ, બંધુજનના આશ્રયવાળો, દયા ને ભયથી રહિત, પરાક્રમથી ધન પેદા કરનાર, સ્ત્રીઓને રંજન કરવા છતાં તપસ્વી જેવો, ધર્મથી ઉજ્વલ કીર્તિવંત, ભાંડુથી સુખી, ધનાઢ્ય, દયાળુ, સુશીલ, શાસ્ત્ર ને કાવ્યનો શોખિન બનાવે છે. પણ પાપ ઘરમાં બહુ બોલકણો, ભાંડુહીન અને શત્રુમૂર્તિ બનાવે છે.

+ આ મનુષ્ય હમેશ બળવાન્, સંતોષીને સત્કર્મ કરનાર હોય છે.

---

× ત્રીજાભાવ સૂચક વસ્તુ માટે જુઓ પત્ર ૯૧.

+ कर्मविलास बाल्ये नरोहिवा सुरोगतः ॥
सदाबलिष्ठ सावितः सुकर्मकृत् यशाभवेत् ॥ १ ॥

## ચતુર્થ સ્થાનગત ચંદ્રફળ.

### પાશ્ચિમાત્ય.

Many changes of residence; success in land; & competence.

રહેઠાણમાં ઘણા ફેરફાર; જમીન, ઘર, મીલ્કત કે ખેતીમાં વિજય, ને તે દ્વારા લાભ; છેવટની જીંદગીમાં ઘણા ફેરફારો વાળી સ્થિતિ અને રહેઠાણો.શુભ દૃષ્ટિમાં હોય તો સંસારી સુખ,દુઃખના સમયમાં કાર્ય કુશળતા; છેવટની જીંદગીમાં સુખ, વારસાનો લાભ અને માબાપ પૈકી એક અથવા બન્ને દ્વારા કીર્તિનો ઉદય કર્તા છે. આ યોગ દત્તકપણાને અથવા ગૃહના વાતાવરણમાંથી જલદીથી છુટાપણાને ઘણી ખરી વખત બતલાવે છે. અશુભ દૃષ્ટિમાં–તે તે બાબતો દ્વારા હાનિ કે ત્રાસ; ચંદ્રમા દૃષ્ટિમાં; હર્શલ વડે હોય તો, અચાનક કમનશીબ, સંસારી ઉપાધિઓ: શનિવડે, નિરાશા અને ગરીબાઇ; મંગળવડે, સાહસિક કૃત્યો દ્વારા કમનશીબ; રવિ કે બુધ વડે, ચોરીથી હાનિ વા ઠગાઇ બતલાવે છે.

### પૌર્વાત્ય.

ચતુર્થ સ્થાનમાં રહેલ ચંદ્રમા જલાશ્રયથી ઉત્પન્ન થતો લાભ, ખેતી વાહન ને સ્ત્રી સંતાન સુખ તથા સંતોષ, દેવ બ્રાહ્મણ ભક્તિ, ને હમેશ રાજ્ય દ્વારી કાર્ય આપે છે; તે પ્રથમાવસ્થા કરતાં છેલ્લી અવસ્થા વધુ સુખી બનાવે છે, ને તે બહુજ જમીન કે મીલ્કતથી યુકત, મિત્રનું કલ્યાણ કરનાર, સ્ત્રીઓને પ્રીતિ કર્તા, ને સ્હેજ હમેશ રોગી હોય છે.

× આ મનુષ્ય ઘણોજ પુણ્યાત્મા, દાનેશ્વરી, મનુષ્યમાં ઉપરી અથવા ઓહ્દેદાર, ચિત્તમાં વધારે મલિન, પંડિત અને સુંદર ભાગ્યવાળો હોય છે.

## પંચમ સ્થાનગત ચંદ્રફળ.

### પાશ્ચિમાત્ય.

Many children & successful ventures.

મુખ્ય ત્વે કર્ક કે મીનમાં ઘણાં છોકરાં ને તે તરફ અગાધ પ્રેમ,નાનાં બાળકે તરફનો શોખ ને પ્રેમનું વલણ,મ્હોજમજાહ;વૈભવ,આનંદ,રમત ગમત,કમ્પનીનો

---

* ચતુર્થ ભાવ સુચક વસ્તુઓ માટે જુઓ પત્ર. ૯૨

× कमच गेहगः [illegible]कंवः प्रभुः

भवेत्पर[illegible]मलिनो तदा बुधःसुभाग्यवान् ॥ ४ ॥

શોખ;અસ્થિર પ્રેમ;સટ્ટા ને સાહસ તરફનું મજબૂત વલણ,સ્ત્રીઓ,જુગાર ને શરતોનો શોખ.શુભ દ્રષ્ટિમાં ઉપલી બાબતો દ્વારા* વધુ લાભ ને વિજય; તથા અશુભ દ્રષ્ટિમાં તે તે બાબતો દ્વારા હાનિ વા ત્રાસ અથવા ક્વચિત્ કાવતરાં બતલાવે છે.

આ યોગ કીર્તિવંત અથવા નિંદિત બાળક તથા યુગળ રાશિમાં યુગલ પ્રજા આપે છે; અને છોકરાં સાથેનો વિચિત્ર પ્રકારે ગાઢ સંબંધ બંધાયેલો રાખે છે.

## પૌર્વાત્ય.

પંચમ સ્થાનમાં રહેલ ચંદ્રમા જીતેન્દ્રિય, સત્યવાણીવંત, પ્રસન્ન, ધનાઢ્ય, આપ્ત વર્ગથી સુખી, સંગ્રહ કર્તા, સુશીલ, સંતોષ પૂર્વક સંતાન થી સુખી, નિર્મળ મતિવંત, વ્યાપારથી બહુ લાભવંત, ભૂમિ તથા રત્ન સંચયવાળો તથા સ્ત્રીઓને વશ્ય કરનાર હોય છે; પણ જો ક્ષીણ કે પાપ અને શત્રુ ગૃહનો ચંદ્ર હોય છે તો તે દુ:ખી ને પુત્ર વિનાનો બનાવેછે.

× આ મનુષ્ય વિશેષ રૂપવાન્, તેજસ્વી, સવારીવાળો, સાવધાન, ચિત્ત વિનાનો અને શીળ યુક્ત હોય છે.

# ષષ્ઠ સ્થાનગતચંદ્રફળ.

## પાશ્ચિમાત્ય.

Not good for health.

આશ્રિતરાશિ ને દૃષ્ટિના પ્રમાણમાં તનદુરસ્તી માટે ખરાબ ( સ્ત્રીઓ માટે ખાસ ), બેચેની; લાંબી મુશાફરીઓનું પ્રથમથી દિગ્દર્શન; ચાકરો ને હલકી સ્થિતિ દ્વારા લાભ, શેઠાઈ કરતાં નોકરી માટે સુખદાયી; ચંદ્રાશ્રિત રાશિ શીળ સૂચક ⊕ વસ્તુઓના ધંધા દ્વારા શુભ દૃષ્ટિમાં લાભ, અને અશુભ દૃષ્ટિમાં, હાનિ વા ત્રાસ; દ્વિસ્વભાવ રાશિમાં, ક્ષય અને છાતીના દરદનો ભય; સ્થિર રાશિમાં, પથરી કે બ્રોન્કાઈટીશ; ચરરાશિમાં, આંતરડા ને પેટની અવ્યવસ્થા ફક્ત અશુભ દૃષ્ટિમાં સૂચવે છે.

આ સ્થાનમાં ચંદ્રમા સામાન્ય રીતે ફેરફારો અને અનિશ્ચિત કારણોને લીધે મુખ્યત્વે બાલ્યાવસ્થામાં માંદગી આપે છે, અથવા જો ઘણોજ પીડિત હોય છે તો બાળરિષ્ટ પણ કરે છે.

---

× પંચમ ભાવ સૂચક વસ્તુઓ માટે જુઓ પત્ર ૯૩.

× कर्मर्यदेवगेहगः सुशुक्लक भवेश्वरः ॥
बलान्वितोहिपादकी नदिव्पिग्रमंकामगः ॥ ५ ॥

⊕ રાશિ શીળ માટે જુઓ પરિચ્છેદ ૪.

અશુભ દૃષ્ટિમાં—રવિ કે હર્શલથી હોય તો; અપચો; મંગળથી, સોજા; શનિથી, લાંબા દરદો; શુભ દૃષ્ટિમાં તનદુરસ્તી સુધારે છે. આ યોગ મોટાં કુટુમ્બોમાં નોકરી કરવાથી લાભ અને સુખ બતાવે છે: તથા હલકાં, પ્રવાડી કે અસ્થિર પ્રકૃતિવાળાં કાર્યોદ્વારા વિજય બતાવે છે; ને ધંધા દ્વારા જાહેરમાં આવવાની મજબૂત ઇચ્છા આપે છે.

### પૌર્વાત્ય.

છઠ્ઠામાં રહેલ ચંદ્રમા અપચો, નિર્દયતા, ક્રૂરતા, નિષ્ઠુર ચિત્ત, અત્યંત રીસ ને અનેક શત્રુઓ, વિગ્રહમાં વિજય છતાં વારંવાર શત્રુની ઉત્પત્તિ; મુશાળ પક્ષ મધ્યમતા, તથા વ્યાધિ ને દુઃખ આપે છે;અને ઉચ્ચનો હોય છે તો સુખી બનાવે છે.

+આ મનુષ્ય હમેશ ચિંતાવાળો અથવા રોગથી દુઃખી, કરૂપવાન્, દુર્બળ તથા રોગથી પીડિત હોય છે.

## સપ્તમસ્થાનગત ચંદ્રફળ.

### પાશ્ચિમાત્ય.

Success in marriage and partnership,

શુભ દૃષ્ટિમાં:—લગ્નમાં વિજય, ને વૈવાહિક સુખ; કાયદામાં અને ભાગીદારીમાં વિજય; મુસાફરીઓ અને રહેઠાણમાં ઘણા ફેરફારો; લોક પ્રશંસા ને માન, વ્યવહારૂ વિજય, લગ્ન કિંવા ભાગીદારી દ્વારા ધન લાભ: અશુભ દૃષ્ટિમાં: ઉપલી વસ્તુઓ ×દ્વારા ઉપાધિ વા હાનિ છે. સ્ત્રીઓની કુંડલીઓમાં લગ્નમાં વિચિત્ર અનુભવો બતાવે છે, ને ધણીનો સ્નેહ અસ્થિર હોય છે.

આ યોગ ઘણું કરીને વ્હેલું લગ્ન કરાવે છે, ને જો દૃષ્ટિ વિનાનો એકલોજ સાતમે હોય છે તો ખાસ ( ૨૪ ને ૨૮ )ની વચમાં લગ્ન થાય છે. તથા ધણી કે ધણીઆણી ફેરફારોના શોખિન અને અસ્થિર પ્રેમવાળાં હોય છે. અશુભ દૃષ્ટિમાં, લગ્નમાં શોક પરિણામ અથવા ભાગીદાર (સ્ત્રી કે પુરૂષ)નું વ્હેલું મરણ થાય છે.

---

× સાતમા ભાવસૂચક વસ્તુઓ માટે જુઓ પત્ર ૯૫

+ काकोदिविपक्षपक्षपीडितोहिपद्मजाकक् ।
कातरःकमभवेद्विरोगवानरःसरुक् ॥५॥

### પૌર્વાત્ય.

સાતમે રહેલ ચંદ્રમા મનુષ્યને મહાભિમાની, કામી, ક્ષીણ દેહવંત, કવચિત્ વિનય ને ધનથી હીન બનાવે છે, તથાપિ સારી સ્ત્રી ને પરદેશ તથા વ્યાપારથી ધનલાભ;અને સ્ત્રીઓમાં ને મિષ્ઠાન્નમાં પ્રીતિ આપે છે.પણ જો ચંદ્રમા પાપ ઘરમાં કે પાપ દ્રષ્ટિમાં હોય છે તો તેની સ્ત્રી રોગી હોય છે.

+ આ મનુષ્ય નિરોગી, ધન પેદા કરનાર, સુંદર રૂપવાન, સંસારમાં કીર્તિ મેળવનાર, યશસ્વી ને નામાંકિત હોય છે.

## અષ્ઠમસ્થાન ગતચંદ્ર ફળ.

### પાશ્ચિમાત્ય.

Gain by will or marriage, if well aspected.

જો શ્રેષ્ટ હોય છે તો વીલ, વારસો કે લગ્નદ્વારા ધનલાભ; અશુભ દ્રષ્ટિમાં–મંગળ કે શનિ હોય છે તો: ભયંકર મરણ અથવા અકસ્માત અને ટ્રસ્ટ, વીલ, લગ્ન, ભાગીદાર ( ધણી કે ધણીઆણી ) અથવા ધંધાના ભાગીદારની મીલકત કે ભાવ સૂચક વસ્તુઓ દ્વારા ત્રાસ કે હાનિ, અશુભ દષ્ટિ કર્તા ગ્રહ અને ચંદ્રાશ્રિત રાશિ સૂચક રોગ અથવા મરણનું સ્વરૂપ; છોકરાં વધારે આપે છે છતાં એકાદના મરણનો ભય રહે છે ( મુખ્યત્વે સ્ત્રીઓની કુંડળીઓમાં ). આ યોગ ઓછાવત્તી પ્રમાણમાં જાહેર સ્વરૂપનું મરણ, અથવા જલઘાતદ્વારા અથવા જાહેર પ્રજાના દુઃખ માટે કિંવા ઘણા જન સમૂહ મધ્યે મરણ કરે છે. અશુભ દષ્ટિમાં: મંગળવડે, અકસ્માત અથવા ભયંકર મરણ; શનિવડે, ઘણુંજ કંટાળા ભરેલું અને શોકમય મરણ; હર્શળ વડે, વિચિત્ર અથવા અકસ્માત મરણ; નેપચ્યુન વડે, શોક પરિણામી અથવા જલદ્વારા મરણ; શુભ દષ્ટિમાં: માતા અથવા સ્ત્રી જાતિ દ્વારા વારસાના લાભનો સંભવ; માતાના અકાળ મરણનો સ્હેજ ભય ને યોગાભ્યાસનો સંભવ હોય છે.

---

+ जन्मकालगतःकामयेद्धामवेश्मनरोभृशम् ।
गुणरूपभोगमोयशःकीर्त्याद्यहर्निशम् ॥ ७ ॥

* અષ્ટમ ભાવ સૂચક વસ્તુઓ માટે જુઓ પત્ર ૯૫.

### પૌર્વાત્ય.

આઠમે રહેલ ચંદ્રમા, મનુષ્યને નાના પ્રકારના રોગ, ક્ષીણ દેહ, નિઃસત્વ; ચોર શત્રુ અને રાજ્યથી હમેશ પીડા; ચિત્તને ઉદ્વેગ તથા વ્યાકુળતા આપે છે; તેને ઘેર વૈદ્યોની સભા ને ઔષધોનો સમૂહ હોય છે; તથા તેને મહાવ્યાધિ, જળભય ને દુર્જનપીડા વિગેરે થાય છે; ને જો તે પાપ ઘરમાં હોય છે તો અકાળ મરણ તથા કાશશ્વાસ રોગ ઉત્પન્ન કરે છે.

⊕ આ મનુષ્ય હમેશ રોગી અથવા બહુધા રીતે દુઃખી હોય છે. ને ક્રોધી અગર દેશ ત્યાગ કરે તેવો તથા નિર્દયી હોઇ દયાવિનાનો રહે છે.

## નવમ સ્થાનગત ચંદ્રફળ.

### પાશ્ચિમાત્ય.

Many journeys and much travelling.

ઘણી મુસાફરીઓ ને દરીયાઇ સફરો, કે જે ધંધા કે વૈભવની ખાતર હોય છે. ધર્મ કે શાસ્ત્રનો શોખ ને તે તરફનું વલણ, પણ તેમાં મિથ્યાભિમાન; તેઓમાં અધ્યાત્મજ્ઞાન, યોગજ્ઞાન, ખાસ અર્થસૂચક સ્વપ્નો, વિચિત્રતા અને નૂતનતા, અને વધુ કલ્પના શક્તિ ને અસ્થિરતા હોય છે. જો ચંદ્ર બળવાન હોય તો સ્ત્રીનાં સગાંવડે મદદ થાય છે.

શુભ દ્રષ્ટિમાં હોય તોઃ નવમા સ્થાન સૂચક વસ્તુઓ દ્વારા ÷ લાભ ને વિજય; ને અશુભ દ્રષ્ટ હોય છે તો, દૃષ્ટિ કરનાર ગ્રહના પ્રમાણમાં તે તે વસ્તુઓદ્વારા ત્રાસ ને હાનિઃ જેમકે જલઘાત, મુસાફરીદ્વારા ત્રાસ વિગેરે.

અશુભ દૃષ્ટિમાં—મંગળવડે, ધર્મના વલણ ઉપર અસર થાય છે, નાસ્તિકના વિગેરે; શનિવડે, ધાર્મિક ઉપાધિઓદ્વારા શોક ને ઉદ્વેગ; હર્શલ વડે, શુદ્ધ સ્વપ્ન અને સંકલ્પ બળ; રવિ વડે, માનસિક વ્યથા. શુભ દૃષ્ટિમાં—નવા વિષયોને શોધી કાઢે છે; ને મન ઘણુંજ ચાલાક બની ને નવી નવી યુક્તિઓ શોધી કાઢી યોજનાઓ ઘડી શકે છે.

### પૌર્વાત્ય.

નવમે રહેલ ચંદ્રમા મનુષ્યને સ્ત્રી પુત્ર ને ધનથી સુખી, પુરાણને

---

⊕ धर्मगृहे कर्मयंका नरोभवेत्सदाऽऽमयी
बहिर्जुर्द गुरुसवर्ने देशमुरूप निर्दयी ॥ ८ ॥

÷ નવમા ભાવ સૂચક વસ્તુઓ માટે જુઓ પત્ર ૯૭.

ધર્મમાં પ્રીતિવંત, સત્કર્મ ને તીર્થયાત્રા કરનાર ને કળાવંત બનાવે છે. તે ચંદ્ર માફક સાહસિક, શરીરે સુખી ને યુવાવસ્થાથી ભાગ્યશાળી હોય છે; પણ જો ક્ષીણ કે નીચ હોય છે તો નિર્ગુણી, મૂઢ અને ધર્મ માર્ગમાં વિરોધી થાય છે.

* આ મનુષ્ય મહાદેવના જેવો તેજસ્વી, ધનાઢ્ય, અને ઇશ્વર ભક્ત અને મુસાફરી કરનાર હોય છે.

## દશમસ્થાન ગત ચંદ્રફળ.

### પાશ્ચિમાત્ય.

### Success in life and prosperity.

જીંદગીમાં વિજય ને સંપત્તિ, ધંધાથી બહુજ સુખી, કુટુમ્બના મોટા માણસ અને મહાન્ સ્ત્રીઓની કૃપા ને તે દ્વારા લાભ; (જો ચંદ્રમા વધારે બળવાન હોય તો વધારે પ્રમાણમાં ફળ.) લોકોપયોગી વસ્તુનો વેપાર કરવાથી સુખી, પ્રજાનું માન, ને પબ્લીક સાહસમાં વિજય, બહુજ માન અને કીર્તિ, મીલકતનો ને ધનનો લાભ, અને ધન તરફની સાવધાનગીરી; પણ જો ચંદ્રમા બહુજ અશુભ દ્રષ્ટિમાં હોય છે તોજ ઉપલા ફળને વિપરિત બનાવે છે. નામાંકિતપણું, ધંધામાં કે વ્યાપારમાં અસ્થિરતા; ને જો પીડિત હોય તો અપકીર્તિ અને નિંદા; કેન્દ્ર રાશિમાં હોય તો, લોભ ને તીવ્રતા; સ્થિર રાશિમાં, ઘણીજ દઢતા ને ખંત; દ્વિસ્વભાવ રાશિમાં, ઓછા ભાગ્યવાળો ને પ્રસંગને નહી મેળવનાર; અશુભ દ્રષ્ટિમાં: મંગળવડે, અપકીર્તિ કે નિંદા ને કાલીટીલી કે જેનાથી ભવિષ્યમાં હાનિ; શનિ વડે, ઘણીજ અડચણો ને વિઘ્નો; ગુરૂની શુભ દ્રષ્ટિમાં, વિજય ને ધન લાભ.

### પૌર્વાત્ય.

દશમે રહેલ ચંદ્રમા મનુષ્યને રાજાથી ધનલાભ, ઘણીજ સારી કીર્તિ, ચંચળ પણ ઘણી સારી લક્ષ્મી, પુણ્યકર્મોદય, બંધુથી સુખ, નવીન સ્ત્રીઓનું સુખ, ને પ્રથમ સંતાનમાં અલ્પ સુખ, પુત્ર સ્ત્રીથી સુખ, ને ધનની પૂર્ણતા આપે છે. પણ જો પાપગ્રહથી પીડિત કે શત્રુક્ષેત્રી હોય છે, તો તે કાસશ્વાસ રોગ ને પિતા સ્ત્રી કે ધનથી હીન કરી મૂકે છે.

---

* नवीव सागगः कमर्षु [illegible]म् ॥
सुतम्म विश्व धार्मिकं सिकप्तुकं करोतिवै ॥ १ ॥

× આ મનુષ્ય પિતા ને કુટુમ્બની ચાકરી કરનાર, ધની. વિદ્વાન્, સંતોષી ને શાંત હોય છે.

## એકાદશ સ્થાનગત ચંદ્રફળ.

### પાશ્ચિમાત્યઃ—

Good friends if well aspected.

શુભદ્રષ્ટિમાં હોય છે તોઃ સારા મદદગાર મિત્રો ( ને તેમાં મુખ્યત્વે સ્ત્રીઓ ) સારાં ઘણાં ઓળખાણો, સંસારી જીંદગી સુખી, ને લોક પ્રીયતા,સોસાઇટી ને મોટી કમ્પનીઓમાં જોડાવાથી લાભ, ને છોકરાનું સુખ.

અગીઆરમે રાશિપરત્વે ચંદ્રમા—મિત્રોના સંબંધમાંઃ

મેષ—અદ્દ્ભૂતતા અને સાહસ.

વૃષ—કપટજાળ, ને વ્યભિચારી ઓળખાણ.

મિથુન—બે જગોનો ગાઢ સંબંધ અને સગાની મિત્રતા.

કર્ક—સંસારી સંબંધવાળા મિત્રો ને વિચિત્ર અનુભવો.

સિંહ—તીક્ષ્ણ પ્રેમ, કવિ અગર નામાંકિત મિત્ર.

કન્યા—વિચિત્ર મિત્રતા, હલકા લોકો તરફ પ્રેમ.

તુલા—ઓળખાણમાં લગ્ન, અથવા કાલ્પનિક સંબંધ.

વૃશ્ચિક—ગુપ્ત સંબંધ, ને શોકપરિણામી બનાવ.

ધન—વફાદારી ભરેલી મિત્રતા ને સંબંધદ્વારા લાભ.

મકર—ઓળખાણમાં ઠગાઇ ને અસ્થિરતા.

કુંભ—જુદી જુદી જાતના મિત્રો, ને વિશ્વાસુ સંબંધ.

મીન—આગતા સ્વાગતા કરે તેવા ને યોગી મિત્રો.

શનિથી પીડિત હોય છે તો મિત્રોદ્વારા ઉપાધિઓ ને નુકશાનો થાય છે.

### પૌર્વાત્ય.

એકાદશ સ્થાનમાં રહેલ ચંદ્રમા મનુષ્યને સન્માન, નાના પ્રકારનાં વાહન, કીર્તિ, ભોગ, પ્રસન્નતા, લાભ, અધિકાર, રાજયલાભ, વસ્ત્રલાભ, નોકર સુખ, ઘરમાં લક્ષ્મી તથા સ્ત્રીઓનો વાસ ને કન્યા લાભ આપેછે. પણ તે ચંદ્ર ક્ષીણ, નીચ, પાપ કે શત્રુ ઘરનો હોય છે તો તે દુઃખી, વ્યાધિથી પીડિત ને મૂઢ ચિત્ત બને છે.

---

× कमर्यदागृहाश्रितोहिम्यवारकंनम्‌ ।
तवंगरंवकामिकंकरोतिवैवसाचिरम् ॥ १० ॥

× આ મનુષ્ય ઘણા ધનનો માલિક અને અત્યંત રૂપવાન, દાનેશ્વરી, નિર્દોષી ને મીઠું બોલનાર હોય છે.

## દ્વાદશસ્થાનગત ચંદ્રફળ.

### પાશ્ચિમાત્યઃ—

Success and promotion in all signs except (♏ or ♑) wherein deceit and treachery.

વૃશ્ચિક કે મકર રાશિનો હોય તો ઠગાઇ ને લુચ્ચાઈ, ને જો બીજી રાશિઓમાં હોય છે તો જીંદગીમાં વિજય ને સુખસંપત્તિ. જો શુભ દ્રષ્ટિમાં હોય છે તોઃ લાંબી મુસાફરીઓ ને તે દ્વારા લાભ તથા વિજય. સંસારી જીંદગી માટે સારો, ગુપ્તતા ભરેલા ધંધાથી લાભ તથા વિજય, ( જેવાં કે દવાખાના અથવા બંધીખાનાના સંબંધો નોકરી કે તેવા ચાકરીખોર ધંધા );અશુભ દ્રષ્ટિમાં હોય છેઃ તો અપકીર્તિ ને શત્રુતા, સ્ત્રીઓદ્વારા હાનિ ત્રાસ, ઠગાઇ ને ગુપ્ત શત્રુભય.ઘણી અડચણો ને વિઘ્નો. પોતાની ગુપ્ત વાર્તા હોય કે જેથી નુકસાન થાય અથવા બીજાની ગુપ્ત વાર્તાઓને જાહેરમાં મુકી દે. ગુપ્ત શાસ્ત્ર અને વિદ્યાનો શોખ,અસ્થિર મનનો બને ને તેથી બીજાઓથી દોરવાઇ જાય; ધાર્મિક ને યોગજ્ઞાન મળે; જો ઇતર જાતિના પાસમાં પડે છે તો તે દ્વારા ધનહાનિ ને અપકીર્તિ થાય છે. જો મંગળ કે હર્શલથી પીડિત હોય છે તો, પોતાનીજ મૂર્ખતાથી અપકીર્તિ ને આફત્તિઓને ભોગવે છે.

### પૌર્વાત્ય—

બારમે રહેલ ચંદ્રમા મનુષ્યને વિનય ને મિત્રની હીણતા, નેત્રપીડા, શત્રુવૃદ્ધિ, રોષાવેશ, સદ્વ્યય, સ્ત્રીમાં અલ્પપ્રેમ, કુટુમ્બથી દુઃખ ને મનમાં ઉદ્વેગ, કૃશ શરીર, રોગ, ક્રોધ ને નિર્ધનતા આપે છે.

+ આ મનુષ્ય નેત્રવિકારી, વિરોધી અને વિશેષ ધન ખર્ચ કરનાર, દુષ્ટ સ્વભાવવાળો ને કીર્તિ રહિત હોય છે.

---

× धनाधिपस्त्वसुबरूसखीसुबुद्धिपुंगरः ॥
शिरींसखुनूविदूषकोभवेद्यदाकमर्भवेत् ॥ ११ ॥

+ व्ययालयेकमर्यदाभवेत्किरीहचस्मखन् ।
विरोधनश्चखिश्मनाप्यकीर्तिमानूहिश्स्दूषः ॥ १२ ॥

## સારાંશ.

### દ્વાદશ સ્થાનમાં ચંદ્રફળ ×

૧—ચંચળ, અસ્થિર, ભ્રમણુતાનો શોખિન; સૌંદર્યવાન, બુદ્ધિવાન.

૨—મકર અને વૃશ્ચિક રાશિમાં ધન હીન, બીજી રાશિમાં ધનાઢ્ય;-વિદ્વાન્, ધનવાન.

૩—ઘણી નાની મુશાફરીઓ, પાડોશી અને સગાંની મદદ, શાસ્ત્રને વિદ્યાનો શોખ; બ્હેનથી સુખી ને વાતરોગી.

૪—રહેઠાણુમાં ઘણા ફેરફાર, જમીન અને ખેતીમાં વિજય, ચંદ્ર બળવાન હોય તો જીંદગીનો છેવટ સુખી; ધન ધાન્યવાન.

૫—કર્કને મીનમાં ઘણાં છોકરાં, ને તે તરફ પ્રેમ, સટ્ટા સાહસ, વૈભવ ને સ્ત્રીઓ તરફ શોખ, રાજ યોગી, જ્ઞાની, મંત્ર શાસ્ત્રી.

૬—તબીયત માટે ખરાબ, અનેક પ્રકારના રોગો, દરિદ્રી, પાણીના ભયવાળો, શત્રુવંત ને રોગી.

૭—લગ્નથી સુખી, કાયદાથી ને ભાગીદારીથી વિજય; બે સ્ત્રીવાળો, સ્ત્રીથી દુઃખી, ધનવાન્.

૮—બળવાન હોય છે તો સ્ત્રીથી કે વારસાથી ધન; પીડિત હોય તો ભયંકર મરણ; દીર્ઘાયુ, સ્ત્રીના કારણે સંબંધીથી દુઃખી.

૯—ઘણી સફરો, શાસ્ત્ર શોખ, ધર્મ તરફ પ્રીતિ; વેદાંતી, ધનવાન્, પુણ્યવાન.

૧૦—જીંદગીમાં વિજય ને સંપત્તિ, લોકોપયોગી ચીજોથી લાભવંત, વિદ્વાન્, રાજયોગી, કીર્તિમાન.

૧૧—ચંદ્ર બળવાન હોય તો સારા મદદગાર મિત્રો; પુત્રવાન્, ગર્વિષ્ઠ.

૧૨—વૃશ્ચિક કે મકરનો હોય તો ઠગાઈ કે લુચ્ચાઇ, બીજી રાશિમાં વિજય; અપાત્ર વ્યય, સ્ત્રી રોગી.

---

× શુભ ફળને શુભ દ્રષ્ટિમાં કાયમ રાખે છે ને અશુભ દ્રષ્ટિમાં શુભ ને અશુભ ને અશુભને વધારે અશુભ કરે છે.

# परिच्छेदः २६. Chapter XXVI.

## દ્વાદશ સ્થાનગત બુધફળ.

## Mercury in Twelve Houses.

### પ્રથમસ્થાનગત બુધફળ,

#### પાશ્ચિમાત્યઃ—

Denotes quick and subtle wit.

આ ગ્રહ લગ્નમાં રહેલ હોય છે તો તે તીક્ષ્ણ અને ખંદાઇ ભરેલી બુદ્ધિ આપે છે; અગ્નિ તત્વ રાશિમાં, ચપળતા, સહજ ક્રોધ, નાટક શોખ, વકતૃત્વ શક્તિ, ગણિત કળા અને શ્રેષ્ટ સૌંદર્યકળા; તેમાં પણ મેષ અને સિંહ રાશિ, ધનરાશિ કરતાં ચઢતી છે; ને ધનરાશિમાં સાહસ આપે છે. વૃષભ અને મકરમાં, મનુષ્ય ખંદો અને કપટી, અદેખો, મજબૂત મનનો, અને બહુ ખાધરો; મિથુન કન્યા તુલા અને કુંભમાં તીક્ષ્ણ બુદ્ધિવંત અને શ્રેષ્ઠ વકતા, અથવા સારો સ્કોલર; વૃશ્ચિકમાં રસાયણ શાસ્ત્રી અથવા ડોકટર પણ સ્વાર્થી ને લુચ્ચો; કર્ક ને મીનમાં અસ્થિર અને મનથી ખાલી. જો શુભગ્રહ દ્રષ્ટ હોય છે તો તે ઉપરનાં સારા પરિણામ આપી લાભ અને સુખ આપે છે; ને જો પાપ કે અશુભ દ્રષ્ટિ હોય છે તો તે વસ્તુદ્વારા ત્રાસ ને હાનિ બતલાવે છે; શનિની દ્રષ્ટિ ઘણીજ ખરાબ છે ને તે મનુષ્યને મૂર્ખ બનાવે છે. લગ્નનો બુધ વાંચન, લખાણ અને ભાષણનો શોખ આપે છે.

#### પૌર્વાત્ય.

કુંડળીમાં પ્રથમ સ્થાનમાં પડેલ બુધ મનુષ્યને શાંત, વિનીત, હમેશાં ઉદાર, સદાચારી, ધીર, વિદ્વાન્, કળાવાન્ ને બહુ પ્રભાવવંત બનાવે છે; ને તે બીજા ગ્રહથી થયેલ રિષ્ટને તોડે છે; શ્રેષ્ટબુદ્ધિ, સુવર્ણમય તેજસ્વી શરીર, વૈદ્યવિદ્યા, લેખનકળા ને વ્યવહારથી કુટુંબ પોષણ, નિર્મળ બુદ્ધિ, સર્વ કાર્ય માટે પ્રવાસ, મિત અને મિષ્ટ ભાષણ આપતા છે.

×આ મનુષ્ય સુંદર, દયાળુ, ધૈર્યવંત, નીતિવંત, દાતા અને પુત્ર સુખથી યુકત હોય છે.

---

×साहसवारोशुमातुतारहःसाहवहिम्मतभ ॥
ताकेमवेच्चेरसततविमीतोद्वानीचिंरचात्मजवैात्मयुक्स्यात् ॥१॥

# દ્વિતીયસ્થાન ગત બુધફળ.

## પાશ્ચિમાત્ય.

If well aspected, denotes success and the acquisition of wealth.

બીજામાં રહેલ બુધ જો શુભ ગ્રહ દૃષ્ટિમાં હોય છે તો, તે વિજય અને ધન સંચય આપે છે. જો ગુરૂ શુક્રની શુભ દૃષ્ટિ હોય છે, તે બુદ્ધિના કાર્યો દ્વારા ધન લાભ આપે છે. ધનમાં બુધ લખાણુ, વાંચન,મુસાફરી, એજન્સી, કારકુની, કમીશન, ડીસ્કાઉન્ટ, વ્યાજ, વટંતર, પેપર મની ( નોટસ અને શેર્સ ) દ્વારા ધન લાભ આપે છે. દરેક વ્યાપારી પ્રયત્નોમાં ધનનો બુધ સારો છે. જેવાં કે શાસ્ત્રીય કાર્યો; વ્યાપાર, જાહેરાત, પત્રો દ્વારા લખાણુ, વ્હેંચણી, ને બહુજ ફેલાવો અને જેમાં બુદ્ધિ અથવા કેળવણીની જરૂર છે તેવા દરેક ધંધા, જેમકે પરીક્ષા અને શિક્ષણુ; આ ગ્રહ ભાઇ બ્હેન પિત્રાઇ અને સ્વલ્પાંશે નોકરોનો કારક છે. શુભ દૃષ્ટિમાં હોય છે તો, તે જનરલ પબ્લીક, વિદ્ય , તીક્ષ્ણ બુદ્ધિ અને ચપળતા તથા કાર્ય શક્તિ દ્વારા ધન આપે છે, અને લાભદાયી પ્રસંગો પ્રાપ્ત કરે છે. જો શુક્રની શુભ દૃષ્ટિમાં હોય છે તો, સુંદરતા અને સારા ભોગ દ્વારા લાભ; મંગળ દૃષ્ટિમાં, ઉદ્યમ અને બુદ્ધિ દ્વારા લાભ; ગુરૂ શુભ દૃષ્ટિમાં, નીતિના નિયમો, અંતર્જ્ઞાન અને મજબૂત જજમેન્ટ દ્વારા લાભ; શનિ શુભ દૃષ્ટિમાં, ખંતાઇ અને ચાલાકીથી લાભ; યુરેનસની શુભ દૃષ્ટિમાં, શોધખોળ, સટ્ટો અને સાહસ દ્વારા લાભ.

## પૌર્વાત્ય:—

ધન સ્થાનમાં રહેલ બુધ મનુષ્યને શીલવંત, ગુરૂભક્ત, કળાઓથી મહાન્ સુખી, સારી કીર્તિવંત, બુદ્ધિવંત, બોધ કરવામાં પરાક્રમી, સભાના પ્રસંગમાં વ્યાસ તુલ્ય, કલ્પવૃક્ષ જેવો ઉદાર અને સર્વ ભોગ વિષયી બનાવે છે; તથા તે પિતા ભકત, પાપથી ડરનાર, સૂક્ષ્મ શરીરવંત, ગર્દભ જેવા લાંબા વાળવાળો ને ગૌર હોય છે.

÷ આ મનુષ્ય મીઠી વાણીવાળો, દાન દેવામાં નીચ, બુદ્ધિવંત છતાં નીચ સોબતી, ધનવંત, કુટુંબ પ્રીતિવંત, નીતિવંત ને નમ્ર હોય છે.

---

÷ मीठीशुक्त् दानिवर्गनीच तथा नरः स्याचदि धनस्थाने ॥
स्तारदोषा स्वजनानुरक्तो भवेद्विनीतः शुभगःभवति ॥ १ ॥

# ત્રતીય સ્થાનગત બુધફળ.

## પાશ્ચિમાત્યઃ—

Leads to study and science,

વાયુતત્વ રાશિમાં કે કન્યા ને વૃશ્ચિકનો ત્રીજા સ્થાનમાં રહેલ બુધ અભ્યાસ, શાસ્ત્ર, જ્યોતિષ ને ગુપ્ત શાસ્ત્રનું વલણ અને સઘળી જાતની નવી ચીજનો શોખ, ને મુસાફરી સૂચવે છે, કર્ક અને મીન રાશિમાં જો શનિ દષ્ટિ હોતી નથી તો મન અસ્થિર અને પોચું હોય છે. આ બુધ મનુષ્યને આનંદી, ચાલાક, મનથી ચંચળ, શાસ્ત્ર શોધક અને વાંચન ને ભાષાનો શોખિન બનાવે છે; આગ્રહ સ્થાનને, માનસિક શક્તિનો કારક હોવાથી લખાણુ, વાંચન, મુસાફરી વિગેરે કાર્યો તરફની પ્રીતિ, ને તે દ્વારા લાભ આપે છે.નેપચ્યુનની દષ્ટિમાં, રમુજી,કવિ અને ગુઢ વિચારવંત; હર્શલ દષ્ટિમાં, અંતર્જ્ઞાન અને આગળ પડતા વિચારોનો શોખ; શનિ દષ્ટિમાં, ગંભીર વિચારો; ગુરૂ દષ્ટિમાં,સારી ન્યાય બુદ્ધિ અને સમજ શક્તિ; મંગળ દષ્ટિમાં, ઈજનેરી અને ગણિતની બુદ્ધિ; જો અશુભ દષ્ટિમાં બુધ હોય છે તો તે મનને ભ્રમિત ને ચીઢીયું બનાવે છે; નેપચ્યુન દષ્ટિથી, અસ્થિર ભ્રમિત કલ્પના અને અનુભવમાં નહીં આવે તેવી યુક્તિઓ; હર્શલ દષ્ટિમાં, ભ્રમિત મગજ; શનિ દષ્ટિમાં, ગંભીર વિચાર; ગુરૂ દષ્ટિમાં, આડંબરનો ભય અથવા ઠગાઇ; મંગળ દષ્ટિમાં, અસત્યતા અને અતિશયોક્તિ. તે સગાં, વહાલાં, દસ્તાવેજો તથા પાડોશીનાં કામકાજોમાં દોરવે છે.

## પૌર્વાત્યઃ—

ત્રીજા સ્થાનમાં રહેલ બુધ મનુષ્યને સાહસથી પોતાના મનુષ્યોનો સહવાસવાળો, ચિત્ત શ્રદ્ધાથી રહિત હોવાથી દુઃખી, ધારેલાં શુભ કાર્ય કર્તા, વાણીયાની મિત્રતાથી વ્યાપાર કરનાર, વિનયી હોઇ દુર્વશ્ય મનુષ્યોને પોતાની બુદ્ધિથી તાબે કરનાર, ઘણો સમય ભાડુથી ગુંથાયેલ ને ઘણોજ વિષયી છતાં છેવટ સંન્યાસી બને છે.

÷ આ મનુષ્યને શીળવાન, દયાળુ, ધન મિત્ર ને સ્ત્રી પ્રીય; તથા આનંદી બનાવે છે.

---

÷ सुशील[illegible] [illegible]: प्रभूतिमित्रप्रमदाप्रियश्च ॥
[illegible] भवे[illegible]मेशः ॥ ३ ॥

## ચતુર્થસ્થાનગત બુધ ફળ.

### પાશ્ચિમાત્યઃ—

Denotes success late in life, and in mining &c, if well aspected.

ચોથા સ્થાનમાં રહેલ બુધ મનુષ્યને અભ્યાસનું વલણ અને મિથુન કે કન્યામાં જો હોય છે તો, તે છેવટની જીંદગીમાં વિજય બતાવે છે. ખાણોમાં, ભૂસ્તર વિદ્યામાં અને એનજીનીયરીમાં જો શુભ દ્રષ્ટિમાં હોય છે તો તે વિજય આપે છે. આ ગ્રહ રહેઠાણમાં ફેરફાર, ઘર અને સંસારી બાબતોમાં ચિંતા ને ઉપાધિ, અને વારંવાર ઉત્પન્ન થતાં વિઘ્નોને દૂર કરવામાં તથા નક્કી કરવામાં ઘણીજ અડચણો બતલાવે છે. અશુભ દ્રષ્ટિમાં: હર્શળથી, માનસિક વ્યથા, ધનની અસ્થિરતા અને ઘણો વખત એકજ ઠેકાણે રહેવાની મુશ્કેલી;શનિથી, ચોરી ને ઠગાઇ; મંગળથી, ઠગાઇ અને લુચ્ચાઈનો ભોગ; શુભ દ્રષ્ટિમાં: હર્શળ, જીંદગીના અંતસમયે અંતર્જ્ઞાન; શનિ,ફેરફાર અને માબાપથી લાભ;રવિ વા ચંદ્ર છેલ્લી અવસ્થામાં પણ સારી યાદશકિત; ગુરૂ, પ્રસંગોની પ્રાપ્તિ.

### પૌર્વાત્યઃ—

ચતુર્થ સ્થાનમાં રહેલ બુધ મનુષ્યને વાહનવંત, ધનધાન્યવંત, સંગીત પ્રીય, વિદ્વાન્, સારા મિત્રવાળો, રાજ્યાધિકારથી સુખી, લેખક, મુખથી બીજાને લખાવનાર અને પિતા ધનથી રહિત બનાવે છે; ને તે ધનવાન્ છતાં પાપ યુકત હોય તો, ભાઠુંનાશ: ને સ્વગૃહી કે ઉચ્ચનો હોય છે તો, બહુ સ્ત્રીઓ કરે છે, ને તે પાતલી જાંઘ, કૃશ શરીર, ને બાલ્યાવસ્થામાં રોગી.હોય છે.

* આ મનુષ્યને શરીરે પુષ્ટ, પુત્રથી દુઃખી, ઇપ્સિત મેળવનાર, સંગીત પ્રીય, દાતા ને મીઠું બોલવા છતાં કાર્યમાં આળસુ બનાવે છે.

## પંચમસ્થાનગત બુધફળ.

### પાશ્ચિમાત્ય.

Children of intellectual capacity.

પાંચમે રહેલ બુધ સંતાન, વિદ્યા, સટ્ટો, સાહસ, વૈભવ, રમત,

---

* पुष्टोऽनपत्योऽथसर्वेयथेच्छोदानीस्वरोगीतप्रियःसलीच ॥
स्तारवःस्यायविदोस्तसामेस्तीरिंसलुम्कःर्मगतेमूचीच ॥४॥

ગમત, રેશીશ, લોટરી, જુગાર ને પ્રેમી કાર્ય વિગેરે માટે સારો છે. પણ વંધ્ય રાશિમાં, વંશ હાનિ અથવા સંતાન નાશ; કર્ક વૃશ્ચિક કે મીનમાં, કદરૂપ કે ગાંડાં છોકરાં જો શનિ મંગળ દ્રષ્ટિ બુધ ઉપર હોય તો, પાંચમાનો બુધ બુદ્ધિશાળી છોકરાં આપે છે, તથા સ્નેહ સંબંધમાં ચિંતા અને મનની વ્યગ્રતા, અને સંતાનની બાબતમાં મનની બહુજ ચિંતા ઉપાધિ અને ત્રાસ આપતા છે.

શુભ દ્રષ્ટિમાં જો ગુરૂ કે શનિ વડે હોય છે તો; તે સટ્ટા અને સાહસ માટે ઘણોજ સારો છે. મંગળ કે હર્શલની અશુભ દ્રષ્ટિ અપવાદ કે વ્યભિચારથી અપકીર્તિ અને છુટા પડવાનો ભય; વચન આપેલ કાર્યોમાં ભંગ વિગેરે; ને ચંદ્ર દ્રષ્ટિ હોય છે તો તે ઘણીજ સારી ગણાયછે.

## પૌર્વાત્ય.

પાંચમે રહેલ બુધ મનુષ્યને પુત્ર મિત્ર સુખી, મંત્રવાદી, શુશીલને લીલાવંત બનાવે છે, ને તેને પ્રથમાવસ્થામાં પુત્ર ગર્ભ રહેતો નથી; તે બુદ્ધિથી ધન પેદા કરે છે; અને મારણોચ્ચારણાદિ ક્રિયામાં કુશળ, શ્રીથી સુખી ને દેવ ગુરૂ ભક્ત હોય છે.

* આ મનુષ્યને પ્રજા, ધન અને બુદ્ધિનું પ્રાબલ્ય હોય છે; ને તે ધૈર્યવંત, તથા સંતોષી હોય છે.

## ષષ્ઠ સ્થાનગત બુધ ફળ.

## પાશ્ચિમાત્ય.

Shows deceitful & troublesome servants.

છઠ્ઠે રહેલ બુધ મનુષ્યને ઠગ અને ઉપાધિકારક નોકરો આપે છે, અને તે જો અશુભ દૃષ્ટિમાં હોય છે તો, તેઓ તેને લુંટી લેછે; લગ્નેશ બુધ થઇ છઠ્ઠે ધન કે મીનનો પડેલ હોય છે તો તે ક્ષય, કાશશ્વાસ, નબળી છાતી અને વારંવાર રોગનો ઉપદ્રવ બતલાવે છે; જો પાપ ગ્રહથી પીડિત હોય છે તો, વધારે ખરાબ પરિણામ આપે છે; અને હલકાં લોકો દ્વારા ત્રાસ ને ઉપાધિ લાવે છે. છઠ્ઠાનો બુધ માનસિક વ્યથા અને નબળાઇ આપે છે; પણ જો જન્માંગમાં બીજા નબળા ગ્રહો હોય છે તો તબીઅત બગાડે છે, તથા

* सुतान्वितः सुदरिक्षिवद् भवेन्मा मुतारक: स्यात्पदि अकुवाने ॥
दानग्रणी: साबिर संजकम सिगृफुरू साहबहिम्मतम ॥ ५ ॥

આગલ પાછળની સ્થિતિવડે કરીને ચિંતાગ્રસ્ત અને શરીરે નિર્બલ બને છે; મગજની શક્તિ વાપરે છે તોપણ જો કે તે શેઠ થવાને લાયક છતાં ચાકર તરીકે વિજયી નિવડે છે. રસાયણ શાસ્ત્ર, લખાણ, પુસ્તકો અને કારકુનીનો સંબંધ હોય છે;આ ગ્રહવાળાને કવચિત્ જીર્ણ અપચો થવાનો સંભવ હોય છે. અશુભ દૃષ્ટિમાં: મંગળ, લાગણીને વશ્ય નહી રાખી શકવાથી કે આવેશથી ગાંઠપણુનો ભય; શનિ, હદપારની ચિંતાથી ચિંતાતુર મન; હર્શલ, સાહસ અને આત્મઘાત; દરેક અશુભ દૃષ્ટિ બુધ ઉપરની નબળી છે ને તે માનસિક સ્થિતિ દ્વારા તબીઅત બગાડે છે.

## પૌર્વાત્ય.

છઠ્ઠે રહેલ બુધ મનુષ્યને વાદવિવાદમાં પ્રીતિવંત,નિષ્ઠુર, શત્રુ પીડિત, આળસુ ને આકુળ વ્યાકુળ બનાવે છે; તથા તે સત્પુરૂષના વિરોધને શત્રુના નિરોધને, વાયુના રોધને, યતિઓને પણ બોધ કરવાની શક્તિને તથા સદ્વ્યયને આપે છે. જો વક્રી હોયતો શત્રુકુળનો નાશ કર્તા છે.

+ આ મનુષ્ય હમેશ સંસારમાં દુ:ખી ને આળસુ હોય છે, ને દુષ્ટ સ્વભાવ હોવાથી કોઇ પણ પક્ષમાં હોતો નથી.

# સપ્તમસ્થાનગત બુધ ફળ.

## પાશ્ચિમાત્ય.

Annoyances in business and a marriage partner with a long & sharp tongue.

સાતમે રહેલ બુધ મનુષ્યને વિવાહ સંબંધી સ્થિતિ તકરારી, ધંધામાં આફતો અને વિવાહ સંબંધી ભાગીદાર (સ્ત્રી કે પુરૂષ) લાંબી અને તીક્ષ્ણ જીભ-વાળો હોય છે; અને બુધની આશ્રિતરાશિના પ્રમાણમાં તે સારૂં કે નઠારૂં બોલે છે. સાતમાનો બુધ પોતાના ભાગીદારને (લગ્ન કે ધંધા સંબંધી) અવિશ્વાસુ ચાલાક અને સમયસૂચક બનાવે છે; જો પાપ દ્રષ્ટિમાં હોય છે, તો જીંદગી ઝઘડાથી ભરેલી; અને શુભ દ્રષ્ટિમાં, ભાગીદાર ઘણોજ ચાલાક અને ખંદો હોય છે; લગનનો સંબંધ બહુજ લખાણ કે મુસાફરીથી થાય છે, અને ભાગીદાર ( લગનનો ) નાનો હોય છે, અથવા સગો હોયછે.

---

+ वैरोग्ररः स्यादलसिवा विधानो बहुदुःखकः कापिकजाहिकोपि ॥
षंढूमकाने हि भवेद्वीलक्को बदामो भविपक्षयुक्त्वेत् ॥ ६ ॥

પણ જો બુધ બહુજ અશુભ દ્રષ્ટિમાં હોય છે તો, તે લગ્ન સંબધી અનેક કજીયા બતલાવે છે, અને તેથી ચિંતા ને ઉપાધિનો પ્રસંગ આવે છે; તથા વાણી, લખાણુ કે મુશાફરી પૈકી કોઇ દ્વારા ખોટી સમજ થઇ જાય છે કે જેથી અડચણો આવી પડે છે.

### પૌર્વાત્ય.

સાતમે રહેલ બુધ મનુષ્યને શીળવંત, વૈભવી, સત્ય વાણી પ્રીય, સ્ત્રી સુવર્ણ અને સંતાન યુક્ત, તથા ક્ષીણુ વીર્યવંત બનાવે છે, જો અસ્તનો હોતો નથી તો સુંદરતા અને ધન અથાગ આપે છે; તે મોટા કુળનો હોય છે અને જો શુભ ઘરનો હોય છે તો સુંદર સ્ત્રીનો પતિ હોય છે.

* આ મનુષ્ય ધનવાન્, સત્યવાદી, મંત્રી, પરોપકારી, સુંદર, પંડિત, બુદ્ધિવંત ને શીલવાન્ હોય છે.

## અષ્ટમસ્થાનગત બુધફળ.

### પાશ્ચિમાત્ય

If ill—aspected, troubles concerning wills marriage and partner's goods.

આઠમે રહેલ બુધ જો કે ખાસ ફળને આપતો નથી, છતાં જો અશુભ દ્રષ્ટિમાં હોય છે તો, તે વીલ અને મરનારની મીલકતના સંબંધમાં ઉપાધિ લાવે છે. આઠમાનો બુધ મગજ શકિત અને નસોની નબળાઇ આપી સીધે યા આડે રસ્તે મરણનું કારણ બને છે; તેના ઉપર મંગળ શનિકે હર્શલની અશુભ દ્રષ્ટિ ઘણીજ ખરાબ છે. મરણાવસ્થા ઘણીજ અંદરથી જાગૃત હોય છે, ને મરણનું કારણ તો તેના ઉપર અશુભ દ્રષ્ટિ કરનાર ગ્રહજ ગણાય છે; ભાગીદારના ધન માટે નબળો છે, ને સ્ત્રીઓને ધણી પાસેથી ધન મેળવતાં ઘણીજ અડચણો નડેછે, ને જો બુધ પીડિત હોય છે તો તે મેળવવામાં કજીયા પણુ થાયછે. તે ગ્રહ ગુપ્તશાસ્ત્ર તરફનું મનનું વલણુ, અને ગૂઢ અને અધ્યાત્મ વિષયોનુ અધ્યયન કરાવે છે.

### પૌર્વાત્ય—

આઠમે રહેલ બુધ મનુષ્યને રાજાના પ્રતાપથી લક્ષ્મીવંત તથા હમેશાં

---

*ताक्षेवरःसत्यवचासुसा।हयूपरोपकारीजनसुवरोच ॥
वलारदःस्मापविसूप्तमेचमवेवरःकाविह्याम्रुरोपतः ॥ ७ ॥

વિરોધી, ગર્વિષ્ઠ ને સંપૂર્ણ યત્નો કરી બીજાનાં કાર્યોને તોડી નાંખનાર, સો વર્ષ જીવનાર, દેશ વિદેશ કીર્તિવંત, વ્યાપારથી ધનવાન્ અને સ્ત્રી સુખમાં બહુ વિષયી હોય છે. આ ગ્રહ સંન્યસ્ત આપે છે છતાં છઠ્ઠે બુધ હોય છે તો તે કામાવેશથી અધોગતિ પમાડે છે.

+ આ મનુષ્યને દીર્ઘાયુષી,સુંદર રૂપવંત, અભિમાની ને એકાદ ગામના રાજા જેવો સુખી, તથા હમેશ લડાઇ ને ઉત્પાત કરનાર બનાવે છે,

## નવમસ્થાનગત બુધફળ.

### પાશ્ચિમાત્યઃ—

Mind is in clined fcr study research Scicuce & religion.

નવમા સ્થાનમાં રહેલ બુધ મનુષ્યને ચાલાક, બુદ્ધિશાલી, શાસ્ત્ર ભાષા ને નૂતનતાનો શોખિન તથા ધર્મ શાસ્ત્રનો, અભ્યાસી બનાવે છે, ને દરેક બાબતમાં શોધખોળ કરાવે છે.

નવમાનો બુધ જ્ઞાન તરફ પ્રેમ, શોધક બુદ્ધિ અને અભ્યાસુ મન બતલાવે છે; જો આ ગ્રહ શુભ દષ્ટ હોય છે તોજ આ સ્થાને તે સારો ગણાય છે, પણ અશુભ દષ્ટિમાં હોય છે તો તે મનુષ્યને વિના મતલબે ભટકાવે છે, તથા એકી વખતે ઘણાં કામમાં દોરી ચિંતાતુર બનાવે છે. તેના મગજ ઉપર ઘણુાજ અભિપ્રાયો એકાએક આવી પડે છે, કે જેથી ચિત્ત ભ્રમણતા જેવું થઇ જવાથી પોતાનું શામાં ભલું છે તે સમજી શકાતું નથી; શુભ દ્રષ્ટિમાંઃ ભાષાજ્ઞાન, અને હુન્નર શાસ્ત્ર વિગેરેમા પ્રીતિ ને વલણ આપે છે; છતાં આશ્રિત રાશિના પ્રમાણમાં ફળને ન્યૂનાધિક બનાવે છે.

### પૌર્વાત્ય—

નવમે રહેલ બુધ મનુષ્યને પરોપકારી, સુશીલ, દાતા, આદરસત્કાર કરનાર, ચાકર ધન સ્ત્રી ને સંતાનથી સુખી,સંસારમાં તરવાની ઇચ્છાવાળો, ધીમાન્, ધર્મશીલ, યજ્ઞયાગ કરનાર, સ્નાતક, કુળને દીપાવનાર, દુર્જનને પીડનાર ને રાજાથી પણ પ્રતાપી બનાવે છે; જો તે ગ્રહ પાપ યુકત હોય છે તો કુમાર્ગી બનાવે છે.

---

+ दीर्घायुः सुतरांसगर्वममेकंपुरं पार्थिववद्धनवित्तम् ॥
वेरो विधानंहिनरंप्रकुर्या दुतारयोमार्गमकामगमेत् ॥ ८ ॥

* આ મનુષ્ય વિશેષ દાનદેનાર, સત્યગુણ યુકત, આનંદી, ધર્મમાં પ્રીતિવંત, મહાન્, રાજા તુલ્યને શુભ કાર્યો કરનાર તથા ધનવાન્ હોય છે.

## દશમસ્થાનગત બુધફળ.

### પાશ્ચિમાત્ય.

**Success in literature and trade as a merchant.**

દશમા સ્થાનમાં રહેલ બુધ મનુષ્યને ભાષામાં અને વ્યાપારમાં વિજય આપે છે. આ ગ્રહ સમય સૂચકતા, ઝીણી મૂળતત્વ શોધક બુદ્ધિ. તથા વાયુ રાશિમાં વકતૃત્વપણું આપે છે; ને ગણિત શાસ્ત્રમાં તથા ભણવામાં કુશળતા આપે છે. આશ્રિત રાશિ ને દ્રષ્ટિના પ્રમાણમાં બુધ ચઢતી પડતી કરે છે. આ ગ્રહ કમીશન અને એજન્સીમાં વિજય બતલાવે છે; અથવા ઘણા ધંધા અને કાર્યો માથે લેવરાવે છે;જો શુભ દ્રષ્ટિમાં હોય છે તો,ચાલાકી ને યુકિતઓથી ભરેલ સ્વચ્છ મન આપે છે; જો વધુ પીડિત હોય છે તો, તે લુચ્ચાઈ, ઠગાઇ ને અપ્રમાણિકતા આપે છે; મગજ શકિતની ખાતર નીતિનો ભોગ અને ચાલાકી તથા કાર્યદક્ષતા, ઠગાઇ તથા લુચ્ચાઇ બુધની રાશિના પ્રમાણમાં બને છે; અશુભ દષ્ટિમાં મંગળ, અસત્યતા અને વાણીમાં ઉતાવળ:શનિ, જુઠી સહીઓ ને ગુંચવાડો;બુધને માટે દશમા સ્થાનનું મહત્વ નથી પણ ઉચ્ચ કે સ્વગૃહનું જોર વધુ છે; તે કવચિત્ સ્પષ્ટવાણી અને વકતૃત્વ શકિત તથા સારી સ્મરણ શક્તિ આપે છે.

### પૌર્વાત્ય.

દશમે રહેલ બુધ મનુષ્યને જ્ઞાની, બુદ્ધિવંત, શુભકર્મ કર્તા, બહુ ધનાઢ્ય, રાજ્ય માન્યવંત તથા સુંદર વાણી વડે વાણિ વિલાસ કરનાર, લોક માન્ય, દંડ અધિકાર ને પિતાથી ધનનો લાભ મેળવનાર, રાજ્ય વ્યવહાર કુશળ, થોડું બોલનાર ને પોતાના બળથી પેદા કરેલ વાંહનવાળો બનાવે છે.

+ આ મનુષ્ય માન કીર્તિવંત, ધનવાન્, રાજાઓમાં પણ મુખ્ય મહારાજા તુલ્ય શુભ કર્મો કરનાર, મીઠું બોલનાર ને દયાળુ હોય છે.

---

* दानीश्वर:सत्य गुणैरुपेत:सुखरोगनीधर्मपरस्तवंगर: ॥
यदाक्षबोहल्कल्ककोनशीबखानेभवेत्सप्रथित:शुभंकर: ॥९॥

+ साहब् अकालोमुजमौवल: स्याशरे'ह्रमुख्य: शुभकर्मकृत्सा ॥
शोरींसखुन्साहबदर्दसंज्ञ श्रोतारदस्चेत्सल्लुशाहखाने ॥ १० ॥

# એકાદશસ્થાનગત બુધ ફળ.

## પાશ્ચિમાત્ય.

Many helping and scientific friends.

અગીઆરમા સ્થાનમાં રહેલ બુધ જો બળવાન હોય છે તો, તે મનુષ્યને ઘણા વિદ્વાન અને મદદગાર મિત્રો મેળવે છે; જો નિર્બળી હોય છે તો તે નુકશાન અને ત્રાસ દેછે, તથા લેણ દેણમાં અને જામીનગીરીમાં સાવધગીરી બતલાવવા સૂચવે છે, તેમાં પણ જો ખાસ ગુરૂની અશુભ દૃષ્ટિ હોય તો સંભાળ રાખવી; અહિં બુધ દરેક રાશિમાં નીચે પ્રમાણે ફળ આપે છે:

**મેષ**—કજીયાખોર ઓળખાણ.

**વૃષ**—જીદ્દી ને દુરાગ્રહી મિત્રો.

**મિથુન**—ચાલાક ને સુધરેલ મિત્રો.

**કર્ક**—હલકા લોકો તરફનું વિચિત્ર ઓળખાણ.

**સિંહ**—સારી મિત્રતા ને બીજાની મદદ.

**કન્યા**—વિદ્વાન્ ને સુશીલ મિત્રો.

**તુલા**—હુન્નરી મિત્રો ને સારી ઓળખાણ.

**વૃશ્ચિક**—ઠગ અને લડાયક ઓળખાણ.

**ધન**—હુંશિયાર છતાં આડંબરી મિત્રો.

**મકર**—કપટી અને અવિશ્વાસુ ઓળખાણ.

**કુંભ**—વિશ્વાસુ ને દિલોજાન મિત્રો.

**મીન**—વાતોડીયા અને જીજ્ઞાસુ ઓળખાણ.

## પૌર્વાત્ય.

અગીઆરમે રહેલ બુધ મનુષ્યને ભોગી, આનંદી, બહુ ધનવાન, નમ્ર, સુશીલ, બળવાન, અનેક વિદ્યાનો અભ્યાસ કરનાર, કન્યા પ્રજાવંત દેવબ્રાહ્મણને સંતોષ પમાડનાર, કૃશાંગ, ઘણી સ્ત્રીઓનો પ્રીય, સુંદર નીળ સ્વરૂપ ને સુંદર નેત્રવાળો બનાવે છે.

× આ મનુષ્યને તવંગર, સારા પુત્રોથી સુખી, બહુજ સમજુ, રાજાનો પ્રીય તથા ખુલ્લા દીલનો બનાવે છે.

---

× तवंगरश्चात्मजसौख्य युक्स्या छ्नानाग्रणीभूप प्रियस्सिपाही ॥ सर्दारक: पाकदिलोदवीहल्को यदा यादित मकानगःस्यात् ॥११॥

## દ્વાદશમસ્થાનગત બુધફળ.

### પાશ્ચિમાત્ય

Success in life and fluency in speech, if well aspected.

બારમા સ્થાનમાં રહેલ મનુષ્યને જીંદગીમાં વિજય અને વાણીમાં સ્પષ્ટતા આપે છે, પણુ જો વૃષ વૃશ્ચિક કે મકરનો હોય છે તો ઘણુાજ કપટી શત્રુઓ થાય છે, ને તેને ગુપ્ત રીતે હેરાન કરવાનું શોધે છે; જો કેન્દ્ર રાશિમાં હોય છે તો તેને પાછળ વાંકું બોલનારાઓ ઘણુાજ હોય છે; બારમાનો બુધ ગુપ્ત પ્રકારના ભયંકર સાહસ અને જોખમને ખેડવાનું મન કરાવે છે, કે જે મન, વિચિત્ર રીતે તદન ખંદુ છે. જો શુભ દ્રષ્ટિમાં હોય છે તો, તે અધ્યાત્મિક જ્ઞાન, ગુપ્ત શાસ્ત્ર વલણુ અને અસાધારણુ રીતના વિચારોનું સેવન કરાવે છે; જો પીડિત હોય છે તો તેને જો કે અથાગ બુદ્ધિ હોવા છતાં પ્રસંગોની તાણુ પાડે છે; આ ગ્રહ એક વિચિત્ર પ્રકારનું અનુભવી જ્ઞાન અને હુંશિઆરી આપે છે, કે જેનું વર્ણુન થઇ શકતું નથી; કેટલીક વખત આ ગ્રહવાળો સત્તા ભોગવે છે છતાં પોતાનું જાતિમાન જાળવી શકતો નથી. બુધ આશ્રિત રાશિના પ્રમાણુમાં ઉપરના ફળમાં ફેરફાર કરે છે,

### પૌર્વાત્ય.

બારમે રહેલ બુધ મનુષ્યને ધનહીન, દયાહીન, મિત્રહીન, ચતુર, મલિન, ધૂર્ત, પોતના કાર્યમાં કુશળ, અને પોતાના પક્ષને જીતનાર બનાવે છે; બ્રાહ્મણોની ભકિત, રણુમાં વૈરીનો નાશ, ધન છતાં શઠતા, અને પારકી સ્ત્રી ને ધનમાં ચિત્ત આપે છે.

* આ મનુષ્ય નીચ સોબતથી નીચ ગુણુ મેળવનાર ને નુકશાન વાળી વાતો હમેશ કરનાર, બેદરકારી, દયાહીન ને હમેશ દુઃખી હોઇ ફર્યા કરે છે.

---

* નપાकृजनस्वाहगुणैरुपेतोवेताकक:कम्सहयवर्दः ॥
स्तमरदःस्यायद्विवर्षतानेभकोंद्धरीणोपिचवार्दवर्दः ॥१२॥

## સારાંશઃ—

### દ્વાદશ સ્થાનગત બુધ ફળ ×

**સ્થાન.**

૧—વિદ્વાન્, લેખક, વક્તા, બુદ્ધિવંત; શાસ્ત્ર શોખિન.

૨—બુધ બળવાન હોય તો ધનાઢ્ય; વક્તા, ધનસંચયી, ને ગુણવાન્.

૩—અભ્યાસ ને શાસ્ત્રનું વલણ, મુશાફરીથી ને ભાંડુથી લાભ; ભાંડુ સુખ, ધનવાન્.

૪—અભ્યાસ અને જો બુધ બળવાન હોય છે તો જીંદગીનો અંત સુખી; કારીગર, ધૈર્યવાન્, પિતા માતા સુખી.

૫—વંધ્ય રાશિમાં સંતાન હાનિ; જુગાર, શરત, રમત ગમત ને સટ્ટા માટે સારો; પુત્ર નાશ, બુધિવાન્, મીઠું બોલનાર.

૬—નઠારા ને અવિશ્વાશુ નોકર ચાકર; રાજપૂજ્ય, દાંભિક, ચાડીખોર.

૭—ધંધામાં અને સ્ત્રી સુખમાં ત્રાસજનક, સ્ત્રી બહુ બોલકણી; માતાથી સુખી, કીર્ત્તિવંત, ઉદાર, રાજ પૂજ્ય.

૮—સ્ત્રી કે વારસાનો રહેજ લાભ; દીર્ઘાયુષ્ય, ક્ષેત્રવાન્ વર્ષ–૨૫ થી ભાગ્યોદય.

૯—ચાલાક, બુદ્ધિવંત, શાસ્ત્ર ને વિદ્યાનો શોખ; ધાર્મિક, ને વેદ શાસ્ત્રજ્ઞ.

૧૦–ભાષા ને વ્યાપારમાં વિજય, બુદ્ધિવંત, સત્કર્મ કરનાર ને ધનાઢ્ય.

૧૧–વિદ્વાન મિત્ર ને તે દ્વારા લાભ કે મદદ; ધનવાન્, ૨૯ વર્ષ પછી ભાગ્યોદય.

૧૨–વૃષ વૃશ્ચિક ને મકરમાં ઘણા શત્રુ; જ્ઞાની.

---

× શુભ ફળને શુભ દ્રષ્ટિમાં કાયમ રાખે છે ને અશુભ દ્રષ્ટિમાં શુભને અશુભ તથા અશુભ ને વધારે અશુભ બનાવે છે.

# परिच्छेदः २७. Chapter XXVII.

## દ્વાદશરાશિગત શુક્ર ફળ.

"Venus in Twelve Houses."

## પ્રથમ સ્થાનગત શુક્ર ફળ.

### પાશ્ચિમાત્યઃ—

"Much beloved by the opposite sex and fond of pleasure."

આ ગ્રહમાં જન્મેલ મનુષ્ય પ્રતિ જાતિ ( સ્રી કે પુરૂષ ) થી ચ્હાવામાં આવેલ હોય છે, અને વૈભવનો શોખિન હોઈ તે દ્વારા ભાગ્યશાળી ને લાભ મેળવનાર હોય છે; તેને સારા ને ન્યાયી સ્વભાવ વાળો, ઉદાર,દયાળુ, અને ઘણું કરીને ગાનાર હોય છે.

અહિં શુક્ર વૃષ, મિથુન, તુલા, કુંભ અને મીન રાશિનો સૌથી સારો છે; મેષ, કન્યા, વૃશ્ચિક, અને મકર રાશિમાં સૌથી નબળો ગણાય છે; તેમાં પણ વૃશ્ચિકમાં ને મુખ્યત્વે મંગળ જોતો હોય તો દારૂડીઓ, હલકો અને વ્યભિચારી બને છે; શુક્રના ઉપર મંગળની દ્રષ્ટિ હોય છે તો ચિતારો, હુન્નરી, નૃત્યક કે ગાનાર બને છે. અને તેમની જીંદગીનું વર્તન ભાગ્યેજ તબીઅત અને લાંબી જીંદગીને વધારનાર હોય છે, ને સ્વભાવ શાંત તથા લાગણી ખેંચે તેવા હોય છે.

### પૌર્વાત્યઃ—

પ્રથમ ભાવમાં રહેલ શુક્રવાળા મનુષ્ય બહુકળામાં કુશળ, સ્પષ્ટ વાણીવાળો; સુંદર સ્રીઓનો ભોકતા અને રાજ્યમાન તથા ધન પ્રાપ્તિ વંત હોય છે. તેને સુંદર શરીર, સત્સંગ, સારા યજ્ઞાયાગાદિ કર્મ, કાર્યો કરવામાં પ્રીતિ ને વિદ્વતા આપે છે.

+ આ મનુષ્ય ઘણોજ તેજસ્વી, રાજા કે રાજા જેવો દાની, ધનાઢ્ય ને સુંદર હોય છે.

---

+ लग्नस्थानेजोहूरा महद्बुधं सुकरवं नृपतिम् ॥
[illegible] मनुजं जरदारं मनलूवरो प्रकुरुते ॥ १ ॥

# દ્વિતીયસ્થાનગત શુક્ર ફળ.

## પાશ્ચિમાત્ય.

" If strong, success in life. "

બીજા સ્થાનમાં રહેલ શુક્ર જો બળવાન હોય છે તો મનુષ્યને તે જીંદગીમાં વિજયઆપે છે, અને તે નિર્બળ કે પાપ દ્રષ્ટિમાં હોય છે, તો દારૂ, સ્ત્રીઓ, લુગડાં, ઘરેણા, જવેરાત અને હલકી ટોળીમાં ધન ગુમાવી દેવરાવે છે. પણ જો રવિ કે ચંદ્રની શુભ દ્રષ્ટિ હોય છે તો તે પુષ્કળ ધન આપે છે.આ ગ્રહ વ્યવહારૂ સ્થિતિથી લાભ:જેવી કે મિત્રતા, કમ્પની, લગ્ન, વૈભવ, રમત ગમત, સુંદરતા, સંસારી કાર્યો; જવેરાત, શૃંગાર, પહેરવાના લુગડાં, હોટેલ્સ ( વીસીઓ ), વિશ્રામ ગ્રહો વિગેરે.

જો તે શનિની શુભ દ્રષ્ટિમાં હોય છે તો તે ધનના સંચય, ધનનું રોકાણ અને વ્યાપાર માટે સારો છે; ચંદ્રમાની શુભ દ્રષ્ટિમાં તે સાધારણ લોકો અને લોકસમૂહ અને વ્યવહારૂ દ્વારા ધનલાભ; ગુરૂ શુભ દ્રષ્ટિમાં, મિત્રો અને લાગવગ વાળા પુરૂષોથી તથા મુસાફરીથી અને પરદેશી કાર્યો-દ્વારા લાભ; હર્શલ શુભ દ્રષ્ટિમાં, વિચિત્ર રીતે અને અપવાદ જેવી સ્થિતિથી અજાણ્યાં અને ઓળખીતાંથી લાભ. અશુભ દ્રષ્ટિમાં મંગળ, ઉદારતાથી અને વિના વિચાર્યે ધન વ્યય અને બેદરકારીને લીધે ધનહાનિ ને પુષ્કળ ખર્ચ; શનિ, ગરીબાઇનો ભય અને અનિવાર્ય હાનિ. તથા પૈસાની ઉપાધિને મીલકતનો ક્ષય.

## પૌર્વાત્ય.

બીજા સ્થાનમાં રહેલ શુક્ર મનુષ્યને શ્રેષ્ઠ અન્ન પાનાદિ પદાર્થોમાં પ્રીતિવાળો; વસ્ત્ર, અલંકાર, ને વાહન વડે યુક્ત અને વિચિત્ર વિદ્યાને જાણનાર હોય છે. તથા તેને બહુજ સુખ, સુંદર વાણી, સારી ચાલ-ચલકત, સુંદર લુગડાં અને સુંદર સ્ત્રીઓનો અભિલાષ, પરધનથી ધનાઢયતા બહુ બાળકનું સુખ, કૃશ શરીર વિગેરે આપતા છે.

* આ મનુષ્ય મીઠી વાણી બોલનાર, સુંદર વસ્ત્ર ધારણ કરનાર અને ઉત્તમ કાર્યો કરવામાં ચતુર હોય છે.

---

* धीरोंसत्सुनूमनुष्यं जरजेवर्जकवीयाले:
शुक्रमिहरो मरवाने जीहूरा कुरुते च सन्नंजं हसम् ॥ २ ॥

## તૃતીયસ્થાનગત શુક્ર ફળ.

### પાશ્ચિમાત્યઃ—

" Help from brethren or neighbours, "

ત્રીજા સ્થાનમાં રહેલ શુક્ર મનુષ્યને ભાંડુ અને પાડોશીની મદદ, મુસાફરીઓનો શોખ, મનનો આનંદ, કવિત્વ શક્તિ ને વાંચનનો શોખ વિગેરે આપે છે. તે મુસાફરી માટે તદન સારો છે કેજે વૈભવ ને શોખની ખાતર કરાવે છે, અથવા તેમાંથી આપોઆપ આનંદ થાય છે. સગાં માટે સારો છે; ને તેમની મદદ અથવા તે દ્વારા લાભ મેળવે છે. લખાણુને દરતાવેજો પણ લાભકારી નિવડે છે. આ ગ્રહ હુન્નર, ભાષા, કવિતા, સંગીત, ચિત્રકળા વિગેરે હુન્નર, તથા માનસિક ને મગજના કામો માટે તદન સારો છે. જેથી મન આશાવંત, આનંદી, શાંત ને સંપીલું બને છે; જો શુક્ર ચંદ્ર શુભ દ્રષ્ટિમાં અને બુધના સંયોગમાં હોય છે, તો તે ખરાબ કુંડળીને પણ સુધારી મૂકે છે; જો અશુભ દ્રષ્ટિમાં હોય છે તો તે બહુ વ્યભિચારી, બહુ આનંદી કમ્પનીવાળો અને વૈભવી હોય છે. પણ તે તદન કમનશીબવંત જ્યારે ચંદ્ર ને બુધની અશુભ દ્રષ્ટિ હોય છે તોજ ગણુાય છે.

### પૌર્વાત્ય.

ત્રીજા સ્થાનમાં પડેલ શુક્ર મનુષ્યને પાતળા શરીરવાળો, કૃપણ, દુષ્ટ ચિત્તવાળો; ધનહીન, કામદેવથી પીડિત, સારા મનુષ્યને ત્રાસ દેનાર અને બહુજ ખોટાં કામ કરનાર હોય છે. તેને સ્ત્રીઓમાં ઘણી પ્રીતિ, સંતાન અને ભાઈ બ્હેન નું સુખ, મનોરથની પ્રાપ્તિ, નેત્ર પીડા, સેનાપતિ પણું તથા રણસંગ્રામમાં ભય હોય છે.

* આ મનુષ્ય એવો બળવાન હોય છે કે જાણે કોઈ બળવાન સિંહ પોતાના આળસુ ભાઇઓ અથવા ઘોડા સાથે પડી રહેલ માફક હોય છે.

## ચતુર્થસ્થાનગત શુક્ર ફળ.

### પાશ્ચિમાત્યઃ—

", A comfortable end to the existence, if unafflicted gain by inheritance,"

---

* ओदृशा भवतिविरादृशाने चेन्मानवो जातः ॥
जोरावरो हरीवःसाकस्यः सानुजस्साश्वः ॥ १ ॥

ચોથા સ્થાનમાં રહેલ શુક્ર જો પીડિત ન હોયતો જીંદગીનો છેવટ સુખી બનાવે છે, ને વારસાથી લાભ આપે છે. આ ગ્રહ જીંદગીનો અંત ઘણીજ સુખી અવસ્થામાં લાવીને આશાઓ અને તૃષ્ણાઓને પૂર્ણ કરે છે; તેને વારસાથી ને માબાપથી લાભ, સંતોષકારક સંસાર તથા સંસારી જીંદગી દરેક રીતે સુખી કરે છે.

જો અશુભ દ્રષ્ટિમાં હોય છે તો ઘણો ખરાબ નથી, પણ ફક્ત ધનનો નાશ કરે છે; તથા શોક ને દીલગીરી જીંદગીના અવસાનમાં બતલાવે છે.—હર્શલ–અચાનક રીતે નશીબનો પલટો અને વિચિત્ર અનુભવો. મંગળ—બેદરકાર ને વ્યભિચાર અને જીંદગીના અંત સમયે હદપારનો ખર્ચ. શુભ દ્રષ્ટિમાં—રવિ ચંદ્ર, દરેક કાર્યમાં વિજય અને લાભ આપે છે.

પૌર્વાત્ય—

ચોથા સ્થાનમાં પડેલ શુક્રવાળો મનુષ્ય મિત્રો, વાહન, ઘર, ગામ, જમીન વિગેરેના સુખને ભોગવનાર તથા દેવોથી પણ વંદાયેલ અને હમેશ આનંદી હોય છે; તે ક્રોધી કે દયાળુ અથવા હરકોઇથી પૂજાયેલ, જન્મથી કેટલાંકનું પોષણ કરનાર, બેટાથી ભરપૂર, અને બહુ સ્ત્રીઓનો વિલાસી હોય છે.

+ આ મનુષ્ય વ્યભિચારી, ધનાઢ્ય, ન્યાયી, કામ કરનાર, બુદ્ધિમાન, પંડિત ને મીઠીવાણી બોલનાર હોય છે.

## પંચમસ્થાનગત શુક્ર ફળ.

### પાશ્ચિમાત્યઃ—

". Successful ventures & much given to pleasures & females."

પાંચમા સ્થાનમાં રહેલ શુક્ર મનુષ્યને વૈભવ અને સ્ત્રીઓની કલ્પનીનો શોખ, કે જેથી તબીઅતનો બીગાડ બતલાવે છે. આ મનુષ્ય નાટકનો અને રમત ગમતનો શોખિન હોય છે, ને તેને સારાં તથા માયાળુ ને આજ્ઞાંકિત છોકરાં હોય છે; તેમાં મુખ્યત્વે ઘણી છોકરીઓ હોયછે. સાહસ પણ બહુજ વિજયી હોય છે; સટ્ટાથી લાભ મેળવે છે. આ ગ્રહ

---

+ ऐयाशो मालदारो मेकोकारश्चफारसश्चेत्स्यात् ॥
सोहृरादोस्तमकाने भवति मनुष्यःप्रियंवदश्चाश्च: ॥ ४ ॥

( Love affairs ) સ્નેહ સંબંધમાં વિજય બતાવી જીંદગીનો ખરો આનંદ ભોગવાવે છે; તથા આગતા સ્વાગતા, વ્યવહાર, ને સંસારી સુખને માટે સારો છે; તે સટ્ટો, ધનવિનિમય અને હરફાઇ સાહસથી ધનલાભ આપતા છે, તથા ફળીભૂત થાય તેવાં જોડાણો, અને હુન્નરી કે સંગીતનાં જાણકાર છોકરાં આપે છે.

અશુભ દ્રષ્ટિમાં નેપચ્યુન, વિચિત્ર પ્રેમ સંબંધ; હર્શલ, વિચિત્ર રીતનું જોડાણ; શનિ, પ્રેમ સંબંધમાં નિરાશા, શોક ને દીલગીરી; મંગળ, વૈભવની અસંતોષિત વૃત્તિદ્વારા ધનવ્યય. શુભ દ્રષ્ટિમાં, આનંદી ને વિજયી પ્રેમ સંબંધ આપે છે, પણ તે સઘળો આધાર શુક્રાશ્રિતરાશિ ઉપર છે.

### પૌર્વાત્ય.

પાંચમા સ્થાનમાં રહેલ શુક્ર મનુષ્યને સઘળી કાવ્યકળાથી યુક્ત, પુત્ર, વાહન ને ધાન્યવંત અને બહુજ રાજ્યમાન મેળવનાર બનાવે છે; આ ગ્રહ સત્પુત્ર, પ્રયાસથી મેળવેલ લક્ષ્મી, મંત્ર અને મિષ્ટાન્ન પાનવાળું મનથી સંતોષી ઉદર, કવિત્વ કરી શકે તેવી શક્તિ, કન્યા, પ્રજા, ધન, ગુણ અને સુંદરતા આપે છે.

× આ મનુષ્ય દાનીશ્વરોમાં શિરોમણિ, પુત્ર, ધન ને ધાન્યવાળો, અને રાજ્યપ્રીય હોય છે.

## ષષ્ઠસ્થાનગત શુક્ર ફળ.

### પાશ્ચિમાત્ય:—

" Benefits the health; the servants dutiful and obliging."

છઠ્ઠા સ્થાનમાં રહેલ શુક્ર મનુષ્યને તબીઅતમાં સુધારો કરે છે. તથા આજ્ઞાંકિત અને ઉપકાર કર્તા નોકરો મેળવે છે. આ ગ્રહ જો ખાસ પીડિત હોતો નથી, તો તબીઅત માટે સારો ગણાય છે; કોઇ પણ બાબતમાં હદપાર જવાથી, તેમાં પણ મુખ્યત્વે વૈભવ વૃત્તિમાં હદપાર પણાથી તબીઅત બગડે છે. જો ખાસ કરીને લગ્ન પછી નિયમિતપણું જાળવવામાં આવે છે તો તબીઅત સચવાય છે; ને કંઇ પણ ઉપાધિ થતી

---

× दानीश्वरोमनुजः सुतधनधान्यैश्चसंकुलोयस्य ॥
लोहुरापंचमस्थाने भवति यदा हि महीपतेःप्रीतिः ॥ ५ ॥

નથી. તેમ છતાં જો મંદવાડ થાય છે તો તેની માવજત બરાબર થવાથી મંદવાડના કારણે તેને બીજી ઘણી બાબતથી આડે રસ્તે ફાયદો થાય છે.

આ ગ્રહને લીધે નોકરોદ્વારા લાભ, સુખ તથા વૈભવ મળે છે, ને દરેક કામ આનંદી બને છે, અથવા આનંદ ભણી બાબતમાં કામ રૂપે બને છે; આ મનુષ્ય જોકે મહેનતુ હોતો નથી છતાં પોતાનાં કામને જીંદગીમાં આનંદી બનાવે છે. છઠ્ઠાનો શુક્ર શેઠાઇ માટે સારો નથી છતાં શેઠાઇ હોય તો નોકરો સારા ને વિશ્વાસુ રાખવા; ને તે ભાડુતો, એજન્ટો અને હલકા લોકોદ્વારા લાભ આપતા છે.

### પૌર્વાત્ય.

છઠ્ઠા સ્થાનમાં રહેલ શુક્ર મનુષ્યને સ્ત્રીઓની અપ્રીતિ, મદનની હીણતા, નિર્બલતા અને શત્રુભય આપે છે. આ ગ્રહ પુષ્કળ વ્યય અને મીઠા બોલા શત્રુઓ આપે છે, ને કરેલાં કાર્યનો નાશ કરી સંતાપ ઉત્પન્ન કરે છે; તથા પૂજ્ય સુખ મળવા દેતો નથી. જો ઉચ્ચનો હોય છે તો શત્રુનાશ કરી સુખ આપે છે; ને અસ્તનો હોય છે તો પંડિત હોયછે તોપણ દુઃખી થાય છે.

+ આ મનુષ્યને કોઇ પણ મિત્ર હોતો નથી, ને તેની વાત કોઇ પણ સાંભળતું નથી; ને તે દયાહીન, મૂર્ખ અને લડાઇખોર હોય છે.

## સપ્તમસ્થાનગત શુક્રફળ.

### પાશ્ચિમાત્ય.

" Happiness in marriage and great love of offspring. "

સાતમા સ્થાનમાં રહેલ શુક્ર મનુષ્યને લગ્નથી સુખ અને સંતાન તરફનો પ્રેમ સુચવે છે; અને જો શુક્ર વૃશ્ચિક કે મકરમાં હોતો નથી તો વ્હેલો પરણે છે, ને તેમાં હોય છે તો વ્યાભિચારી બને છે; આ ગ્રહ ધંધામાં, ભાગીદારીમાં અને બીજાઓના સંસર્ગમાં વિજય બતલાવે છે, તથા ભાગીદાર ( સ્ત્રી કે પુરૂષ ) આકર્ષક, આનંદી અને ભાગ્યશાળી હોય છે. " Venus joys in the seventh; "—શુક્ર સાતમે હર્ષિત

+ षष्ठेऽगनानामभृतिरनगहीनो भवेद्भृगौ ।
वैरिभयं सर्वदेहानां किञ्चित्सुखाय जायते ॥ १ ॥

હોય છે. તે અશુભ દ્રષ્ટિમાં હોય છે તો ફક્ત લગ્નમાં ઢીલ અને વિઘ્નોજ આપે છે, ફક્ત સાતમાનો શુક્ર એકલો જ લગ્નના ભાગીદાર સુખ માટે પૂરતો છે; તેને સંસારી ને આર્થિક સુખ લગ્ન પછીજ મળે છે, અને ભાગીદારની મદદ અને સહાયતાથી ભવિષ્યની સઘળી જીંદગી સુધરી જાય છે. જો શુભ દ્રષ્ટ હોય છે, તો લગ્નથી આરંભી જીંદગીનો સારો પલટો લેછે, તેમાં ગુરૂ ચંદ્રની દ્રષ્ટિ વિશેષ સારી, અને મંગળ, હર્શલ, શનિની શુભ દ્રષ્ટિઓ શુક્રના ઉપર વિરોધી અસર કરે છે.

### પૌર્વાત્યઃ—

સાતમા સ્થાનમાં રહેલ શુક્ર મનુષ્યને બહુ કળામાં કુશળ, જલક્રીડા કરવાવાળો, રતિવિલાસમાં બહુજ ચતુર, અને ઘણી સુંદર સ્ત્રીઓનો ભોક્તા બનાવે છે; આગ્રહ સ્ત્રી સુખ તથા કેડની પીડા, પુત્ર જન્મ આપનાર સુંદર સ્ત્રી, બહુજ વિલાસ, પરદેશગમન, સુંદર શરીર, સારૂં કુળ બહુ ધન ને પુત્રાદિ સુખ આપે છે.

+ આ મનુષ્યને દયાળુ, સર્વ કળામાં ચતુર અને સ્ત્રીઓની ચિંતા તથા આનંદ હમેશ રહ્યાંજ કરેછે.

## અષ્ટમસ્થાનગત શુક્ર ફળ.

### પાશ્ચિમાત્યઃ-

"If strong, gain by marriage, wills & legacies of the dead."

આઠમા સ્થાનમાં રહેલ શુક્ર મનુષ્યને જો તે ગ્રહ મજબૂત હોય છે તો લગ્નથી, વારસાથી, કે વીલથી ધન આપે છે; ને જો નિર્બળ હોય છે તો સ્હેજ થોડું આપે છે. આ ગ્રહ શાંત અને ઉપાધિ વિનાનું મરણ કરે છે; જો પીડિત હોય છે તો તે વૈભવ અથવા વૈભવી કૃત્યોદ્વારા મરણ કરે છે; જો બહુજ પીડિત હોય છે તો (kidney) મુત્રાશય અથવા ડાએબીટીશ (મીઠાપીશાબ) અથવા કોઇ પણ પીશાબને લગતા દરદના કારણે મરણ કરે છે; આ ગ્રહ વળી લગ્ન અથવા વીલ, ટ્રસ્ટ કે મરનારની મીલકતદ્વારા ધન મેળવે છે. તેની મધ્યાવસ્થામાં અથવા લગ્ન થયા પછી સ્થિર જીંદગીમાં

---

+ साहसवर्द:कुशल: सकलकलासुकारसोनास्यात् ॥
मोहूताहकमयाने स्त्रीगणचिन्तातुरजकोभवति ॥ ७ ॥

પ્રવૃતિ કરાવી વૃદ્ધિ ને વિજય કરે છે. સ્વપ્નાવસ્થા ઘણેખરે અંશે સત્ય અને અર્થસૂચક હોય છે.

પૌર્વાત્યઃ—

આઠમા સ્થાનમાં રહેલ શુક્ર મનુષ્યને આનંદી, રાજ્ય માનવંત, શઠ, નિઃશંક બોલનાર તથા સ્ત્રી પુત્રાદિકની ચિંતાવાળો બનાવે છે. તથા તે ચોથી અવસ્થામાં ધન મેળવનાર, વાહન ઘોડા વિગેરેથી સુખી, દુષ્ટ, વક્તા, યત્નથી ધનપ્રાપ્તિકરનાર ને બહુ વખત સુખી નહી રહી શકનાર હોય છે.

* આ મનુષ્ય અભિમાની, કડવાં વચન બોલનાર, સ્ત્રી ધન ને સુખથી રહિત અને લડાઈથી અસંતોષી હોય છે.

## નવમસ્થાનગત શુક્ર ફળ.

પાશ્ચિમાત્યઃ—

" Pleasant journeys & a sincere religious turn of mind ."

નવમા સ્થાનમાં રહેલ શુક્ર મનુષ્યને આનંદી, દૂરની મુસાફરીઓ કરનાર, શુદ્ધ ધાર્મિક મનવાળો, આનંદી ને મશ્કરો, કવિતાનો ને વાંચનનો શોખિન, લગ્નનાંસગાં દ્વારા લાભ મેળવનાર બનાવે છે. જો શુક્ર દશમા ભાવના કસ્પથી બહુ દૂર હોતો નથી તો લગ્ન ઘણુંજ ફુવાવાન હોય છે;આ ગ્રહ ઘણું સુધરેલ અને હુન્નરી મન આપે છે,અને મગજને સુધારનારને દરેક આકારમાં સ્હાય છે. આ ગ્રહ દરેક કુંડળીને સુધારે છે, કારણ કે આથી મનુષ્ય માયાળુ ને પરોપકારી બને છે;તે સંગીત,હુન્નર,ઉચ્ચ ધર્મની ભાષા અને વિદ્યાનો સંસર્ગ આપે છે; વિદેશમાં વિજય, મુસાફરીદ્વારા લાભ, અથવા વ્હાણુ અને આગબોટોને લગતાં દરીયાઈ કાર્યો દ્વારા લાભ અને તે દ્વારા આનંદ અને સંતોષ આપેછે. જો અશુભ દષ્ટ હોય છે તો તે નબળો છે, ને અપ્રાપ્ય વસ્તુને પ્રાપ્ત કરવાની તૃષ્ણા કરાવે છે, પણ તેનાથી કંઈ પણ ખાસ હાનિ થતી નથી; ખાસ પબ્લીકેશન અને ધાર્મિક વિષયમાં તે ઘણોજ સારો છે.

---

* मगहलोवदलुब्धः स्त्रीधनमोख्यैश्च वर्जितो मनुजः ॥
इत्यमकानेजोहाभ इति चितूंसमनो न संग्रामे ॥ ८ ॥

પૌર્વાત્યઃ—

નવમા સ્થાનમાં રહેલ શુક્ર મનુષ્યને અભ્યાગત, ગુરૂદેવતાની પૂજા તીર્થયાત્રામાં ધનવ્યય, ગોગ ધ્યાન, અને કોપહીનતા આપે છે. અને તેનું ઘર ધર્મ ધ્વજાથી ઓળખાય છે; અને તેને ભાઇ તથા ચાકર સુખ,ને જાતે શરીર સુખ હોય છે,તથા તે પોતાના બાહુબળથી પેદા કરેલ વૈભવવાળો અને પવિત્ર હોય છે.

* આ મનુષ્ય અનેક કામ કરનાર, સુંદર, આનંદી, સભાજીત, માની અને કોઇનો પણ આશ્રય લેનાર હોતા નથી.

## દશમસ્થાનગત શુક્ર ફળ.

પાશ્ચિમાત્ય—

" Success in life; promotion, esteem & honor especially amongst females."

દશમ સ્થાનમાં રહેલ શુક્ર મનુષ્યને જીંદગીમાં વિજય આપે છે. તથા મુખ્યત્વે સ્ત્રીઓમાં માન કીર્તિનો વધારો કરે છે. મન આનંદી અને સ્વભાવ મળતાવડો હોઈ દરેક જાતના કજીયા અને ટંટા ફીસાદને ધિક્કારે છે. લગ્ન ઘણું કરીને ઉચ્ચ કુળમાં થાય છે. જો રવિ ચંદ્રની શુભ દ્રષ્ટિમાં હોય છે તો ઇલકાબ અને ચાંદ મળે છે.

આ ગ્રહ જીંદગીમાં વિજય અને નીતિનું ઉચ્ચ બંધારણ સુચવે છે; તે હુન્નર, સંગીત જ્ઞાન તથા સુખસંપત્તિ તથા મોટા પુરૂષોથી માન ને તેમની કૃપા આપે છે. આ મનુષ્યમાં ગુણ અને શક્તિ હોય છે, તથા સુશીલ આનંદી અને મળતાવડો હોવાથી વિજયી નિવડે છે. જો કોઇ ગ્રહના ત્રિકોણ કે અર્ધત્રિકોણ દ્દષ્ટિમાં હોયછે તો તેને કંઇક માન ઇલકાબ ખાસ મળેછે, અથવા જીંદગીના કોઈપણ સમયે પણ ધનનો સારો લાભ ને સારી કીર્તિ મળેછે; પણ જો શુક્ર પીડિત હોય છે તો તે શુક્રને બીગાડતો નથી છતાં તેને બુદ્ધિને જણાવવાના પ્રસંગોનો અભાવ હોય છે, ચંદ્રની અશુભ દૃષ્ટિ શુક્ર ઉપર સારી નથી; આ ગ્રહ લગ્ન, ધન, મિત્રતા ને ધંધા ( સ્ત્રીઓને ઉપયોગી ચીજો ) માટે સારો છે.

---

* नेकोकार:सुभगःसुन्दरो वामा च मानवोजोहरा ॥
वक्तमकामेमुर्तजून वारअमज्किसीमवतिसइति ॥ १ ॥

પૌર્વાત્યઃ—

દશમા સ્થાનમાં રહેલ શુક્ર મનુષ્યને ભાગ્યવંત, માનવંત, ધર્મકર્મ તરફ પ્રીતિવંત, અને સ્ત્રી પુત્રાદિમાં પ્રીતિવાળો બનાવે છે; તથા તે ભાંડુ સુખ, ક્વચિત્ કાનમાં બ્હેરાપણું, ભોગ, સુંદર આભુષણ અને વનમાં ગયેલ હોય તો પણ રાજ્ય સુખ મેળવે છે; આ ગ્રહ સંતાન સુખમાં વિક્ષેપ, પોતાના ચિત્ત વિભ્રમથી ધનવ્યય, હમેશ બ્રાહ્મણ વૃત્તિથી આડંબર ને વિવાદ આપે છે.

* આ મનુષ્ય બહુજ હિંમતવાન, ધનાઢય, પિતા અને ગુરૂભક્ત, વિદ્વાન, રાજા અથવા મંત્રી, કિંવા મોટો આદમી હોય છે.

## એકાદશસ્થાનગત શુક્ર ફળ.

પાશ્ચિમાત્યઃ—

" Many good, sincere & helping friends."

અગીઆરમા સ્થાનમાં રહેલ શુક્ર ઘણા સારા દીલોજાન મિત્રો આપે છે, કે જેઓ આ મનુષ્યને મદદ કરવાને તૈયાર અને રાજી હોયછે, અને તેઓ દ્વારા બહુજ કિંમત થાય છે. તેઓ તેને મનથી, ધનથી અને બનતા પ્રયાસથી તથા મમતાથી ઉંચે ચઢાવવા પ્રયત્ન કરે છે. નીચેની શુભ દૃષ્ટિ કે સંયોગ સારા છે.

રવિ,—મિત્રો મુખ્યત્વે સ્ત્રીઓ દ્વારા લાભ ને સંપત્તિ.

ચંદ્ર—આનંદ, કમ્પની, રમત ગમત ને લોકપ્રીયતાનો શોખ.

નીચેના સંયોગઃ—

નેપચ્યુન—વિચિત્ર અને કાલ્પનિક પ્રેમ સંબંધ, કે જેમાં ઉમર કે બીજો વિચિત્ર તફાવત હોય છે.

હર્શલ—આકસ્મિક અને અસાધારણ સુંદરતાના આકર્ષણના કારણે પ્રેમ સંબંધ.

શનિ—શોકમય ને દિલગીરી ભરેલું જોડાણ.

ગુરૂ—મિત્રો દ્વારા ઘણોજ આનંદ અને સુખ.

મંગળ—લાગણી ભર્યો સંબંધ અને ઉતાવળીયો પ્રેમ.

---

* धनीकोऽतिशूरः पितृगुरुभक्तश्च विख्यातो मनुजः ॥
जोद्राजा हि मंत्री भवति शुक्रो दशमे स्थित ॥ १० ॥

બુધ—હુશિઆર મનુષ્યો દ્વારા ઠગાઇનો ભય,

જો શનિ કે મંગળની અશુભ દ્રષ્ટિ હોય છે તો કમનશીબવંત મિત્રો મળે છે, પણ જો તે વિષય વાસનામાં હદપાર જતો નથી તો ખાસ કંઇ પણ હાનિ થતી નથી.

પૌર્વાત્ય:—

અગીઆરમા સ્થાનમાં રહેલ શુક્ર મનુષ્યને સંગીત, અને ગાનમાં પ્રીતિવંત, ધર્માત્મા, યાત્રાદિકનું નિત્ય ચિંતવન કરનાર બનાવે છે. આ ગ્રહ ધનલાભ, સુશીલતા, સત્કીર્તિ, સત્ય તરફ પ્રીતિ, ગુણ, અને ભોતથા ઐશ્વર્ય, સુંદર શરીરને, હાસ્ય પ્રીતિ વિગેરે આપે છે.

÷ આ મનુષ્ય ધનવાન્, તેજસ્વી, સરદાર અને રાજા તુલ્ય યશસ્વી હોય છે.

## દ્વાદશ સ્થાનગત શુક્ર ફળ.

પાશ્ચિમાત્ય:—

" Unafflicted tends to success."

બારમા સ્થાનમાં રહેલ શુક્ર જો પીડિત હોતો નથી, તો જીંદગીમાં વિજય આપે છે. તે જો શનિથી પીડિત હોય છે તો તે ઠગાઇ ને પ્રપંચના પ્રસંગોથી સાવધાનગીરી રાખવા સૂચવે છે, કદાપિ તેથી પણ વધારે ખરાબ પરિણામ કવચિત્ બતલાવે છે. મંગળ, હર્શલ અને નેપચ્યુનની અશુભ દ્રષ્ટિ તેની શુભ અસરને નાબુદ કરે છે.

આ ગ્રહ અહિં વિલક્ષણ છે ને તે ગુપ્ત પ્રેમ સંબંધ બતલાવે છે. આ મનુષ્ય ગાઢ વ્યભિચારમાં પડે છે તો પણ જો મંગળ કે ચંદ્ર અશુભ દ્રષ્ટિમાં હોય છે; તો તે વ્યભિચારને કોઇ જાણી શકતા નથી. જો શુભ દ્રષ્ટિમાં હોય છે તો તે પ્રેમ સંબંધદ્વારા ધનલાભ મળે છે; ને લગ્ન વ્હેલું થાય છે. તો પણ તેની સાથે સ્નેહ સંબંધની અસર લગ્ન પછી તરતજ થાય છે. શનિની અશુભ દ્રષ્ટિથી બીજા લગ્નમાં કે પ્રેમ પ્રસંગમાં વૈધવ્ય, વિયોગ, છુટા છેડા કે કલેશ થવાના પ્રસંગો આવે છે, પણ જો શુભ દ્રષ્ટિમાં

---

÷ जरदरंमहबूबंसिर्दारं बामुरौवतंमनुजम् ॥
याफ्तिमकानंजोहूरा महूंशांपुरुदतंकुरुते ॥ ११ ॥

હોય છે તો નિસ્વાર્થ પ્રેમ ભક્તિ બનનારી ચ્હાનારને ઘણું જ કરી આપે છે, પણ જો શુક્ર વૃશ્ચિક કે મકરનો અથવા ક્વચિત્ મેષ કે કર્કનો હોય છે તો તે ભયંકર ગણાય છે.

પૌર્વાત્યઃ—

બારમે રહેલ શુક્ર મનુષ્યને કુકર્મી, સત્કર્મ વિરોધી, કામી અને દયાહીણુ તથા અસત્યવાદી બનાવે છે. આ ગ્રહ પ્રથમાવસ્થામાં રોગવંત ને પછીથી અભિમાની અને મલિન બનાવે છે; તે શુભ વ્યય, ગુણ કીર્તિનો નાશ, મિત્ર વૈર, જનસમુહનો વિરોધ, ક્વચિત્ ધનપ્રાપ્તિ ને કફની અધિકતા આપે છે,

× આ મનુષ્ય ઘણોજ ખર્ચાળ, ખરાબ કામો કરનાર, અક્કલહીણુ ક્રોધી ને કોઇની વાત નહિ સાંભળનાર હોય છે.

## સારાંશ.

### દ્વાદશ સ્થાનગત શુક્ર ફળ.*

સ્થાન,

૧—આનંદી, વૈભવી, ઘરેણાંને વસ્ત્રનો સ્ત્રીઓનો શોખિન, ભાગ્યવંત; ગણિતજ્ઞનો, સુંદર, આયુષ્યમાન, સ્ત્રીપ્રીય.

૨—શુક્ર બળવાન હોય તો જીંદગીમાં વિજયવંત, ધનાઢ્ય, ને નિર્બળ હોય તો ધનક્ષય; દ્રવ્ય સંચયી, કુટુંબી; ને સુંદર નેત્રવંત.

૩—લખાણ, પાડોશી, સગાં, ને ભાંડુથી સુખી, મુસાફરીથી લાભ; લોભી ને ભગિનીથી સુખી.

---

× સાહસલર્ચોબલકાર् કમસહસ્રમાનવોદ્યુતિત:
सर्वभक्ष:किलजोहरा सर्वमकानेहि गुरवरोभवति ॥ १२ ॥

* શુભ ફળને શુભ દૃષ્ટિમાં શુભ, તથા અશુભ દૃષ્ટિમાં શુભ ને અશુભ, અને અશુભ ને વધારે અશુભ બનાવે છે.

૪—વારસાથી લાભ, ને શુક્ર બળવાન હોય તો જીંદગીનો અવસાન સુખી; સુંદર, બુદ્ધિવંત, વાહનવાળો.

૫—વૈભવ ને સ્ત્રીઓનો શોખ સાહસથી કે સટ્ટાથી સરતોથી લાભ, સંતાન સુખી; બુદ્ધિવંત, મંત્રી, કવિ, ગ્રંથકાર,કારીગર.

૬—સારી તંદુરસ્તી ને વિશ્વાસુ નોકર ચાકર; અપાત્ર તરફ ખર્ચ કરનાર ને રોગી.

૭—સ્ત્રીથી ને ભાગીદારીથી સુખી, સંતાન તરફ પ્રેમ, ધંધામાં ને વ્યાપારમાં વિજય તથા લાભ; અત્યંત વિષયી, વ્યભિચારી.

૮—બળવાન શુક્ર હોય છે તો વીલ, વારસા, ધણી કે ધણીઆણીથી ધનલાભ; મધ્યમાયુ:, ૪ થા વર્ષે માતા પીડા,ને સુખી.

૯—આનંદી મુસાફરીઓ, ધર્મનું વલણ, સ્ત્રીનાં સગાંથી લાભ; જ્ઞાની, તપસ્વી ને ભાગ્યશાળી.

૧૦—જીંદગીમાં વિજય, માન, કીર્તિ, સ્ત્રીઓથી સુખી; અનેક પ્રકારથી સુખ ભોગવનાર.

૧૧—ઘણા સારા કે વિશ્વાસુ ને મદદગાર મિત્રો, વિદ્વાન્ ધનવાન્ ને ક્ષેત્રવાન્.

૧૨—જીંદગીમાં વિજય, શનિથી પીડિત હોય તો બીજાથી ઠગાઇ ને પ્રપંચનો ભય; શય્યા વિગેરેથી સુખી ને દરિદ્ર.

# परिच्छेदः २८. Chapter. XXVIII

## દ્વાદશ રાશિગત સૂર્યફળ.

### "Sun in Twelve Houses."

### પ્રથમસ્થાનગત સૂર્યફળ.

#### પાશ્ચિમાત્યઃ—

"Denotes great vitality, force of character & energy."

આ સ્થાનમાં પડેલ ગ્રહ ઉદિત કહેવાય છે ને તેને માટે પત્ર ૨૮૬ જુઓ. પહેલા સ્થાનમાં પડેલ સૂર્ય મનુષ્યને દૃઢ, ઉદાર, મહન્ત, અભિમાની, મોટાઇથી ભરેલ, ન્યાયી ને પ્રમાણિક બનાવે છે. અગ્નિતત્વ રાશિમાં ઘણો લોભી, ક્ષણવારમાં ક્રોધી, સર્વ ઉપર સત્તા ને હુકમ ચલાવવાની ઇચ્છાવાળો, ગંભીર ને થોડા બોલો હોય છે; પૃથ્વી તત્વ રાશિમાં અભિમાની અને હદપારનો બડાઇખોર, જક્કી ને પોતાનીજ ઝાદ ઝાલનાર; વાયુતત્વ રાશિમાં પ્રમાણિક, ઉદાર અને શાસ્ત્રી તથા હુન્નરના શોખિન; જળતત્વ રાશિમાં વ્યભિચારી, પ્રતિજાતિનો (સ્ત્રી કે પુરૂષ) પોતાની જાતને પણ વ્હેમ આવે ત્યાં સુધીનો શોખિન; વૃશ્ચિક રાશિમાં કીર્તિવંત, ડૉક્ટર અથવા રસાયણ શાસ્ત્રી.

લગ્નમાં પડેલ સૂર્ય ખાસ સંપત્તિને માટે ભાગ્યશાળી ગ્રહ ગણાય છે. આ ગ્રહ લગ્નમાં રહેવાથી વધુ જીવનશક્તિ, મજબૂત ચાલચલકત, દીર્ઘાયુષ્ય અને ઘણાખરા નબળા યોગોને ( ઘાતોને ) તો તે પસાર પણ કરાવી દે છે.

#### પૌર્વાત્યઃ—

પ્રથમ સ્થાનમાં પડેલ સૂર્ય મનુષ્યને આળસુ, બહુજ ક્રોધી, લંબ દેહ, કંકુરોગ અને નેત્રરોગ, શૂરવીર, ક્ષમાવંત ને નિર્લજ્જ હોય છે; તથા કર્ક રાશિમાં કમળના જેવાં નેત્રવાળો, મેષરાશિમાં સ્થિતિનો નાશ કર્તા, સિંહરાશિમાં રાત્ર્યંધ થાય છે. સ્ત્રી સંતાન વર્ગથી મનની અશાંતિ, વાયુ ને પિત્તથી શરીર પીડા, પરદેશ ગમન અને હમેશ ધનની ન્યૂનાધિકતા હોય છે. નાની ઉમર વ્યાધિવંત, નયનરોગી, નીચ સેવા કરનાર, વિકળ મૂર્તિ તથા પુત્ર પૌત્રાદિકથી હીન હોય છે.

* આ મનુષ્યનું શરીર લગાર દુબળું હોય છે, અને સ્ત્રીથી દૂષિત, બાગબગીચાનો શોખિન. જો તુલારાશિમાં હોય તો માનહીન, અવિચારી ને ઇર્ષાખોર હોય છે.

## દ્વિતીયસ્થાનગત સૂર્યફળ.

### પાશ્ચિમાત્યઃ—

"Very generous and free with money; spending it fast and heavily."

બીજા સ્થાનમાં રહેલ સૂર્ય મનુષ્યને ઘણોજ ઉદાર, ઉડાઉ અને ખર્ચની બાબતમાં બેદરકાર બનાવે છે, કે જેથી પોતાની મીલકતનો ક્ષય કરી નાંખે છે. ગુરૂ સાથેનો ત્રિકોણ કે અર્ધત્રિકોણ હોય છે તો તેમાં ફેરફાર થાય છે અને ધન તથા સંપત્તિ આપે છે.

આ ગ્રહ જો કે ધન મેળવે છે છતાં અશુભ દ્રષ્ટિમાં હોય છે તો ગરીબ રાખે છે. સૂર્ય પિતાથી, પિતાની બાજુથી, ઉપરીથી, અધિકારી વર્ગથી અગર પોતાની ઇજ્જતની વગસગથી ધન આપતા ગણાય છે, તેને માટે સૂર્યની આશ્રિત રાશિના ધંધાઓ જાણવા; પોતાના જાતિ પ્રયત્ન દ્વારા મંગલની માફક આ ગ્રહ પણ કદાપિ ધન આપે છે, અને તેવીજ રીતે જલદાથી ઉડાવી પણ દેવરાવે છે. આ ગ્રહ રાજ્યાશ્રયથી અને નોકરીથી ધન આપે છે, તથા અગ્નિ કે રાજ્યદ્વાર કે પિતાના કૃત્યો દ્વારા ધનનો વ્યય પણ વધારે કરાવી દેછે. તેને અગ્નિના કાર્યોદ્વારા મળેલ ધન વધારે ટકે છે.

### પૌર્વાત્યઃ—

બીજા ભાવમાં રહેલ સૂર્ય મનુષ્યને ધન, પુત્ર અને વાહનથી રહિત, બુદ્ધિહીન, મિત્ર ભાવથી રહિત, બીજાના ઘરમાં વાસ કરનાર હોય છે, આ પુરૂષ ભાગ્યશાળી, પશુ અને વાહનથી સુખી, પોતાના દ્રવ્યનો સદુપયોગ કરનાર, સ્ત્રીના કારણે કુટુંબકલેશવંત, અહંકારના કારણે કરેલા પ્રયત્નોની નિષ્ફળતા ભોગવનાર, સ્ત્રી પુત્રાદિકથી હીણ, કૃશાંગ, દીન, રક્ત નેત્રવંત,

---

* कन्यगःस्वल्पशरीरस्तत्रा कागरःकामिनीदूषितोदुष्प्रजायतावै
[illegible] ।मानहीनोयहीर्षीविहहिःपुमान् ॥ १ ॥

નઠારા કેશવાળો, લોહ, તામ્ર અને ધનથી યુકત, પરદેશી અને દુઃખી હોય છે.

* આ મનુષ્ય બુદ્ધિહીન, અત્યંત ક્રોધી, હમેશ કૃપણ, દ્રવ્યહીન, સ્વભાવે કડક, કુરૂપવંત, રોગી ને બેભાન હોય છે.

## તૃતીયસ્થાનગત સૂર્યફળ.

" Gain by journeys; firm, steadfast, and fond of science and art."

ત્રીજા સ્થાનમાં રહેલ સૂર્ય મનુષ્યને મુસાફરીથી ધન લાભ આપે છે, તથા દૃઢ, શાસ્ત્ર ને હુન્નરનો શોખિન, ભાગ્યેજ રહેઠાણ બદલનાર. જો જળતત્વ કે ચર રાશિમાં સૂર્ય હોય તો ઘણીજ નાની મુસાફરીઓ કરનાર; જો અશુભ દ્રષ્ટિમાં હોય છે તો તે દ્વારા હાનિ વા ત્રાસ.

ત્રીજાનો સૂર્ય મનની ઉદારતા, સ્હેજ અભિમાન, ને લોભવૃત્તિ આપે છે. દરેક મગજ શકિતનાં કામ માટે દૃઢ, સ્વાશ્રયી, હમેશ વિજયાકાંક્ષી, મગજ શકિતદ્વારા કીર્તિ ને માનને ઇચ્છનાર, અને બીજાઓને મગજ શક્તિથી મદદ કરવાને હમેશ ઉત્સુક હોય છે.

શુભ દ્રષ્ટિમાં હર્શલ શોધક, ગોઠવણ કરનાર, ને મગજશકિતને સુધારનાર. શનિ સત્તાવંત અને હુકમી, તથા તાબેદારીને માગનાર. ગુરૂ ધર્મિષ્ઠ ને યોગી, માયાળુ, મંગળ લડાઇખોર ને કજીયો શોધતું, સગાંના સબંધથી, મુસાફરીથી, ભાંડુથી ને લખાણ, દસ્તાવેજ કે પાડોશીથી આ ગ્રહ લાભ બતાવે છે. કેટલાક વખત પોતે ડરતા હોઇએ અથવા જેનાથી માન મળતું હોય તેવાં સગાંથી પણ સારો છે. તથા અશુભ દ્રષ્ટિમાં અભિમાન, ગર્વ ને લોભ આપે છે. ને ત્રીજાના કસ્પ ઉપર તથા રવિની આશ્રિત રાશિના પ્રમાણમાં બીજાઓને ત્રાસ કરી બતાવે છે.

### પૌર્વાત્યઃ—

ત્રીજા સ્થાનમાં રહેલ સૂર્ય મનુષ્યને મીઠું બોલનાર, ધન તથા વાહનવંત સત્કર્મ કર્તા; ચાકરવાળો, થોડા ભાઇઓ વાળો, અને બહુ બળવાન હોય છે; પ્રતાપી તથા ભાઇઓ તપે તેવો પરાક્રમી, તીર્થચારી;

* यदाचक्रमवाने भवेदाफतावस्तदा ज्ञानहीनोऽथ स्सर्वमुदाम् ॥
सदातंगदिलमस्तगो द्रव्यहीनः कुवेपोगदास्याद्बेहोशोविवासाम् ॥२॥

સંગ્રામમાં શત્રુક્ષયકર્તા ને રાજ તરફથી સુખી; આ ગ્રહ ભાંડુ નાશ કર્તા, મિત્રોનું કલ્યાણ કરનાર, સ્ત્રી પુત્રાદિકથી યુક્ત, ધનાઢ્ય, ધીર, સહનશીલ, ઘણા ધનનો ભોગવનાર ને નગરજનમાં મુખ્ય હોય છે.

* આ મનુષ્ય એક નામવર, નિરોગી, મીઠું બોલનાર, હમેશ નવીન અને સુંદર સ્ત્રીઓને ભોગવનાર, ઘોડાનો શોખિન, નિશ્ચય ધનાઢ્ય, અને ક્રોધ વિનાનો હોય છે.

## ચતુર્થસ્થાનગત સૂર્યફળ.

### પાશ્ચિમાત્યઃ—

" If strong denotes success and fortune at the close of life. "

ચતુર્થ સ્થાનમાં રહેલ સૂર્ય સારો ગણાય છે, ને જો તે બળવાન કે શુભ દૃષ્ટિ હોય છે તો તે જીંદગીના અંતમાં વિજય અને ધન આપે છે. આ ગ્રહ પિતાને લાભપ્રદ છે; જો અશુભ દ્રષ્ટિમાં હોય છે તો તેના ઘરમાં બહુ સારો સંચય હોતો નથી.

આ ગ્રહ જીંદગીના છેવટમાં ધન તથા સંપત્તિ આપી મનવાંછનાઓ પૂર્ણ કરે છે; તે ઉચ્ચ કુળ આપી તેનો અભિમાન કરાવે છે; ને વારસાથી અગર માબાપથી લાભ આપે છે; તથા ગુપ્ત શાસ્ત્ર અને કુદરતની ગુપ્ત ચીજોનો શોધ કરાવે છે.

જો ગુરૂ કે શનિથી શુભ દ્રષ્ટ હોય છે તો તે મીલકતનો લાભ અથવા વારસાથી ધનલાભ આપે છે, પણ જો અશુભ દ્રષ્ટિમાં હોય છે તો માતા પિતા પૈકી એક યા બે દ્વારા ઉપાધિ કે ત્રાસ, અને જીંદગીમાં વિઘ્નો આપે છે. વળી આ ગ્રહ પોતાની પેદાશ અને સ્થિતિ કરતાં ખર્ચ ઉડાઉ પણે કરાવી ને ભારે દેવામાં દોરવે છે. ચોથાનો રવિ માતા પિતા પૈકી એકને અથવા બેને કદાચિત્ વ્હેલાં મારી નાખે છે, અને ઘરમાં અથવા પાડોશમાં સ્હેજ એકાદ વખત અગ્નિભય પણ બતલાવે છે. શુભ દ્રષ્ટિમાં ઘર, ગામ, વાહન, મીલકતથી લાભ અને અશુભ દ્રષ્ટિમાં હાનિ કે ત્રાસ બતલાવે છે.

---

* યદાસપ્તાश्वेटस्तुरीयस्थितो नेकक्रर्गोनिरोगोहितोर्हिसलून्
सदामोदतेरम्यसोमंतिनीभिः सदवासवारोधनाढ्योविनिःकोपवान् ॥

### પૌર્વાત્યઃ—

ચતુર્થ સ્થાનમાં રહેલ સૂર્ય મનુષ્યને સુખ, વાહન અને ધનથી રહિત, પિતાથી વિરોધી અને પોતાના ઘરમાં નહિ રહેનાર બનાવે છે. આ ગ્રહવાળો અત્યંત શોભાવાળા અધિકારવંત, બંધુ વિરોધી, પક્ષ રહિત, સંગ્રામમાં માનભંગ, નાનાપ્રકારના ધનનો ભોક્તા, વાદ્ય સંગીત વિગેરેમાં પ્રીતિવંત, રાજ્યપ્રીય, બહુ ધનવાન ને રણવીર હોય છે.

*. આ ગ્રહ મનુષ્યને સુખની ખામીવાળો, સંશયાત્મક, હમેશ દુઃખી, મલિન ચહેરાવાળો, વેસ્યા ભોગી, બહુ શત્રુવંત અને બેભાન ક્રર્યા કરનાર બનાવે છે.

## પંચમ સ્થાનગત સૂર્યફળ.

### પાશ્ચિમાત્યઃ—

"If well aspected, gain by ventures & denies children if weak."

પંચમ સ્થાનમાં રહેલ સૂર્ય જલતત્વરાશિ સિવાયની રાશિમાં હોયછે તો મનુષ્યને સંતાનમાં વિરોધ નાંખે છે, ને કદાપિ સંતાનહોય છે તો તે નિર્બળ અને માંદલાં હોય છે, અથવા ઘણું કરીને મરી જાય છે: પણ જો તે સ્થાનમાં ચંદ્ર, ગુરૂ કે શુક્ર હોય અથવા સૂર્યના ઉપર લાભદૃષ્ટિ હોય તો તેમ થતું નથી. આ ગ્રહને વૈભવમાં અને સ્ત્રીઓની સોબતમાં આનંદ અપાવે છે, તથા છૂટથી પૈસા ખર્ચાવે છે; જો શુભ દૃષ્ટિ હોય છે તો સાહસ ને સટ્ટાથી કે જોખમના ધંધાથી ધન લાભ આપે છે; તથા છોકરાં, વૈભવ, કમ્પની, અને આગતા સ્વાગતાદ્વારા ધનલાભ કરે છે. આગ્રહ સ્નેહ સંબંધ અને પ્રથમના પ્યાર માટે સારો તથા કીર્તિભરેલો છે. છોકરાંનો રોધ કરે છે અથવા તેમના જન્મ વખતે ઉપાધિ લાવે છે. જો સૂર્ય અશુભ દૃષ્ટ હોય છે તો તે ઘણો ખરાબ છે, અને સટ્ટાથી અથવા સાહસથી મોટી હાનિ ભોગવાવે છે; અને લગ્નપૂર્વના સ્નેહ સંબંધમાં અદેખાઇ અને અભિમાનને લીધે ઉપાધિ લાવે છે; હશલ અને

* यदा भावरागारगःसम्शखेट सुखीनोहिशंसःपरेशानकःस्यात् ॥
सदाम्लानचित्तोथवेश्यारतोवा तथाजायतेवेसुणोहिर्जगर्दः ॥ ४ ॥

મંગળથી પીડિત હોય છે તો તે શોકપરિણામી પ્રેમ સંબંધના અનુભવો કરાવેછે.

### પૌર્વાત્યઃ—

પાંચમા સ્થાનમાં રહેલ સૂર્ય મનુષ્યને થોડાં સંતાનવાળો, દેવી અગર શિવભક્તિ દુષ્કર્મ કર્તા, ધનહીન ને ભ્રાંતચિત્ત બનાવે છે

આ ગ્રહ પ્રથમ સંતાનને સંતાપ કરાવે છે, અને કુશાગ્રમતિ, મંત્રવિદ્યા, પ્રપંચી બુદ્ધિ, કુક્ષિ વ્યાધિ, સંચય કરનાર, પ્રમાદી, બાલ્યાવસ્થામાં દુઃખી, ને યૌવનમાં ધનરહિત તથા વ્યાધિયુક્ત, એકાદ પુત્રથી સુખી, ચપળ, બુદ્ધિવંત, વિલાસી, ક્રૂર કર્મ કરનાર ને કુચિત્ત હોય છે.

× આ ગ્રહ મનુષ્યને માનહીન, મૂર્ખ, થોડા પુત્રવાળો, રોગી, ક્રોધી અને ધર્મકાર્યમાં હમેશાં વિરોધી હોય છે.

## ષષ્ઠમ સ્થાનગત સૂર્યફળ.

### પાશ્ચિમાત્યઃ—

" Ill health & head troubles if afflicted "

છઠ્ઠા સ્થાનમાં રહેલ સૂર્ય જો પીડિત હોય છે, તો ખરાબ તબીઅત રાખે છે, તેની માંદગી ઘણી લાંબી ને કંટાળા ભરેલી હોય છે; પણ જો રવિ સ્થિર રાશિમાં હોય છે તો તે બ્રોનકાઇટીસ, કંઠમાળ, ડીપથેરીયા, શ્વાસ, પથરી કે છાતીનું દરદ, ને હીંચણ તથા પીઠ નબળી કરે છે; દ્વિસ્વભાવ રાશિમાં, ક્ષય રોગનો ભય, (મુખ્યત્વે મીનમાં કે કન્યામાં) અને શ્વાસ નલિકામાં અવરોધ કરે છે; ચર રાશિમાં, લીવર પીડા, નબળાઇ, નબળી છાતી કે પેટ, અપચો ને સંધિવાયુ કરે છે; ઘણું કરીને કાયમની કંઈ પણ બીમારી થાય છે.

છઠ્ઠાના સૂર્યને લીધે જીવન શક્તિ ઘણીજ ઓછી હોય છે, પણ જો તે અશુભ દૃષ્ટિમાં હોતો નથી તો મનુષ્ય પોતાની તબીયત પ્રથમથી કેમ જાળવવી તે સારી રીતે જાણેછે; જો શનિ કે હર્શલ પીડિત હોયછે તો તેનું શરીર નબળું હોયછે, ને તેથી જલદીથી આરામ થવાની શક્તિ કમી હોયછે.

---

× अक्रुखानेयदासम्शखेटस्तदा मानवोमानहीनःसदाजाहिलः ॥
स्वल्पसंगमजश्चौर्यचिन्ताधियुग् गुस्सरोधर्मकार्येसदाकाहिलः ॥५॥

જો મંગળ કે ગુરૂની શુભ દૃષ્ટિમાં હોય છે તો તે તબીયત માટે સારો છે, ને વૈદકીય ધંધાને લગતાં સારાં કાર્યો કરાવે છે. જો બીજાની નોકરીમાં હોય છે તો તે સારૂં પ્રોમોશન અને તે દ્વારા લાભ મેળવેછે, છતાં તે નોકરી બીજા ઉપર પરોપકાર થઇ શકે તેવી તથા ઉમદા હોય છે.

### પૌર્વાત્યઃ—

છઠ્ઠા સ્થાનમાં રહેલ સૂર્ય મનુષ્યને નિરંતર સુખી, શત્રુહર્તા, પરાક્રમી, સુંદર વાહનવંત અને રાજાનો મંત્રી બનાવેછે. આ ગ્રહ રાજ્ય અથવા મિત્ર નિમિત્ત ધનક્ષય, પ્રયાણમાં કે યાત્રામાં ચોરભીતિ અથવા મુશાળ પક્ષથી દુઃખી અથવા વાહનપરની પડી જવાથી કે શિંગડાની પીડા કરાવે છે. આ પુરૂષ યોગશીલ, પોતાના મનુષ્યનું કલ્યાણ કરનાર, જ્ઞાતિ વર્ગમાં કલેશી કૃશાંગ, ઘેર રહેનાર, કર્મપૂજ્ય, ને દૃઢાંગ હોય છે.

÷ આ મનુષ્ય બહુજ ધનવાન, રૂપવાન, ઓછું બોલનાર, મુશાળથી સુખી, નિરોગી ને શત્રુજીત હોય છે.

## સપ્તમ સ્થાનગત સૂર્યફળ.

### પાશ્ચિમાત્યઃ—

"If un-afflicted, domestic felicity."

સાતમા સ્થાનમાં રહેલ સૂર્ય જો પીડિત હોતો નથી તો સંસારી સુખ ને પીડિત હોય છે તો વિપરીત પરિણામ બતલાવે છે; આ ગ્રહ અભિમાની, ગંભીર તથા માનવંત ધણી કે ધણીયાણી આપે છે; તોપણ તે ઉદાર અને સુશીલ હોય છે. ધંધા અને ભાગીદારીને માટે આ ગ્રહ સારો છે, પણ ઘણું ખરૂં સૂર્યની દૃષ્ટિ અને આશ્રિત રાશિના પ્રમાણમાં ફળ હોય છે. તે લગ્નદ્વારા વિજય સૂચવે છે. સ્ત્રીઓની કુંડળીમાં જો રવિ પોતાની આશ્રિત રાશિ છોડતા પહેલાં બીજા ગ્રહ સાથે એસ્પેક્ટ કરતો નથી તો ખાસ મહત્વનો ગણાતો નથી સાતમાનો રવિ મધ્યાવસ્થામાં લગ્ન કરાવે છે ને ત્યારબાદ સુખી કરે છે; પણ જો સૂર્ય બહુ પીડિત હોય છે તો તે લગ્નમાં બહુજ વિઘ્ન ને અડચણો બતલાવે છે; ઘણા

---

÷ બહુધનયુતરૂપવાનલ્પવાદી ... સદામાતૃપક્ષોદ્ભવસ્યાપ્તલબ્ધિ ર્નિરોગો નરઃ શત્રુમર્દી તદા સ્યાત્ ॥ ૬ ॥

કાયમના સંબંધો આ ગ્રહથી બંધાય છે; ને ચંદ્ર કે ગુરૂની શુભ દ્રષ્ટિ હોય છે તો બહુ સંસારી સુખ મળે છે, પણ અશુભ દ્રષ્ટિમાં હોય છે તો પીડનાર ગ્રહાશ્રિત રાશિ અને સ્થાનના પ્રમાણમાં ઉપાધિપ્રદ હોય છે. આ ગ્રહ વિશેષમાં જો સાતમે બીજો ગ્રહ હોતો નથી ને પોતે સ્વામિ હોય છે તો કોર્ટના કામકાજોમાં, સહીયારા ધંધામાં અને બીજા જોડાણના કાર્યોમાં ઘણું કરીને વિજય તથા લાભ બતાવે છે; અશુભ દ્રષ્ટિમાં તે તે કાર્યોમાં ત્રાસ અને હાનિ બતલાવેછે અને આથી શત્રુઓ પણ ન્યાયઅને સત્યની ખાતર સત્તાવંત છતાં પ્રમાણિકપણાથી ને ઉત્તમ રીતે લડનાર હોય છે. સમાધાન અને પંચના નિરાકરણથી લાભ વધારે મળે છે.

### પૌર્વાત્યઃ—

સાતમા સ્થાનમાં રહેલ સૂર્ય મનુષ્યને લક્ષ્મીહીન, કુરૂપ, ભય તથા રોગથી પીડિત, અસત્ય વાદી અને રાજ્યકોપથી દુઃખી બનાવે છે. આ ગ્રહ સ્ત્રીક્લેશ, સંતાનચિંતા, મનોરથના અલાભે ઉદ્વેગ, વેચવા લેવામાં સ્હેજ લાભ તથા શત્રુની પ્રતિસ્પર્ધા વડે નિદ્રાનો ભંગ કરે છે. આ પુરૂષ સ્ત્રી વિલાસી, દુઃખી, ચંચળ, પાપી, કપિલ નયન ને પીળા કેશવાળી તથા કદરૂપ હોય છે.

*આ મનુષ્ય ઘણી ચિંતાથી વ્યાકુળ ચિત્તવાળો, કામી, દુર્બળ સ્ત્રીવાળો, બહુ બોલકણો અને સંગ્રામમાં વિજયી હોય છે.

## અષ્ઠમ સ્થાનગત સૂર્યફળ.

### પાશ્ચિમાત્યઃ—

" Extravagance on the part of husband or wife & if afflicted danger of a violent or suddenedath."

આઠમા સ્થાનમાં રહેલ સૂર્ય મનુષ્યને જો બળવાન હોય છે તો તે લગ્નથી, વીલથી, ટ્રસ્ટથી કે મરનારની મીલકત કે વારસાથી લાભ મેળવેછે, ને જો નિર્બલી હોય છે તો તે લાભ થોડા પ્રમાણમાં હોય છે.

આ ગ્રહ મધ્યાવસ્થામાં દુઃખી કરેછે, ને પાપ ગ્રહની અશુભ દ્રષ્ટિ હોય છે તો તે મરણનો કે ઘાતનો ભય બતલાવે છે; ને જો શુભ દ્રષ્ટિમાં

---

* यदास्तस्थखेटःस्मरस्थानगश्चिन्तया व्याकुलोनामभवेत्कामुकः ॥
सदाक्षीयतेकामिनीभिर्महाबलको युद्धभूमौ चकोजस्वरः ॥ ७ ॥

હોય છે તો જીંદગી લંબાય છે, અને જીવન શકિત વધે છે. આ ગ્રહ હૃદય ઉપર અસર કરે છે , ને કોઇ પણ વંશ પરંપરાગત રોગના કારણે અથવા શરીરની નબળાઈ તથા આત્મભોગ કે પરાક્રમીકાર્યના કારણે તેમનું મરણ માનવંત હોય છે.

જો ચંદ્રની અશુભ દ્રષ્ટિ હોય છે તો આંખોની પીડા થાય છે, અને પાપ ગ્રહ ગોચરમાં હોય છે તો તબીયતનો બીગાડ થાય છે. જો સૂર્ય ત્યાં બહુ પીડિત હોય છે, તો પિતાનું ને સ્ત્રીની કુંડળીમાંધણીનું અકાળ મરણ ઉત્પન્ન કરે છે; પણ જો શુભ દ્રષ્ટિમાં હોય છે તો તે બન્ને કેશમાં ધન મળે છે.

પૌર્વાત્યઃ—

આઠમા સ્થાનમાં રહેલ સૂર્ય મનુષ્યને મંદ નેત્રવાળો, બહુ શત્રુવંત, બુદ્ધિહીન, ક્રોધી, થોડો ધનવાન અને કૃશાંગ બનાવે છે.

આ ગ્રહ અતિ ધૂર્તતા, અભક્ષ્ય ભોજન, વિદેશી સ્ત્રી કે ગણિકા સંગ ચોરી અથવા આળસથી ધન ક્ષય, અને ઉગ્ર ગુહ્ય પીડા આપેછે, ને તે પુરૂષ ચંચળ, ત્યાગી, સત્સંગી, સર્વદા રોગી, ખોટું બહુ બોલનાર, ભાગ્યહીન, શીલ રહિત, નીચ સેવા કરનાર ને પ્રવાસી હોય છે.

* આ મનુષ્ય પરદેશી અને વિદેશમાં ભૂખ તર્ષા ને સહન કરવાથી દુઃખી, હમેશ ઉદ્યમ રહિત, નિર્બળ અને હમેશાં ભ્રમણ કર્યાંજ કરે છે.

## નવમ સ્થાનગત સૂર્યફળ.

પાશ્ચિમાત્યઃ—

" If un-afflicted, successful long journeys".

નવમા સ્થાનમાં રહેલ સૂર્ય જો પીડિત હોતો નથી તો મનુષ્યને લાંબી ને વિજયી સફરો કરાવે છે; તથા તે દ્દઢ, પ્રમાણિક, માનવંત અને બીજાના સંસર્ગમાં સીધે રસ્તે ચાલનાર હોય છે, પણ જો પીડિત હોય છે તો તેમ થતું નથી.

---

* यदासम्भश्खेटोभवेन्मौतस्थाने दुःखार्फिर्विदेशेक्षुत्तृषपीडितोहि ॥
सदोद्योगहीनोमहाकागरः स्वीयदेशंविहायाःपदेशाटन स्यात् ॥ ८ ॥

આ ગ્રહ જલતત્વ રાશિમાં દરિયાઇ સફરો કરાવે છે; શાસ્ત્રીય અગાધ શોધ ખોળ કરાવે છે, અને દેવાલય તથા કાયદાના લગતાં કાર્યોમાં વિજય, પરદેશમાં વિજય, લાભ અને રહેઠાણુ પણુ કરાવે છે. મુસાફરી દ્વારા સંસારી વ્યવહાર સંબંધદ્વારા લાભ આપે છે. આ ગ્રહવાળો મનુષ્ય કવચિત્ ધૈર્યની બાબતોમાં અભિમાની અને હદપારનો વિશ્વાસુ થઇ જાય છે. નવમા ઘરની× બાબતો દ્વારા ચઢતી પણુ થાય છે.

અશુભ દ્રષ્ટિમાં મંગળ કે હર્શલથી, ધર્મમાં ગાંડા જેવો અથવા હદપારનો વિશ્વાસુ, અને પરદેશમાં કાયદાની ઉપાધિયો અને ત્રાસ; ગુરૂથી, કપટી વલણુ ને ધાર્મિક બાબતમાં મધ્યમ; શનિથી, કઠોર અને દઢમન, તથા ખોટા અભિમાનથી જીંદગીમાં વિઘ્નો. મંગળથી—શુભ દ્રષ્ટિમાં, દેશાભિમાન, ન્યાયનું દઢતાથી રક્ષણુ ને ધર્મની બાબતમાં બોલવા બેસતાં ચીઢાયેલ. ગુરૂથી—અધ્યાત્મજ્ઞાન અને ધર્મ સંબંધી શુદ્ધ મન. શનિથી—દઢ મન અને જોખમનાં કાર્યોનો બોજો.

પૌર્વાત્યઃ—

નવમા સ્થાનમાં રહેલ સૂર્ય મનુષ્યને ધર્મ કર્મમાં પ્રીતિવંત, સદ્બુદ્ધિવાળો, સદા પુત્ર મિત્ર સુખથી યુક્ત અને માતાના વર્ગમાં વિરોધી બનાવે છે. આ ગ્રહ અનિચ્છાથી પણુ ધર્મ ક્રિયામાં શ્રેષ્ઠતા આપે છે, ને તેથી પૂજ્યપદ અથવા દાંભિકપણાથી લોકમાન્ય થાય છે, તથા ભાંડુસુખની ખામી, ને પરદ્રોહી વશાત્ ચિંતા રહિત, સત્યવાદી, સારા કેશવાળો, કુળનું કલ્યાણુ કર્તા, દેવ બ્રાહ્મણપર પ્રીતિવંત, પ્રથમાવસ્થા રોગી, યુવામાં ધર્મવંત ને ધનાઢય તથા દીર્ઘ જીવી હોય છે.

* આ મનુષ્ય પ્રસિદ્ધ, સુખી, બીજાના ધનથી સુખી, દેવભક્તિમાં મુસાળથી દુઃખી, ને મેષ રાશિનો હોય તો ધનવાન્ હોયછે.

---

* यदा रवौ वेषलाने प्रसिद्धः सुखीमानवश्चान्यवित्तैरलंशोभते ॥

विप्रवृंदैर्युतोमातृपक्षात्सुखं नो धनाढ्योयदाजायते वोधगः ॥ १ ॥

× જુઓ પત્ર ૯૭

# દશમ સ્થાનગત સૂર્યફળ.

## પાશ્ચિમાત્ય:—

" Honor and preferment; success in life & the acquisition of riches."

દશમા સ્થાનમાં રહેલ સૂર્ય પીડિત હોતો નથી તો ખાસ કરીને મનુષ્યને માનવંત ને ઇલ્કાબવાળો બનાવે છે, તથા જીંદગીમાં વિજય અને ધન સંચય આપી ભાગ્યવંત બનાવે છે. આ મનુષ્ય રાજ્યાધિકારી ઘણું ખરૂં હોય છે. આ ગ્રહ નીતિનું વંશથી ઉતરેલ વલણ અને સત્તાવાળા તથા મહાન પુરૂષોની કૃપા આપે છે. મધ્યાવસ્થામાં ધન લાભ ને ભાગ્યોદય, જીવનનાં ન્યાયી સાધનો અને સ્વતંત્ર થવાની શક્તિ, અને પોતે પસંદ કરેલ ધંધા કે વ્યાપારમાં વિજય આપેછે. જો અશુભ દૃષ્ટ હોય છે તો ગુણાભિમાન કરતાં કુળાભિમાન વધારે આપે છે, ને શુભ દૃષ્ટ હોય છે તો સત્તા અને જીંદગીમાં નિરંતર વિજય આપે છે. આ ગ્રહ વળી ટ્રસ્ટ (વિશ્વાસ) ની જગો અથવા માન કે જોખમદારીની ઉપયોગી જગો ભોગવાવે છે; કે જે સૂર્યાશ્રિત રાશિ ને દ્રષ્ટિમાંના પ્રમાણમાં રહેછે, અથવા જતી રહેછે. આ ગ્રહ જીવન શકિત, સરકારી નોકરી ને કુળની સ્થિતિ માટે સારો છે. આ ગ્રહ જો શુભ ગ્રહની શુભ દ્રષ્ટિમાં હોયછે તો ઘણા માન ઇલ્કાબ અપાવી શકેછે, ને સંપૂર્ણ રાજ્ય સુખ પ્રાપ્ત કરાવેછે; તથા માતા પિતા પૈકીનો વારસો પણ મેળવાવેછે; જો પીડિત હોયછે તો તે અપકીર્તિ આપી કલંકિત જીંદગી કરેછે.

## પૌર્વાત્ય:—

દશમા સ્થાનમાં રહેલ સૂર્ય મનુષ્યને સદ્બુદ્ધિવંત, ધનથી ને વાહનથી યુકત, રાજ્ય કૃપાવંત, પુત્રથી સુખી, અને સાધુઓ ઉપર ઉપકાર કરનાર બનાવે છે. આ ગ્રહ માતા પીડા કે કલેશ અને રાજ્ય તુલ્ય પરાક્રમ, સિદ્ધિ, તથા મિત્ર પુત્ર સ્રીયાદિકથી શોક આપેછે. આ પુરૂષ ગુણવંત, સુખી, દાતા, અભિમાની, નૃત્ય ગીત પ્રીતિવંત, રાજાથી પૂજાયેલ ને છેવટમાં રોગી હોયછે.

* આ મનુષ્ય ધનાઢ્ય, સુશીલ, માનવંત હમેશ આનંદી, બહુ ઘોડાવાળો, નામાંકિત ને કળાથી કામ કરનાર હોય છે, ને જો તુલારાશિમાં હોય છે તો પિતા સુખ કમી આપેછે.

## એકાદશ સ્થાનગત સૂર્ય ફળ.

### પાશ્ચિમાત્યઃ-

" If strong, firm, faithful & helping friends.."

અગીઆરમા સ્થાનમાં રહેલ સૂર્ય જો બળવાન હોય છે, તો તે સારા, દૃઢ, વિશ્વાસુ અને મદદગાર મિત્રો મેળવે છે, તથા સત્તાવાન હોવાથી તેઓ દ્વારા લાભ થાય છે; પણ જો અશુભ દ્રષ્ટિમાં હોય છે તો તેઓ બોજારૂપ અને ત્રાસજનક નિવડે છે.

આ ગ્રહ અહીં સારો ગણાય છે, ને તેથી ઘરડાં માણસની, ઉપરીની, સત્તાવાળાની, શેઠ લોકોની અને પોતાનાથી ચઢતાની સારી લાગણી હોય છે, કે જે દ્વારા લાભ થાય છે ને ધધો વધે છે, ને ધંધામાં કે જાહેર કામોમાં કીર્તિ અને માન મેળવી શકે છે.

લોભ, ઉપરી તથા સારાં કપડાં ને રીતરીવાજ માટે માન ધરાવે છે. મિત્રોદ્વારા માન ને કીર્તિ તથા પ્રખ્યાત પુરૂષોની ઓળખાણ મેળવે છે. જો શુભ દ્રષ્ટિમાં હોય છે તો આશાઓ અને તૃષ્ણાઓ ફળીભૂત થાય તેવી હોય છે. આ ગ્રહ જોખમદારી ભરેલાં સ્થાન ને જાહેર જગો ભોગવવાને સંપૂર્ણ લાયકી, વફાદાર મન, સ્વમાન ને લાયકીપણાની બુદ્ધિ, તથા મધ્યાવસ્થા અગર તે પછીથી વિજય આપે છે. મિત્રો ઘણા ઉત્તમ કુળના તથા સત્તાવાન ને ધનાઢ્ય હોય છે કે જેઓ આફત્તિમાં જોઈતી મદદ કરી ઉંચે ચઢાવે છે.

### પૌર્વાત્યઃ—

અગીઆરમાં સ્થાનમાં રહેલ સૂર્ય મનુષ્યને સંગીતમાં પ્રીતિવાળો, સદ્કર્મ કરનાર, યશસ્વી, ધનાઢ્ય અને રાજાથી હમેશાં લાભ મેળવનાર

* रवौशाहस्थानेधनाढ्योवकोरस्तदा मोदतेवाजिवृन्दैःसुशीच ॥
महीपान्तिकीनेककिर्दासुशीलो जमीलेपितुःसौख्यमल्पमवेद्वै ॥१०॥

બનાવે છે. આ ગ્રહ રાજદ્વારથી દ્રવ્ય પ્રાપ્તિ, માન, અધિકાર, વાહન વિગેરેની સંપદા, શત્રુઓને બાળનાર પ્રતાપ, ને સંતાન કષ્ટ આપે છે. આ પુરૂષ ધનાઢ્ય, રાજ્ય નોકરી કરનાર, ભોગ રહિત, ગુણ જાણનાર, કૃશાંગ, સ્ત્રીઓના ચિત્તને હણનાર, ચપળ, ને જ્ઞાતિ વિરોધી હોયછે.

* આ મનુષ્ય ધનવાન, રૂપવાન, નોકર ચાકર ને સુંદર સ્ત્રી ને સુંદર મકાનવાળો, સારૂં ખાનાર, મંત્રીયુક્ત, સંગીત પ્રીય અને સુંદર નેત્ર વાળો હોય છે.

## દ્વાદશ સ્થાનગત સૂર્યફળ.

### પાશ્ચિમાત્યઃ—

" If un-afflicted, success in life. "

બારમા સ્થાનમાં રહેલ સૂર્ય મનુષ્યને જીંદગીમાં વિજય આપે છે; ને જો ઘણો પીડિત હોય છે તો તે બંધીખાનાનો ભય અથવા સત્તાધારી ગુપ્ત શત્રુઓ આપેછે.

આ ગ્રહ મનુષ્યની પોતાની ઓછામાં ઓછી કે જીંદગી ગુપ્તતામાં રાખી કમનશીબવંત રાખે છે, પણ તે કમનશીબ ને દીલગીરીઓદ્વારા આ મનુષ્ય પોતાના બળથી ઘણી ઉચ્ચ સ્થિતિએ ચઢે છે; તેને અધ્યાત્મિક ને ગુઢ શાસ્રો તરફનું વલણ હોયછે, ને માતા પિતાથી કવચિત્ છુટો પડે છે; પણ જો મંગળ, શનિ કે હર્શલથી પીડિત હોય છે તો આખી જીંદગી દીલગીરી અને દુઃખથી ભરેલ હોય છે; ને ગુરૂ કે શનિથી શુભ દ્રષ્ટ હોય છે તો પરોપકારી ને સહનશીલ હોય છે. નીચેની રાશિમાં સૂર્ય નીચે મુજબ પરિણામ બતલાવે છે.

મેષ—સત્તાધિકારીઓદ્વારા ઉપાધિ ને શોક પરિણામ.

વૃષ—ગુપ્તશાસ્રજ્ઞાન ને આડે રસ્તે શત્રુદ્વારા લાભ.

મિથુન—સગાંથી અને મુસાફરીમાં કમનસીબ.

કર્ક—ગુપ્તશાસ્રના અભ્યાસનો ખાસ શોખ.

---

* यद्यायाष्टितांशेभवेत्सम्यशदः सुवेषोधनीवाहनाढ्योऽल्पशीलः ॥
सुघोषःशुभौकाःसिवाढीसलाढीसविर्गोतगानेसुनेत्रोऽपिसिद्रि ॥११॥

સિંહ—ગુપ્ત વ્યભિચાર અને પ્રતિજ્ઞાતિદ્વારા ઉપાધિ.
કન્યા—યોગજ્ઞાન ને મેજીકનો શોખ.
તુલા—દુઃખજનક વિયોગ, ને કીર્તિભંગ.
વૃશ્ચિક—સત્તાવાન્ શત્રુઓ, લાંબી સફરો ને શોક પરિણામી અંત.
ધન—સ્નેહીઓના મરણનો શોક ને શત્રુઓ.
મકર—લગ્નમાં તથા પ્રેમ સંબંધમાં કમનસીબ.
કુંભ—ગુપ્તશાસ્ત્રનો શોખ; ઉંડું અંતર્જ્ઞાન ને માહિતી.
મીન—વિચિત્ર શત્રુઓ ને ધાર્મિક મન.

જો ચંદ્રથી પીડિત હોતો નથી તો આ ગ્રહ છુપાપણામાંથી નીકળી જીંદગીનો છેવટ વિજયી ને ભાગ્યવંત બનાવે છે, પણ બારમા સૂર્યવાળા ઘણાખરા વિચિત્ર મગજના હોય છે.

પૌર્વાત્ય:—

બારમા સ્થાનમાં રહેલ સૂર્ય મનુષ્યને નેત્રનેજની ખામીવાળો, પિતા વિરોધી, તથા લોક વિરોધી બનાવે છે. આ ગ્રહ પિતાપીડા, સંગ્રામમાં પક્ષનો નાશ, પરદેશમાં હાનિ વા કલેશ, ને દેહ દુઃખ આપે છે; તથા આ પુરૂષ જડબુદ્ધિ, વ્યભિચારી, પક્ષિવર્ગનો સંહાર કરનાર, દુષ્ટ ચિત્તવાળો, કુરૂપ, રાજ્યના ધનથી યુક્ત, જનવિરોધી, જાંઘમાં રોગી ને કૃશાંગ હોય છે.

* આ મનુષ્યને બન્ને નેત્રોમાં હમેશ પીડા અથવા નેત્રતેજ કમી, મોટા ખજાનાને પણ ખર્ચી નાંખનાર, સુંદર ધર્મવાળા દુષ્ટ આદમીની હમેશ રક્ષા કરનાર અને હમેશ રોગથી પીડિત હોય છે.

---

# સારાંશ.

## દ્વાદશસ્થાનગત રવિફળ.

સ્થાન—

૧–દ૭, ઉદાર, અભિમાની, ન્યાયી, પ્રમાણિક ને હલકાં કૃત્યોને ધિક્કારનાર, પિત્તપ્રકૃતિ, તીક્ષ્ણ બુદ્ધિ, નેત્રરોગી અને પ્રવાસી.

---

* यदाव्ययस्थानेभवेत्सहस्रांशुखेट स्तदाचक्षुर्निर्मानहीनोनरःस्यात् ॥
महद्व्ययकः सत्क्रियोपाधराराऽपनादः सदा पीड्यतेऽक्षुरोगैः ॥ १२ ॥

૨–ઉદાર, ઉડાઉખર્ચ ને દ્રવ્યની બેદરકારી રાખનાર, ગુરૂ શુભ દ્રષ્ટિથી ધનાઢ્ય; (૨૫) વર્ષે રાજ્યભય, મુખરોગી.

૩–દૃઢ, સ્થિર, શાસ્ત્ર શોખિન, નાની મુસાફરીઓ અને સગાંથી કે લખાણથી સુખી.

૪–સૂર્ય બલવાન હોય છે તો છેલ્લી જીંદગી સુખી, ને પિતાને સુખ તથા લાભ, (૩૨) વર્ષે ભાગ્યોદય, દરિદ્ર, ને પેટનો રોગ.

૫–વૈભવ, સટ્ટા, સાહસ ને સરતોથી સારો, સ્ત્રી તરફનું વ્યય, જલ રાશિમાં સંતાન સુખ, નહીંતર સંતાન સુખની ખામી; બુદ્ધિવંત; અલ્પ પ્રજા.

૬–રવિ પીડિત હોય છે તો ધણીને લાંબી માંદગીઓ, ને નોકર ચાકરથી ત્રાસ કે હાનિ, શત્રુ વૃદ્ધિ; (૨૦) વર્ષે નેત્રરોગી.

૭–ધણી કે ધણીઆણી અભિમાની, ધંધા ને ભાગીદારી માટે સારો, બે લગ્ન, સ્ત્રીદ્વેષ, પ્રવાસ, મોટપણમાં વિવાહ.

૮–ધણી કે ધણીઆણી બહુ ખર્ચાળ, રવિ પીડિત હોય છે તો જુલમી મરણ, ને વીલ કે વારસાથી હાનિ; અલ્પ પુત્ર, (૧૦) વર્ષે માથામાં ઘા.

૯–દૃઢ, ધાર્મિક, પ્રવાસી, ન્યાયી, પ્રમાણિક, દરીઆઈ સફરો; સૂર્ય ભકત, ભાગ્યવંત, પિતાદ્વેષી.

૧૦–માન ને આબરૂ, જીંદગીમાં વિજય ને ધન સંચય; [૧૮] વર્ષે વિદ્યાધિકાર, પ્રખ્યાત, રાજ્યપ્રીય; સત્કર્મ કરનાર.

૧૧–સૂર્ય બળવાન હોય છે તો દૃઢ, વિશ્વાસુ ને મદદગાર મિત્રો; ધનધાન્યવાન.

૧૨–જીંદગીમાં વિજય, ને રવિ બહુ પીડિત હોય છે તો કેદખાનાનો કે ફોજદારીનો ભય, (૩૬) વર્ષે ગુલ્મ રોગી; અપાત્ર વ્યય કરનાર ને શય્યાદિ સુખ ભોગવનાર.

---

* શુભફળને શુભ દૃષ્ટિમાં શુભ, અને અશુભ દૃષ્ટિમાં શુભને અશુભ તથા અશુભને વધારે અશુભ બનાવે છે.

## परिच्छेदः २९. Chapter XXIX.

## દ્વાદશસ્થાન ગત મંગળ ફળ.

### Mars in Twelve Houses.

### પ્રથમ સ્થાન ગત મંગળ ફળ.

પાશ્ચિમાત્યઃ—

" Brave, rash, & greatly daring. "

પહેલા સ્થાનમાં અગ્નિ તત્વ રાશિમાં રહેલ મંગળ મનુષ્યને હિમ્મતવાન્, દ્દઢ, ખંતીલો, મજબૂત મનનો, ઉદાર, ક્રોધી અને અભિમાની બનાવે છે; પૃથ્વી તત્વ રાશિમાં લોભી, સ્વાર્થી, ઝેરીલો સાવધ, સ્ત્રીઓનો શોખિન, તકરારી, ને દારૂનો શોખિન; વાયુ તત્વ રાશિમાં મુસાફરીનો તથા ફેરફારનો શોખિન, ખંતીલો પણ ભાગ્ય વિનાનો; જળતત્વ રાશિમાં, સારો ખલાસી, છતાં બહુજ દારૂડીઓ અને સ્ત્રીઓનો શોખિન, (મુખ્યત્વે જો કર્ક કે મીનનો હોય છે તો ).

ઘણું ખરૂં મંગળનો સ્વભાવ હિમ્મતવાન્, નિરંકુશ, સ્વતંત્ર, સાહસી, મજબૂત, દુરાગ્રહી, ઉંચે ચઢવાની ઇચ્છાવાળો ને લોભી હોય છે; આ પુરૂષને ઘણું કરીને મુખ ઉપર તિલ અથવા ચિન્હ હોય છે; તથા જ્યારે આવેશમાં આવી જાય છે ત્યારે વારંવાર સાહસિક કાર્યોમાં ઝંપલાવે છે, અને જો ચંદ્ર કે રવિની અશુભ દ્રષ્ટિમાં હોય છે તો શારીરિક ગંભીર પીડા ભોગવે છે.

પૌર્વાત્યઃ—

પહેલા સ્થાનમાં પડેલ મંગલ મનુષ્યને બુદ્ધિભ્રમ, શરીરે ઘાત પાતાદિ કષ્ટ, ભારે હઠ, અને ગમન અને આગમન રૂપ ભ્રમણ આપે છે; લગ્નમાં રહેલ મંગલ કાષ્ટ પાષાણ અને લોહાદિકથી પીડા, સ્ત્રી સંતાન નાશ, મસ્તક ને નેત્ર પીડા, અને કાર્ય સિદ્ધિમાં હમેશ વિઘ્નો કર્તા છે. આ ગ્રહ બાલ્યાવસ્થામાં પેટ અને દાંતનો રોગી, દુષ્ટ બુદ્ધિવાળો; કૃશાંગ, પાપી, તામ્રરંગી, ચપળચિત્ત, નીચ સેવા કરનાર ને સુખહીન બનાવે છે.

* આ મનુષ્ય શત્રુઓ અને પોતાના શેઠ સાથે ટંટા કરનાર, ભારે

---

*यदि भवति मिरीसो लग्नगः क्षिप्रमानो रुधिरप्रभवरोगैः पीडितो मुक्तिसक्तः ॥
सकलजनविरोधी हासिको कामरोगी मनुजविरहवियोगी दारपुत्रैर्हमेशः ॥१॥

રોગથી રોગી, હમેશ દુઃખી, દરેક સાથે વિરોધી, કૃશાંગ ને સ્ત્રી પુત્ર ને કુટુમ્બીઓથી વિયોગી હોય છે.

## દ્વિતીય સ્થાનગત મંગળ ફળ.

### પાશ્ચિમાત્યઃ—

" A spend-thrift; & heavy losses if ill-aspected."

બીજા સ્થાનમાં રહેલ મંગળ મનુષ્યને ઉડાઉ બનાવે છે, અને જો અશુભ દ્રષ્ટિમાં હોય છે તો ભારે નુકશાની, ધનમાં બેદરકારી અને હદપારની ઉદારતા સૂચવે છે. આ ગ્રહ અચાનક અને ભારે નુકશાનના સંભવો બતલાવેછે; તથા વિના વિચાર્યે અને કારણે, સટ્ટામાં અને જોખમના કાર્યમાં પ્રવેશ કરાવે છે, કે જેથી તેને મોટી અચાનક હાનિ થાય છે, ને પાછળથી પસ્તામણુ ભોગવવી પડે છે.

બીજાનો મંગળ જુસ્સાથી અને દઢતાથી નીચેની બાબતોથી ધન પેદા કરાવે છેઃ એનજીઅરીંગ, સાંચાકામ, ઢોર સંબંધી ધંધા, પોષણુના કામકાજ, ખેતીના કામનાં સાધનનો સંચય, લાકડાં, કોલસા, સ્લેઇટ, લોઢું, પોલાદ, દવાના પ્રવાહી, કેમીકલ, ખાણુ, આરોગ્યતાના કામકાજ, સરજરી, સોલ્જર, અથવા ખલાસી; જો શુભ દ્રષ્ટિ હોય છે તો તે વારસાથી કે લગ્નથી ધન આપે છે; જો સારી રીતે મંગળ બળવાન હોય છે તો તે પુરૂષને સ્હેલાઇથી ધન પેદા કરાવે છે, પણુ તેને ઉદારતાથી ખર્ચાવી દે છે. જો અશુભ દ્રષ્ટિમાં હોય છે તો હદપારની ઉદારતા, ખર્ચ અને ઉડાઉપણુાથી ધનની હાનિ બતલાવે છે, ને ધનમાં ઘણી ચિંતા કરાવે છે, તથા કવચિત્ દેવાળવાની અણિુ ઉપર લાવે છે; શનિથી, સખ્ત ગરીબાઇ અને ધન પેદા કરવામાં ઉપાધિઓ; હર્શલથી, વિચિત્ર અને અચાનક હાનિ; જો શુભ દ્રષ્ટિમાં હોય છે તો તે પૈસાને માટે સારો છે, કારણુ કે તે લોભી વૃત્તિને વધારે છે.

### પૌર્વાત્યઃ—

બીજા સ્થાનમાં રહેલ મંગળ મનુષ્યને નિર્ધનતા, દુષ્ટ પુરૂષોનો આશ્રય, દુષ્ટબુદ્ધિ, ને દયાહીનતા આપે છે, આ ગ્રહ બીજે હોવાથી કુટુંબ

અને ધન હોય છે છતાં તે નહી જેવાં ગણાય છે, કારણ કે તે બન્ને નો નાશ થાય છે. જેમ વાંદરાના કંઠમાં હાર હોય છે ને તેનું રક્ષણ કરી શકતો નથી, તેમ તે ધનનું રક્ષણ થતું નથી, ને કુટુંબ ઉપયોગમાં પણ આવતું નથી. તેના સન્મુખ વાદમાં કોઇ ટકી શકતો નથી; વળી આ પુરૂષ પ્રવાસી, ધાતુવાદી, દેવાદાર, દ્યૂત રમનાર, સહનશીલ, ખેતીમાં સમર્થ, ને કૃશાંગ હોય છે.

* આ મનુષ્ય બેભાન, પુત્ર સ્ત્રી ધન અને સુખથી રહિત, લડાઈ કરવામાં શૂરવીર, ચિંતાતુર, કુરૂપ, શક્તિહીન, દયાહીન ને કર્જદાર હમેશ હોય છે.

## ત્રતીયસ્થાનગત મંગળ ફળ.

### પાશ્ચિમાત્ય:—

" Danger in travelling by rail; disputes and losses through neighbours & brethren".

ત્રીજા સ્થાનમાં રહેલ મંગળ રેલ્વે અગર ગાડીઓની મુશાફરીમાં ભય બતલાવે છે, અને પાડોશી તથા સગાંથી તકરાર કરાવે છે; લખાણ, દસ્તાવેજ અને સહીઓથી હાનિ વા ત્રાસના પ્રસંગો લાવે છે; આ પુરૂષ મજબૂત મનનો, દુરાગ્રહી, મુશાફરીનો શોખિન ને કજીઆખોર હોય છે. તેને મુશાફરીમાં અકસ્માતનો ભય જો ચંદ્ર કે રવિથી અશુભ દ્રષ્ટિમાં હોય છે તો થાય છે, ને શુભ દ્રષ્ટિમાં હોય છે તો મુસાફરી દ્વારા લાભ મળે છે. ત્રીજાનો મંગળ પુરૂષને હદ પારનો જુસ્સાવાળો ને લાગણીવાળો, હુશિયાર છતાં ચાલાક પણ હલકા મનનો બનાવે છે. તેવા પુરૂષને અંકુશ અને સમતોલપણાની જરૂર છે. આ ફળને નિયમિત કરનાર ફકત શનિ કે બુધની દ્રષ્ટિઓજ ફાયદાકારક છે. કેટલેક અંશે હર્શલની દ્રષ્ટિ પણ શોધક બુદ્ધિને વધારે છે.

જુદા જુદા ગ્રહની અશુભ દ્રષ્ટિ મંગળની ઉપર ત્રીજા ઘરમાં ઘણીજ ખરાબ છે; તેમાં મુખ્યત્વે હર્શલની છે, કે જે ભયંકર પરિણામ

*यदि भवति तिमिरीशश्चमस्थाने विमोहः सुतधनसुखदारैर्वर्जितः क्रूरगः स्यात् ॥
रणनय-रतकिर्हीनशक्तिर्विदर्पः खलजनसमबुद्धिर्मानवः कर्जदारः ॥ २ ॥

લાવે છે; મકર રાશિ સિવાયનો ત્રીજે મંગળ હોય છે તો તે સર્વ મનુષ્યોને મગજનો તાવ અથવા ચિત્તભ્રમણના જીંદગીના કોઇ પણ સમયે આપેછે સગાં દ્વારા ઘણી ઉપાધિઓ તથા મુસાફરીમાં ભય ને ત્રાસ, અને કમનસીબ અંત સફરો જો મંગળ પીડિત હોય છે તો થાય છે.

પૌર્વાત્યઃ—

ત્રીજા સ્થાનમાં રહેલ મંગલ મનુષ્યને રાજ્યકૃપા, સારૂં સુખ, મહાન ઉદારતા, સારૂં પરાક્રમ, ધન પ્રાપ્તિ, ને ભાઇ સુખની ખામી આપે છે. જેને મંગળ ત્રીજે હોતો નથી તે મનુષ્ય પરાક્રમી તથા સ્વ-બળથી ધન પ્રાપ્ત કરનાર તથા તપશ્ચર્યામાં હાસ્ય તેમજ ભાંડુથી દુઃખી ભાગ્યેજ હોય છે: અર્થાત્ તે પ્રમાણે ભોગવે છે. આ ગ્રહ ભાંડુનાશ, કૃશાંગ, સુખ, ને ઉચ્ચનો હોય છે તો વિલાસને આપે છે; તથા નીચનો કે શત્રુગૃહી હોય છે, તો તે ધન તથા સુખની ખામી, ને નિંદિત ઘરોમાં રહેઠાણ આપે છે.

× આ મનુષ્યને ધન, રત્ન, તંબુ વિગેરે હોય છે, અને સુંદર મુખવાળો ને ધનની કાયમ પેદાશવાળો હોય છે.

## ચતુર્થસ્થાનગત મંગળ ફળ.

પાશ્ચિમાત્યઃ—

"Heavy troubles in old age, unless Mars be strong essentially".

ચોથા સ્થાનમાં રહેલ મંગળ જો ખાસ બળવાન હોતો નથી તો વૃદ્ધાવસ્થામાં ભારે ઉપાધિઓ દેખાડે છે; ને ગરીબાઇ અને ત્રાસદાયક પ્રસંગો લાવે છે. આ ગ્રહ પિતાને ભય બતલાવે છે ને તેમના ધન ને જીંદગી માટે નબળો છે; જો શુભ દ્રષ્ટિમાં હોય છે તો તે જીંદગીમાં વિજય આપે છે. ચોથાનો મંગળ ઘણોજ ખરાબ ને કમનસીબ લાવનાર ગણાય છે, અને અંત્યાવસ્થામાં મહાન આફતો લાવે છે; તે માબાપ સાથે તકરારો,

×જનःशुतुरजवाहिरैस्मतम्मूकनातैः सहजविमतिरोगैःसंयुतोऽसयुतम ॥
पदिमपतिमिरीसःवूपरोपाम्नुवैहरू् बजरफितरसंगःस्मवूझ्रिापर्गुहे मा ॥१॥

વ્યવહારમાં અનેક કજીયા, સંસારી સુખની ખામી, ઘણી ગેર સમજુતીઓ અને અપસંદગીના બનાવો લાવી મુકે છે; જો મંગળ શુભ દ્રષ્ટિમાં હોય છે તો તે જુસ્સો, ઘણુંજ સાહસ, લાગણીથી ભુલોનો સંભવ; બુધની દ્રષ્ટિથી, હદપારના વિચાર વિનાની વાસનાઓ કરાવે છે; હર્શલથી. ગાંડાપણાનો કે આપઘાતનો ભય, કે જે વંશપરંપરાગત હોય છે.

ચોથાનો મંગળ ઓછા વત્તી પ્રમાણમાં કમનસીબ કરનાર ગણાય છે. આ ગ્રહને લીધે રહેવાના ઘરમાં અથવા મીલકતમાં ઉપાધિઓ આવી પડે છે, ને તેમાં અગ્નિનો ભય અથવા અકસ્માત થાય છે. કવચિત્ આ મંગલ ઉદ્ધત પણ બનાવે છે.

## પૌર્વાત્યઃ—

ચોથા સ્થાનમાં રહેલ મંગળ મનુષ્યને મિત્રોથી તથા વાહનથી દુઃખી, વિદેશી, પ્રબળ રોગી ને નિર્બળ બનાવે છે.

આ ગ્રહ કુંડળીમાં રહેલ તમામ સારા ગ્રહોના ફળને તોડી નાંખે છે, અને મિત્ર સુખનો નાશ કરે છે, છતાં રાજ્ય કૃપા તથા દયાને લીધે ભૂમિ વિગેરે આપે છે. આ પુરૂષ જડબુદ્ધિ, દીન, દુઃખી, સર્વ દેશમાં ભમનાર, નીચ સેવા કરનાર, પરવશ, પરસ્ત્રી ગમન કરનાર ને સદૈવ લોભી હોય છે.

+આ મનુષ્યને મોટા લાંબા હાથ પગ હોય છે, ને તે સુખી, ધનાઢ્ય, રણસંગ્રામમાં શૂરવીર, નિર્ધન, ઘણોજ મજબૂત દયાહીન ને દેવાદાર હોય છે.

# પંચમ સ્થાનગત મંગળ ફળ.

## પાશ્ચિમાત્ય—

"The person loses heavily in speculations & his children are unruly if ill-aspected".

પાંચમે રહેલ મંગળ મનુષ્યને જો તે અશુભ દ્રષ્ટિમાં હોય છે તો સટ્ટામાં ભારે ખુવારી, અને છોકરાં ઉદ્ધત તથા ત્રાસજનક આપે છે, જે પૈકી કેટલાંક અચાનક મરણ પામે છે.

---

+पदकरजयतविरा्ट्नोतनूर्थसुखंच समरधराधर्यैर्युक्ती धनीनः
खरयुगनरकवेदर्कर्मशोहमेशः प्रभवतिचमिरीशोदोस्त्कानेनरश्चेत् ॥ ४ ॥

આ ગ્રહ વૈભવ, સ્ત્રીઓ ને દારૂ (પીવાની ચીજો)નો શોખ આપે છે; તથા સટ્ટામાં, જુગારમાં, શરતોમાં, રમત ગમતોમાં હાનિ ને ઉપાધિ બતલાવે છે; સ્ત્રીની કુંડળીમાં અપકીર્તિનો ભય કરે છે.

પાંચમાનો મંગળ અસ્થિર ને સંપવિનાનો સંસાર આપે છે કે જેમાં કજીયા અને કંકાસ ઘણા હોય છે. તેથી લાગણીવાળાં, એકાએક અને કમનસીબ લાવનાર સ્નેહાકર્ષણો પ્રતિ જાતિ ( સ્ત્રી કે પુરૂષ ) તરફ ઘણાં હોય છે; અને હદપારનો પ્રેમ હોય છે. સાહસિક સટ્ટાના કામો તરફનું વલણ તથા જો વધારે અશુભ દ્રષ્ટિમાં મંગળ હોય છે તો જુગાર અને ઉડાઉપણું બતલાવે છે; પણ જો મંગળ, ગુરૂની અશુભ દ્રષ્ટિમાં હોય છે તો તે જીવન શકિતનો દુરૂપયોગ નિરંકુશ વૃત્તિઓને લીધે થાય છે; ને જો શુક્રની અશુભ દ્રષ્ટિમાં હોય છે તો પ્રતિજાતિ ( સ્ત્રી કે પુરૂષ ) દ્વારા પડતી થાય છે; હર્શલથી જો અશુભ દ્રષ્ટ હોય છે તો મૂર્ખતા અને કલ્પના બ્હારનું ગાંડપણ હોય છે. શુભ દ્રષ્ટ મંગળ ઉડાઉપણું અને હદપારની લાગણીઓ બતલાવે છે. આ ગ્રહ છોકરા માટે સારો નથી, ને તેઓ દ્વારા ત્રાસ ને નુકસાન કરે છે, તથા એકને મારી પણ નાંખે છે; જઠરાગ્નિ પ્રબળ આપે છે છતાં ખોરાકથી કવચિત્ રોગ બતલાવે છે.

## પૌર્વાત્યઃ—

પાંચમા સ્થાનમાં રહેલ મંગળવાળો મનુષ્ય વાયુ ને કફથી વ્યાકુલ, સ્ત્રી મિત્ર પુત્રના સુખથી હીન, ને ચંચળ હોવાથી અસ્થિર બુદ્ધિવંત હોય છે. આ ગ્રહ લગભગ દરેક સંતાન અથવા ગર્ભને તોડી નાંખે છે. તથા પ્રબળ જઠરાગ્નિ, પાપમાં વિશેષ બુદ્ધિ, અને દુધની માફક તપેલ ચિત્ત હમેશ આપે છે; છતાં ઉચ્ચ કે સ્વગૃહી હોય છે તો એક પુત્ર આપે છે.

× આ મનુષ્ય થોડા બોલો, નઠારી બુદ્ધિવાળો, પુત્ર ધન નોકરી ને સુખથી રહિત, વાયુ ને કફથી પીડિત, આબરૂ વિનાનો, ક્રોધી ને પેટના રોગથી હમેશ રોગી હોય છે.

---

× [illegible] दानाभक्तानेमिरीत:पिशरजरवजीरनेस्तदरमानेयेस्यात् ॥
अनिककफजरोगैर्व्याकुलोपेमुरोपत् ुसवरपदभक्षोदरव्याधियुक्स्यात् ॥२॥

# ષષ્ટ સ્થાન ગત મંગળ ફળ.

## પાશ્ચિમાત્ય—

" Danger to the health & trouble through servants or inferiors."

છઠ્ઠા સ્થાનમાં રહેલ મંગળ મનુષ્યને નબળી તબીયત તથા હલકા લોક કે નોકર વર્ગ દ્વારા ત્રાસ વા હાનિ આપે છે; સ્થિર રાશિમાં, ચોલીયા, પથરી, હાર્ટનું દરદ અથવા કંઠમાળ આપે છે; દ્વિસ્વભાવ રાશિમાં, ક્ષય, અથવા નબળી છાતી કે ફેફસાં કરે છે; ચર રાશિમાં, અગ્નિભય, માથાની તાણ, લીવર અને કીડનીનાં દરદો, સંધિવાયુ ને તાવ વિગેરે આપે છે. આ ગ્રહ નઠારા નોકરો આપે છે કે જેઓ ધણીને નુકશાન કરે છે, ને કવચિત્ લુંટી પણ લે છે. છઠ્ઠાનો મંગળ બેદરકારી અને કામમાં બુદ્ધિની ખામીને લીધે માંદગી આપે છે; ને જો રવિ અને ગુરૂની અશુભ દ્રષ્ટિમાં હોય તો તે સોજાની પીડાનાં દરદોનું વલણ હોય છે; હર્શલથી અશુભ દ્રષ્ટિમાં હોય તો આપઘાત અથવા તેવા કમનશીબવાળા અકસ્માતનો ભય બતલાવે છે.

આ ગ્રહને લીધે કામ કરવાની તેનામાં શકિત વધારે હોય છે. તે નોકરવર્ગ માટે આ સારો નથી, ને તેમના વિષયમાં ત્રાસ અને ચિંતાઓ કરે છે, પણ તેના નોકરોને પોતાની ઉદારતા અને મોટાઇનો લાભ મળી આવે છે. આવા કેસમાં પોતાના શેઠ પોતેજ બનવું એજ સારૂં છે, કારણ કે નોકર તરીકે બીજા માટે પોતે બહુજ કરી શકે છે; અને ગુસ્સાથી ને લાગણીથી તબીઅત બગાડે છે. જો મંગળ શુભ દ્રષ્ટિમાં હોય છે તો તે પણ જાતિના ગુણો આપી ઘણીજ નિંદવા લાયક તબીયત બનાવે છે.

## પાર્વાત્યઃ—

છઠ્ઠા સ્થાનમાં રહેલ મંગળ મનુષ્યને બળવાન જઠરાગ્નિવાળો, ક્રોધી શત્રુ હર્તા, સત્સંગ કરનાર ને કામી હોય છે; આ ગ્રહ બળવાન શત્રુઓને તેના તેજથી પાછા હઠાવે છે, ને સારી વિચાર બુદ્ધિ તથા ખુશાળ સુખની ખામી, ને ઘણું ધન મેળવવા છતાં નાશ કરનાર હોય છે, છઠ્ઠાનો મંગળ રણસંગ્રામમાં મરણ થતા સુધી પણ ટકાવે છે, ને ધન તથા

પુત્રથી સુખી કરે છે; જો ઉચ્ચનો હોય તો સુખી ને શત્રુ હર્તા હોય છે; તથા નીચનો કે શત્રુગૃહી હોય છે તો તે વિકલ અને પાપી હોય છે.

×આ મનુષ્ય શત્રુને હણનાર, સુંદર, આનંદી, ધનવાન, સ્નેહી ને કદરદાન, કુળ શિરોમણી ને મુશાળ પક્ષમાં કુવાડા રૂપ હોય છે.

## સપ્તમસ્થાનગત મંગળ ફળ.

### પાશ્ચિમાત્યઃ—

" A most unhappy marriage, constant quarrels, separations, litigations, &troubles, in partnerships if ill-aspected. "

સાતમા સ્થાનમાં રહેલ મંગળ મનુષ્યને જો અશુભ દૃષ્ટિમાં હોય છે તો ઘણુંજ દુઃખદાયક લગ્ન આપે છે; કે જેમાં વિયોગ, નિરંતર કજીયા, ને ઉપાધિ હોય છે; તે સહીયારામાં ઉપાધિ, ધંધામાં કાયમના ખંતીલા શત્રુઓ, ને કાયદાથી હાનિ કરે છે, તથા તે પોતાને પણ હાનિ પહોંચે તેવા કજીયા ને કંકાસમાં પ્રવેશ કરનાર હોય છે; સ્ત્રીઓની કુંડળીઓમાં પણ તેજ પ્રમાણે ફળ છે.

સાતમાનો મંગળ મનવિરૂદ્ધના પ્રસંગો વિવાહિત સ્થિતિમાં લાવે છે, પુરૂષની કુંડળીમાં સ્ત્રી ઘણીજ લડાયક ને વધારે જુસ્સાદાર હોય છે. સ્ત્રીઓની કુંડળીઓમાં તે ખરાબ છે, ને તેથી ધણીને ભયંકર હોવાથી ભયંકર ત્રાસજનક મરણનો સંભવ બતલાવે છે; જો સાતમામાં મંગળ અશુભ દૃષ્ટિમાં હોય છે તો તે ભાગીદાર ( સ્ત્રી કે પુરૂષ ) ના નિરંકુશ કડક સ્વભાવના કારણે વિયોગનો સંભવ કરે છે; જો શુભ દૃષ્ટિમાં હોય છે તો પણ તે લગ્નને માટે સારો નથી; તો પણ પુરૂષોના કરતાં સ્ત્રીની બાબતમાં કંઈક સારો છે. આ ગ્રહ શત્રુઓનો ત્રાસ, ધંધામાં પ્રતિસ્પર્ધી, ને કજીયાથી કે કોર્ટથી હાનિ કર્તા ખાસ છે.

### પૌર્વાત્યઃ—

સાતમા સ્થાનમાં રહેલ મંગળ મનુષ્યને અનેક પ્રકારના અનર્થ અને ચિંતાએ કરીને ક્ષીણ દેહવંત, શત્રુઓથી પીડિત અને સ્ત્રી

---

×रिपुजनपरिहंता सुन्दरो हृष्टचित्तो धनजनयुतकालैर्युक्तदेहो नजातः ॥
रविभवति शिरीषो मर्त्यमानेकवर्द्धितकुलजनमनोज्ञो मातृपक्षे कुठारः ॥६॥

દુઃખથી દુઃખી બનાવે છે. આ ગ્રહ શત્રુ અને પ્રતિપક્ષીના પીડાના પ્રહારથી વારંવાર દુઃખી કરે છે, તથા પુરૂષ કુંડળીમાં સ્ત્રીને ને સ્ત્રી કુંડળીમાં પુરૂષને હણે છે; ને વ્યાપારને અર્થે પરદેશ ગમન કરાવે છે કે જ્યાંથી તેને પાછા ફરવાનું ભાગ્યેજ બને છે. મંગળ નીચનો હોય છે તો સ્ત્રી દુઃખ કે મરણ કરે છે, ને ઉચ્ચ કે સ્વગૃહી હોય છે તો દુષ્ટ ને કદરૂપ પણ ચપળ બુદ્ધિવાળી સ્ત્રી આપે છે.

×આ મનુષ્ય સ્ત્રીનો થોડો ભોગ કરનાર, હમેશ દુઃખી, વધારે જુલ્મી કામ કરનાર, લડાઇમાં અસંતોષી, અલ્પ સ્ત્રી સુખી અને શરીર ને ધનથી દુઃખી હોય છે.

## અષ્ટમસ્થાનગત મંગળ ફળ.

### પાશ્ચિમાત્યઃ—

"No money by marriage, and extravagance on the part of wife or husband."

આઠમા સ્થાનમાં રહેલ મંગલ મનુષ્યને લગ્નથી પૈસો મળવા દેતો નથી, અથવા તેની સ્ત્રી કે પુરૂષ તે પૈસો ઉડાવી દે છે; જો રવિ કે ચંદ્રથી અશુભ દ્રષ્ટિમાં હોય છે તો તે શરીરની પીડા અથવા અકસ્માત મરણ કરે છે. આઠમાનો મંગળ ભયંકર અથવા અચાનક મરણ કરે છે, જો ઘણોજ પીડિત હોય છે તો તે ઘણોજ ખરાબ છે; પણ મંગળ એકલો આઠમે રહેવાથી મરણ કરતો નથી, જો કે મરણ અચાનક અથવા થોડા વખતના મંદવાડથી, કે ભયાનક ફટકાથી કે અકસ્માતથી કરે છે; જળતત્વ રાશિમાં હોય છે તો જલ ઘાતથી, ને અગ્નિ તત્વ રાશિમાં હોય છે તો ભયંકર રીતે કે અગ્નિથી, ને વાયુ તત્વ રાશિમાં માનસિક વ્યથાથી મરણ કરે છે; પૃથ્વી તત્વ રાશિમાં તે તેવો ખરાબ નથી; આ ગ્રહને લીધે લગ્ન થયા બાદ ધનની સ્થિતિમાં ઘણી ઉપાધિઓ થાય છે, ન્હાયે તો વિવાહિત સ્ત્રી કે પુરૂષ ઉડાઉ હોય છે, કે મૂર્ખતાઈથી ખર્ચી દે છે.

આ ગ્રહ વીલ, ટ્રસ્ટ કે કોઇ પણ મરનારની મીલકત દ્વારા ત્રાસ વા ઉપાધિ લાવે છે, ને ભાગીદારના (સ્ત્રીના કે પુરૂષના) ધનમાં હાનિ

×कमशहवतकिरयावश्चबेरोनहिस्याज्जिहिलजुलुमजंगे युकुनचाल्पःसमाणे ॥
तनुधनगमनेदमन्द्रो दुर्वर्जितोऽसौ भवतियदिजकाकुत्कककोजन्मकाले ॥७॥

બતલાવે છે, તથા આ મંગળ ગુહ્ય પીડાઓ પણ કરે છે.

પૌર્વાત્યઃ—

આઠમા સ્થાનમાં રહેલ મંગળવાળો મનુષ્ય નેત્રરોગી, દુર્ભાગી, રક્ત પીડાથી રોગી, નીચ કર્મ કરનાર, બુદ્ધિહીન, ને સત્પુરૂષની નિંદા કરનાર હોયછે. આ ગ્રહ આઠમે હોય તો બીજા શુભ ગ્રહો કંઇ પણ કરી શકતા નથી એવો નેષ્ટ ગણાય છે, ને ઉપકાર કરેલ મિત્રો શત્રુ બને છે, ને પ્રયત્નમાં અનેક અડચણો નડે છે; જો નીચનો હોય છે તો તે જલઘાતથી મરણ કરે છે.

× આ મનુષ્ય હમેશ હિતની વાત કરનાર, ગુદામાં રોગી, ગુપ્ત રોગી, સ્ત્રીથી દુઃખી, નિરંતર ચિંતાતુર, પરીક્ષક, શરીરમાં ઘાવાળો, બુદ્ધિહીન, નિર્બળ ને રકત રોગી હોયછે.

## નવમ સ્થાનગત મંગળ ફળ.

પાશ્ચિમાત્યઃ—

" Headstrong, stubborn, jealous, irreligious, given to falsehood. "

નવમા સ્થાનમાં રહેલ મંગળવાળો મનુષ્ય કડક મિજાજનો, અદેખો, અધર્મી, અસત્યવાદી, મુશાફરીનો શોખિન ને સ્ત્રીનાં સગાં દ્વારા નુકશાન પામનાર હોયછે. આ પુરૂષને ધર્મમાં ઓછો વિશ્વાસ અને ઘણી શંકાઓ તથા હઠ હોયછે.

નવમાનો મંગળ ધાર્મિક અને અધ્યાત્મિક બાબતોમાં હદપારનો ઝનુની બનાવે છે, અને વિચાર શૂન્યતા આપી મનનું બળ તોડી નાંખે છે; જો અશુભ દ્રષ્ટિમાં હોય છે તો તે ધર્મની બાબતોમાં મિથ્યાભિમાન, અધર્મપણું ને ગાંડપણુ આપે છે; જો શુભ દ્રષ્ટિમાં હોયછે તો તે અદેખો અને સાહસિક હોય છે; જો જન્મથી આ મનુષ્ય પોતાના સ્વભાવ; ઉપર કાબુ રાખતો નથી તો આ નવમાનો મંગળ સારો નથી; આથી કરીને કરી મુકેલા રીતરીવાજ ને જુની માન્યતાને તોડી નાંખે છે અને વિચારની સ્વતંત્રતા આપે છે; મંગળની આશ્રિત રાશિ ઉપર આ સઘળો આધાર

×यदि भवति जकातुल्कककोमौतस्थाने सततमहितभाषीगुह्यरुक्षीसुलोन: ॥ मृतककिरवदामेजौहरीसोथजल्मी कमफहमनःस्वाझागरोसुखिकारैः ॥८॥

છે; અગ્નિ તત્વ રાશિમાં, ઊદ્ધતાઇનું વલણ અને હદપારની લાગણીઓ; પૃથ્વી તત્વ રાશિમાં, જળ તત્વ રાશિના કરતાં સારો છે, પણ વાયુતત્વ રાશિમાં, વિચાર શકિતને પણ ઉલ્લંઘન કરવાનું વલણ આપે છે.

આ ગ્રહને લીધે મુશાફરી દ્વારા ભય, ને કજીયાથી કે કાયદાથી હાનિ વા ત્રાસ ઉત્પન્ન થાય છે, ને ધર્મ ગુરૂઓથી અને ધર્મની બાબતોથી પણ ત્રાસ વા ઉપાધિ થાય છે.—માટે ધર્મની વાતો વિચારીને કરવી.

પૌર્વાત્ય:—

નવમા સ્થાનમાં રહેલ મંગળ મનુષ્ય હિંસા કરવામાં પ્રીતિવંત, રાજાથી માન પામેલ, અને પુણ્ય તથા ધનના ક્ષયવાળા હોય છે.—આ ગ્રહ ઉગ્ર ભાગ્યવંત તથા મહાન્ ધનાઢ્ય બનાવી તેજસ્વી કરે છે, તેમજ તેને મોટો ભાઇ અને શાલો આપતો નથી; તથા ફળ મળવાની વખતે થોડો લાભ આપે છે. આ પુરૂષ સ્હેજ રોગી, ને આંખો, હાથ ને શરીરથી પિંગળ, બહુ મનુષ્યોથી યુક્ત, સુશીલ ને સારા વસ્ત્રવાળો હોય છે.

×આ મનુષ્ય રાજ્યથી માન પામેલ બહુજ ઇજત ને કીર્તિવાળો, પરસ્ત્રી ભોગી ને ભાગ્યશાળી, ગામના સુખવાળો ને જગતમાં પ્રસિદ્ધ હોય છે.

## દશમસ્થાનગત મંગળ ફળ.

પાશ્ચિમાત્ય:—

"Bold, conceited, quick in anger, passionate and liable to slander or discredit."

દશમા સ્થાનમાં રહેલ મંગલ મનુષ્યને હિમ્મતવાન, અભિમાની, ગર્વિષ્ઠ અને ક્રોધમાં ઉતાવળીયો, બનાવેછે. જો કે લાયક હોય છે કે નહી તો પણ પુરૂષો તેમજ મુખ્યત્વે સ્ત્રીઓની બાબતમાં અપકીર્તિ કે નિંદા આપે છે; દશમાનો મંગળ લોભી અને શેઠાઈ ભરેલો ગુણ આપે છે, તે ધંધા કે વ્યાપારમાં સારો છે; કારણ કે તેનો જુસ્સાવાળો સ્વભાવ વ્યાપારને ભયમાં આવી પડતા સુધી દોરીને લેઇ જાય છે, કે જે ભયમાંથી પરમાત્મા તેને બચાવી લે છે. મંગળ દશમે હોવાથી જશ અને અપજશ વારાફરતી આવ્યાં જાય છે. જો તે શુભ દ્રષ્ટિમાં હોતો નથી તો પોતાના માટે ધંધા

---

×नरपतिकुलमान्यः संक्षोऽवनन्दनाद्यौ भवति यदि जलाढ्यः कोऽपि तस्थाने ॥
परयुवतिरतः स्याद्भाग्यवान्वै पुरजसुखयुतो हि जगति प्रसिद्धः ॥१॥

કરવામાં નુકશાનકારક છે, પણ તે ધંધો જો મંગળની પ્રકૃતિનો હોય છે તો લાભકારક છે.

આ મનુષ્ય બુદ્ધિના કરતાં પશુ વૃત્તિઓમાં વધારે દોરવાયેલ હોય છે. આ જીંદગીમાં લાયક હોય કે નહી છતાં નિંદા અને અપકીર્તિથી ભાગ્યેજ નાશી છુટે છે; દર્શનથી, વ્યભિચારી ને સાહસિક; શનિથી, ઝેરીલો, વૈરવાળનાર, ક્ષમા ગુણ રહિત, હદપારનો ટીકાખોર; ગુરૂથી, અણસમજણ અને ધન ક્ષય, અથવા ઝનુની ને ઠગાઇ જાય તેનો;—શુભ દ્રષ્ટિમાં હોય છે તો ધૈર્યવાન ને બહાદૂર હોય છે, અને વિચાર કે સંકલ્પ કરવામાં લાગણીથી કામ સાહસિક રીતે કરે છે; આ મંગળ માતા કે તેના ધન માટે સારો નથી, ને પિતાને સ્હેજ પણ નડતા ગણાય છે; રાજ્યને આપે છે ને તેને ભયમાં પણ મૂકે છે.

પૌર્વાત્યઃ—

દશમા સ્થાનમાં રહેલ મંગળ મનુષ્ય રાજાના સમાન સુખી, બીજાના ઉપર ઉપકાર કરનાર, શ્રેષ્ટ કામમાં સાહસ કરનાર, જવેરાત ને આભૂષણવાળો, ને બે પ્રકારથી ધન પ્રાપ્તિ વાળો હોય છે; મંગળ દશમે જેને હોતો નથી તેના કુળમાં ભાગ્યેજ માંગલિક કાર્યો બને છે અથવા ચાકરો હોય છે; ને આ પુરૂષ લોકમાં મહાન બને છે, ને કુળ હીન હોયછે છતાં સિંહ તુલ્ય થાય છે. આ પુરૂષ મોટા દાંતવાળો, ધનહીન, કુળને બોધ કરનાર, સ્રીનાં ચિત્ત હરનાર, પેટ તુલ્ય શરીરવાળો, ને મધ્યમ કદ વાળો તથા દેવ ને ગુરૂભક્ત હોય છે.

* આ મનુષ્ય ધનવાન્, ગુણવાન્, પૂજ્ય, સર્વ ઉપર દયાળુ, ધનથી ને જવેરાતથી સંયુકત ને દાતા હોય છે.

## એકાદશ સ્થાનગત મંગળ ફળ.

પાશ્ચિમાત્યઃ—

" False, troublesome and faithless friends."

અગીઆરમા સ્થાનમાં રહેલ મંગળ મનુષ્યને જુઠા ત્રાસદાયક ને અવિશ્વાસુ મિત્રો આપે છે, કે જે દ્વારા ઘણું જ ખમવું પડે છે, તથા પોતે તેઓથી ઠગાય છે; જો શુભ દ્રષ્ટિમાં હોય છે તો તેઓ દ્વારા લાભ મેળવે છે.

*पुरकितरितसंज्ञःकाविलोनेककिर्द्दनैयलमरिहलोकेपूजितःसाहसीच ॥
मिहिरजरजलालज्जारजेवर्धुतोना भवतिधरिमिरं लोकःहलानेसखीस्यात् ॥१०॥

આ ગ્રહ જુઠા મિત્રો ખાતર જામીનગીરીઓ ને સીકયુરીટીઓ જોડાવે છે; ને થોડા મિત્રો તથા ઘણા ઓળખાણો આપે છે, કે જેથી મનુષ્ય ને બીલકુલ કીર્તિમાં વધારો થતો નથી. મંગળ જલ તત્વ રાશિ કે વાયુ તત્વ રાશિમાં હોય છે તો તે મિત્રો આપે છે કે જેઓ છેવટે શત્રુઓ થાય છે. અશુભ દ્રષ્ટિમાં—નેપચ્યુનથી, શંકાશીલ ચાલચલકત; હર્શલથી, ઘણી જ શોક પરિણામી અને કમનશીબવંત મિત્રાચારી; શનિથી, જુલમી કે ભયંકર નુકશાની; ગુરૂથી, કાયદાની તકરારો અને મિત્રોદ્વારા ધનહાનિ, મંગળ જો રૂલર ન હોય અને બળવાન રાશિ ને દ્રષ્ટિથી હોય છે તો તેના મિત્રો તેના ઉપર સત્તા ભોગવે, છે અને તેમની સલાહથી તેનો નાશ થાય છે. આ ગ્રહ મન ઉપર બહુજ કાબુ રાખવાનું કહે છે.

પૌર્વાત્યઃ—

અગીયારમા સ્થાનમાં રહેલ મંગલ મનુષ્યને તામ્ર, પ્રવાલ, સુવર્ણ, રકત વસ્ત્ર તથા સુંદર વાહનનો લાભ, રાજ્ય કૃપા, અને બહુજ કૌતુક ને મંગળ કાર્યોનો પ્રસંગ આપે છે.

આ ગ્રહ એકવાર લોક પ્રસિદ્ધિમાં ધનહાનિ કરે છે તથા શત્રુઓને અને સંતાનને પીડે છે, ને તેના પ્રતાપથી શત્રુઓ પણ મિત્રો બને છે; તેનું ધન ગાયો ને વાહનોથી વધે છે; દેવભકત, રાજા માફક ઘેર રહેનાર, પીડિત, ક્રોધી ને જો ઉચ્ચનો હોય છે તો તે પુણ્ય કામ માટે લોભી ને ધનાઢય હોય છે.

* આ મનુષ્ય રેશમી ને જરકશીનાં વસ્ત્રવાળો; ચાકર, ધન, વાહન રથ ને ઘોડાથી સંયુક્ત, કામી, પંડિત ને સત્ય બોલનાર હોય છે.

## દ્વાદશસ્થાનગત મંગળ ફળ.

પાશ્ચિમાત્યઃ—

"Secret enemies, danger of imprisonment, injury by large beasts &c if afflicted"

બારમા સ્થાનમાં રહેલ મંગળ મનુષ્યને ગુપ્ત શત્રુદ્વારા ભય ને ત્રાસ આપે છે; ને જો શનિ કે હર્શલથી અશુભ દ્રષ્ટ હોય છે તો મોટાં પશુઓ

*अरमलमलज्यांजसीसाहिबोमिर्कैस्तुरगरथपदात्यैर्युक्तमश्चारिकणः ॥
धद्दिभवतिजकातुल्कवककोयाभ्रिताानेमदनलमरदक्षःपंडितःसत्यगंता ॥११॥

ચોરનો, લુંટારાનો તથા કેદનો ભય બતલાવે છે; ગુપ્ત શત્રુઓ તેના વિરૂદ્ધ કાર્યો કરે છે ને તેની ચાડીઓ ખાય છે; જો રવિ ચંદ્રથી કેન્દ્ર દ્રષ્ટિમાં હોય છે તો તેને ખુનનો અગર શારીરિક ઇજાનો ભય હોય છે. બારમાનો મંગળ વિચિત્ર અને ભાગ્યહીન સાહસ કરાવે છે કે જેમાં વિના વિચાર્યે જો મનુષ્ય કામ કરે છે તો ભારે હાનિ ભોગવે છે. તેનું બળ જોવા માટે બુધની રાશિની દ્રષ્ટિ ખાસ લક્ષ્યમાં લેવાય છે.

આ મનુષ્યને ખોટી કેદનો ભય થવાનો સંભવ હોય છે, તથા ખોટી રીતે મુકાયેલ સ્નેહ દ્વારા પ્રપંચ અને શત્રુઓ દ્વારા નુકશાની થાયછે; કેટલાક પ્રસંગે આ ગ્રહ ગરીબાઈ અથવા ચઢતી થવામાં વિઘ્નો બતલાવે છે (ખાસ મંગળ તુલા કે મીનનો હોય છે ત્યારે ); આ પુરૂષોએ ધાર્મિક પ્રસંગોથી ને યોગ જ્ઞાનથી દૂર રહેવું, કારણ કે તેમાં ઘેરાઇ જવાનો ભય હોય છે; અશુભ દ્રષ્ટિમાં હર્શલથી, ગાંડાની ઇસ્પીતાલમાં રોકાણ અથવા જુલમાટનું વલણ; શનિથી, કેદખાનું; ગુરૂથી, વ્યવહાર ક્ષય ને ધનનો નાશ; ચંદ્રથી, જીંદગીનો શોકમય અંત; રવિ ને શુક્રની દ્રષ્ટિ આ ગ્રહને સુધારે છે, ક્વચિત્ તે ગ્રહ, બંધન, દંડ, ને કંકાસ કરાવે છે.

પૌર્વાત્યઃ—

બારમા સ્થાનમાં રહેલ મંગળ મનુષ્ય ને મિત્ર વિરોધ, નેત્રમાં અત્યંત પીડા, ક્રોધ, નિર્બળ શરીર, ધનનો નાશ, બંધન યોગ તથા થોડું તેજ આપે છે. આ ગ્રહ ધનનો ક્ષય ને ઈંદ્ર જોવાને પણ લોહઘાત અથવા શસ્ત્ર પ્રહાર, શત્રુનાશ, ચોરભય ને કલહ, મિથ્યા અપવાદ, અને નોકર વર્ગથી થયેલ દુઃખને આપે છે. આ પુરૂષ, પરધનની ઇચ્છાવાળો, ચંચળ નેત્રવાળો, હાસ્યવિનોદી, પ્રચંડ, ને પરસ્ત્રીની ઇચ્છાવાળો હોય છે.

\+ આ મનુષ્ય કુટુંબીઓ સાથે તેમના હૃદયમાં લાગે તેવાં કડવાં વચન બોલનાર, મોટો જુલ્મ કરનાર, વિશેષ ક્રોધી ને હમેશ દુઃખી હોયછે.

---

+यदि भवति मिरीशः सर्वदा नेगतश्च स्वजनहृदयभेत्ता कर्कशोर्वचोभिः ॥
मदमहवजगुल्मो साहितो वै जनः प्राग्जठरदहनदर्पोन्नुर्द्दमेशः परेशान् ॥१२॥

# સારાંશ.

## દ્વાદશસ્થાનગત મંગળ ફળ*

સ્થાન.

૧—અભિમાની, ધૈર્યવંત, સાહસિક, ખંતીલો, ઉદાર, ક્રોધી, મુખ ઉપર ચિન્હવાળો, શરીરે પીડિત, ચપળ ને ધનવાન.

૨—ધનનો બેદરકારી; ઉદાર અને અચાનક અથાગ ધન ખોઈ બેસનાર; વારંવાર અવિચારી સટ્ટાથી હાનિ, કુટુંબકલહ, વિદ્યાહીણુ ને નેત્રરોગી.

૩—ગાડી કે રેલ્વેથી ભય, ભાંડુ અને પાડોશીથી તકરાર ને હાનિ–કડક મિજાજ, મુશાફરીનો શોખ; વ્યભિચારી; બંધુ હીન ને પરાક્રમી.

૪—મંગળ બળવાન ન હોય તો વૃદ્ધાવસ્થા ઘણી દુઃખી, ને ગરીબાઈ, પિતાને ત્રાસ, [૮] વર્ષે પિતા પીડા, ક્ષેત્રહીન, ધન ધાન્યહીણુ.

૫—સંતાન નાશ કે તે દ્વારા કષ્ટ; વૈભવ સટ્ટો સાહસ, શરતો, પ્રેમના કાર્યો ને રમત ગમતથી હાનિ કે ત્રાસ; નિર્ધન, રાજકોપ ને અપુત્રતા.

૬—તબીયતનો બિગાડ; નઠારા નોકર ચાકર; પ્રસિદ્ધ ને શત્રુજીત.

૭—લગ્નથી દુઃખ, વિયોગ કે કજીયા, ધંધાથી ને ભાગીદારીથી ત્રાસ કે હાનિ; શત્રુ ત્રાસ, કોર્ટથી હાનિ કે ત્રાસ; વ્યભિચાર ને સ્ત્રી વિનાશ.

૮—વારસાથી કે વીલથી કે લગ્નથી મળનાર ધનનો નાશ, દુર્મરણુ, અલ્પાયુ, મુત્રકચ્છ્ર રોગી.

---

* શુભફળને શુભ દૃષ્ટિમાં શુભ અને અશુભ, દ્રષ્ટિમાં શુભ ને અશુભ તથા અશુભને વધારે અશુભ બનાવે છે.

૯—દૃઢ, ઝેરીલો, અધર્મી; જુઠ્ઠો, મુશાફરીનો શોખીન, સ્ત્રીના સગાંથી હાનિ કે ત્રાસ, ભાગ્યહીણુ ને કમી પિતા સુખ.

૧૦—અભિમાની, હિંમતવાન્, ક્રોધી, વિષયી, સહજ લાયકી હોય કે નહી છતાં અપકીર્તિ કે નિંદાનો સંભવ, જશ અપજશ વારાફરતી; મહાઉદ્યોગી ને ઐશ્વર્યવંત.

૧૧—જુઠ્ઠા ને ઝેરીલા મિત્રો ને તે દ્વારા હાનિ કે ત્રાશ કે ઠગાઇ; ધનવાન.

૧૨—ગુપ્ત શત્રુ ને ફોજદારી કે કેદખાનાના ભયનો સંભવ; અશુભ દ્રષ્ટિમાં ચોર, લુંટારા ને જંગલી પ્રાણીનો ભય; નિર્ધન.



# परिच्छेदः ३०. Chapter. XXX

## દ્વાદશભાવગત ગુરૂ ફળ.

### "Jupiter in Twelve Houses."

### પ્રથમસ્થાનગત ગુરૂ ફળ.

પાશ્ચિમાત્યઃ—

" Portrays a healthy & happy life ".

પહેલા સ્થાનમાં રહેલ ગુરૂ મનુષ્યને તંદુરસ્તીવાળી અને સુખી જીંદગી આપે છે. જો તે અગ્નિતત્વ રાશિમાં હોય છે તો આ પુરૂષને ઉદાર, હિમતવાન્, માયાળુ, વિજયી, દીલોજાન મિત્ર, સ્હેજ અભિમાની, દૃઢ ને વિશ્વાસુ બનાવે છે; પૃથ્વીતત્વ રાશિમાં, ઘણોજ ગુપ્ત અને સ્વાર્થી, અભિમાની, ડોલી, વિચાર શૂન્ય; વાયુ તત્વ રાશિમાં, પ્રમાણિક, સ્થિર સ્વભાવનો, વિશ્વાસુ ને દરેકને મદદ કરવાને તથા ધીરવાને તૈયાર ( જો તુલા કે કુંભનો હોય છે તો ); જલતત્વ રાશિમાં ચીજોનો, કમાણીનો અને રમત ગમત શોખિન, પૈસાની બાબતમાં બેદરકાર ને ઘણે ભાગે ભાગ્યશાળી, તેમાં પણ કર્ક ને મીન વૃશ્ચિક કરતાં વધારે સારી હોય છે મીન રાશિમાં દેહને બહુ અસર કરે છે. આ લગ્નના ગુરૂવાળા મનુષ્ય સામાન્ય રીતે ઉદાર, સ્વતંત્ર, વિશ્વાસુ, પ્રમાણિક, ન્યાયી, ધર્મિષ્ઠ, કીર્તિ ને માનને ચ્હાનાર, પબ્લીક ધર્માદામાં ઉદારતાથી પૈસા ભરનાર, અને પોતાનાં શુભ કૃત્યો બહાર એકી અવાજે વખણાય તેમ ઇચ્છનાર હોય છે.

પૌર્વાત્યઃ—

પહેલા સ્થાનમાં રહેલ ગુરૂ મનુષ્યને વિદ્યાવંત, રાજાની આજ્ઞા પાળનાર તથા તેમનો માનીતો, ચતુર, કરેલાં કામનો જાણકાર, ઉદાર ચિત્ત અને સુંદર બનાવે છે. લગ્નમાં રહેલ ગુરૂ મનુષ્યને સારાં વસ્ત્ર ને આભૂષણ આપે છે, ને શરીરે ઘણોજ રૂપવાન્ તેમજ તેજસ્વી બનાવે છે; તે સુખી તથા કલેશ કંકાસ વિનાનો હોય છે, અલ્પ વીર્યવાન્ તથા લોકને રંજન કરવાના ગુણોથી યુકત, પંડિત, બહુ માન્યપણું અને પરલોકની સ્વર્ગ વાસ જેવી ગતિ આપે છે.

* આ મનુષ્ય મોટો ગણાય છે; તથા આનંદી, પરમાત્માનો ભકત, સુખી, સરદાર, કવિતા જાણનાર ને તેજસ્વી હોય છે.

## દ્વિતીયસ્થાનગત ગુરૂ ફળ.

### પાશ્ચિમાત્યઃ—

" Denotes wealth & prosperity; and the acquisition of riches."

બીજા સ્થાનમાં પડેલ ગુરૂ મનુષ્યને ધન તથા સંપત્તિ આપીને તેનો સંચય કરાવે છે. ધનમાં ગુરૂ હોય છે તે ઘણોજ સારો ગણાય છે. ( Jupiter in the Second in a surest sign for wealth). જેમ બળમાં ગુરૂ વધારે હોય છે તેમ તે વધારે ધન આપે છે, જો તેનો રવિ ચંદ્ર સાથે શુભ દ્રષ્ટિ યોગ હોય છે તો તે પુષ્કળ દ્રવ્ય આપીને સુખી કરે છે.

ધર્મના કામકાજ, સરકારી ઓફીસો, વહીવટ, કાયદાના કામ, ટ્રસ્ટ, બેન્કીંગ ( વેપારી પેઢીઓ ), દેવાલયો, ધર્મદાન, ધર્માદા ખાતાંઓ, ઊંચી કેળવણી, જેવી કે અધ્યાત્મ વિદ્યા, રસાયણમાં શાસ્ત્રમાં ધર્મમાં કે ભાષામાં પ્રોફેસરપણું, વ્હાણુ ને દરીયાઇ સફરો ઉપર ધનનો ગુરૂ અસર કરે છે. ગુરૂ, શનિ કે હર્શલની શુભ દ્રષ્ટિમાં હોય છે, અને રવિ ચંદ્રથી અશુભ દ્રષ્ટિમાં હોતો નથી, તો ધનની બાબતમાં સારો છે ને ભાગ્યશાળી બનાવી જીંદગીમાં સુખી કરે છે. ગુરૂ, શનિથી જો પીડિત હોય છે તો પૈસાની બાબતમાં અડચણો અને ઘણી વખત ઘણી ગરીબાઇ ઉત્પન્ન કરે છે. સ્ત્રી તથા કુટુમ્બથી ધનમાં રહેલ ગુરૂ સુખી બનાવે છે.

### પૌર્વાત્યઃ—

બીજા ભાવમાં રહેલ ગુરૂ મનુષ્યને રૂપવાન્, વિદ્યાવાન્, ગુણવાન્, યશસ્વી, વૈભવનો ત્યાગી, સુશીલ તથા ધનથી પૂર્ણ કરે છે. આ પુરૂષ કવિતા કરવાની બુદ્ધિવાળો ને અધિકારી સત્તાવાળો ને મુખમાં દોષવાળો, શીઘ્ર ભોગી, અલ્પ વીર્યવંત અને પ્રયાસથી ધન મેળવનાર હોય, છે ને તેનું ધન યત્ન કરવા છતાં ટકી શકતું નથી. આ મનુષ્ય આનંદી, સુંદર સ્ત્રીનો ધણી, અને સ્નાન, ધન ને મોતી વિગેરેથી યુકત હોય છે.

---

*मुक्तरायदिभवे [illegible] क साहित्यः सुशीलोमनुजः स्यात् ॥
धार्मिकः पुत्रसुतसिरदारः कारसोहकविरोमहत्तमः ॥ १ ॥

+ આ મનુષ્ય ચતુર, પરમ ધર્મભકત, કોઇ પ્રકારની સિદ્ધિ મેળવનાર, સુવર્ણ અને પુત્રાદિકથી યુકત, ખૂબસૂરત અને ધનાઢ્ય હોયછે.

## ત્રતીયસ્થાનગત ગુરૂ ફળ.

### પાશ્ચિમાત્ય:—

" Short pleasant jour neys, & help from brethren & neighbours. "

ત્રીજા સ્થાનમાં રહેલ ગુરૂ નાની, આનંદી અને વિજયી મુસાફરીઓ કરાવે છે; તથા પાડોશી અને સગાં કે ભાંડુથી મદદ, ને લખાણ કે દસ્તાવેજ વિગેરેથી લાભ મેળવે છે. ત્રીજાનો ગુરૂ ધાર્મિક અને અધ્યાત્મિક મન આપે છે, ને માયાળુ તથા દયાળુ ને હદપારનો બુદ્ધિશાળી બનાવે છે; તે લખાણમાં અને બોલવામાં દીલોજાન અને કાગળ પત્રોના વ્યવહારમાં જીગરવાન અને વિચારવંત, તથા વિચારોને પરસ્પર બદલી શકે તેવો હોય છે. તથા તે આશાવંત, આનંદી ને સંતોષી હોયછે. પણ જો રવિ ચંદ્ર કે બુધની શુભ દ્રષ્ટિ હોય છે તો તે તીક્ષ્ણ બુદ્ધિ આપે છે.

આ ગ્રહ સગાંથી અને તે દ્વારા ધનલાભ વધારે આપે છે; ને લાભકારક તથા વિજયી મુસાફરીઓ કરાવે છે. અગ્નિતત્વ રાશિમાં, સંસારી વિજય; પૃથ્વીતત્વ રાશિમાં, ધંધા, વ્યાપાર ને સટ્ટા તથા સાહસ માટે સારો; વાયુતત્વ રાશિમાં, માનસિક અને મગજને લગતાં કામો માટે સારો છે; જળતત્વ રાશિમાં, દરીયાઇ સફરો માટે સારો; પણ જો મંગળથી અશુભ દ્રષ્ટિમાં હોય છે તો તે દરેક બાબત માટે નેષ્ટ છે.

### પૌર્વાત્ય:—

ત્રીજા સ્થાનમાં રહેલ ગુરૂ મનુષ્યને સૂજનતાથી હીણ; કૃપણ, અપકાર કરનાર, સ્ત્રી અને પુત્રોની પ્રીતિ વિનાનો ને મંદાગ્નિ હોવાથી નિર્બળ હોય છે. આ પુરૂષ ભાંડુઓમાં સૌથી નાનો હોય છે અને મિત્ર વૈર કરનાર તથા રાજ્ય સન્માન કે ભાગ્યોદય થવા છતાં સારો લાભ મેળવી શકતો નથી; તથા ભાંડુવાળો ને સર્વ મનુષ્યને પ્રીય તથા રૂપવાળો હોય છે.

---

+सुरतरीयदिभवेज्जरखाने भुजङ्गः परमपुण्यमतिस्स्यात् ॥
कामिलःकनकसूनुयुतश्च खूबरोहिमनुजो जरदारः ॥ १ ॥

* આ મનુષ્ય આળસુ, પરાક્રમી, વાંકુ બોલનાર, ઘણોજ કૃપણ અને સારા પુરૂષોનું પાલન કરનાર હોય છે.

## ચતુર્થસ્થાનગત ગુરૂ ફળ.

### પાશ્ચિમાત્યઃ—

" Success in life at the close of life. "

ચોથા સ્થાનમાં રહેલ ગુરૂ મનુષ્યોને જીંદગીના છેવટમાં વિજય આપે છે; ને જો ગુરૂ બળવાન હોય છે, તો તે પિતાની સારી સ્થિતિ સૂચવે છે; જો શુભ દ્રષ્ટિમાં હોય છે તો વારસાથી લાભ મેળવે છે.

ચોથાનો ગુરૂ ઘણોજ સારો ને વારસાથી લાભ આપનાર ગણાય છે; અને મીલકત, ધન અને વૈભવ જીંદગીના અંત સમગે આપે છે. આ ગ્રહ સુખી, ઘર ને શાંતિવાળો અને સંસારમાં વિજયી બનાવેછે; અને માબાપની કૃપા ને તેઓ દ્વારા ઘણોજ લાભ અને મદદ મેળવે છે; ને તે સાહસ અને લીધેલ ધંધાઓમાં ફતેહ મેળવે છે. જો ગુરૂ, રવિ કે ચંદ્રથી શુભ દ્રષ્ટિમાં હોય છે તો તે જન્મ કુંડળીના બીજા દોષોને દૂર કરે છે. ને જીંદગીનો અવસાન ઘણુજ લાભવાળો અને ભાગ્યશાળી બનાવે છે. અથવા ધાર્મિક વલણની વૃદ્ધિ કરે છે; મંગળની શુભ દ્રષ્ટિમાં, ગુરૂ જીંદગીનો છેવટ ધર્મથી આણે છે, ને શનિ કે હર્શલની શુભ દ્રષ્ટિ હોય છે તો તે ગુપ્ત શાસ્ત્રનું વલણ બતલાવે છે; ચોથા ઘરમાં રહેલ ગુરૂ જો અશુભ દ્રષ્ટિમાં હોય છે, તો તે હદપારનો ઉડાઉ ખર્ચ, ઘરની ચીજોમાં પૈસાનો નકામો ખર્ચ. અને માબાપ ને તેમના કાર્યો દ્વારા ત્રાસ; બુધની અશુભ દ્રષ્ટિ, કજીયા ને કાવા દાવા બતલાવે છે; રવિ કે ચંદ્રની અશુભ દ્રષ્ટિ, મગજની ગરમી અથવા અકસ્માત ને હૃદયની ઉપાધિ સૂચવે છે.

### પૌર્વાત્યઃ—

ચોથા સ્થાનમાં રહેલ ગુરૂ મનુષ્ય માનવંત, ધનવંત, અનેક પ્રકારના વાહનવાળો અને હમેશ રાજાની કૃપાથી લક્ષ્મી મેળવનાર હોય છે. આ પુરૂષને ઘેર ઘોડા વિગેરેના શબ્દો તથા બ્રાહ્મણ વર્ગથી બોલાયેલ મંત્રાશિર્વાદ સંભળાય છે; અને શત્રુઓ પણ તેની સેવા કરાય છે, અને તેનું હૃદય તપ્યાં કરે છે.

---

*गार्भिकोबहुपराक्रमः कृपणमानवःपरुषवाक्यवशीलः ॥
पालकोभवतिश्रेष्ठजनानांमुक्तरीयदिगिरांदरजाने ॥ १ ॥

* આ મનુષ્ય ઘોડા, ધન, કસબી વસ્ત્ર, રથ, હાથી વિગેરેથી યુક્ત હોય છે; ને મીઠાં વચન બોલનાર, ઘણું કરીને રાજા તુલ્ય અને સંપૂર્ણ સુખી હોય છે.

## પંચમસ્થાન ગત ગુરૂ ફળ.

### પાશ્ચિમાત્ય:—

" Favourable for children, specultion, &c. "

પાંચમા સ્થાનમાં રહેલ ગુરૂ મનુષ્યને વિજયી ને આજ્ઞાંકિત છોકરાં આપે છે, કે જેઓ પિતાને મદદગાર અને સુખદાતા હોય છે; રમતગમત, સટ્ટો, સાહસ, વૈભવ, પ્રેમનાં કાર્યો, અને સરતો માટે આ ગુરૂ સારો છે.

આ ગ્રહ વ્યાજબી અને ન્યાયી પ્રેમ લાગણી આપે છે, ને તેમાં પણ મનોવૃત્તિઓ કાબુમાં રહી શકે તેવી હોય છે, તથા પ્રેમના કાર્યોમાં અને પ્રતિ જાતિદ્વારા લાભ માટે સારો છે. સટ્ટા અને ધનવિનિમય તથા સાહસ માટે ઘણોજ સારો છે, ને તે ઘણાં સારાં છોકરાં તથા તેઓ દ્વારા ઘણા સુખનો ઉદય બતલાવે છે; સ્ત્રીઓની કુંડળીમાં રાંડેલાઓ સાથે અથવા કોઇ પ્રથમથી પ્રેમપાશમાં પડેલા સાથે લગ્ન સૂચવે છે. પ્રેમનાં કાર્યોમાં ધાર્મિક મન અને વ્યવહારૂ દ્રષ્ટિ હોય છે. જો રવિ કે ચંદ્રથી કે કોઇ ગ્રહથી પીડિત હોય છે તો તે ગુરૂની શુભ અસરને ઘણીજ ઓછી કરી નાંખે છે, ને જો શુભ દ્રષ્ટ હોય છે તો જીંદગી વિજયી બનાવે છે, ને સુખી ને ભાગ્યશાળી કરી સંતોષી બનાવે છે. જો રવિ કે ચંદ્ર, ગુરૂ ઉપર ત્રિકોણ દ્રષ્ટિથી જોતા હોય છે તો સટ્ટાથી, લોટરીથી અથવા નશીબના યોગથી ધનલાભ આપે છે, જો કે સાથે બીજા ગ્રહો પણ જોવાના હોય છે.

### પૌર્વાત્ય:—

પાંચમા ભાવમાં રહેલ ગુરૂ મનુષ્યને સારા મિત્ર, ઉત્તમ પુત્રો, મંત્ર શાસ્ત્ર, અનેક પ્રકારનાં વાહન ને કોમળ વાણીનો વિલાસ આપતાછે. આ પુરૂષ વિલાસ કરવામાં બુદ્ધિવાળો, બહુ બોલો, કલાનો કરનાર ને સારો લેખક હોય છે; તથા તે કાર્યના પરિણામમાં સિદ્ધિ મેળવનારને અંતકાળ સમયે છોકરો ધન મેળવવામાં મદદગાર હોવાથી ધનાઢ્ય તથા મિત્રોથી પૂજ્ય, વિદ્વાન ને સુંદર હોય છે.

---

*अश्वधनाम्बरकशीरथपीलैः युक्त[illegible] ॥
सुरतीयविभवेद्धि [illegible] ॥ ४ ॥

+આ મનુષ્ય પંડિત, બહુ ચિંતાતુર, સુંદર, પુત્ર પૌત્રાદિકથી યુક્ત, તેજસ્વી, નામાંકિત ને ધનથી રહિત હોય છે.

## ષષ્ટસ્થાનગત ગુરૂ ફળ.

### પાશ્ચિમાત્ય:—

" Denotes good health & faithful servants. "

છઠ્ઠા સ્થાનમાં રહેલ ગુરૂ જો દ્રષ્ટિ કે સ્થાનથી પીડિત હોતો નથી તો સારી તંદુરસ્તી તથા વિશ્વાસુ ને મદદગાર નોકરો આપે છે. મિથુન અને કન્યાનો ગુરૂ બોવેલ અને છાતીને અવ્યવસ્થિત કરી મુકે છે.

છઠ્ઠાનો ગુરૂ માંદગીઓ ઘણીજ ઓછી આપે છે, ને જે રોગો થાય છે તે ફકત હદપારના વૈભવ અને કામોથી થાય છે; જો માંદગી આવે છે તો તેની સારી ને દરકારથી ચાકરી થાય છે, અને કવચિત્ માંદગી દ્વારા લાભ પણ મળે છે. આ પુરૂષ સારો ને વિશ્વાસુ નોકર બને છે, અથવા શેઠ દ્વારા ધનલાભ કે વારસો મેળવે છે, અથવા શેઠનો ભાગીદાર બને છે, કે સંપૂર્ણ વિશ્વાસ મેળવે છે. નોકરો હોય છે તો તેઓ દ્વારા ધનલાભ મેળવે છે, કારણ કે હલકા લોકોથી લાભ છઠ્ઠાનો ગુરૂ સૂચવે છે. છઠ્ઠામાં રહેલ ગુરૂ જો પીડિત હોય છે તો તે લોહી અને લીવરને અસર કરી બગાડે છે, પણ જો બહુ પીડિત હોય છે તો હદપારના વૈભવથી તથા બેદરકારીથી તબીઅત બગાડે છે. આ ગ્રહને લીધે સીધા કે આડા માર્ગથી પણ ધર્મના વલણ દ્વારા ધન મળે છે.

### પૌર્વાત્ય:—

છઠ્ઠા સ્થાનમાં રહેલ ગુરૂ મનુષ્યને સંગીત તથા વિદ્યાથી રહિત બનાવે છે. તે પુરૂષ યશમાં ચિત્ત રાખનાર, શત્રુઓને હણનાર ને આરંભેલાં કાર્યમાં આળસુ હોય છે; અને રોગી હોવા છતાં શત્રુને હણવાના બળવાળો, રણસંગ્રામમાં વિજયી, સર્વ ભોગને જાણનાર, મુશાળ પક્ષને તોડનાર ને રોગી માતાવાળો હોય છે; આ પુરૂષ વાહનવાળો, કૃશાંગ અને જો તે છઠ્ઠે વક્રી હોય છે તો શત્રુ કુળનો નાશ કર્તા હોય છે.

---

+पण्डितःपुरुतरहुदभार्यः पुत्रपौत्रसहित।नन्द यः ॥
सुहृतरीयदि भवेत्करजन्मस्याकथन... नोमीदारः ॥ ५ ॥

× આ મનુષ્ય ઘણો આળસુ ને બહુ પ્રકારના રોગવાળો, કડવાં વચન બોલનાર, સંસારમાં નિર્દય અને સર્વથી દૂષિત હોય છે, ને મુશાળ પક્ષના સુખથી સુખી હોતો નથી.

## સપ્તમસ્થાનગત ગુરૂ ફળ.

### પાશ્ચિમાત્ય:—

"Success & happiness in marriage; good for law-suits, partnerships &c."

સાતમા સ્થાનમાં રહેલ ગુરૂ મનુષ્યને લગ્નદ્વારા વિજય અને સુખ આપે છે, તથા કાયદા અને ભાગીદારી તથા બીજાઓની સાથેના સંબંધ માટે સારો છે. સાતમાનો ગુરૂ સારો અને વિશ્વાસુ લગ્ન અથવા ધંધાનો ભાગીદાર આપે છે, તે લગનથી બહુ સુખી કરે છે, ને તેથી ધનલાભ અને વિજય મેળવે છે. તે લગ્ન પછીથી સંસારી ફતેહ અને ધનથી સુખી કરે છે; તેના ભાગીદાર ( ધણી કે ધણીઆણી ) પાસે સ્વતંત્ર ધનનાં સાધનો હોય છે કે જેમાં પોતે ભાગ લે છે.

આ ગ્રહ પરણેલા સાથે અથવા ઘરડા કે ધાર્મિક મનવાલા સાથે લગ્ન સૂચવે છે. જો ગુરૂ પીડિત, ને ખાસ કરીને મંગળ કે હર્શલથી હોય છે તો કાયદાની તકરારો ને દાવાઓ બતલાવે છે; શનિથી અશુભ દ્દષ્ટ હોય છે, તો લગ્નમાં ઢીલ થાય છે; જો રવિ કે ચંદ્ર અશુભ દ્રષ્ટિ કરે છે તો વિવાહ ફોક પણ થાય છે; જો શુભ દ્દષ્ટ હોય છે તો લગનની બાબતમાં સઘળું સીધુજ ચાલે છે, ને લગ્ન સુખી તથા વિજયી નિવડે છે.

આ ગ્રહ ભાગીદારીથી ધંધામાં લાભ આપે છે; તથા કોર્ટના કામ-કાજોથી વિજય મેળવે છે; ને પાપદ્દષ્ટ હોય છે તો તે દ્વારા સ્હેજ ત્રાસ વા હાનિ કરે છે.

### પૌર્વાત્ય:—

સાતમા સ્થાનમાં રહેલ ગુરૂવાળો મનુષ્ય શાસ્ત્રના અભ્યાસવાળો, નમ્ર, સ્ત્રી ને ધનથી સુખી, મંત્રી અને કાવ્ય કરનાર હોય છે. આ પુરૂષને બુદ્ધિ અને લક્ષ્મી બહુજ હોય છે, તથા સ્ત્રીઓ ઉપરની પ્રીતિ ઓછી હોય છે; અભિમાની છતાં માનવંત, ગોત્રજોથી યુક્ત ને કંદર્પ તુલ્ય રૂપવાન હોય છે. તે રાજા તુલ્ય સુખી ને અમૃત તુલ્ય વાણીવાળો હોય છે.

---

×અલસિકશ્ચબહુરોગયુતશ્ચ માનવોવદસખુન્યદશિક્ષ: ॥
સુરતીયદિભવેદ્રિપુસાને માતુલાદિભવસૌખ્યવિહીન: ॥ ૧ ॥

+ આ મનુષ્ય હરેક પ્રકારની વિદ્યા જાણનાર, બુદ્ધિવાન્, સુખી, વિનોદી, ન્યાયી, ઇસારાથી દરેક કાર્ય કરનાર, સુંદર સ્ત્રીઓથી સુખી, ચતુર ને રોગ શત્રુ વિનાનો હોય છે.

## અષ્ટમસ્થાનગત ગુરૂ ફલ.

### પાશ્ચિમાત્યઃ—

"Money by marriage, will, legacy if strong."

આઠમા સ્થાનમાં રહેલ ગુરૂ જો બલવાન હોય છે તો લગ્નથી તથા વારસાથી ને વીલથી ધન આપે છે. આઠમાનો ગુરૂ ઘણુંજ સુખ શાંતિ ભરેલું અને સંપૂર્ણ રીતે કુદરતી મરણ કરે છે. જો પીડિત હોય છે તો છાતીની પીડા ને લોહીના બીગાડનો ભય, ક્ષય, ચાંદી, વિગેરે; જો પીડિત હોતો નથી તો લગ્ન પછીથી ધન મળવા માટે સારોછે, ને ઘણું કરીને પસાદાર ધણીઆણી કે ધણી પાસેથી લાભ આપે છે. આ ગ્રહ બીજાઓના મરણથી, વારસાથી, વીલથી તે ટ્રસ્ટથી ધન મેળવે છે; અને અશુભ દ્રષ્ટિમાં તે તે વસ્તુઓદ્વારા ત્રાસ કે હાનિ કરે છે. આ ગ્રહ ઘણે ખરે ભાગે ગૂઢ શાસ્ત્રોમાં મન દોરવે છે, કે જે શાસ્ત્ર મરણ પછીની સ્થિતિનું ભાન કરાવે છે, ને કેટલીક વખત ઘણાજ વિચિત્ર અને અર્થ સૂચક આવેલાં સ્વપ્નો તથા મગજ ઉપર થયેલ અસરની સ્મરણ શકિત આપે છે.

### પૌર્વાત્યઃ—

આઠમા સ્થાનમાં રહેલ ગુરૂ મનુષ્યને દૂત વૃત્તિવાળો, દીન, મલિન, વિવેક હીન, કડક, આળસુ ને કૃશાંગ કરે છે. આ પુરૂષ પિતાના ઘેર લાંબો વખત રહેતો નથી, ને મરણ સમયે વૈકુંઠવાસી થાય છે; તેનું ઘર અગર શરીર ઘણો વખત ટકતું નથી, અથવા તેનું શરીર ઘણો વખત રોગ વિનાનું હોતું નથી; ત તીર્થ યાત્રા કરનાર, નિર્ધન, મનની અસ્થિરતાવાળો, સ્ત્રી પુત્રથી હીન, કૃશાંગ તથા યોગી હોય છે.

* આ મનુષ્ય દયાહીન, હમેશ પરદેશી, મૂર્ખ, હમેશ રોગી, ને હરનિશ ક્રોધ કરવામાં તૈયાર હોય છે.

---

+काबिलःसुखयुतःसुविनीतोहम्जवाक्चरमणीसुखयुक्तः ॥
फारसश्चचतुरःकिलनास्याम्मुश्तरीयदिभवेज्जनखाने ॥ ७ ॥

*बेदिलश्चपरदेशरतश्च जाहिलःखलुनरःसगदश्च ॥
मुश्तरीयदिहिहस्तमखाने गुस्वरःस्रकिलभवेज्जनमस्त ॥ ८ ॥

# નવમસ્થાનગત ગુરૂ ફળ.

## પાશ્ચિમાત્યઃ—

"A religious turn of mind, sincere & moral."

નવમા સ્થાનમાં રહેલ ગુરૂ મનુષ્યને ધાર્મિક વલણવાળો, શુદ્ધ અંતઃકરણનો, નીતિવાન્ ને ડાહ્યો બનાવે છે; ને ધણી કે ધણીઆણીનાં સગાં દ્વારા ધન લાભ મેળવે છે; અને દૂર દેશાવરમાં અથવા લાંબી દરીયાઇ સફરોમાં વિજય આપે છે.

આ ગ્રહ ખાસ કરીને અધ્યાત્મિક જ્ઞાનવાળાને તથા યોગીઓને નવમા સ્થાનમાં હોય છે એમ કલ્પાય છે; ને જો પીડિત હોતો નથી તો ધાર્મિક ઝનુન તથા ભક્તિ, યોગના તત્વજ્ઞાનની જગો લે છે; પણ જો મંગળથી પીડિત હોય છે તો ધાર્મિક બાબતમાં હદ પાર જાય છે, ને કાયદાની ઉપાધિઓ તથા પરદેશમાં અકસ્માત અને વ્હાણ વિગેરેના ભાંગી જવાના ભયવાળો હોય છે; શનિથી પીડિત હોય છે, તો જાતે ઠગાઇ જાય છે, તથા વિચાર શક્તિની હદ ઓળંગવાથી દુઃખી થાયછે; જો રવિ ચંદ્ર કે બુધની શુભ દ્રષ્ટિમાં હોય છે તો તે મનની ઉચ્ચ સ્થિતિ માટે સારો છે, ને તે અંતર્જ્ઞાન અને ભવિષ્યજ્ઞાન આપે છે. આ ગ્રહ સાચાં સ્વપ્નાં તથા મગજની શાંત સ્થિતિ આપે છે, ને પરદેશના રહેઠાણ તથા મુસાફરી માટે સારો છે; તે કલાર્ક, કાયદા, ધર્મ ને યોગને લગતા ધંધા તથા કામો માટે સારો છે.

## પૌર્વાત્યઃ—

નવમા સ્થાનમાં રહેલ ગુરૂ મનુષ્યને રાજાનો મંત્રી, ધર્માત્મા, યજ્ઞ યાગાદિ કરનાર, શાસ્ત્રી, વિચારવંત, વ્રત વ્રતાદિક કરનાર તથા દેવ ગુરૂ ને બ્રાહ્મણનું પાલન કરનાર બનાવે છે; આ પુરૂષ રાજા તથા બ્રાહ્મણનો પ્રીય, વિનયી ને બાંધવોથી યુક્ત હોય છે; અને આળસથી સંધ્યાવંદનાદિક કર્મનો પણ લોપ કરે છે. આ પુરૂષ રાજા તુલ્ય ધનવાન્, પવિત્ર, ઉત્તમ ગુણવાન્, કૃપણ ને સ્ત્રીઓનો શોખિન હોય છે.

+આ મનુષ્ય ભાગ્યવંત, સુંદર, રૂપવાન્, નામાંકિત, અમલ કરનાર ને ઈશ્વરનો ભક્ત હોય છે.

---

+हम्रतेवसुधापरिजवाश्च सुवसोबहुसुखी वसुशीरः ॥
धामिक [illegible]मकाने सुकृतरीप्रविमवेश्चसुपस्य ॥ ९ ॥

## દશમસ્થાનગત ગુરૂ ફલ.

### પાશ્ચિમાત્ય:—

" Success in life; honour & esteem. "

દશમા સ્થાનમાં રહેલ ગુરૂ મનુષ્યને જીંદગીમાં વિજય, માન ને કીર્તિ આપે છે; અને ઘણે ભાગે આ પુરૂષો સરકારી અધિકારીઓ ને ધર્મ ગુરૂઓ હોય છે. આ ગ્રહ ખિતાબ અને માન અપાવી કીર્તિવંત બનાવે છે, તથા બહુજ વિજય ને સુખ સંપત્તિ સૂચવે છે; તેનું નીતિનું ધોરણ ઘણું જ ઉચ્ચ હોય છે, તથા જીંદગીના કોઇ પણ સમયે તે ઉપયોગી જગો ભોગવાવે છે; ધન.તથા સંસાર વિજય માટે આ ગુરૂ સારો ગણાય છે.

અશુભ દ્રષ્ટિમાં મંગળથી, કાયદાની ઉપાધિઓ અને કેટલીક વખત ભારે નુકશાનીઓ; શનિથી, ગુરૂની તમામ શુભ અસર નાશ પામે છે; હર્શલથી, નશીબનો ઉલટો પલટો ને ભયંકર ઉપાધિઓ થાય છે; રવિ કે ચંદ્રથી સંસારી સુખની ચઢતીમા વિઘ્ન ને મુશાફરીમાં ત્રાસ તથા સ્થિત્યંતર; પણ જો તેઓથી શુભ દ્રષ્ટ હોય છે તો તે ધન તથા વિજય આપે છે.

આ દશમાનો ગુરૂ સારૂં ફળ બતલાવે છે, ને સગાંના મદદ મેળવે છે, દશમે રહેલા ગુરૂનું વાયુતત્વ ને પૃથ્વી તત્વ રાશિમાં કમી બળ હોય છે, ને તેનું ખાસ બલ અગ્નિ કે જળ તત્ત્વ રાશિમાં, ને મુખ્યત્વે ધન કે કર્કમાં હોય છે.

### પૌર્વાત્ય:—

દશમા સ્થાનમાં રહેલ ગુરૂ મનુષ્યને સારાં રાજ્ય લક્ષણોવાળો અને વાહનવંત, મિત્રવંત, સ્ત્રીપુત્રાદિકથી સુખી, ને અનેક પ્રકારના યશવાળો બનાવે છે. પિતરોથી ઘણુ વધુ તેજસ્વી હોવાથી આ પુરૂષનું ઘર ધ્વજ અને ચિત્રકળાવાળું હોય છે. પુત્ર સુખથી સંપૂર્ણ હોતો નથી ને હમેશ તેને ઘેર શોળ પળના વજનનું અન્ન રંધાય છે; તેને ઘેર ઘોડા રત્ન વિગેરે હોય છે, તથા વારાંગનાથી પણ નહી જીતાયેલ ધાર્મિક હોય છે.

* આ મનુષ્યને પાલખી, જવાહીર, હાથી વિગેરેનું સુખ હોય છે; અને તે વિચિત્ર પ્રકારનાં વસ્ત્રો પહેરનાર ને ભાગ્યવંત સારો પુરૂષ હોય છે.

---

*पालकीजलजवाहिरफीलैः संयुतो विविधवस्त्रविशालैः ॥
सुन्दरीयवतिशाहमकाने साहबःबहुनरीनसरःस्यात् ॥ १० ॥

# એકાદશસ્થાન ગતગુરૂ ફળ.

## પાશ્ચિમાત્યઃ—

" Faithful aud sincere friends, by whom he is much benefitted. "

અગીયારમા સ્થાનમાં રહેલ ગુરૂ ઘણા સાચા, ભાગ્યવંત, વિશ્વાસુ ને દીલોજાન મિત્રો સૂચવે છે, કે જેનાથી બહુજ લાભ મળે છે; તથા વ્યવહાર જીંદગીનો શોખ આપે છે; અને પોતે એવું સારૂ કામ કરે છે, કે જેનાથી પોતાને મિત્રો ને મદદગારો મળી આવે છે.

ગુરૂ, સંયોગમાં કે સારી દ્રષ્ટિમાંઃ—

નેપચ્યુન—યોગી મિત્રો ને ઓળખાણ.

હર્શલ—ધર્મ કે યોગજ્ઞાન ને ગુઢ શાસ્ત્રોદ્વારા વિચિત્ર બુદ્ધિ પ્રકાશ.

શનિ—દૃઢ જોડાણ કે જેથી ઘણોજ લાભ.

મંગળ—જો આ ગ્રહથી પીડિત હોય છે તો તે કાયદાની તકરાર, કે જેમાંથી લાભ કે હાનિ થવાનો યોગ જન્માક્ષરના ગ્રહો ઉપર છે.

રવિ—કીર્તિ ને માન, તથા માનવંત મિત્રો.

બુધ—બહુજ અંતર્જ્ઞાન અને શ્રેષ્ઠ ન્યાયબુદ્ધિ.

ચંદ્ર—સામાન્ય રીતે મુશાફરી અને પબ્લીક દ્વારા ઘણા લાભ.

અગીઆરમે સ્થિર રાશિમાં, અભિમાન ને ગર્વ; ચર રાશિમાં, સાહસ ને કાર્ય પ્રવૃત્તિ; દ્વિસ્વભાવમાં, ધાર્મિક અને સંસારી અનુભવો સૂચવે છે.

## પૌર્વાત્યઃ—

અગીઆરમા સ્થાનમાં રહેલ ગુરૂ મનુષ્યને બહુજ બળવાન ને ધનવાન્ બનાવે છે; ને તેને સારાં વસ્ત્રાભૂષણ વાહનો અને રાજાની કૃપા હોય છે.

આ પુરૂષને સોના રૂપા જેવી ન મળનારી ચીજોનો પણ લાભ મેળવે છે અથવા તેને અષ્ટાવધાની કે સમર્થ વિદ્વાન બનાવે છે; તે પિતાનું પોષણ કરનાર અને પાંચ પુત્રો વાળો હોય છે; તેનું ધન પારકાને અર્થે હોય છે, ને કાંઈ પણ દાન ભોગ થતા નથી; તે સકળ ધર્મમાં પ્રીતિવાન્ હોય છે.

+ આ મનુષ્ય સંતોષી, સુંદર, ધનવાન્, વિદ્વાન્ ને ચતુર હોય છે.

---

+साधिरःशुभतनुर्बरदारःकारशोबहुपराक्रमयुक्स्यात् ॥
कामिक्षयदि [illegible] ने सुरतरीश्वविभवेत्सुशरोस्यात् ॥ ११ ॥

## દ્વાદશસ્થાન ગત ગુરૂ ફળ.

### પાશ્ચિમાત્ય:—

" It tends to success in life, with but few seceret enemies. "

બારમે રહેલ ગુરૂ મનુષ્યને જીંદગીમાં વિજય તથા થોડા ગુપ્ત શત્રુઓ આપે છે. ગુરૂ ગુપ્ત શાસ્ત્રોના અભ્યાસમાં શોખ, પવિત્રતા, અને જુની ધાર્મિક સત્યતામાં માન જેમાં પબ્લીક અજ્ઞાત હોય છે, કે જેમાં વિચિત્ર રીતે વિજય હોય છે, આ ગ્રહ સીધા કે આડે રસ્તે શત્રુઓ દ્વારા લાભ મેળવે છે, અથવા તેઓની મરજી વિરૂદ્ધ તેઓને મિત્ર બનાવે છે; આ ગ્રહને લીધે એ પ્રેમ પાસ હોય છે. અથવા વિચિત્ર ને લાભકારી પ્રેમ સંબંધ હોય છે.

આ ગ્રહ જીંદગીના મધ્યમાં કે છેલ્લી અવસ્થામાં વિજય આપે છે, જો કે ગુરૂ પીડિત હોય છે, તથાપિ મિત્રોદ્વારા ગુપ્ત મદદ ને લાભ મેળવે છે, તેને ધાર્મિક, ઉદાર, જ્ઞાની, ને બીજાઓને ખુશીથી મદદ કરનાર બનાવે છે; બારમાનો ગુરૂ ડોકટરો, ધર્મ ગુરૂઓ, વેદો, લોકોપયોગી ખાતાઓ ને દવાખાનાં માટે સારો છે. આ પુરૂષને બીજાની ઉદારતા અને જાહેર ધર્માદા ખાતાથી લાભ મળે છે, અને જો ગુરૂ વૃશ્ચિક કે કન્યામાં હોય છે તો તે નબળો ગણાય છે.

### પૌર્વાત્ય:—

બારમા સ્થાનમાં રહેલ ગુરૂ મનુષ્યને અનેક પ્રકારથી ચિંતાતુર, ક્રોધી, પાપ કરનાર, આળસુ, લજ્જાહીણુ, બુદ્ધિહીન ને માનહીન બનાવે છે; આ પુરૂષને પોતાના વર્ગમાં અભિમાનથી થએલ સદ્વ્યય હોવા છતાં પણ યશને ઠેકાણે અપયશ, બીજાને છેતરવાની કુબેર તુલ્ય બુદ્ધિ, ને તેનો ભંડાર ધન નાશ થવાથી વિધિ રહિત હોય છે. આ પુરૂષ બાલ્યાવસ્થામાં હૃદય રોગી; દાન ધર્મથી રહિત, અને કુળથી ને ધનથી હમેશાં દાંભિક હોય છે,

* આ મનુષ્ય દરિદ્ર, થોડું બોલનાર, બેવકૂફ, લજ્જા વિનાનો, ખરાબ બોલનાર, બડાઇખોર, આળસુ ને સારાં કામમાં ધન ખર્ચનાર હોય છે.

---

*मुक्लिस:कमफहमूगतलज्जो बदसलुभरणमूतलंघित: ॥
क़ाहिकभयधिरर्थमकाने सुहतरीमवतिनापदफैक: ॥ १२ ॥

## સારાંશ.

### દ્વાદશસ્થાનગત ગુરૂ ફળ.

સ્થાન— ફળ.

૧—માનવંત, સુંદર, ઉદાર, વિજયી, સુશીલ, દીલોજાન, અભિમાની, વિશ્વાસુ; જ્ઞાની, દીર્ઘાયુષી ને વિદ્વાન.

૨—ધન ને સંપત્તિ; કુટુંબ સુખ, બુદ્ધિબળ, સુવર્ણાદિકોષ ૧૬ વર્ષે ભાગ્યોદય.

૩—નાની ને આનંદી મુસાફરીઓ; ભાંડુ, પાડોસી, લખાણ ને દસ્તાવેજોથી લાભ ને વિજય; લોભ, બંધુ સૌખ્ય, ચતુર, ૩૮ વર્ષે યાત્રા.

૪—ગુરૂ બળવાન હોય તો છેલ્લી જીંદગી વિજયી ને સુખી; પિતાની સારી સ્થિતિ; ક્ષેત્રવાન ને બુદ્ધિમાન.

૫—આજ્ઞાંકિત ને વિનયી છોકરાં, કે જે દ્વારા લાભ ને સુખ; સટ્ટા સાહસ વૈભવ અને શરતો તથા સ્નેહુપાસનાં કાર્યો માટે સારો, બુદ્ધિમાન, વકતા, રાજ્યકર્તા ને ગ્રંથકર્તા.

૬—ગુરૂ બહુ પીડિત હોતો નથી તો સારી તંદુરસ્તી, સારા નોકર ચાકર, શત્રુક્ષય ને રોગ.

૭—લગ્નમાં વિજય અને સુખ, કાયદા અને ભાગીદારીમાં લાભ તથા વિજય, ચિંતાતુર, વિદ્વાન્ ને ધનવાન.

૮—લગ્નથી, વીલથી કે વારસાથી ધનલાભ ( જો ગુરૂ બળવાન હોય છે તો ); અલ્પાયુષ્ય ને નીચ કર્મ કરનાર.

૯—ધાર્મિક, નીતિવંત, ડાહ્યો, સ્ત્રીના સગાંથી લાભવાળો લાંબી વિજયી દરીયાઇ સફરો કરનાર, ધનવાન ને તપસ્વી.

૧૦—જીંદગીમાં વિજય, કીર્તિ, માન, રાજ્યસુખ ને સારી નોકરી; ધાર્મિકને સત્કર્મ કરનાર સત્તાધિકારી ને દરબારી.

૧૧—વિશ્વાસુ, દીલોજાન ને મદદગાર મિત્રો, અનેક પ્રકારના લાભ ને ૩૨ વર્ષે ભાગ્યોદય.

૧૨—જીંદગીમાં વિજય ને ઘણા થોડા ગુપ્ત શત્રુવાળો, ગણિતજ્ઞ, રોગી ને દરિદ્રી.



# परिच्छेदः ३१. Chapter XXXI.

## દ્વાદશ સ્થાનગત શનિફળ.

"Saturn in Twelve Houses"

## પ્રથમ સ્થાનગત શનિ ફળ.

### પાશ્ચિમાત્યઃ—

"The person is of a sad Saturnine temprament, often retiring & mistrustful in nature.,'

પહેલા સ્થાનમાં રહેલ શનિ મનુષ્યને અદેખો, વૈર વૃત્તિવાળો, ઝેરીલો, બ્હીકણુ, અવિશ્વાસુ, ભયભીત, અતડો, ને વિચારવંત બનાવે છે; અગ્નિ તત્વ રાશિમાં હોય છે તો તે મનુષ્ય કંઇક સારો હોય છે. તે સ્વતંત્ર, સરળ માર્ગનો, કાર્યોમાં પ્રમાણિક, પણ સાહસિક, ને વાદવિવાદ તથા તકરાર કજીઆાને શોખિન; પૃથ્વી તત્વ રાશિમાં, મુખ્યત્વે વૃષભમાં, મૂર્ખ મંદો, વિચાર શૂન્ય ને ઝેરીલો; કન્યામાં, ઘણોજ વાતો જાણુવાને આતુર, વ્હેમી ને ચીઢીઓ; મકરમાં, વાદવિવાદ કરનાર, લુચ્ચો, સ્વાર્થી બહુ મહેનતુ ને કંજુસ.

વાયુ તત્વ રાશિમાં, વિચારવંત, અભ્યાસુ, ગંભીર, પૈસામાં કાળજીવંત, દીલોજાન, જાતને માટે ધર્મમાં ભકિતવંત; મિથુન અને કુંભ રાશિમાં તુલા કરતાં સારો છે. કારણ કે તુલાનો શનિ મનુષ્યને જીદી, સ્વાર્થી, કંજુસ ને અભિમાની બનાવે છે; જળ તત્વ રાશિમાં, મુખ્યત્વે કર્ક ને મીનમાં, મૂર્ખ, બેવકુફ ને ધર્મમાં ઝનુની; વૃશ્ચિકમાં, ઘણોજ ખંદો, ઝેરીલો, ને વિશ્વાસ પાત્રતા વિનાનો; સામાન્ય રીતે આ પુરૂષ ઘણોજ સરમાળ, કમ્પની ને સોબત તરફ અણગમાવાળો, ગંભીર, દઢ, ઠગ, ખંદો, સ્વાર્થ માટે લુચ્ચો, સ્થિર, ધર્મની માન્યતામાં વિચિત્ર, પોતાના અને કુટુમ્બના કામમાં સાવધ ને ફેરફારો વિશેષ કરનાર હોય છે.

### પૌર્વાત્યઃ—

પહેલા સ્થાનમાં રહેલ શનિ જો તુલા મકર કે કુંભનો હોય તો મનુષ્યને દેશાધિપતિ અથવા ગ્રામાધિપતિ બનાવે છે. બીજી રાશિમાં મનુષ્ય ને નીચ, દરિદ્રી કે રોગી બનાવે છે; આ પુરૂષ મનની અતિતાણુવાળો, અતિ તૃષ્ણાવાળો, ક્લેશી, સ્થૂલ દ્રષ્ટિ વાળો, દ્રષ્ટિથી શત્રુ નાશ કરનાર, આધિ

વડે મન દુ:ખી, આંખનો રોગી, અદેખો ને ઉન્મત્ત હોય છે; તથા હમેશ મંદ ગતિવાળો, મદથી પીડિત, અધમ; હીન શરીર, કૃશાંગ, ને મિત્રો શત્રુના ઘરના હોય છે.

* આ મનુષ્ય બદ અકલનો, શરીરે દુબળો, દુષ્ટ, કુરૂપ, ને અવળી બુદ્ધિવાળો હોય છે.

## દ્વિતીય સ્થાનગત શનિ ફલઃ—

### પાશ્ચિમાત્યઃ—

"Much trouble & worry in money matters; loss of money, ill success in trade and business."

બીજા સ્થાનમાં રહેલ શનિ મનુષ્યને દ્રવ્યની બાબતમાં ત્રાસ ને ચિંતા ઉત્પન્ન કરે છે, ને પૈસાની હાનિ, તથા વ્યાપારને ધંધામાં પડતી કે હાનિ બતલાવે છે: જો કે શનિ ખાસ બલવાન હોય છે, તોપણ જીવિકાને માટે આ પુરૂષને ઘણીજ મ્હેનત કરવી પડે છે, અને જ્યારે ઉચ્ચ કે સ્વગૃહી હોતો નથી ત્યારે તે જીંદગીમાં ઓછા વત્તા પ્રમાણમાં ગરીબાઇ ને દરિદ્રતા, તથા ધનમાં ઉપાધિ બતલાવે છે; જો રવિ કે ચંદ્રમાની અશુભ દ્રષ્ટિમાં હોય છે તો નિર્ધનતાની આગાહી કરે છે, ને શુભ દ્રષ્ટિમાં હોય છે તો ઘણુંજ સારૂં નશીબ ઉત્પન્ન કરે છે.

બીજા સ્થાનનો મ્હેનત, વ્યવસ્થા, જોખમદારી, જમીન, મીલકત, મકાન, ખેતી, મોટા વ્યાપાર, કંટ્રાક્ટ, ખાણો, એક ઠેકાણેથી બીજે ઠેકાણે લાવવાના કાંમ લેઇ જવાનાં, ભંડાર, માલને વ્હાણમાં ચઢાવવાને, લોકોપયોગી કામો, ધન વિનિમય, સ્ટોક્સ, શેર્સ ને કમ્પની વિગેરેથી લાભ આપતા છે. શનિશ્ચર જો હર્શલથી શુભ દ્રષ્ટિમાં હોય છે, તો તે મ્યુઝીઅમનાં કામમાં, જુની શોધ ખોળમાં અને સઘળી અસાધારણ શોધોમાં લાભ બતલાવે છે; ને તે પુરાતન કાળની ચીજોમાં ને વિચિત્ર વસ્તુઓનો વ્યાપારમાં ને કમ્પનીઓના સંબંધમાં લાભપ્રદ છે; અશુભ દ્રષ્ટિમાં કમ્પની, સ્ટોક્સ, શેર્સ અને રેલ્વેદ્વારા હાનિ કે ત્રાસ ઉત્પન્ન કરે છે.

* तालेयविस्याज्जुहलो बदअक्लअलागरोमनुजः ॥
शठकंबुरूवेदिकः बाममतिःपूर्णःप्रभुर्भवति ॥ १ ॥

### પૌર્વાત્ય:—

બીજા ભાવમાં રહેલ સ્વગૃહ કે ઉચ્ચ રાશિ સિવાયનો શનિ મનુષ્યને વ્યસની, મનુષ્યોથી ત્યજાયેલ, અને વિદેશમાં વાહન તથા રાજ્યમાન મેળવનાર બનાવે છે. આ પુરૂષ સુખ અને ધનની ઇચ્છાથી વિદેશ ભોગવતાં કુટુમ્બથી ત્યાગ કરાયેલ, સર્વ વિષય ભોગવનાર, લોહ સુવર્ણ વિગેરે ધાતુને મેળવનાર, મિત્રોને કટુ વચન બોલનાર, ધન સંચય કરનાર, ચપલ નેત્રવાળો, ઘણું કરીને ચોર, ને, ધનવાન્ તથા હાસ્ય કરનાર હોય છે.

* આ મનુષ્ય હમેશ ખરાબ હાલતવાળો, ધનની તાણવાળો, ઉડાઉ, ક્રોધી ને દેશ ત્યાગ કરનાર હોય છે.

## તૃતીયસ્થાનગત શનિ ફલ:—

### પાશ્ચિમાત્ય:—

" Danger and loss in travelliug, or through brethren & near relatives. "

ત્રીજા સ્થાનમાં રહેલ શનિ મનુષ્યને મુસાફરીમાં તથા ભાંડુ ને નજદીકનાં સગાં દ્વારા હાનિ અને ભય બતલાવે છે; તથા તેને જ્યોતિષ ને ગુપ્ત શાસ્ત્રનો શોખિન, ગંભીર, દૃઢ ને વિચારવંત બનાવે છે; પણ જો શુભ દૃષ્ટિમાં હોય છે તો મુસાફરી ને સગાં દ્વારા સ્હેજ લાભ ને વિજય સૂચવેછે. ત્રીજાનો શનિ ઉદાસી, મ્હેનતુ અને ઠંડુ મન આપેછે. આ પુરૂષ મ્હેનતુ, સાવધ, દરકારવાળો ને ભયભીત હોય છે. ગુપ્તતા, ને મગજનાં કામો કે જેમાં બુદ્ધિ ને હુશિઆરીની જરૂર છે માટે સારો છે;' નબળી કુંડળીમાં શનિ મનુષ્યને ઠગ, લુચ્ચો ને હદપારનો લોભી બનાવે છે, તથા અશુભ દૃષ્ટિમાં ગુરૂ, નાસ્તિકતા અને પ્રપંચ; મંગળ, અવિશ્વાસુ અને આવેશમાં હદપારપણું; શુક્ર, સુધારાની અને કોઇ પણ જાતના શોખની ખામી; બુધ, ચોર્ય અને અપ્રમાણિક વલણ; રવિ ચંદ્ર, નિર્બળ બુદ્ધિ, ચીઢ અને અસંતોષ સૂચવે છે.

આ શનિ ઉદાસીનતા, ગાંડપણુ અને અતડાપણું આપે છે. સગાંના

---

* पापागोवद्दाहकः कोशोदृगश्च गुप्तरोगोऽह्नकः ॥
जलाग्नेयप्रियमनुजो नाव्यः परदेश गताऽपि ॥ २ ॥

સંબંધી કાર્યો માટે સારો નથી, અને તેઓ દ્વારા વારંવાર શોક લાવે છે. તે મુસાફરી માટે સારો નથી; ને તેમાં નુકશાની, વિલંબ, અને નિરાશાઓ બતલાવે છે. તે ઘણા હાનિપ્રદ ફેરફારો કરે છે, પણ જો ઘણોજ શુભ દ્રષ્ટ હોય છે તો પોતાની જોખમદારી અને ફરજને બરોબર સમજાવે છે.

પૌર્વાત્યઃ—

ત્રીજા ભાવમાં રહેલ શનિ મનુષ્યને રાજ્યમાન, શ્રેષ્ટ વાહનવાળો, ગામનો નાયક કે અધિપતિ, પરાક્રમી ને બહુ જણનું પાલન કરનાર બનાવે છે. આ પુરૂષ ભાંડુથી, ઉદ્યમથી ને પરાક્રમથી અશાંત ચિત્તવાળો, થોડું બોલનાર, ભાગ્યમાં અને લાભમાં વિઘ્નોને ભોગવનાર, દઢ આશા ને તૃષ્ણાવાળો અને તેથી દુઃખી; ભાઈ બ્હેનોને તોડનાર, રાજા તુલ્ય, અને સંતાન ને સ્ત્રીથી યુક્ત હોય છે.

× આ મનુષ્ય બહુ બળવાન, યશસ્વી, સદૈવ પ્રસન્ન, બુદ્ધિમાન્, સભા ચતુર ને નોકર ચાકરથી યુક્ત હોય છે.

## ચતુર્થસ્થાનગત શનિ ફળઃ--

પાશ્ચિમાત્યઃ—

"Illness or death of father; and a poverty stricken end to existance, if ill-aspected."

ચોથા સ્થાનમાં રહેલ શનિ જો પાપ દ્રષ્ટિમાં હોય છે તો તે મનુષ્ય ને પિતાની માંદગી કે હાનિ, તથા જીંદગીનો અંત ગરીબાઈથી ઘણોજ ત્રાસ જનક આપે છે. રવિની અશુભ દ્રષ્ટિ ઘણીજ ખરાબ છે. શનિ જો તુલા-મકર કે કુંભમાં હોય છે તો તે સારૂં પરિણામ આપે છે, અને જમીન ને મીલકત મેળવે છે; અને તે મરતા સુધી ધનને ઘણું વ્હાનાર હોય છે.

ચોથાનો શનિ સંચય વૃત્તિ, તથા એકાંતવાસની ઈચ્છા, ચઢતીમાં વિઘ્ન અને પડતીની જોખમદારી આપે છે; જો શુભ દ્રષ્ટ હોતો નથી તો આશા ને સંસારી સુખ માટે પણ સારો નથી; કુટુમ્બ અને ઘરના સંબંધમાં પણ તે સારો નથી; અને અસંતોષી ને અણગમતી આગળ

× शौरावरोपगतिकः सुखदाता च मानवः सख्यः ॥
मनुजवृन्दसमेतो भवतिमदावैविराकरे जोहूक: ॥ १ ॥

પાછળની સ્થિતિ બતલાવે છે; જો પીડિત હોય છે તો તે વારસાના લાભને અટકાવે છે; જો બહુજ પીડિત હોય છે તો તે જીંદગીના અંતમાં દરિદ્રતા અને અન્ન વસ્ત્રની હાનિ બતલાવે છે, અને આ પુરૂષની જીંદગી ઓછા કે વત્તા પ્રમાણમાં નશીબના પંઝામાં સપડાએલ હોય છે, કે જ્યાં સ્વતંત્ર મનોબળ કંઈક મદદગાર હોય છે. શુભ દ્રષ્ટિમાં શનિ ગુપ્ત શાસ્ત્રનું વલણ તથા જીંદગીના અંતમાં યોગજ્ઞાન કરે છે.

### પૌર્વાત્યઃ—

ચોથા ભાવમાં રહેલ શનિ મનુષ્યને વાતપિત્તથી ક્ષીણ, ખોટા સ્વભાવનો, આળસુ, લડાઈખોર, દુર્બળ ને ધનહીન બનાવે છે; આ પુરૂષ રોગી, માબાપને સંતાપ કરનાર, ઘર ને વાહનમાં હાનિ ભોગવનાર, બંધુથી નિંદાયેલ, પિતાના ઘર ને ધનથી રહિત અને સ્ત્રી પુત્રથી વિનાનો હોય છે; તથા જો વક્રી હોય તો વિદેશમાં પણ દુઃખી થાય છે.

+ આ મનુષ્ય ચિંતાતુર ને હમેશાં મનથી બળતો, કમજોર તથા દુર્બળ હોય છે.

## પંચમ સ્થાનગત શનિ ફળ.

### પાશ્ચિમાત્યઃ—

" Bad for children, speculation, gaming &c. "

પાંચમા સ્થાનનો શનિ જો રવિથી અશુભ દ્રષ્ટિમાં હોય છે, તો છોકરાંની માંદગી ને હાનિ સૂચવે છે. મિથુન કન્યા, તુલા અથવા મકરમાં, સંતાનનો અભાવ ને હાનિ, અને તે દ્વારા માબાપને દુઃખ બતલાવે છે; છોકરાં દારૂડીઆ કે તોફાની થાય છે; અથવા વ્હેલાં મરી જાય છે; આ શનિ રમત ગમત, શરતો, લોટરી, સટ્ટા કે સાહસ માટે સારો નથી, ને તે વસ્તુઓ દ્વારા હાનિ નીપજાવે છે.

પાંચમાનો શનિ પ્રેમપાસનાં કાર્યોમાં નિરાશા, ઢીલ અને વિઘ્નોને નાંખે છે; અને ઘરડાં, સ્વભાવથી વધારે ગંભીર ને શાંત પુરૂષો તરફ દોરવે છે; જો અશુભ દ્રષ્ટિમાં હોય છે તો તે પ્રાય મનુષ્યના મરણ નો સંભવ અથવા પ્રેમના કાર્યમાં ભારે દીલગીરી સૂચવે છે. ભારે સટ્ટા

---

+ मुतफक्किरोबद्दोशः परितप्तो मानसो जोहलः ॥
मादरखाने यदिस्यात् कमजोरश्च लागरोभवति ॥ ४ ॥

માટે આ ગ્રહ સારો નથી, પણ સારી રીતે સહીસલામત ધનવિનિમય માટે જેવાં કે: જમીન, ખાણો ને ઘરોમાં રોકેલ નાણું માટે ઘણો સારો છે; વૈભવ અને ચાકરીની બાબતમાં ખામી તથા સંતાન દ્વારા ઉપાધિ બતલાવે છે; મંગળ કે શુક્રની અશુભ દ્રષ્ટિમાં બીન કુદરતી પ્રેમપાસનો ભય, અને ખરી લાગણીની ખામી બતલાવે છે; રવિ ચંદ્રની અશુભ દ્રષ્ટિ ઘણાજ ખરાબ ફળને સૂચવે છે.

પૌર્વાત્યઃ—

પાંચમા ભાવમાં રહેલ શનિ મનુષ્યને નિરંતર રોગથી ક્ષીણ શરીર-વાળો, ધનહીન, વિષયવાસના હિત અને પુત્રોના ભયવાળો બનાવે છે; આ પુરૂષ પ્રજા તરફથી દુઃખી, ધનથી નાશવંત, કુટિલ કે દુષ્ટ બુદ્ધિવંત, દેવ વિષયમાં ને ધર્મ શાસ્ત્રમાં પ્રીતિ કે વિશ્વાસ વિનાનો, મિત્રવિરોધી દુખની પીડાવાળો હોય છે; તથાપિ જો ઉચ્ચ, સ્વગૃહી કે મિત્રના ઘરનો હોય છે તો એક પુત્ર આપે છે.

* આ મનુષ્ય બદ અક્કલનો, ચિંતાતુર, પુત્રહીન, આળસુ અને મૂર્ખ હોય છે.

## ષષ્ટ સ્થાનગત શનિ ફળ.

### પાશ્ચિમાત્ય—

Ill health, if ill-aspected. "

છઠ્ઠા સ્થાનમાં રહેલ શનિ જો શુભ દ્રષ્ટ હોતો નથી તો તે નબળો છે, ને તે દીલગીરી ભરેલી અને ભારે માંદગી આપે છે. સ્થિર રાશિમાં: હ્રદયના. રોગનો ભય, પથરી, બ્રોન્કાઇટીસ ને ગળાનાં દરદો; દ્વિસ્વભાવ રાશિમાં: ક્ષય, કાશશ્વાસ, ઉધરસ, ચાંદી, નિર્બળ પગ ને આંતરડાં, અ-પચો, સંધિવાયુ ને તુલામાં લીવરની અવ્યવસ્થા; આ ગ્રહ નઠારા નોકરો ને તે દ્વારા હાનિને સૂચવેછે. છઠ્ઠાનો શનિ તબીયત માટે ઘણોજ ખરાબછે, કે જે કાબુમાં રહી શકે નહી તેવી સ્થિતિ અને વાતાવરણનુંજ પરિણામ છે.

તે અન્ન વસ્ત્રની ખામી, તાણુ, બેદરકાર, રોગ તથા તબીઅત-ની સ્થિતિ દ્વારા નિસાશા અને ઘણા શોકને ઉત્પન્ન કરે છે; જો ચંદ્ર કે

---

* बदअक्लोमुफ्फकिरः सुतसुखरहितश्च काहिलोमनुजः ॥
जोहलःपंजुमखाने कोतहृदेहश्च जाहिलोभवति ॥ ५ ॥

રવિથી પીડિત હોય છે તો તે લાંબી ને કંટાળા ભરેલી માંદગી આપે છે; શરદીથી માંદગી ને જલદીથી આરામ થવામાં ખામી આપે છે, તથા સંધિવાયુ અને અસાધ્ય દરદો આપે છે; આ શનિ કામ, નોકરી, નોકર ને હલકા લોકો વિગેરે માટે સારો નથી, કે જેઓ દ્વારા હાનિજ થાય છે; શુભ દૃષ્ટિની આ શનિ ઉપર કંઇ ખાસ અસર થતી નથી.

### પૌર્વાત્યઃ—

છઠ્ઠા ભાવમાં રહેલ શનિ મનુષ્ય શત્રુને જીતનાર, ગુણ જાણનાર સત્કર્મો જાણનાર, અનેકનું પોષણ કરનાર, સ્થુલ દેહવંત, પ્રબળ જઠરાગ્નિ વાળો અને બહુ બળવાન હોય છે. આ પુરૂષને ચોર, રાજા ને શત્રુઓની ભીતિ રહેતી નથી, ને તેના સન્મુખ યુદ્ધમાં કોઇ આવી શકતો નથી; તેને મુશાળ પક્ષનો નાશ ને વાહન સુખ હોય છે; તથા તે નીચનો હોય છે તો તે નીચ કર્મ કરનાર ને કુળ ક્ષય કર્તા; તથા બીજી રાશિઓમાં હિંસાખોર, અને ઉચ્ચનો હોય છે તો પૂર્ણ લક્ષ્મી તથા કામને મેળવે છે.

* આ મનુષ્ય બહુ દાતા, નિશ્ચય કરીને રાજા કે રાજા તુલ્ય તથા શત્રુને હણનાર હોય છે.

## સપ્તમસ્થાનગત શનિ ફલ.

### પાશ્ચિમાત્ય —

" If ill aspected, domestic infelicity and a delicate wife ".

સાતમા સ્થાનમાં રહેલ શનિ જો પીડિત હોય છે તો તે દુઃખી લગ્ન, કજીયા ને ભાગીદારીમાં ઉપાધિ બતલાવે છે. આ ગ્રહ શાંતતા, અતડાશ અને ઉદાશીનતા ભરેલ ધણી કે ધણીઆણી આપે છે; જો દ્વિ સ્વભાવમાં રાશિમાં હોય છે તો બે કે તે કરતાં પણ વિશેષ લગ્ન કરાવે છે; જો શનિ બલવાન હોય છે તો ધણી કે ધણીઆણી પૈસા કે મીલકત વાળાં હોઇ, વિધુર કે વિધવા થાય છે. આ શનિ વ્યભિચારી બનાવે છે, અને ભાગ્યેજ લગ્ન સુખી કરે છે. વળી આ ગ્રહ કાયદાની તકરારો, ભાગીદારી ને બીજાની સાથેના સંબંધો માટે સારો નથી; ઘણા વ્યાપારી સપ્તમ શનિથીજ ખરાબ થયેલા છે.

---

* दानीश्वरंअलीकं गणपतिमनुजंमुख्यरंमंनृपसिंम् ॥
निर्जितवैरिसमूहं [illegible] स्थितोजौहूकः ॥ १ ॥

સાતમાનો શનિ વિશ્વાસુ ભાગીદાર અથવા પોતાથી મોટા મનુષ્ય દ્વારા લાભ આપે છે. શનિ તુલાનો સાતમે હોય છે તો ધણી કે ધણીઆણી વિશ્વાસુ ને ખરા દીલોજાન હોય છે. તેમનામાં ફરજ શું છે તેનો શોખ હોવાથી પ્રેમ લાગણી દૃઢ હોય છે, જો શનિ સાતમે પીડિત હોય છે તો તે લગ્નવાળી જીંદગીમાં શોક અને દીલગીરી બતલાવે છે, જો શુભ દૃષ્ટ હોય છે તો ધણી કે ધણીઆણી ડાહ્યાં, દૃઢ, ખંતીલાં ને મ્હેનતુ હોય છે. સાતમે શનિ, જો ચંદ્રથી પીડિત હોય છે તો સંસારી સુખનો નાશ કરે છે.

પૌર્વાત્યઃ—

સાતમા ભાવમાં રહેલ શનિ મનુષ્યને રોગથી નિર્બલ, ઉપજીવિકા ને સંપ વિનાનો, અને ઘર તથા અન્ન વસ્ત્રની ચિંતાથી દુઃખી બનાવે છે; આ પુરૂષને સારી સ્ત્રી, ધન ને ન્યાયી હિતકારી મિત્રો હોતા નથી અને સ્ત્રી પુરૂષ બન્ને રોગી રહે છે; તે નિરંતર ઉત્સાહ વિનાનો હોવાથી તપેલા ચિત્તવાળો, અતિ તૃષ્ણા યુક્ત ને વીર્ય વિનાનો હોય છે; તથા રોગથી વિશ્રામ રૂપ સ્ત્રીને હણનાર, મિત્રને તેના વંશને હણનાર ને દંભી હોય છે.

* આ મનુષ્ય શરીરથી દુર્બલ, થોડું બોલનાર, બુદ્ધિહીન ને સદૈવ પરાધીન હોય છે.

## અષ્ટમ સ્થાનગત શનિ ફળ.

### પાશ્ચિમાત્યઃ—

" A poor partner in marriage, and trouble & loss in legacy, if weak ".

આઠમા સ્થાનમાં રહેલ શનિ જો બળવાન હોતો નથી તો તે ગરીબ ધણીઆણી કે ધણી આપે છે, ને તે વળી મલવાના વારસામાં કે પૈસામાં ત્રાસ કે ઘણે ભાગે હાનિ બતલાવેછે. આઠમાનો શનિ ધીરૂં અને વારંવાર કંટાળા ભરેલું, ગંભીર અને લાંબા વખતના રોગવાળુ મરણ કરે છે; જો વધારે પીડિત હોય છે તો તે કમનશીબ ભરેલ અકસ્માત કરેછે; ને જલ રાશિમાં શનિ જલઘાત કરે છે; શુભ દૃષ્ટ શનિ લાંબી જીંદગી આપી કુદરતી કારણોથી વૃદ્ધાવસ્થામાં મરણ કરે છે.

---

* વક્રરોજનઃકૃશાંગઃ કમ્પકૃદ[illegible]બોધિર્জઃ ॥
[illegible]ભવતિ ॥ ૭ ॥

લગ્નથી, ભાગીદારથી, વીલથી, વારસાથી મલનાર લાભ માટે તે સારો નથી, પણ તે દરેકમાં તથા હરકોઇ બીજાથી મલનાર મીલકતમાં હાનિ ને નિરાશા બતલાવે છે. કવચિત્ આ શનિ ગુઢ શાસ્ત્રોનો શોખ આપે છે, તથા સ્વપ્ન સંભાળી રાખવાની યાદદાસ્ત માટે પણ સારો નથી.

## પૌર્વાત્ય:—

આઠમા ભાવમાં રહેલ શનિ મનુષ્યને કૃશાંગ, દાદર ને ફોલીઓથી રોગી, અસંતોષી ને આળસુ બનાવે છે; આ પુરૂષ સત્સંગથી રહિત, ધનહીન, સર્વ વસ્તુનો નાશ કરનાર, વ્યાધિથી થયેલ નીચ દ્રષ્ટિ વડે પારકા દોષ શોધનાર અને મહા ધૂર્ત હોય છે; તથા દેશાંતરમાં વાસ કરનાર, દુ:ખી, રોગી ને ચોરોથી કે અવરોધથી કે નીચના હાથથી મરણ પામનાર હોયછે.

* આ મનુષ્ય નિરંતર રોગી, આળસુ, વિશ્વાસઘાતી, પાપ કરવામાં નિપુણ, થોડી દયાવાળો ને ડરકુ હોય છે.

# નવમસ્થાનગત શનિ ફળ.

## પાર્શ્ચાત્ય:—

" Head strong, reserved, thoughtful & studious; loss through relatives by marriage. "

નવમાસ્થાનમાં રહેલ શનિ મનુષ્યને અતડો, મજબૂત મનનો, વિચારશીલ, અભ્યાસુ ને ગંભીર, તથા જ્યોતિષનો કે ગુપ્ત શાસ્ત્રનો શોખિન બનાવેછે; તે સ્રીના સગાં દ્વારા હાનિ ને ત્રાસ, ને પાણીની મુશાફરીમાં ભય આપે છે. નવમાનો શનિ ઉચ્ચ વિચાર ભરેલાં કાર્યો તરફની અભ્યાસુ ને ગંભીર મગજ શકિત આપે છે; તે ધાર્મિક વળણના કરતાં વિશેષ પણે શાસ્ત્રીય ને અધ્યાત્મિક વલણ આપી જ્યોતિષ, યોગ ને ગુઢ વિષયોનો શોધ કરાવે છે; અશુભ દ્રષ્ટિમાં મંગળ કે હર્શલ વડે હોય છે તો ગાંડપણ અથવા ચિત્તની ભ્રમણુતા ઉત્પન્ન કરે છે. આ નવમો શનિ દરીયાઇ સફરો, મુસાફરીઓ અને પરદેશી કાર્યો માટે સારો નથી. જો આ શનિ સારી દ્રષ્ટિમાં રવિ સાથે હોય છે તો તે ધર્મનું સત્વ બતલાવે છે, અને દરેક પકડેલ વિચારમાં વિશ્વાસથી વળગી રહેલાનું વલણ આપે છે; ધર્મના કાર્યોથી, તેમજ ધર્મ ગુરૂઓથી, સ્રીના સગાંથી ને બોલવા ચાલવાથી

* बीमारश्चाहदीशो दगाबाजश्चदोजखीमनुजः ॥
बोहकहस्तुमसाने भवतिबखीलःफपाकसोमीरः ॥ ८ ॥

સાવધ રહેવા તથા કાયદાની તકરારોથી દૂર રહેવા આ નવમો શનિ સૂચવે છે.

### પૌર્વાત્યઃ—

નવમા ભાવમાં રહેલ શનિવાળો મનુષ્ય ધર્મ કર્મ કરનાર, વિકલાંગ, દુષ્ટ બુદ્ધિવંત અને બહુજ મનથી અભિમાની હોય છે. આ પુરૂષની બુદ્ધિ તીક્ષ્ણ હોવા છતાં તેમાં શીલ વૈરાગ્ય હોતો નથી; તેને યોગ શાસ્ત્રમાં પ્રીતિ ને અભ્યાસ, રાજસ ગુણ ને દીનબુદ્ધિ હોય છે; તે મિત્ર વર્ગથી દુઃખી, ધર્મથી પાંગળો, બહુ દાંભિક, લક્ષ્મીહીન, મદથી પીડિત, પાપી, સ્ત્રીવાળો ને હીન વીર્ય હોય છે.

* આ મનુષ્યનો સમય ઘણો સારો હોય છે; તે લક્ષ્મીવંત, મીઠું બોલનાર, સુખી અને દયાળુ હોય છે.

## દશમસ્થાનગત શનિ ફળ.

### પાશ્ચિમાત્યઃ—

"Success in life with an ultimate downfall to disgrace and ignominy, discredit in business & loss of substance".

દશમે રહેલ શનિ મનુષ્યને જીંદગીમાં એકદમ વિજય આપી પછીથી અપકીર્તિ ને પડતી લાવે છે, ધંધામાં અપયશ ને મીલકતની હાનિ બતલાવે છે, ને જો અશુભ દ્રષ્ટિમાં હોય છે તો તે બદનામી આપે છે. દશમાનો શનિ જીંદગીમાં એકાદવખત મહાન્ ત્રાસદાયક સમય લાવે છે. શનિશ્ચર એ ખાસ "નસીબ"સૂચક ગ્રહ છે, તેથી દરેક દશમ શનિવાળા મનુષ્યને આ કહેવત લાગુ પડે છે " And Satan took Him up into a high mountain and showed Him all these things." કે "સેતાન તેને ઉંચા ડુંગરોમાં લઇ ગયો ને આ સઘળી ચીજો બતલાવી."

દશમે ઉચ્ચનો શનિ અભિમાન, સત્તા, લોભ, સંસારી સુખ ને વૈભવની તૃષ્ણા આપે છે; શુભ દ્રષ્ટ શનિ મનુષ્યને પોતાના જાતિ પ્રયત્નથી જન્મના કરતાં ઉચ્ચતર સ્થિતિએ ચઢાવે છે; પણ જો શનિ પીડિત હોય છે

---

* [illegible] श्रीमान् [illegible] यदि वै ॥
[illegible] [illegible] रविमथाति ॥ १ ॥

તો તે ફક્ત પાછો પડવાનેજ માટે ઉપર ચઢાવે છે, અથવા પોતે ક્યાં સુધી ચઢવું તેની હદ ન સમજવાની ખામી ને અશક્તિને લીધે હદપાર જાય છે; દશમાના શનિની જો રવિ ચંદ્ર ઉપર અશુભ દ્રષ્ટિ હોય છે તો તે બદનામી ને નિંદા લાવે છે, અને ચઢતીમાં અનેક વિઘ્નો નાંખે છે; શુભ દ્રષ્ટિ દઢ ચાલચલકત બનાવે છે, પણ ચઢતીમાં ઢીલ ને ખચકા નાંખે છે.

પૌર્વાત્ય :—

દશમા ભાવમાં રહેલ શનિ મનુષ્યને રાજાનો પ્રધાન, નીતિવંત, નમ્ર, સારા ગામ ને નગરોના સમૂહના ભેદને કરનાર, અધિકારી, ચતુર ને ધનાઢ્ય બનાવે છે; આ પુરૂષ તે માતા વિનાનો એટલે બકરીનું દુધ પીનાર, હાથથી ધન પેદા કરવા રૂપ પિતાવાળો અર્થાત્ પિતાથી દુઃખી, પોતાનું પેદા કરેલ કે પિતાથી મળેલ ધનનો નાશ કરનાર, ખેતી માત્રમાં નિષ્ફળતા વેઠનાર, અધિકારી હોવાથી લોકોમાં દંડ વિગેરે કરવા વડે વૃથા લોક નિંદાવાળો, જીતિતના વિગ્રહમાં ધીમેથી જય મેળવનાર, મહા ધનવાન્, સંગીત પુરૂષોને રાખનાર, માની, પ્રવાસમાં રાજાના મહેલમાં ઉતરનાર અને શત્રુભય વિનાનો હોય છે.

* આ મનુષ્યને શનિની દશામાં રાજ્ય સુખ મળે છે કે પ્રધાન થાય છે; ને તે સુખી, પુણ્યાત્મા ને મોટો માણુસ હોય છે.

## એકાદશસ્થાનગત શનિ ફળ.

પાશ્ચિમાત્યઃ—

" False friends, & heavy losses thereby."

અગીઆરમા સ્થાનમાં રહેલ શનિ મનુષ્યને ઘણુા ખરા ખોટા અને અવિશ્વાસુ મિત્રો આપી તે દ્વારા ભારે હાનિ બતલાવે છે; આ મનુષ્યે કદાપિ નાણાં ધીરવાં નહી, તેમજ કોઇના જામીન થવું નહી, ને તેમજ કોઇની ખાત્રી આપવી નહી. આ ગ્રહ સંતાનને માટે નબળો છે, અથવા સંતાનથી ઉપાધિનો ભય બતલાવે છે; જો શુભ દષ્ટ હોય છે તો તે મિત્રો દ્વારા ધન લાભ આપે છે.

અગીઆરમાનો શનિ થોડા મિત્રો આપે છે, કે જેઓ તેને છેવટે

* [illegible] ॥

[illegible] ॥ १० ॥

તજી દે છે; અથવા મદદ કરવાને બદલે ખોટી શિખામણો દે છે; તથાપિ તેના કરતાં ઘરડા અને ગંભીર કેટલાક મિત્રો હોય છે. જો શનિ શુભ દ્રષ્ટ હોય છે તો તેઓ તેને મદદગાર નિવડે છે; જો રવિ ચંદ્ર કે મંગળથી શનિ પીડિત હોય છે તો તે સારો નથી; કેન્દ્ર રાશિમાં, પડતી કે નાશીપાશી બતલાવે છે, અને ઓળખાણ દ્વારા ઘણું કરીને વિનાશ સૂચવે છે; સ્થિર રાશિમાં, જીંદગીના પ્રથમ ભાગમાં ઘણી અડચણો ને વિઘ્નો બતલાવે છે; દ્વિસ્વભાવ રાસિમાં, ભાગ્યેજ પોતાની ઇચ્છાઓને પરિપૂર્ણ કરે છે; આ શનિ લગ્ન, સગાં ને ઉપરી માટે સારો નથી.

## પૌર્વાત્ય.

અગીઆરમા ભાવમાં રહેલ શનિ જો બળવાન હોય તો મનુષ્યને કાળો ઘોડો, ઇંદ્રમણિ, કાળાં કે ઉનનાં વસ્ત્ર, ને હાથી વિગેરેનો લાભ મેળવે છે; આ પુરૂષને દીર્ઘાયુષ્ય, સ્થિર ધન, અસ્થિર ચિત્ત, સંતાન શોક, સોમાં પણ એક શૂરવીરતા ને અધિક પ્રપંચ હોય છે; તથા તે ધનવાન્, ઘણા ભોગ ભોગવનાર, આનંદી, સુશીલ ને બાળપણમાં રોગી હોય છે.

× આ મનુષ્ય ઘણો દયાળુ, ન્યાયી, મીઠી વાણી બોલનાર, ધનવાન્, બહુ નોકર ચાકર વાળો, સંતોષી ને શત્રુને હણનાર હોય છે.

# દ્વાદશસ્થાનગત શનિ ફળ.

## પાશ્ચિમાત્યઃ—

" Many secret enemies; deciet and treachery from others, liability to false accusations &c."

બારમા સ્થાનમાં રહેલ શનિ મનુષ્યને ઘણા ગુપ્ત શત્રુઓ આપે છે, અને બીજાઓ દ્વારા ઠગાઇ ને પ્રપંચ થાય છે. આ પુરૂષને જુઠા અપવાદનો ભય અથવા ક્વચિત્ બંધીખાનાનો ભય પણ થાય છે. બારમાનો શનિ મનુષ્યને ઘણોજ અતડો, એકાંતવાસનો શોખિન અથવા સંન્યાસી થવાના વલણવાળો બનાવે છે. જેઓ ગુપ્તપણે કામ કરે છે તેઓને માટે આ શનિ સારો છે, ને બીજાઓને માટે નબળો છે; જો તે બહુ પીડિત

× [illegible] कीर्तिसद्गुण[illegible] मा स्यात् ॥
[illegible] ईशा[illegible]रिपुहन्ता ॥ ११ ॥

હોય છે તો તે સહેલાઇથી ઘણા શત્રુઓ ઉભા કરે છે, અને જીંદગીના કોઇ પણ સમયે બંધીખાનું કે ફરજીયાત અવરોધ તેને ભોગવવો પડે છે,

અશુભ દ્રષ્ટિમાં—

હર્શેલ—સત્તાવાળા શત્રુઓની ખંતપૂર્વકની શત્રુતા.

મંગળ—આપઘાતનો ભય અથવા શોક પરિણામી મરણ.

રવિ કે ચંદ્ર—વ્હાલાંના મરણ દ્વારા દીલગીરી અને ઉદાસીનતાથી નિરાશાનું વલણ.

બુધ—ગાંડપણ કે ચિત્ત વિભ્રમતા.

શુભ દ્રષ્ટિમાં શનિ, સંચય કરવાની શક્તિ ને ધનનો લાભ આપે છે.

પૌર્વાત્યઃ—

બારમા સ્થાનમાં રહેલ શનિ મનુષ્યને દયાહીન, નિર્ધન, ખર્ચથી પીડિત, હમેશ આળસુ, નીચ સંગતિવાળો, સુખ રહિત ને અંગહીન બનાવે છે; આ પુરૂષ રોગી આંખવાળો, નિર્લજ્જ ને પરદેશમાં આનંદી હોય છે, તથા જો તે લગ્નેશ હોય છે તો તે શનિશ્વર આ પુરૂષને શત્રુજીત અને યજ્ઞદ્રવ્યની સમૃદ્ધિવાળો બનાવે છે.

× આ મનુષ્ય હમેશ ખર્ચથી તંગીવાળો એટલે બહુ ખર્ચનાર, પૈસા વિનાનો, પાપ કર્મ કરનાર, બળવાન અને દયાળુ હોય છે.

---

## સારાંશ.

### દ્વાદશસ્થાન ગત શનિ ફળ*

**સ્થાન—** **ફળ.**

૧—બ્હીકણ, અવિશ્વાસુ, ઝેરીલો, ભયભીત, અતડો, ગંભીર, લોભી, અદેખો, વાતપિત્ત પીડિત, બહુજ કપટી; ચોર, ને પ્રતિષ્ઠિત.

---

× तंगहाळोबदफेलः पापासक्तश्चमुफ्लिसोमनुजः ॥
जोहल्खर्चमकाने भवति हरीशःकृपालुरेव स्यात् ॥ १२ ॥

* શુભ ફળને શુભ દ્રષ્ટિમાં શુભ અને અશુભ દ્રષ્ટિમાં શુભને અશુભ ને અશુભને વધારે અશુભ બનાવે છે.

૨—દ્રવ્યમાં હાનિ ને મહાન ત્રાસ; ધનનાશ, ધંધામાં કે વ્યાપારમાં હાનિ કે ત્રાસ; કવચિત્ બે સ્રીઓ ને દરિદ્રી.

૩—મુસાફરી, લખાણ, પાડોશી, ભાઇબ્હેન ને દસ્તાવેજ વિગેરે દ્વારા ત્રાસ કે હાનિ, ને જ્યોતિષનો શોખ; ભ્રાતૃહાનિ, દુર્વૃત્ત ને પરાક્રમી.

૪—પિતાને રોગ, કે તેમનું મરણ, જીંદગીના અંતમાં ધન ક્ષય કે અન્નવસ્ત્ર હાનિ; છતાં સ્વગૃહી કે ઉચ્ચનો હોય છે તો જમીન કે મીલકતથી લાભદાયી; નિર્ધન ને સાવકી માતાવાળો.

૫—મિથુન, તુલા, કન્યા કે મકરમાં સંતાનનો અભાવ; બીજી રાશિમાં, સંતાન ક્ષય કે તેથી ત્રાસ; સટ્ટા, સાહસ, વૈભવ, શરતો ને સ્રીઓના પ્રેમદ્વારા હાનિ કે ત્રાસ; પુત્રહીન, દરિદ્ર ને દત્તપુત્રવાળો.

૬—લાંબા ને કંટાળા ભરેલા રોગ ને નઠારા નોકર ચાકર; ધન ધાન્યવંત અને શત્રુજીત.

૭—શાંત, ઉદાશીન અને અતડાં ધણી કે ધણીઆણી; કોર્ટ ને સહીયારાથી ત્રાસ કે હાનિ; શત્રુ પીડા, સ્રી રોગી, વ્યભિચારી ને દુઃખી.

૮—ગરીબ ધણી કે ધણીઆણી; વીલથી વારસાથી કે સ્રીના ધનથી હાનિ કે ત્રાસ; આયુષ્યવંત, દરિદ્રી ને હલકી સ્રીનો શોખિન.

૯—દૃઢ, વિચારવંત, અતડો, અભ્યાસુ, ગુઢશાસ્ત્ર ને જ્યોતિષનો શોખિન; મુસાફરીમાં જલઘાત; સ્રીના સગાંથી હાનિ કે ત્રાસ; પાપી, ૩૯ વર્ષે ભાગ્યોદય.

૧૦—જીંદગીમાં વિજય ને અશુભ દ્રષ્ટિમાં હોય છે તો તે

ચડતીમાંથી પડતી, કાળી ટીળી ને બદનામ, ધંધામાં હાનિ ને અપયશ, મીલકતનો વિનાશ; ૨૫ વર્ષે યાત્રાલોભી.

૧૧—જુઠા, અવિશ્વાસુ ને નુકશાનકારક મિત્રો; જામીનગીરી અને શ્યુરીટી માટે નબળો, સંતાન કષ્ટ; અત્યંત ધનવાન.

૧૨—ઘણા ગુપ્ત શત્રુઓ, બીજાઓદ્વારા ઠગાઇ ને પ્રપંચી પ્રસંગો, જુઠા અપવાદ ને કેદ અથવા ફોજદારી ત્રાસના ભયનો સંભવ, ને રાજ દંડ.

---

## પરિચ્છેદ: ૩૨. Chapter XXXII.

### દ્વાદશસ્થાનગત હર્શલ ફલ.

"Uranus in Twelve Houses".

### પ્રથમ સ્થાન ગત હર્શલ ફલ.

પાશ્ચિમાત્યઃ—

"If begets eccentric people, odd characters who meet with strange adventures in life".

પ્રથમ સ્થાનમાં રહેલ હર્શલ વિચિત્ર અને અસાધારણ પુરૂષોને ઉત્પન્ન કરે છે, અને જીંદગીમાં વિચિત્ર સાહસ બતલાવે છે; અગ્નિ તત્વ રાશિમાં, મનુષ્યને સાહસ, કડક મિજાજ, લોભ, વિચિત્રતાનો શોખ વિરામની ખામી જ્યોતિષના અભ્યાસનો શોખ, મહાન ને ઊમદા વસ્તુઓ તરફની ઇચ્છા, મૂળ તત્વ જાણવાની બુદ્ધિ, તકરાર અને વાદ વિવાદનો શોખ; પૃથ્વી તત્વ રાશિમાં, મનુષ્ય દુરાગ્રહી, કડક, ઝેરીલો, ઘણા પાશુજાતીય ગુણોવાળો, પ્રપંચી, ખાધરો, અને અભિમાની; વાયુ તત્વ રાશિમાં, ખંદો, વિદ્વાન્, મ્હેનતુ, જાતે નવા વિચાર કરનાર, સર્વ શાસ્ત્રનો શોખિન, ગુઢ શાસ્ત્રના વલણવાળો, સત્યવાદી, અભિપ્રાય દર્શાવનાર, અને ખાસ અભિમાની; જલ તત્વ રાશિમાં, દારૂ વિગેરે પીવાનો શોખિન, અને નીચ ને લુચ્ચાઇ ભરેલાં કાર્યો કરનાર, વ્યભિચારી, ખાલી મનનો, ઝેરીલો, દુરાગ્રહી, સુંદર, લાગણી વિનાનો, મૂર્ખ, દુરાચરણી, ખંદો ને પોતાના સ્વાર્થ માટે લુચ્ચો.

સામાન્ય રીતે આગ્રહ મનુષ્યને વિચિત્ર, દુરાગ્રહી, અસાધારણ, ઝેરીલો, વૈર બુદ્ધિવાળો, વાચાળ, અભિમાની ને સ્વતંત્ર બનાવે છે. આ પુરૂષ ઘણું કરીને સગાંથી દૂર વસે છે, ને ભટકતી જીંદગી ભોગવે છે.

### દ્વિતીયસ્થાનગત હર્શલ ફલ.

પાશ્ચિમાત્યઃ—

"Sudden & heavey gains & losses; and difficulty in money matters"

બીજા સ્થાનમાં રહેલ હર્શલ મનુષ્યને ધનમાં અચાનક ને અકલ્પિત

ભારે લાભ અને હાનિ બતલાવે છે; ને દ્રવ્યની બાબતમાં ઘણીજ ઉપાધિઓ અને ત્રાસ દર્શાવે છે, તથા દ્રવ્યની સ્થિતિને અસ્થિર કરે છે.

આ ગ્રહ પુરાતની અને વિચિત્ર ચીજો કે વિષયો દ્વારા ધન લાભ આપે છે. શુદ્ધ મગજનાં અસાધારણ કાર્યો કે જેમાં ગૂઢ અને ગુપ્ત શાસ્ત્રનો વિષય હોય છે, તે દ્વારા વિજય અને લાભ સૂચવે છે. આ ગ્રહ જ્યોતિષ, દૂર શ્રવણ વિદ્યા, ગુપ્ત શાસ્ત્રો ને ગુઢ વિષયો દ્વારા લાભ આપે છે. ઉચ્ચ જાતિની કલ્પના શક્તિવાળી અસાધારણ વિચિત્ર વાર્તાઓ લખનાર, બુદ્ધિના પ્રયોગોનું દિગ્દર્શન કરાવનાર કવિઓ, ઉચ્ચ વર્ગના ઈજનેરો, શોધકો વિગેરે આગ્રહની અસરથી લાભવાળા નિવડે છે. રેલવેવાળાઓ પણ આ ગ્રહવાળાજ ઘણે ભાગે હોય છે.

નેપચ્યુન ઉપરની હર્શલની સારી કે નઠારી દ્રષ્ટિ જીંદગી ઉપર ઘણીજ અસર કરે છે.

## ત્રતીયસ્થાનગત હર્શલ ફળ.

### પાશ્ચિમાત્યઃ—

"Loss through journeys, and fondness for Sciences".

ત્રીજા સ્થાનમાં રહેલ હર્શલ મનુષ્યને ગુઢ શાસ્ત્રનો શોખિન, ચાલ ચલકતમાં સ્વતંત્ર, રહેઠાણમાં ઘણા ફેરફાર ને અસ્થિર ચિત્તવાળો, મુસાફરીનો શોખિન; તે લખાણ, કાગળ પત્રો, દસ્તાવેજો, ભાંડુ, સગાં ને પાડોસીદ્વારા હાનિ કે ત્રાસ આપે છે. નઠારી દ્રષ્ટિમાં ઉપલી ચીજો દ્વારા વધારે હાનિ ને ત્રાસ; અને શુભ દ્રષ્ટિમાં સ્હેજ સારૂં ભાગ્ય બતલાવે છે.

ત્રીજાનો હર્શલ શોધક, તીવ્ર, ને વિચિત્ર મન આપે છે; તથા ગુઢ અને અધ્યાત્મિક વિષયોના અભ્યાસનું વલણ બતલાવે છે. નબળી કુંડળીમાં ઢંગઢડા વિનાનો શોખ, જંગલી ને ક્રોધી યુક્તિઓ, મનના કલ્પેલ ઊઠાવો અને વિચિત્ર મગજનું વલણ આપે છે. સારી કુંડળીમાં બુદ્ધિને વધારે છે, ને માનસિક સંકલ્પોને સુધારે છે. જ્યોતિષ અને તેવાં વિચિત્ર શાસ્ત્રો હીપનોટીઝમ ( આકર્ષક શાસ્ત્ર ), બીજાના લાભ માટે મેસમેરીઝમ પ્રયોગોનો ઉપયોગ અને દવાઓ તરફનો શોખ ને અભ્યાસ આપે છેઃ આચલ દૂર શ્રવણ શક્તિ, દૂર દર્શન શક્તિ અને વિચિત્ર મગજ શક્તિનું વલણ આપે છે.

આ ગ્રહ સગાં દ્વારા વિચિત્ર અનુભવ, અચાનક અને અકલ્પિત સફરો, અને સાહસ ને શોધ ખોળ ખાતર મુસાફરીઓ સૂચવે છે.

## ચતુર્થસ્થાનગત હર્શલ ફલ.

### પાશ્ચિમાત્યઃ—

"Trouble with expected money or property, and difficulty at the close of life".

ચોથા સ્થાનમાં રહેલ હર્શલ મનુષ્યને માબાપથી વિખૂટા પાડે છે, ધારેલ અને મલનાર ધન કે મીલકતમાં ત્રાસ કે હાનિ: અને જીંદગીના અંતમાં ગરીબાઈ તથા મહાન ત્રાસ આપે છે. આ ગ્રહ જમીન, ખાણો તથા એસ્ટેટ દ્વારા હાનિ બતલાવે છે.

ચોથાનો હર્શલ અચાનક અને અકલ્પિત શોક પરિણામી અનુભવો જીંદગીના અંતમાં મેળવે છે. આ ગ્રહ ચોથા સ્થાનમાં ખાસ ખરાબ છે, ને શું વિપરિત પરિણામ અંતમાં લાવે છે તે કલ્પી શકાતું નથી; કારણ કે તેનામાં ઉલટું અને એકાએક ફેરફાર કરવાનું વળણ હોય છે. જેઓ યોગી કે ગુઢ જીંદગી ભોગવવા માગે છે, તેમને ગુઢ અંતર્જ્ઞાન અને ઉચ્ચ માનસિક બળ આપે છે.

અશુભ દ્રષ્ટિમાં:—

રવિ ચંદ્ર; અચાનક મરણ કે પક્ષાઘાત.

બુધ; ગાંડપણ કે નબળાઇને લીધે મગજની અશક્તિ.

મંગળ; શોક પરિણામ, ને જુલમ.

આ ગ્રહ સંસારી જીંદગી દુ:ખી બનાવે છે. માબાપથી વિયોગ ને કષ્ટ સુચવે છે, ને અસાધારણ ચાલ ચલકત આપે છે. ઘણી કુટુંબી ઉપાધિઓ લાવે છે, ને આખી જીંદગી સંસારી સ્થિતિમાં કુસંપનું કોઇ વિચિત્ર મૂળ ઉત્પન્ન કરે છે, અને તે ઢંગઢડા વિનાની ને વિચિત્ર જીંદગી દર્શાવે છે.

## પંચમસ્થાનગત હર્શલ ફલ.

### પાશ્ચિમાત્યઃ—

"Trouble and losses through children, speculation, gaming, racing and pleasures"

પાંચમા સ્થાનમાં રહેલ હર્શલ મનુષ્યને સંતાન, સટ્ટો, સાહસ, રમત ગમત, શરતો, વૈભવ અને પ્રેમનાં કાર્યોદ્વારા હાનિ ને ત્રાસ આપે છે. આ ગ્રહ સંતાનને રોધે છે અથવા તેઓને અલ્પાયુષી બનાવે છે, કે જે અસાધારણ રીતે મરણ પામે છે; અને તે સટ્ટો, જુગાર, સાહસ ને જોખમનાં

કામોથી હાનિ, તથા રમત, શરતો ને વૈભવનો વિશેષ શોખ આપે છે. સ્ત્રીઓની કુંડલીમાં પાંચમો હર્શલ ઘણોજ નઠારો ગણાય છે; તે કર્ક કે મીનમાં ખોટી અપકીર્તિનો ભય પહેલી જીંદગીમાં બતલાવે છે.

પાંચમાનો હર્શલ, લાગણીઓમાં અને વૃત્તિઓમાં વિચિત્રતા આપે છે; તથા કાલ્પનિક કે અદ્ભૂત પ્રેમપાસનાં કાર્યો, અને નરનારીના ભેદના સંબંધમાં અસાધારણ વિચારો આપે છે. આ ગ્રહ સ્વતંત્ર પ્રેમનો આગ્રહ બતલાવે છે, ને લગ્નનાં સંસારી બંધનને ધિક્કારે છે; તથા સંતાન માટે નબળો ગણાય છે, ને તેઓથી વિયોગ અથવા તેઓ દ્વારા ઘણીજ ચિંતા બતલાવે છે; જો પીડિત હોય છે તો ઘણી સંસારી ઉપાધિઓ અને અસ્થિરતા કિંવા પ્રપંચ જાળ વિગેરે બતલાવે છે. આ ગ્રહ છોકરાં દ્વારા અપકીર્તિ કે ત્રાસ આપે છે; જો રવિચંદ્રથી શુભ દ્રષ્ટિમાં હોય છે તો કાલ્પનિક પ્રેમપાસનાં કાર્યોનો ગુપ્ત શોખ; ને બુધ શુભ દ્રષ્ટિમાં અસાધારણ પત્ર વ્યવહાર, ને પ્રતિજાતિ સાથેનો વિચિત્ર સંબંધ બતલાવે છે.

## ષષ્ટસ્થાનગત હર્શલ ફલ.

### પાશ્ચિમાત્યઃ—

" Trouble from servants; and peculiar diseases ".

છઠ્ઠા સ્થાનમાં રહેલ હર્શલ મનુષ્યને અવિશ્વાસુ નોકર ચાકર વર્ગ કે હલકા લોકો દ્વારા ત્રાસ કે હાનિ બતલાવે છે; અને વિચિત્ર જાતના રોગો આપે છે કે જે ડોકટરો સમજી શકતા નથી તેમજ તેના ઉપાયો પણ કરી શકતા નથી; ને નાદુરસ્ત તબીઅત ચઢતીમાં વિઘ્નરૂપે હોય છે.

છઠ્ઠાનો હર્શલ સંસારી વાતાવરણ અને નસોની નિર્બળતાથી ઉદ્ભવેલ અસાધારણ અને વિચિત્ર માંદગીઓ સૂચવે છે; ઘણા થોડાજ ને આ ગ્રહની સ્થિતિનું અધ્યાત્મ વલણનું બરોબર ભાન હોય છે; અને જેઓ સમજી શકે છે તેમનામાં યોગ જ્ઞાનની જાગૃતિ હોય છે, અથવા કોઈ જાતની હદ પારની પ્રવૃત્તિ કુંડળીના બળના પ્રમાણમાં હોય છે; ઘણી ખરી માંદગીઓ તો મનની અસ્થિરતાને આભારીજ હોય છે, કારણ કે યુરેનસને એક સૂક્ષ્મ વાયુ સાથે ઘણોજ સંબંધ છે કે જે વાયુ શરીર અને પ્રાણ વાયુ વચ્ચેનું સાધન છે. છઠ્ઠે બહુજ પીડિત હર્શલ ગાંડપણ કે ચિત્ત વિભ્રમતાનો ભય, ફેફરું, અને મહાન્ ત્રાસ બતલાવે છે; જો શુભ દૃષ્ટ હોય છે તો તે વીજળીથી કે સંદેશાઓ વિગેરેથી રોગો મટી શકે છે;

પણ અશુભ દ્રષ્ટિમાં દરદો મટવાનો અસંભવ હોય છે. આ ગ્રહ નોકરી માટે સારો નથી, અને મન વિનાનો નોકર બનાવે છે; છઠ્ઠે આશ્રિત રાશિના પ્રમાણમાં બળમાં ન્યૂનાધિકતા હર્શલ કરે છે; કેટલાંકને તે ઘણા સારા પ્રસંગો આપે છે, અને કેટલાંકને તે શાપરૂપ હોય છે.

## સપ્તમસ્થાનગત હર્શલ ફલ.

### પાશ્ચિમાત્યઃ—

"Threatens a most unhappy marriage & often Separation; bad for lawsuits & partnerships."

સાતમા સ્થાનમાં રહેલ હર્શલ મનુષ્યને ઘણુંજ કમનશીબવંત લગ્ન અથવા વિયોગ કે દુઃખ બતલાવે છે. કાયદાની તકરારો તથા ભાગીદારી માટે ખરાબ છે, કે જે બનતા સુધી ઓછાં કરવાં; તેનાં ધણી કે ધણીઆણી ઘાતકી, જુલમી કે વ્યભિચારી થાય છે.

સાતમાનો હર્શલ અદ્ભૂત કે કાલ્પનિક જોડાણ, અને ઉતાવળીયાં ને લાગણી ભર્યા સંબંધો આપે છે; અને બુદ્ધિવંત અથવા તત્વ શોધક સાથે લગ્નકરાવે છે; આ ગ્રહ અચાનક પરિણામો લાવે છે, કાલ્પનિક પ્રેમ પાસ એજ જીંદગીનો મુખ્ય આશય આપે છે, અને ધારેલી સ્ત્રીઓને પરણાવે છે. જો શુભ દ્રષ્ટિમાં હોય છે તો તે પરણેલ ધણી કે ધણીઆણી ખરા મિત્ર તરીકે નિવડે છે, અને ઘર વ્યવહાર બરોબર ખરી તીક્ષ્ણ બુદ્ધિથી ચલાવી સંસાર સુખી બનાવે છે. જો અશુભ દ્રષ્ટિમાં હોય છે તો તે વિનાશ લાવે છે, અને ખરેખર વિયોગ કે શોકમય ગેર સમજૂત બતલાવે છે. આ ગ્રહ વિશેષમાં વિચિત્ર તરેહના ઉઘાડા શત્રુઓની પ્રતિપક્ષતા ઉપજાવ કરીને ત્રાસ લાવે છે, તથા વિચિત્ર ધંધાઓ કરાવે છે.

## અષ્ટમસ્થાનગત હર્શલ ફલ.

### પાશ્ચિમાત્યઃ—

"A poor marriage partner; troubles & losses with legacies & wills."

આઠમા સ્થાનમાં રહેલ હર્શલ મનુષ્યને ગરીબ ધણી કે ધણીઆણી, તથા વીલથી કે વારસાથી કે મરનારની મીલકતથી હાનિ કે ત્રાસ બતલાવે છે.

આઠમાનો હર્શલ પક્ષાઘાત અથવા ફેફસાની કે નસોની અસાધારણ

અવ્યવસ્થાથી મરણનો ભય બતલાવે છે. અચાનક, અસાધારણ તથા અકલ્પિત મરણ ઉત્પન્ન કરે છે. જો શુભ દ્રષ્ટિમાં હોતો નથી તો તે મુકી જવાના પૈસામાં અનેક ચિંતાઓ, ઉપાધિઓ દર્શાવે છે; અને અનેક અચાનક મરણો ઉત્પન્ન કરે છે. જો શુભ દ્રષ્ટિમાં હોય છે તો તે ધણી કે ધણીઆણી દ્વારા અચાનક ધન લાભ આપે છે. ગુઢ અને દૈવી શક્તિવાળા વિષયોનું તથા મરણાવસ્થા પછીની સ્થિતિને લગતા વિષયોનું વલણ આપે છે; અને મનુષ્યને અસાધારણ સ્વપ્નો આપે છે. વૃશ્ચિક રાશિ સાથે યુરેનસને કુદરતી બનાવ હોવાથી આ સ્થાનમાં તે બહુ નબળો ગણાતો નથી.

## નવમ સ્થાનગત હર્શલ ફલ.

### પાશ્ચિમાત્ય:—

" Fond of occult sciences, given to travelling, curious in religious beliefs; trouble from relalives by marriage."

નવમા સ્થાનમાં રહેલ હર્શલ મનુષ્યને દૈવી કે ગુઢ શાસ્ત્રોનો, જ્યોતિષનો અને ભાષા તથા જ્ઞાનનો શોખ આપે છે. આ પુરૂષ સ્વતંત્ર, દ્દઢ, કડક, મુસાફરીનો શોખિન, ધર્મની માન્યતામાં વિચિત્રતાવાળો ને સ્ત્રીનાં સગાંથી ત્રાસ કે ઉપાધિવાળો હોય છે.

આ નવમો હર્શલ આખી કુંડળીની સ્થિતિ ઉપર આધાર રાખે છે. તે કેટલીક વખત અધ્યાત્મિક અભ્યાસ અને શોધક બુદ્ધિ આપે છે, ને કેટલીક વખત તે ખાસ અધ્યાત્મ તરફનો ધિક્કાર બતલાવે છે. મંગળની સાથે સંયોગ, ત્રિકોણ, કે કેન્દ્ર યોગ હર્શલને હોય છે તો તે ઘણોજ ખરાબ છે. જો રવિ કે ચંદ્રથી પીડિત હોય છે તો તે ખસેલ ચિત્ત ને વિચિત્ર મન, તથા મુસાફરી, કાયદા ને ગુમ હુનર દ્વારા ઘણી ઉપાધિઓ દર્શાવે છે; અને તે બોલવા ચાલવામાં કડક બનાવે છે.

## દશમ સ્થાનગત હર્શલ ફલ.

### પાશ્ચિમાત્ય:—

" Credit and discredit alternately; Scandal; often changing business."

દશમાનો હર્શલ મનુષ્યને વારા ફરતી જશ ને અપજશ, અપકીર્તિ કે નિંદા, વારંવાર ધંધા કે વ્યાપારમાં ફેરફાર ને ઉપરી સાથે અણબનાવ વિગેરે

આપે છે. આ ગ્રહ વિચિત્ર જીંદગી આપી નશીબ ને કમનશીબ બન્નેને વારા ફરતી આપે છે; ને જો અશુભ દ્રષ્ટિમાં હોતો નથી તો પોતાને માટે નવી લાઈન શોધી કઢાવે છે, અને જુના અને બંધનકારક રીત રીવાજને તોડી નંખાવે છે. તેઆગળ પાછળની સ્થિતિના ઉપયોગી ફેરફારો કરી ચઢતી ને પડતીવાળી વિચિત્ર જીંદગી સૂચવે છે.

જો બહુજ પીડિત હોય છે તો તે મનુષ્યને કમનશીબ અને નાશીપાસી ભરેલી જીંદગીથી સંતોષિત મન આપે છે; સદ્‌ગુણનું મૂળ તેનામાં ન્હાયે તો દઢ હોય છે કે તદન હોતુંજ નથી—આ પુરૂષ અસાધારણ ધંધાઓ કરે છે; માનને માટે પોતાને વિચિત્ર સંસ્કાર હોય છે, અને કાયદાનો આશ્રય લેવા વધારે ઈચ્છે છે કે જે કાયદા મનુષ્યના બનાવેલ હોતા નથી પણ ઇશ્વરી હોય છે. આ ગ્રહ માબાપને તેમાં મુખ્યત્વે માતાને અચાનક વ્હેલી મારી નાખે છે.

## એકાદશસ્થાનગત હર્શલ ફલ.

### પાશ્ચિમાત્યઃ—

"Loss & trouble through false friends."

અગીઆરમા સ્થાનમાં રહેલ હર્શલ મનુષ્યને અવિશ્વાસુ મિત્રો આપી તે દ્વારા હાનિ ને ત્રાસ બતલાવે છે, ને અશુભ દ્રષ્ટિમાં તે ફળ વિશેષ આપે છે; જુઠા મિત્રો ખાતર જામીનગીરીઓ અને ખાત્રીઓ હાનિકારક નિવડે છે.

આ ગ્રહ વિચિત્ર, વિખ્યાત ને વિદ્વાન્ મિત્રો આપે છે; તથા એવાં ઓળખાણ કરાવે છે કે જેઓ લાભ કિંવા હાનિ પૈકી એક તો જરૂર કરે છે, ને તે અચાનક અને અસાધારણ જોડાણો અને અચાનક અને અકલ્પિત છૂટાપણું આપે છે; અને યુરેનશની આશ્રિત રાશિના દ્રષ્ટિ કર્તા ગ્રહોના ઉપર ખાસ આધાર રહે છે. આ ગ્રહ બીજા સ્થાન કરતાં અગીઆરમે બહુ નિર્બળ હોવાથી તેના વાતાવરણોને જેટલો આશ્રય મળે છે તે પ્રમાણમાં તે બલવાન થાય છે: એવો એક બનાવ છે કે એક વખત એક નર્શને લડાઈ ઉપરના કોઇ માંદા માણસની ચાકરી કરતાં ભારે ધન મળ્યું હતું; અને દારૂડીયા ધણી દ્વારા ગંભીર નિરાશા થઇ હતી, બનતા સુધી કોઈની પણ જામીનગીરીઓમાં અને ખાત્રીઓ આપવામાં પડવું નહી.

## દ્વાદશસ્થાનગત હર્શલ ફળ.

### પાશ્ચિમાત્યઃ—

" Treachery & secret enmity of others, if ill aspected. "

બારમા સ્થાનમાં રહેલ હર્શલ મનુષ્યને ઘણા ગુપ્ત શત્રુઓ આપી તે દ્વારા હાનિ, ત્રાસ ને પ્રપંચ બતલાવે છે; અને અદેખાઇ ને કપટ આપે છે; મંગળથી પીડિત હોય છે તો તે લુંટારા ને ચોરનો ભય તથા શારીરિક પીડા કરે છે.

બારમાનો હર્શલ ગુઢ ને દૈવી વિચારો વિનાના કાર્યો માટે નબળો છે; પણ તે ગુઢ, ગુપ્ત, અજ્ઞાન અને અસાધારણ કૃત્યોમાં વિજય બતલાવે છે; નઠારી કુંડળીમાં આ ગ્રહ ખરાબ છે; તેને હોસ્પીટલમાં કે કોઈ જાહેર ખાતામાં બંધનમાં મુકી રાખે છે; અને બારમા શનિના જેવાજ કેટલીક વખત ફળને આપે છે. જો બહુ પીડિત હોય છે તો તે અધ્યાત્મિક જ્ઞાન કે યોગના કારણે ભય કે ત્રાસ બતલાવે છે; અને જો યુરેનસ નો ધંધો કરે છે તો ધન કે આબરૂ કે બન્ને ખોઇ બેસે છે. યોગના સંબંધી શોધ ખોળના રીત રીવાજ માટે આ પુરૂષે ખાસ સાવધ રહેવું.

---

## સારાંશ.

| સ્થાન— | ફળ. |
|---|---|
| ૧ | વિચિત્ર સ્વભાવ ને ચઢતી પડતીવાળો વિચિત્ર અનુભવ. |
| ૨ | ધનમાં અસ્થિરતા; ને ભારે અચાનક લાભ હાનિ વારાફરતી. |
| ૩ | લખાણ, દસ્તાવેજ, સગાં ને મુસાફરી દ્વારા ત્રાસ કે હાનિ. |
| ૪ | જીંદગીના અંતમાં મહાન ત્રાસ ને પિતા માટે નબળો. |
| ૫ | સંતાન, સટ્ટો, જુગાર, રમત, શરતો, પ્રેમી કાર્યો અને વૈભવ દ્વારા હાનિ કે ત્રાસ. |
| ૬ | વિચિત્ર રોગ કે જે ડાકટરો સમજી શકતા નથી તેમજ તેનો ઉપાય પણ કરી શકતા નથી; નઠારા નોકરો. |

૭—વિચિત્ર ધણી કે ધણીઆણી, કોર્ટ કે સહીયારાથી ત્રાસ કે હાનિ ને શત્રુનું જોર.

૮—અચાનક કે વિચિત્ર મરણ; વીલ, ટ્રસ્ટ કે મરનારની મીલકત દ્વારા હાનિ.

૯—ધર્મના વિચિત્ર સંકલ્પો; સ્ત્રીનાં સગાંથી નબળો, દરીયાઈ સફરો દ્વારા ત્રાસ.

૧૦—વિચિત્ર ધંધો ને તેમાં અનેક ફેરફારો, વારાફરતી ચઢતી ને પડતી, માતા માટે નબળો.

૧૧—અવિશ્વાસુ ને હાનિકારક વિચિત્ર કે વિદ્વાન મિત્રો; જામીનગરી માટે નબળો.

૧૨—ગુપ્ત શત્રુઓ, સ્હેજ બંધનનો ભય.

# परिच्छेदः ३३. Chapter XXXIII.

## દ્વાદશસ્થાન ગત નેપચ્યુન ફળ.

## "Neptune in Twelve Houses."

### પ્રથમસ્થાનગત નેપચ્યુન ફળ.

પાશ્ચિમાત્યઃ--

"He assails health, & it inclines to religion, mediumship, dreams, intution &c."

પહેલા સ્થાનમાં રહેલ નેપચ્યુન વિચિત્ર પ્રકારની પ્રકૃતિ ઉત્પન્ન કરે છે, ને તે દૂર શ્રવણ દૂરદર્શન, યોગજ્ઞાન, અંતર્જ્ઞાન, પ્રાણાયામ, ધ્યાન શક્તિ ને સ્વપ્ન તરફનું વલણ આપે છે: તે સૌંદર્ય કળા બુદ્ધિ, સંગીત, કવિતા ને હુન્નરશાસ્ત્ર વિગેરે તરફ દોરે છે; કે જેમાં લાગણીઓ ને વૃતિઓ મુખ્ય ભાગ લેછે; જો પીડિત હોય છે તો તે સ્થિરતા, અદ્દઢતા, શંશયાત્મક બુદ્ધિ. ઘણા ફેરફાર, કવચિત્ ઠગાઇ, પ્રપંચ ને કાવતરાં શકિત, મનોબળની ખામી, વ્યભિચાર, જાતિ વૈભવ ને મદ્યપાન વિગેરે આપે છે; આ નેપચ્યુનને દરીઆ, પાણી અને સામાન્ય રીતે પ્રવાહી પદાર્થ સાથે ઘણોજ સંબંધ હોય છે. આ પુરૂષની કલ્પના શકિત ઘણી હદપાર ધર્મના અને તેવા વિચિત્ર સંકલ્પોમાં દોરવાઈ જાય છે, કે જેથી મગજ શકિતની પણ બ્હાર કામ કરતા હોય તેમ જણાય છે; આ ગ્રહ લગભગ ગુરૂના જેવો છે ને તેથી તે માન ઇજ્જત ને અધિકાર આપતા છે.

### દ્વિતીયસ્થાનગત નેપચ્યુન ફળ.

પાશ્ચિમાત્યઃ—

"Probably good for money, unless afflicted."

બીજા સ્થાનમાં રહેલ નેપચ્યુન મનુષ્યને ઘણું કરીને જો તે પીડિત હોતો નથી તો દ્રવ્ય આપે છે; ને જો પીડિત હોય છે તો ધનની સ્થિતિ અવ્યવસ્થિત કરી મૂકે છે, તથા ઠગાઇથી કે બીજા તેવા વિચિત્ર ધંધાથી કે કલ્પિત ( બોગસ ) ખોટા કે આડા રસ્તાના વ્યાપારથી કે કાવતરાંથી ધન મેળવાવે છે; અને તેવાંજ કારણોથી ધન ખોવરાવે છે.

આ ગ્રહ વ્હાણુ, દરીઓ, ગુપ્ત નોકરી, હોસ્પીટાલ, ગાંડાની હોસ્પીટાલ, ધર્મ ખાતાં ને ન્હાવાનાં સ્થાનો વિગેરેથી લાભ આપતા છે; વળી જાહેર કામો અને જ્યાં કમનશીબવંત ને આજારી પુરૂષોનો વાસ હોય છે તેવાં ખાતાઓ દ્વારા ધનલાભ કરે છે. તે વિચિત્ર અને શંકાશીલ રીતે અકસ્માત ધન પ્રાપ્તિ યોગ કર્તા છે; નેપચ્યુન ધનાઢ્ય બનાવે છે, છતાં નઠારા ડીરેકશનના સમયમાં ઠગાઈ, પ્રપંચ કે તેવાં અવિચારી કાર્યો કે ખર્ચો દ્વારા ધનનો રોધ કે વ્યય કરાવે છે.

## તૃતીયસ્થાનગત નેપચ્યુન ફળ.

### પાશ્ચિમાત્ય:—

"It causes loss through journeys, neighbours & kindred."

ત્રીજા સ્થાનમાં રહેલ નેપચ્યુન, કલ્પના શકિત, ધાર્મિક યોગજ્ઞાન ને ગુઢ બાબતો તરફનું વલણ, વાંચન ને લખાણ, નવલ કથાનું વલણ ને લખાણ અને દરિઆઇ સફરો વિગેરે આપતા છે; આ ગ્રહ કવિતાનો શોખ અને મનની સ્વપ્નાવસ્થાવાળી સ્થિતિ આપે છે; સગાંને તથા મુસાફરીમાં વિચિત્ર જાતનો ત્રાસ અને ઉપાધિ ઉત્પન્ન કરે છે; તે દસ્તાવેજો ને સહીયોના કામમાં ઠગાઇ જવાના પ્રસંગો અને પ્રપંચો લાવે છે.

## ચતુર્થસ્થાનગત નેપચ્યુન ફળ.

### પાશ્ચિમાત્ય:—

"He causes losses in connection with property, lands & mines."

ચોથા સ્થાનમાં રહેલ નેપચ્યુન મીલકત, જમીન ને ખાણો વિગેરેના સંબંધ દ્વારા ધન હાનિ બતલાવે છે. જો આ ગ્રહ રવિ, ચંદ્ર કે લગ્નથી અશુભ દ્રષ્ટિમાં હોય છે તો તે તબીયત માટે ખરાબ છે. કુટુમ્બને વિખેરી નાખે છે, અથવા ઓરમાન મા (કે નાવતરાંની જાતમાં બાપ) ઓરમાન સૂચવે છે; તે રહેઠાણુમાં ફેરફારો, બંધનમાં અથવા દેશપારમાં મરણ કરે છે; જો શુભ દ્રષ્ટિમાં હોય છે તો તે વારસાથી કે મીલકતથી લાભ આપે છે. તે લિંગદેહના અનુભવો આપે છે, જીંદગીનો અંત નબળો સૂચવે છે, કે જો વિચિત્ર બંધનમાં અથવા કોઇ ખાસ આશાએશમાં અથવા તો

કોઇ અપ્રીય સ્થિતિમાં ગળાવે છે. આ પુરૂષોને કેટલીક વખત ખાસ ન રહેવા જેવી અને અણગમતી જગામાં કે ઘરોમાં રહેવાનું બને છે, ને બીજાના મનોબળને તાબે થઈ જવાનું હોય છે, જો બીજી રીતે ગ્રહો કુંડળીમાં સારા હોતા નથી તો આ નેપચ્યુન અનેક ઉપાધિઓ લાવે છે, અને વિચિત્ર ને અસાધારણ બનાવો સૂચવે છે; રવિ કે ચંદ્રથી પીડિત હોય છે તો તે તબીઅત બગાડે છે; બુધથી પીડિત હોય છે તો મનની અવ્યવસ્થા કરે છે; શુભ દ્રષ્ટિમાં તે વિચિત્ર રીતે લાભ અને યોગિક અનુભવો આપે છે.

## પંચમસ્થાનગત નેપચ્યુન ફળ.

### પાશ્ચિમાત્ય:—

" Heavy losses in Speculation, or trouble through offspring. "

પાંચમા સ્થાન રહેલ નેપચ્યુન મનુષ્યને સટ્ટા અને સંતાન દ્વારા ત્રાસ ને હાનિ બતલાવે છે. આ ગ્રહ છોકરાંની સંખ્યા વધારે આપે છે; અને પ્રેમની લાગણી તીવ્ર કરે છે કે જેના ઉપર અંકુશની જરૂર હોય છે. જો પીડિત હોય છે તો તે પ્રેમપાસનાં કાર્યોમાં ઠગાઇ ને અવિશ્વાસ, બહુજ હદપારનો વૈભવ, અનેક પ્રકારના ભય અને પશુ જાતીય વલણ કવચિત્ બતલાવે છે. શુભ દ્રષ્ટિમાં નેપચ્યુન પ્રતિ જાતિ ( સ્ત્રી કે પુરૂષ ) ના સંબંધી અનુભવોથી ચઢતી કરે છે.

## ષષ્ટસ્થાનગત નેપચ્યુન ફળ.

### પાશ્ચિમાત્ય.

" Losses through servants & employees; also ill health which is an impendiment to Success. "

છઠ્ઠાનો નેપચ્યુન મનુષ્યને નોકર ને ચાકરદ્વારા હાનિ, અને ચઢતીમાં વિઘ્ન નાંખનાર ખરાબ તબીઅત આપે છે; તથા કોઇ પણ જાતના બંધનમાં, આશાએશમાં અથવા દાસત્વમાં રોકી રાખે છે. જો પીડિત હોય છે તો આ સઘળું ખરાબ પરિણામ તબીઅતને લીધેજ હોય છે; ને તે આળસ આપેછે, અને નોકરો દ્વારા ઠગાઇ કે પ્રપંચ બતલાવેછે.

આ નેપચ્યુન નહી મટી શકે તેવાં દરદો ને વિચિત્ર માંદગીઓ

આપે છે, કે જે વંશપરંપરા ગતથી આવેલ હોય છે. મુખ્યત્વે શુક્રથી, મંગળથી કે બીજા ગ્રહોથી જો પીડિત હોય છે તો તે વ્યભિચારથી કે ખરાબ ટેવોથી ગંભીર માંદગી આપે છે. આ ગ્રહ કામમાં ફરજીયાત ને બહુજ આળસ બતલાવે છે; તે યોગ જ્ઞાન આપે છે, કે જે દ્વારા કવચિત્ વિપરિત પરિણામ થાય છે; હલકા લોકોના સંબંધ માટે નબળો છે, ને નોકર ચાકર વર્ગની અપ્રીયતા સૂચવે છે. શુભ દ્રષ્ટિમાં તેની અસર સારી હોય છે, ને લિંગ દેહના વિચારોના કારણોથી વિચિત્ર અને અસાધારણ અવ્યવસ્થા કરે છે.

## સપ્તમસ્થાનગત નેપચ્યુન ફળ.

### પાશ્ચિમાત્ય.

" Domestic infelicity, often Separation or divorce."

સાતમા સ્થાનમાં રહેલ નેપચ્યુન મનુષ્યને સંસાર ઉપાધિઓ અને લગ્નમાં વિરહ, વિયોગ કે છુટા છેડા કરાવે છે. આ ગ્રહ પ્રેમ પાશનાં કામોમાં અસ્થિરતા ને મનની નબળાઇ, અને બે લગ્ન અથવા બે પ્રેમના સંબંધો આપે છે; જો તે બહુજ પીડિત હોય છે તો બહુજ નુકશાન, અપકીર્તિ અથવા વ્યભિચારને આપે છે.

વળી આ ગ્રહ વિચિત્ર ને અસાધારણ જોડાણો, અને કદરૂપાં કે અપંગ ( લુલાં લંગડાં ) મનુષ્યો સાથે લગ્ન કરાવે છે; ને તે લગ્ન અસાધારણ કે વિચિત્ર જાતનાં હોય છે. તે એકદમ સારૂં કે એકદમ નઠારૂં પરિણામ દરેક બાબતમાં આપે છે; અને તેથી આ પુરૂષ ગંભીર જોખમને ખેડે છે. સાતમાનો નેપચ્યુન કાલ્પનિક કે ઘણી અવળી રીતનું લગ્ન કરાવે છે; ઘણા વખતની બાંધેલી આશાઓને છેવટે નિરાશાઓમાં ફેરવે છે, અને કદાપિ દેખીતા કમનશીબને આશિર્વાદ રૂપ બનાવે છે. જો સાતમે નેપચ્યુન બહુજ પીડિત હોય છે તો લગ્ન કરવું બીન સલાહ ભરેલું છે.

## અષ્ટમસ્થાનગત નેપચ્યુન ફળ.

### પાશ્ચિમાત્યઃ—

" Trouble in connection with wills, legacies &c. "

આઠમા સ્થાનમાં રહેલ નેપચ્યુન અશુભ દ્રષ્ટિમાં મનુષ્યને વીલ, ટ્રસ્ટ, વારસો, મરનારની મીલકત ને સ્ત્રી ધન દ્વારા ત્રાસ કે હાનિ બતલાવે

છે; શુભ દ્રષ્ટિમાં તે તે દ્વારા સ્હેજ લાભ આપે તે છે; ધણી કે ધણીઆણીનું ધન ઘણુંજ અસ્થિર કરે છે; ને તે યોગજ્ઞાન, ધ્યાન, સમાધિ વિગેરેનું વલણુ તથા જલઘાત બતલાવે છે. તેનું વિચિત્ર અને અસાધારણ મરણુ સમાધિ વિગેરેથી થાય છે, અથવા તે જીવતી સ્થિતિમાં ડટાય છે, કે ઘણી લાંબી બેશુદ્ધિ પછીથી, કે ઝેરી દવાના ડોઝથી મરણુ પામે છે. તે કેટલીક વખત વિચિત્ર રીતનું મડદાનું દહન કરાવે છે; ને જાગૃતાવસ્થામાં સ્થૂલ વિચારોનું યોગિક મગજદ્વારા લિંગ દેહમાં પ્રવેશ કવચિત્ બતલાવે છે; જો કે આ નેપચ્યુન લગ્નથી લાભ મલવામાં સારો નથી, તોપણુ વારસો કે કોઇ બીજાના તરફથી વિચિત્ર રીતનો લાભ આપે છે; અશુભ દ્રષ્ટિમાં તે વિચિત્ર સ્વપ્નાં અને કંટાળા ભરેલા મનના કાલ્પનિક તરંગો આપે છે.

## નવમ સ્થાનગત નેપચ્યુન ફળ.

### પાશ્ચિમાત્યઃ—

" Adverse fortune in journeys and voyage. "

નવમા સ્થાનમાં રહેલ નેપચ્યુન મનુષ્યને મુસાફરી અને દરીયાઇ સફરોમાં ત્રાસ ને ઉપાધિ બતલાવે છે. આ ગ્રહ અસાધારણુ કે ગુપ્ત વિચારોની રીતિ અને ધર્મ તરફનું વલણુ આપે છે; અને સ્વપ્નાં ને શુદ્ધ આભાસ પણુ સૂચવે છે. આ ગ્રહ આ સ્થાનમાં અશુભ દ્રષ્ટિ સિવાયનો સારો છે, તે નવમે એકલો કે અશુભ દ્રષ્ટિમાં હોય છે તો મનુષ્યને બહુ ત્રાસ કે ઉપાધિ બતલાવે છે, જો તે જાગૃતાવસ્થામાં નહીં તો છેવટે સ્વપ્નાવસ્થામાં કે કાલ્પનિક તરંગોમાં પણુ બતલાવે છે. મન ઘણુંજ લાગણીવાળું, જલદીથી પીગળી જનાર અને જલદીથી બીજાના વિચારોને વશ્ય થનાર હોય છે. ને સ્ત્રીનાં સગાં અને કોર્ટનાં કામકાજોદ્વારા ક્વચિત્ હાનિ, ત્રાસ કે વિચિત્ર અનુભવો બતલાવે છે; ને ધર્મના વિષયો ને કાર્યો તરફનો વિશેષ શોખ તથા મનનું વલણુ આપે છે.

## દશમ સ્થાન ગત નેપચ્યુન ફળ.

### પાશ્ચિમાત્યઃ—

"Discredit & sometimes bankruptcy, if ill-aspectde."

દશમા સ્થાનમાં રહેલ નેપચ્યુન જો પીડિત હોય છે તો અપ-

યશ, નિંદા, ક્વચિત્ કાળીટીળી, કુટુમ્બ ક્લેશ કે વિખુટાપણું, ધંધામાં નાશીપાશી, માબાપથી વિયોગ ને પડતી આપે છે; જો શુભ દ્રષ્ટિમાં હોય છે તો તે માબાપ પૈકી એકનો વારસો, અને અસાધારણ કામકાજે અથવા પાણીના લગતા ધંધા કે યોગ જ્ઞાનદ્વારા ધન લાભ આપે છે.

દશમાનો નેપચ્યુન વિચિત્ર વર્તણુક આપે છે, તથા શારીરિક સ્થિતિ ઉપર શુભાશુભ દ્રષ્ટિના પ્રમાણમાં અસર કરે છે; જો તે દશમે પીડિત હોય છે તો જીંદગીમાં વિચિત્ર અનુભવો મેળવે છે; ને ધંધામાં બહુજ ફેરફારી કરાવી વ્હાણુ કે દરીયાના લગતા અને લોકોથી અજાણ્યા ધંધામાં લાભ દેખાડે છે.

## એકાદશસ્થાનગત નેપચ્યુન ફળ.

### પાશ્ચિમાત્યઃ—

"Losses through friends & securities."

અગીઆરમાનો નેપચ્યુન મિત્રો ને જામીનગીરીઓ દ્વારા હાનિ સૂચવે છે, અને ઘણી અસ્થિર મિત્રતા આપે છે. જો પીડિત હોય છે તો તે મિત્રોનાં કૃત્યો દ્વારા ભયંકર હાનિ કે ત્રાસ બતલાવે છે; અને નુકશાનકારક જોડાણો બંધાવે છે કે જે ભાગ્યેજ સંતોષકારક કે લાંબો વખત નભનાર નિવડે છે. તે ક્વચિત્ અસાધારણ સારી કે નરસી મિત્રતા સૂચવે છે.

## દ્વાદશસ્થાનગત નેપચ્યુન ફળ.

### પાશ્ચિમાત્યઃ—

"Others work mischief; treachry is to be feared."

બારમા સ્થાનમાં રહેલ નેપચ્યુન મનુષ્યને બીજાઓની ગુપ્ત શત્રુનું દુઃખ, ને પ્રપંચ કપટ જાળનો ભય બતલાવે છે; જો શુભ દ્રષ્ટિમાં હોય છે તો તે શાંતતા ભરેલ ને ગુપ્તઃ કાર્યોમાં, ગુપ્ત એજન્સીઓમાં, ડીટેક્ટીવ ખાતામાં ને દૈવી બાબતોમાં વિજય સૂચવે છે. આ પુરૂષ ગુપ્ત કમ્પનીઓમાં જોડાય છે, ને જાહેર ધંધાથી જુદાં ગુપ્ત કામોમાં વિજય મેળવે છે, જો પીડિત હોય છે તો તે લોક નિંદા, બંધન, ઠગાઈ કે શત્રુ ભય આપે છે.

આ સ્થાનમાં રહેલ નેપચ્યુનની સારી અસર પહેલેથી જોઈ શકાતી નથી, તેમજ નઠારી અસરને દૂર પણ કરી શકાતી નથી. તે ગ્રહ દરેક

પ્રકારની ગુપ્ત શત્રુતા, બીજાઓના પ્રપંચનો ભય, કપટ જાળમાં સપડામણ અને બંધન ભય વિગેરે અશુભ દ્રષ્ટિમાં હોય છે તો આપે છે.

## સારાંશ.

### દ્વાદશસ્થાનગત નેપચ્યુન ફળ.*

સ્થાનઃ—　　　　ફળ.

૧—તબીઅત માટે નબળો ને ધાર્મિક વલણ.

૨—ધનથી સારો; ને પીડિત હોય છે તો ધન હાનિ, ચિંતા કે ઉપાધિ.

૩—મુસાફરી, સગાં અને પાડોશી કે દસ્તાવેજથી હાનિ કે ત્રાસ.

૪—જમીન, મીલકત, ઘર ને ખાણો વિગેરેથી હાનિ; શુભ દ્રષ્ટિમાં વારસો.

૫—સંતાન અને સટ્ટા દ્વારા ભારે હાનિ; વિચિત્ર પ્રેમનું જોડાણ.

૬—નોકર ચાકર દ્વારા ત્રાસ કે હાનિ, ને ચઢતીમાં વિઘ્નરૂપે માંદગી.

૭—સંસારી દુઃખ, લગ્નમાં વિયોગ, વિરહ, કે છુટાપણું; કોર્ટ ને સહીયારામાં વિચિત્ર અનુભવો.

૮—વીલ, ટ્રસ્ટ ને ધણી કે ધણીઆણીની મીલકત દ્વારા હાનિ.

૯—વિચિત્ર ધર્મ સંસ્કારો કે સ્વપ્નાં, ને દુઃખદાયી મુસાફરીઓ.

૧૦—અપકીર્તિ, કવચિત્ કાળી ટીલી, ને વિચિત્ર ધંધાઓમાં ઘણા ફેરફાર.

૧૧—મિત્રો અને જામીનગીરી દ્વારા ત્રાસ કે હાનિ.

૧૨—ગુપ્ત શત્રુ ભય, ને પ્રપંચ; ગુપ્ત ધંધાથી લાભ.

---

* આ ફલ શુભ દ્રષ્ટિમાં શુભ અને અશુભ દ્રષ્ટિમાં શુભને અશુભ અને અશુભને વધારે અશુભ બનાવે છે.

# परिच्छेदः ३४. Chapter. XXXIV

## દ્વાદશસ્થાન ગત રાહુ ફળ.

### "Dragon's Head in Twelve Houses."

## પ્રથમસ્થાનગત રાહુફળ.

### પૌર્વાત્ય:—

પહેલા ભાવમાં રહેલ રાહુવાળો મનુષ્ય દુષ્ટ બુદ્ધિવંત, દુષ્ટ સ્વભાવ-વાળો, પોતાના મનુષ્યોને ઠગનાર, માથાની પીડાવાળો, કામી, રોગી ને વિવાદમાં જય મેળવનાર હોય છે. આ પુરૂષ શત્રુજીત, સ્ત્રીને વિષે અસંતોષિત હોવાથી ઘણી સ્ત્રીઓ ભોગવનાર, પારકાના પ્રતાપથી પોતાના વચન પાળવા અસમર્થ, તથા પારકાના પ્રભાવથી પોતાના તેમજ પારકા સ્વાર્થને સાધનભૂત કરનાર હોય છે. આ બહુ બોલકણો, દેવશત્રુ, રાતી આંખ વાળો, પાપી, કુધર્મ પ્રીતિવંત, ને સારી સ્ત્રીવાળો હોય છે.

* આ મનુષ્ય હમેશ દુ:ખી, કુરૂપ, આળસુ, આપ મતલબી, રોગી ને મૂર્ખ હોય છે.

## દ્વિતીયસ્થાનગત રાહુ ફળ.

### પૌર્વાત્ય:—

બીજા ભાવમાં રહેલ રાહુ મનુષ્યને કઠોર, ધનહીન, દરિદ્રી, ભ્રમણકર્તા, ચોર, દુખી, નીચ ઘેર રહેનાર ને હિંસાદિકમાં પ્રીતિવંત બનાવે છે, તથા આ પુરૂષ કુટુમ્બ નાશવંત અથવા અપ્રીતિવાળો, ભયરહિત વાણી વાળો, દ્રવ્ય રક્ષક, બંધુ વિનાશવાળો, કૃપણ ને શસ્ત્રથી ભય પામનાર હોય છે.

× આ મનુષ્ય પોતાના કાર્યોથી ભ્રષ્ટ, આપસ્વાર્થી, દુઃખી, અને પરદેશમાં રહેનાર હોવાથી ધનવાન્ હોય છે.

---

* अव्वलखानेयदारासः खिस्मनाकश्चकाहिलः ॥
मनुजःस्वार्थकर्तास्या ज्ञवेद्रोगु जाहिलः ॥ १ ॥

× कुर्जोबाहासिदरासो मालखानेच मुफिलसम् ॥
करोतिमः जंबान्यदशे धनसमन्वितम् ॥ २ ॥

## ત્રતીયસ્થાનગત રાહુ ફળ.

### પૌર્વાત્યઃ—

ત્રીજા ભાવમાં રહેલ રાહુ મનુષ્યને શત્રુના તેજને હણનાર, લોકમાં યશસ્વી, કલ્યાણ કર્તા, ઐશ્વર્યવંત, ભ્રાતૃવિનાશ કર્તા, પશુઓનો વિનાશ કર્તા, વિલાસી, દરિદ્રી, હમેશ સુખી ને પરાક્રમી બનાવે છે. ઉચ્ચનો હોય છે તો પુત્ર, મિત્ર, સ્ત્રી અને વાહનથી સંપૂર્ણ સુખી કરે છે; આ પુરૂષ સિંહ તથા હાથીના કરતાં વધારે પરાક્રમી, આખા જગત સાથે ભ્રાતૃભાવવાળો ને પ્રયત્ન સિવાય પણ ભાગ્યવંત હોય છે.

+ આ મનુષ્ય સદૈવ પવિત્ર રહેનાર, રાજાઓના બળથી યુક્ત, યશસ્વી, મોટો આદમી, દાતા, ધનાઢ્ય ને મોટાઇવાળો હોય છે.

## ચતુર્થસ્થાનગત રાહુ ફળ.

### પૌર્વાત્ય;—

ચોથા સ્થાનમાં રહેલ રાહુ મનુષ્યને સુખથી રહિત, મિત્ર પુત્રના સુખ વિનાનો અને સદૈવ ભ્રમણતાવાળો બનાવે છે. આ પુરૂષ નીચસંગવાળો, દુષ્ટ, પાપી, એક પુત્રીવંત તથા સ્ત્રીથી દુઃખી હોય છે. આ ગ્રહ માતાને રોગ, હૃદય બળતું હોવાથી બહારની અશાંતિ અને રોગ આપે છે; તથા મેષ, વૃષ, કર્ક, કન્યા કે મિથુનનો રાહુ હોય છે તો તે ઉત્તમ ફળને આપતા છે ને તેથી તેને રાજ્ય પ્રીય બનાવે છે.

* આ મનુષ્ય સદૈવ દુઃખી, પરદેશ ભ્રમણ કરનાર, મૂર્ખવાઈનાં કામ ને વાદવિવાદ કરનાર, પક્ષ વિનાનો ને મિત્રરહિત હોય છે.

## પંચમસ્થાન ગત રાહુ ફળ.

### પૌર્વાત્યઃ—

પાંચમા સ્થાનમાં રહેલ રાહુ મનુષ્યને દુઃખી, મિત્ર રહિત, પેટમાં શૂલ રોગી, વિલાસમાં પીડાવાળો ને ચિત્તભ્રમણતાવાળો બનાવે છે; આ

---

+ पाक:शाहबल:स्याद्बै नेकनामो गनी सखी ॥
चीयुमस्थाने यदारासः प्रभवेन्मनुजो धनी ॥ ३ ॥

* रासश्चेद्दो[illegible] परेशानो मुसाफिरः ॥
नादानोपि च वादी च सौख्यहीनो विपक्षकः ॥ ४ ॥

પુરૂષ પુત્ર વિનાનો ને બીજાને ઘેર દુષ્ટ ને મલિન પુત્રની ઊત્પત્તિ કરનાર હોય છે. આ ગ્રહ સંતાન ઉત્પન્ન કરીને પણ મારી નાખે છે, તથા એને ક્રોધી ને ચિંતાતુર બનાવે છે; આહારના કારણે કુક્ષિરોગ ને મંદાગ્નિ, અને પ્રયત્ન છતાં થોડો લાભ આપે છે.

* આ મનુષ્ય પુત્ર સુખ વિનાનો, ભાન રહિત, રોગી ને નાદાન હોય છે.

## ષષ્ઠસ્થાન ગત રાહુ ફળ.

### પૌર્વાત્યઃ—

છઠ્ઠા સ્થાનમાં રહેલ રાહુ મનુષ્યને શત્રુ વિનાશ કરનાર, ધનાઢય, પશુપીડાવાળો, કેડની પીડા પામનાર, મ્લેચ્છ સંસર્ગવાળો ને મહા બળવાન બનાવે છે. આ પુરૂષ શત્રુના સમૂહને પણ તોડી શકનાર, મહાન બળવાન ને ચતુર, ધન પેદા કરનાર, સ્થિર મનવાળો અને માતા પિતાથી સ્હેજ અભાવવાળો હોય છે; આ ગ્રહ પુત્રનો ભોગ લે છે. તથા ઉચ્ચનો હોય છે તો સર્વ અનર્થને તોડે છે, અને તેને વ્યભિચારી બનાવે છે.

× આ મનુષ્ય મ્લેચ્છાદિકથી ધન પેદા કરનાર, ઉદાર મનવાળો, અમીર અને શત્રુ વિનાશ કરનાર હોય છે.

## સપ્તમસ્થાન ગત રાહુ ફળ.

### પૌર્વાત્યઃ—

સાતમા સ્થાનમાં રહેલ રાહુ મનુષ્યને સ્ત્રી વિરોધ વિયોગ કે વિનાશ, અને ક્રોધી વિવાદી કે રોગી સ્ત્રી આપે છે. આ પુરૂષને ધનહાનિ, વિવિધ પ્રકારની સ્ત્રીઓ, ભોગ તથા રોગ, બંધુ વિયોગ, અપવાદ ને નિંદા વિગેરે આપે છે.

---

* पितृस्थाने स्थितोराहुः पुत्रसौख्यविवर्जितम् ॥
देहोत्थं दर्दशिकमं मावानं कुरुते नरम् ॥ ५ ॥

× म्लेच्छावनीपाद्द्रव्याप्ति विंतं वसाढ्यं नरम् ॥
षष्ठस्थानस्थितोराहुः करोति रिपुखंडनं ॥ ६ ॥

* આ મનુષ્ય, ગાંડાની માફક ભ્રમણ કર્તા, બીજાઓને હમેશાં નુકશાન કરનાર, અત્યંત ક્રોધી, બદચાલવાળો ને લડાઇખોર હોય છે.

## અષ્ટમસ્થાન ગત રાહુ ફળ.

### પૌર્વાત્ય:—

આઠમા સ્થાનમાં રહેલ રાહુ મનુષ્યને અનિષ્ટ પરિણામ; વિનાશ, ક્ષુદ્રારોગ, પ્રમેહ, અંડવૃદ્ધિ ને શત્રુથી વ્યાકુળતા આપે છે. આ પુરૂષ અભિમાની, રોગી, ચોર, કૃશાંગ, ધનાઢ્ય, રાજાથી ને પંડિતથી પૂજિત, પોતાના મનુષ્યોથી નિંદિત, વારંવાર કાર્યમાં હાનિ પામનાર, શત્રુપીડા વાળો, બહુ મ્હેનતથી વાત રોગી ને મનુષ્યોથી ત્યજાયેલ હોય છે,

= આ મનુષ્ય શરીરથી પુષ્ટ, સદૈવ મુસાફરી કરનાર, ધર્મભ્રષ્ટ, ક્રોધી, બદચાલવાળો ને દરિદ્રી હોય છે.

## નવમસ્થાન ગત રાહુ ફળ

### પૌર્વાત્ય;—

નવમા સ્થાનમાં રહેલ રાહુ મનુષ્યને ધર્મ અને ધનવિનાનો, અલ્પ સુખી, ભ્રમણતાવાળો, દરિદ્રી, સંબંધીના થોડા સુખવાળો ને દેહ પીડાવંત બનાવે છે. આ પુરૂષ બુદ્ધિવંત, પોતાના ગુણથી પૂજિત, દેવતીર્થમાં દયાળુ, કૌતુક કરનાર, સભાજીત, ગુણનો જાણકર, બંધુ વર્ગને પાળનાર, કુકર્મી, પાપી, જ્ઞાતિમાં આનંદ મેળવનાર ને દીન હોય છે.

+ આ મનુષ્ય ઘણા મનુષ્યોનો માલિક, રત્ન તથા જરીવાળાં કપડાંથી યુકત, બહુ ધનાઢ્ય ને સુખી હોય છે.

---

* हिर्जेगर्दश्चबेतालो गुस्वरोबद्जनोभवेत् ॥
हफ्तमखानेयदारासः कलही मनुजस्तदा ॥ ७ ॥

= हस्तमखानेयदारासः शरीरीस्यान्मुसाफिरः ॥
वेदीनःखिश्मनाकःस्याद् बदकारश्चमुफिल्कः ॥ ८ ॥

+ बहूतखाने यदारासः प्रभवेन्मनुजस्तदा ॥
बवाहिर्जेकशीयुक्तः साहबःसौख्यवान्नरः ॥ ९ ॥

## દશમસ્થાન ગત રાહુ ફળ.

### પૌર્વાત્ય:—

દશમા સ્થાનમાં રહેલ રાહુ મનુષ્યને પિતાથી દુ:ખી, કમનશીબવંત, શત્રુજીત, રોગી, વાહન હીન ને વાતરોગી બનાવે છે; મીન રાશિમાં હોય છે તો ઘરને ભોગવનાર બનાવે છે; આ પુરૂષ પારકા ધનનો લોભી, બહુ બોલો, દીન, દુષ્ટ, ચપલ, દુ:ખી ને વિરકત હોય છે. આ ગ્રહ સ્વચ્છ સંસર્ગ, વિવિધ સ્ત્રીઓનો સારો ભોગ, મનુષ્યોથી વ્યાકુળતા ને દુરૂપયોગી ધન વ્યય બતલાવે છે. દશમાનો રાહુ વૈરિહંતા ને રાજ્યસુખ દાતા છે.

* આ મનુષ્ય બળવાન સહાયતાથી યુકત, ધનવાન્ ને ચિંતાતુર હોય છે.

## એકાદશસ્થાનગત રાહુ ફળ.

### પૌર્વાત્ય:—

અગીઆરમા સ્થાનમાં રહેલ રાહુ મનુષ્યને સકલ લક્ષ્મીના લાભ ને સુખવાળો, રાજાઓની કૃપાવાળો, અને વસ્ત્ર, રત્ન ને વાહનથી યુકત બનાવે છે. આ પુરૂષ નીલ શરીરવાળો, સુરૂપવાન્, થોડું બોલનાર, પરદેશી, વિદ્વાન્, ચપળ અને લજ્જાવાન હોય છે; આ ગ્રહ મ્લેચ્છથી દ્રવ્યલાભ, અભિમાન, ચાકરવર્ગ સાથે પરદેશ ભ્રમણ, સંતાન સૌખ્ય, ઘેર બેઠાં સઘળું મેળવવાની, ને ત્રાસથી પારકી સર્વ વસ્તુને હરવાની શક્તિ આપે છે.

× આ મનુષ્ય મોટો આદમી હોતો નથી ને કરજદાર હોય છે. તે રોજગાર વિનાનો રહે છે, તથા હમેશ લડાઈ કર્યા કરે છે.

## દ્વાદશસ્થાનગત રાહુ ફળ.

### પૌર્વાત્ય:—

બારમા સ્થાનમાં રહેલ રાહુ મનુષ્યને નેત્રરોગી, પગમાં પીડાવાળો, પ્રપંચી, મિત્રતા કરવા જેવો, કુસંગી ને મધ્યમ પુરૂષોની સેવા કરનાર બનાવે છે.

---

* रासो बादशाहखाने भवेज्जोरावरो गनी ॥
विपक्षपक्षरहितो मुईश:पुरतरुद्दत: ॥ १० ॥

× याक्तखानेभवेद्रासो जायतेमहिसाहब: ॥
बेकारश्चकर्जमन्द: कलहीमनुजस्तदा ॥ ११ ॥

આ પુરૂષ દીન, કુક્ષિમાં શૂલ રોગી, વાસામાં વાત પીડાવાળો, દુષ્ટની મિત્રતાવાળો, સાધુ પુરૂષ સાથે વૈર કરનાર, ઇષ્ટ કાર્યોમાં વિપરિત ફળને અને છેવટે વાંચ્છિત મેળવનાર હોય છે; આ ગ્રહ ધર્મથી હીન, દુઃખી, સ્ત્રી વિયોગી, નઠારા નખ ને નઠારાં વસ્ત્રવાળો બનાવે છે,

* આ મનુષ્ય લડાઇખોર, બેભાન, દુઃખી ને કરજદાર હોય છે.

## સારાંશ.

### દ્વાદશસ્થાનગત રાહુ ફળ.

**સ્થાન. ફળ.**

૧—માથાની પીડા ને દુષ્ટ સ્વભાવવાળો, રોગી ને સ્ત્રી વિનાશવંત.

૨—ઉચ્ચાદિકમાં ધનવાન્, બીજી રાશિમાં ધન વિનાનો ને કઠોર.

૩—રાજા તુલ્ય સુખી, યશસ્વી, પરાક્રમી ભાંડુઓથી દુઃખી.

૪—માતા પિતા પૈકી દુઃખી, પરદેશી, મિત્ર રહિત ને સ્ત્રીથી દુઃખી.

૫—પુત્રાદિકથી દુઃખી, નાદાન ને શૂલરોગી.

૬—શત્રુ હણનાર, ધનાઢય, ઉદાર ને કેડની પીડાવાળો.

૭—ભ્રમણ ચિત્તવાળો, ક્રોધી, બદચાલનો ને સ્ત્રીથી દુઃખી.

૮—ગુદાના અર્શાદિ રોગવાળો, ક્રોધી ને શત્રુવંત.

૯—ધર્મ ને ધન રહિત, દરિદ્રી, સભાજીત ને ધનાઢય.

૧૦—વૈરિહંતા, રાજાતુલ્ય, ચપળ, દુઃખી, વાહનહીન ને પિતાથી દુઃખી.

૧૧—લક્ષ્મીવંત, રૂપવાન, નોકર ચાકરવાળો ને દુઃખી.

૧૨—શરીરે સ્હેજ રોગી, લડાઇખોર, કરજદાર, કુસંગી ને પ્રપંચી.

---

* राहुःस्थितोयदा सर्वलाभे भवेत्सदा ॥
कलहप्रियविकारः कर्जमन्दप्रमुदितः ॥ ११ ॥

# परिच्छेदः ३५. Chapter XXXV.

## દ્વાદશસ્થાનગત કેતુ ફળ.

"Dragon's Tail in Twelve Houses."

### પ્રથમસ્થાન ગત કેતુ ફળ.

પૌર્વાત્યઃ—

પહેલા સ્થાનમાં રહેલ કેતુ મનુષ્યને કૃતઘ્ન, રોગથી ભયભીત, ચિત્ત શુદ્ધિ વિનાનો, સ્ત્રીની ચિંતા વડે ઉદ્વેગવાન્ ને દેહમાં વાયુ પીડા વાળો બનાવે છે. આ પુરૂષ ભાંડુઓ ને સગાંથી કલહ કર્તા, દુર્જનથી પીડિત ને ભયભીત, અનેસ્ત્રી વિગેરેની ચિંતા ને સદા ઉદ્વેગતાવાળો હોય છે.

### દ્વિતીયસ્થાનગત કેતુ ફળ.

પૌર્વાત્યઃ—

બીજા સ્થાનમાં રહેલ કેતુ મનુષ્યને ધનધાન્યનો નાશ, કુટુંબ વિરોધ, રાજાથી ધનની ચિંતા ને મુખમાં સર્વદા રોગ આપે છે; જો કેતુ સ્વગૃહી કે મિત્રના ઘરના હોય છે તો સારૂં પરિણામ આપે છે. આ પુરૂષને રાજાદિકથી ધન વિનાશ યોગ ને દોષવંત વાણી હોય છે; તથા જો સ્વગૃહી કે મિત્રના ઘરનો ( મેષ, કન્યા કે મિથુન રાશિનો ) હોય છે તો તે સુંદર રૂપ અને ઘણું સુખ આપે છે.

### તૃતીયસ્થાનગત કેતુ ફળ.

પૌર્વાત્યઃ—

ત્રીજા સ્થાનમાં રહેલ કેતુ મનુષ્યને શત્રુને હણનાર ને શત્રુ સાથે વાદવિવાદ કરનાર, ધન ભોગ ને ઐશ્વર્યવંત અને બહુ તેજસ્વી બનાવે છે; તે ભાંડુ વિનાશ ને બાહુમાં પીડા આપે છે, ઉચ્ચનો કેતુ સુખી ને સંસારમાં ઊદાશીનતા આપે છે. આ પુરૂષ હમેશ ભયથી ને ઉદ્વેગથી આકુળ વ્યાકુલ રહે છે.

### ચતુર્થસ્થાનગત કેતુ ફળ.

પૌર્વાત્યઃ—

ચોથા સ્થાનમાં રહેલ કેતુ મનુષ્યને કદાચિત્ પણ માતાનું સુખ

આપતો નથી. તે મિત્ર વર્ગ અને પિતા વર્ગનો નાશ કરે છે; ને ભાંડુથી રહિત બનાવે છે; પણ જો કેતુ ઉચ્ચાદિકમાં (વૃશ્ચિક કે સિંહ રાશિમાં) હોય છે તો માતા પિતા ને મિત્રનું સુખ આપે છે, જે લાંબો વખત ટકતું નથી. આ પુરૂષ હમેશ વ્યાકુળતાવાળો રહે છે, તેને ધનનો નાશ થાય છે, ને તે પોતાને ઘેર ઘણો વખત ટકી શકતો નથી, તથા ઘેર રહે છે તો ઉદ્વેગ ને વ્યગ્રતા ભોગવે છે; ધન તથા મીનનો કેતુ સુખ આપે છે.

## પંચમસ્થાનગત કેતુ ફળ.

### પૌર્વાત્યઃ—

પંચમસ્થાનમાં રહેલ કેતુ મનુષ્યને પોતાના પેટમાં ઘાતપાતાદિ કષ્ટ કરે છે; સારા બંધુ, સ્ત્રી, સંતતિ તથા અલ્પ પુત્ર ને અલ્પ વીર્યવાન બનાવે છે. આ ગ્રહ ભાંડુ વર્ગમાં ઘાત પાતાદિ પીડા દેખાડે છે, તે શસ્ત્ર અસ્ત્રથી ઘાત કરે છે; વાયુ વિગેરે રોગ દેખાડે છે, દુર્બુદ્ધિ આપે છે, ને તે બળવાન હોવા છતાં દાસત્વ કરાવે છે.

## ષષ્ઠસ્થાનગત કેતુ ફળ.

### પૌર્વાત્યઃ—

છઠ્ઠા ભાવમાં રહેલ કેતુવાળો મનુષ્ય શત્રુ હણનાર, નિરોગી, મુશાળ પક્ષથી માન ભંગ પામનાર, ચતુષ્પાદ વર્ગથી સુખી અને નિરંતર ધન પેદા કરનાર હોય છે. આ પુરૂષને સ્ત્રી હાનિ ને હિનચિત્ત હોય છે.

## સપ્તમસ્થાનગત કેતુ ફળ.

### પૌર્વાત્યઃ—

સાતમા સ્થાનમાં રહેલ કેતુ મનુષ્યને માર્ગદ્વારા ચિંતાતુર ચિત્તવૃત્તિ, હમેશ શત્રુઓથી ધનનાશ, સ્ત્રી પીડા ને ઉદ્વેગ આપે છે; ને વૃશ્ચિક રાશિમાં હોય છે તો ને નિરંતર લાભકારી હોઈ જળ ઘાતનો ભય બતલાવે છે.

## અષ્ઠમસ્થાન ગત કેતુ ફળ.

### પૌર્વાત્યઃ—

આઠમા સ્થાનમાં રહેલ કેતુ મનુષ્યને ગુદાના અર્શ વિગેરે રોગ આપે છે; ને જો તે વૃશ્ચિક, કન્યા, મિથુન, મેષ કે વૃષ રાશિમાં હોય છે

તો હમેશ દ્રવ્ય લાભ આપે છે; આ ગ્રહ જ્ઞાતિકલહ ઉત્પન્ન કરે છે; અને વાહનાદિકથી ભય ને દ્રવ્યમાં રોધ બતલાવે છે.

## નવમસ્થાનગત કેતુ ફળ.

### પૌર્વાત્ય:—

નવમા સ્થાનમાં રહેલ કેતુ મનુષ્યને કલેશનો નાશ, પુત્રની ઇચ્છા, મ્લેચ્છ પ્રસંગથી ભાગ્યવૃદ્ધિ, કોઇપણ કારણથી પીડા, હાથમાં રોગ અને તપ તથા દાનમાં અશ્રદ્ધા આપે છે. આ પુરૂષને ભ્રાતૃ વર્ગમાં પીડા ને ધર્મના કામમાં ન્યુનાધિકતા વારાફરતી કવચિત્ છે, અથવા તેના તપ અને દાનથી લોકને હસવા જેવું બને છે.

## દશમસ્થાનગત કેતુ ફળ.

### પૌર્વાત્ય:—

દશમા સ્થાનમાં રહેલ કેતુ મનુષ્યને પિતા સુખનો નાશ, દુર્ભાગ્ય, શત્રુઓનો નાશ, રોગ, વાહન દ્વારા પીડા, ને વાયુ વિકાર આપે છે. જો કન્યા રાશિનો હોય છે તો સુખ ને કષ્ટ બન્ને આપે છે; ને જો વૃષ, મેષ, વૃશ્ચિક કે કન્યાનો હોય છે તો તે શત્રુનો નાશ કરે છે.

## એકાદશસ્થાનગત કેતુ ફળ.

### પૌર્વાત્ય:—

અગીઆરમાં સ્થાનમાં રહેલ કેતુ મનુષ્યને સુંદર વાણીવાળો, વિદ્વાન, રૂપવાન, સારા ભોગ ભોગવનાર, સારો તેજસ્વી ને સારાં વસ્ત્રવાળો બનાવે છે; તેને ગુદામાં રોગ ને સંતાનથી દુઃખ હોય છે. આ ગ્રહ સઘળી વસ્તુઓનો લાભ આપે છે; ને કવચિત્ ભયમાં રાખે છે.

## દ્વાદશસ્થાનગત કેતુ ફળ.

### પૌર્વાત્ય:—

બારમા સ્થાનમાં રહેલ કેતુ મનુષ્યને પગમાં ને નેત્રમાં રોગવાળો, રાજા તુલ્ય, ઉદારતાથી ખર્ચ કરનાર, શત્રુ હણનાર, ચિત્તમાં વિશ્રાંતિ વિનાનો અને ગુદા ને બસ્તિમાં રોગવાળો બનાવે છે.

---

## સારાંશ.

## દ્વાદશસ્થાન ગત કેતુ ફળ.

સ્થાન.— ફળ.

૧—રોગી, સ્ત્રીથી ચિંતાતુર ને વાયુવાળો.

૨—ધનધાન્ય નાશ, કુટુંબ વિરોધ ને મુખમાં રોગ.

૩—શત્રુવિનાશ, ભાંડુનાશ ને ધન.

૪—માતાપિતાથી દુઃખી, મિત્ર ને વાહનથી રહિત.

૫—પેટમાં પીડાવાળો, બળવાન ને દુર્બુદ્ધિ.

૬—નિરોગી, શત્રુજીત ને પશુથી સુખી.

૭—સ્ત્રીદ્વારા કષ્ટવંત, ચિંતાતુર, માર્ગથી પીડા ને ચિંતાવાળો.

૮—ગુદારોગ; જ્ઞાતિકલહ ને પશુઓથી ભય.

૯—ભાંડુ સુખની હાનિ ને મ્લેચ્છથી ભાગ્ય વૃદ્ધિ.

૧૦—પિતાકષ્ટ, દુર્ભાગ્ય, રોગ ને વાહન પીડા.

૧૧—મીઠું બોલનાર, વિદ્વાન ને સુંદર.

૧૨—પગ ને નેત્રમાં રોગવાળો, રાજા તુલ્ય, ઉદાર ને ગુદારોગી.



## परिच्छेद : ३६ Chapter XXXVI.

# અપ્રકાશિત ગ્રહો.

## " Five Invisible Planets. "

ગ્રહો આકાશમાં પ્રકાશિત અને અપ્રકાશિત ઘણા છે, છતાં મુખ્યત્વે રવિથી શનિ સુધીના " સાત " ગ્રહો છે; ને રાહુ કેતુ કે જે પૃથ્વીની ઉત્તર દક્ષિણ છાયા છે તે ફળ આપતા જણાયાથી પૂર્વાચાર્યોએ તેમની ગ્રહ રૂપ ગણના કરી છે, ને તે ઉપરથી "નવ" ગ્રહો થયા છે.

આ નવ ગ્રહ ઉપરાંત પાશ્ચિમાત્યોએ નવીન બે ગ્રહો શોધી કાઢેલ છે, તે પૈકી એકને હર્શલ, યુરેનસ, યાને ઇંદ્ર કહે છે; તથા બીજાને નેપચ્યુન યાને વરૂણ કે પ્રજાપતિ કહે છે. આ બન્ને ગ્રહોનાં ગણિત પાશ્ચિમાત્ય પંચાંગોમાં ઉમેરેલ હોય છે, ને તે ઉપરથી આપણા દેશના અને ટાઇમના તે બન્ને ગ્રહો કુંડળીમાં ગણિતથી મુકી શકાય છે. આ ગ્રહોના ગણિતને કેતકી નામના ગ્રહલાઘવમાં અને જ્યોતિર્ગણિતમાં સંસ્કૃત શૈલીથી વર્ણન કરવામાં આવેલ છે; તે ઉપરથી પણ તે બન્ને હર્શલ ને નેપચ્યુનનાં ગણિત આવી શકશે, અને આપણી ખામી પૂરી પાડી શકાશે.

આ સિવાયનો ફોરચ્યુન નામનો કલ્પિત ગ્રહ છે, જેનું વિવેચન પ્રથમ કરેલ છે.* ને ગણિત આપેલ છે. આને " પૃથ્વી " નામનો ગ્રહ પણ કહે છે; તથા બીજા યમ, ને પ્લુટો નામના બે ગ્રહો પણ તેઓએ નિશ્ચયથી કલ્પી કાઢયા છે; અને બારે રાશિ બારે જુદા જુદા સ્વામિઓ પ્રથમના સાત ગ્રહ તથા પૃથ્વી પ્લુટો યમ હર્શલ ને નેપચ્યુનને ઉમેરી કલ્પ્યા છે. જેનું વિવેચન આગળ ઉપર બીજા પુસ્તકોમાં કરવામાં આવશે.

વિશેષમાં પૌર્વાત્યોથી સૂર્યના દોષરૂપી કલ્પાયેલ પાંચ ગ્રહોછે, જેમનાં

---

* જુઓ પત્ર ૮૧.

નામ નીચે મુજબ.×

| સંસ્કૃત નામ. | ઇંગ્રેજી નામ. |
|---|---|
| ૧ ધૂમ, કે ધૂમ્ર. | Smoke. |
| ૨ પાત, કે વ્યતિપાત, | Inverted Node. |
| ૩ પરીધિ, કે પરિવેષ. | Circle. |
| ૪ ચાપ. કે ઇંદ્રચાપ. | Rainbow. |
| ૫ શિખિ કે ધ્વજ, | Bunting. |

**ગણિત. +**

૧—ધૂમ્ર—રા. ૪—અં. ૧૩—ક. ૨૦ સૂર્યમાં ઉમેરવાથી.

૨—પાત—બારમાંથી ધૂમને શોધવાથી.

૩—પરીધિ—પાતમાં " ૭ " રાશિ ઉમેરવાથી.

૪—ચાપ—ધૂમમાં " ૭ " રાશિ ઉમેરવાથી કે પરીધિનેબારમાં પાડવાથી.

૫—શિખિ—ચાપમાં અં. ૧૬—ક. ૪૦ ઉમેરવાથી અથવા સૂર્યમાંથી એક રાશિ ન્યૂન કરવાથી.

**ઉદાહરણ.**

| ગ્રહ. | સૂર્ય | ધૂમ. | પાત. | પરીધિ | ચાપ. | શિખિ |
|---|---|---|---|---|---|---|
| રાશિ. | ૦ | ૪ | ૭ | ૧ | ૧૦ | ૧૧ |
| અંશ. | ૧૦ | ૨૪ | ૫ | ૫ | ૨૪ | ૧૦ |
| કલા. | ૫૭ | ૧૭ | ૪૨ | ૪૨ | ૧૭ | ૫૭ |
| વિકલા. | ૫ | ૫ | ૫૫ | ૫૫ | ૫ | ૫ |

× मत्तलिप्ताधिकेधूमे कृतिलिप्ताविहीनकाः ॥
केतौकार्यागुरोर्वाक्यात् दक्षप्रादावसानकाः ॥ १ ॥
चत्वारोराशयोभानौ युक्तभागास्त्रयोदश ॥
धूमोनाममहादोषः सर्वकर्मविनाशकः ॥ २ ॥
धूमोमण्डलतःशुद्धो व्यतिपातोत्रदोषदः ॥
सषड्भेत्रव्यतिपाते परिवेशस्तुदोषकृत् ॥ ३ ॥
परिवेशच्युतश्चक्रा विम्रचापश्चदोषदः ॥
अत्यष्टयंशयुतेचापे केतुखेटपरोत्रिषम् ॥ ४ ॥
एकराशियुतेकेतौ सूर्यःस्यात्पूर्ववत्समः ॥
प्रकाशग्रहाश्चैते दोषाःपापग्रहास्मृताः ॥ ५ ॥

સિવાય ગુલીક અને પ્રાણપદ પણ ગ્રહ રૂપ ગણ્યા છે; જેમનાં ગણિત પ્રથમ આપેલ છે.+

બૃહત્પ્રારાશરી હોરા ઉપરથી તેમનાં સ્થાન કે ભાવ ફળ નીચે મુજબઃ—

## ધૂમ કે ધૂમ્ર.

સ્થાન. ફળ.

૧—શૂર, તેજસ્વી નેત્રવાન્, નિર્ઘૃણ, પાપી ને બહુ રીસાળ.
૨—રોગી, ધનાઢ્ય, હીનાંગ, રાજ્યથી ચિંતાતુર, અલ્પ બુદ્ધિ ને નપુંસક.
૩—બુદ્ધિમાન્, રણમાં શૂરવીર, સુશીલ, મીઠું બોલનાર ને ધનાઢ્ય.
૪—સ્ત્રી સંતાન રહિત, દુખી ને સર્વ શાસ્ત્રના અર્થને ચિંતવનાર.
૫—અલ્પ પ્રજાવાન્, ધનહીન, સર્વ વસ્તુ ખાનાર, મોટાઈવાળો, અને મિત્ર ને મંત્ર રહિત.
૬—બલવાન, શત્રુજીત, બહુ તેજસ્વી, વિખ્યાત ને રોગ રહિત.
૭—નિર્ધન, નિરંતર પરસ્ત્રીગંતા, વિદ્વાન્ ને હમેશ નિસ્તેજ.
૮—પરાક્રમ વિનાનો, ઉત્સાહી, સત્ય પ્રીય, અપ્રીય ને નિષ્ઠુર.
૯—સંતાન ને સૌભાગ્યવાળો, ધનાઢ્ય માની, દયાળુ ને સગાંનો પ્રેમી.
૧૦—સંતાન ને સૌભાગ્યવાળો, સંતોષી, બુદ્ધિમાન્, સુખી ને સત્યવાદી.
૧૧—ધન ધાન્ય ને સુવર્ણથી યુક્ત, રૂપવાન્, કળાવાન્, વિનીત ને સંગીતજ્ઞ.
૧૨—પતિત, પાપી, પર સ્ત્રી વ્યભિચારી, વ્યસની, નિર્દય ને શઠ.

## પાત કે વ્યતિપાત.

સ્થાન. ફળ.

૧—દુઃખથી પીડિત, ક્રૂર, ઘાતકી, મૂર્ખ ને બંધુ જનને દ્વેષ લાયક.
૨—આંડો, પિત્તવાળો, ભોગી, નિર્દય, કરેલા ગુણને જાણનાર, દુષ્ઠ ને પાપી.
૩—સ્થિર બુદ્ધિવંત; શૂરવીર, દાતા, ધનાઢ્ય, રાજપ્રીય ને સેનાધીશ.
૪—બંધનવાળો અને રોગી, સંતાન ને સૌભાગ્ય રહિત.
૫—દરિદ્ર, રૂપવાન, કફ પિત્ત ને વાયુથી પીડિત ને નિષ્ઠુર.
૬—શત્રુને હણનાર, સ્થૂલ, સર્વ હથિયાર રાખનાર, કળાવંત ને સુખી.

---

+ જુઓ પત્ર ૧૨૪—૧૨૫—૧૨૬.

૭—ધન સ્ત્રી ને સંતાન રહિત, સ્ત્રીજીત, કામી, નિર્લજ્જ, પર મિત્રાચારીવાળો.

૮—આંખોથી વિકળ કે શરીરથી કદરૂપો, દુર્ભાગ્યવંત, બ્રાહ્મણ નિંદા કરનાર ને રક્ત પીડાવાળો.

૯—બહુ વ્યાપારવાળો, બહુ મિત્રવંત, બહુશ્રુત, સ્ત્રી પ્રીય ને મીઠું બોલનાર.

૧૦—ધનવાન્, ધર્મવાન્, શાંત, ધર્મ ક્રિયામાં કુશળ, બુદ્ધિવંત ને વિચક્ષણ.

૧૧—બહુ ધનવાન્, અભિમાની, સત્યવાદી, દૃઢ, ઘોડા વિગેરે વાહનવાળો ને સંગીતજ્ઞ.

૧૨—ક્રોધી, બહુ કર્મ કરનાર, હીન અંગવાળો, ધર્મનો દૂષક ને બંધુઓના વિદ્વેશવાળો.

## પરીધિ કે પરિવેષ.

સ્થાન— ફળ.

૧—વિદ્વાન્, સત્યપ્રીય, શાંત, ધનવાન્, પુત્રવાન્, પવિત્ર, દાતા ને ગુરૂભક્ત.

૨—ઐશ્વર્યવંત, રૂપવાન્, ભોગી, સુખી, ધર્માત્મા ને તેજસ્વી.

૩—સ્ત્રીપ્રીય, સુંદર, દેવ તથા સજ્જનનો સંગી ને ગુરૂભક્ત.

૪—શત્રુજીત, દયાળુ ને સંગીતમાં ઘણો વિદ્વાન્.

૫—લક્ષ્મીવંત, શીળવંત, સુંદર, પ્રીય, ધર્મવત્સલ ને સ્ત્રીપ્રીય.

૬—લક્ષ્મીવાન્, પુત્રવાન, ભોગી, સર્વ સારાં કામમાં પ્રીતિવંત ને શત્રુ હણનાર.

૭—અલ્પ પ્રજાવાન્, અસુખી, મંદબુદ્ધિવાન્, નિષ્ઠુર ને રોગી સ્ત્રીવાળો.

૮—અધ્યાત્મ ચિંતન કરનાર, શાંત, દૃઢ શરીરવાન્, સુસ્થિર, ધર્માત્મા ને સત્યવાળો.

૯—પુત્રવાન્, સુખી, સુંદર, ધનાઢ્ય, લોલુપતા વિનાનો, માની અને અસંતોષી.

૧૦—કવચિત્ મૂર્ખ, ભોગી, દૃઢ શરીરવંત, મત્સર વિનાનો ને સર્વ શાસ્ત્ર જાણકાર.

૧૧—સ્ત્રી ભોગી, ગુણવાન્, બુદ્ધિમાન, સ્વજનથી વ્હાલો ને મંદાગ્નિવાળો.

૧૨—ગુરૂ નિંદા કરનાર.

## ચાપ કે ઇંદ્રચાપ.

સ્થાન—  ફળ.

૧—ધનધાન્ય ને સુવર્ણ યુક્ત, ગુણજાણકાર, ડાહ્યો ને સર્વ દોષવિનાનો.
૨—પ્રીય બોલનાર, અભિમાની, વિનીત, વિદ્વાન્, રૂપવાન્ ને ધર્મમાં તત્પર.
૩—કૃપણ, કળાવાન્, ચોર, હીનાંગ ને મિત્રોથી ઉન્મત.
૪—સુખી, ગાય વાહન ને ધન ધાન્યથી યુક્ત, રાજ્ય સન્માનથી પૂજિત ને નિરોગી.
૫—સુંદર, દીર્ઘદર્શી, દેવભક્ત, પ્રીયબોલનાર ને સર્વ કામમાં જાણકાર.
૬—શત્રુને હણનાર, અત્યંત ધૂર્ત, સુખી, પ્રીતિવંત, પવિત્ર ને સર્વ કર્મ સમૃદ્ધિવંત.
૭—ઐશ્વર્યવાન્, ગુણથી સંપૂર્ણ, શાસ્ત્ર જાણકાર, ધર્માત્મા ને પ્રીય.
૮—પારકાં કામ કરવામાં પ્રીતિવંત, ક્રૂર, પરસ્ત્રી વ્યભિચારી ને વિકળ.
૯—તપસ્વી, વ્રતોમાં પ્રીતિવાળો, વિદ્વાન્, માનને સમજનાર ને લોક વિખ્યાત.
૧૦—બહુ પુત્ર ને ધનવાન્, ઐશ્વર્યવંત, ગાયો ભેંશો વિગેરેથી યુકત, ને વિખ્યાત.
૧૧—લાભ યુકત, નિરોગી, અત્યંત ક્રોધી, મંત્ર સ્ત્રીઓ ને હથિયારનો જાણકાર.
૧૨—ખલ, અતિ અભિમાની, દુર્બુદ્ધિ, નિર્લજ્જ, પરસ્ત્રીગામી ને નિર્ધન.

## શિખિ કે ધ્વજ.

સ્થાન—  ફળ.

૧—સર્વ વિદ્યામાં કુશળ, સુખી, વાક્ચાતુર્યતાવાળો, પ્રીય ને સર્વ કામથી સંયુકત.
૨—વકતા, પ્રીય બોલનાર, સુંદર, કવિ, પંડિત, માની, વિનયી ને વાહનવંત.
૩—રૂપવંત, ક્રૂર, કૃશાંગ, ધન રહિત ને રોગી,
૪—રૂપવાન્, ગુણવાન્, સાત્વિક, વિખ્યાતિને ચ્હાનાર ને હમેશ સુખી.
૫—સુખી, ભોગી, કળાવંત, યુક્તિ જાણકાર, બુદ્ધિથી બોલકણો ને ગુરૂભકત.

૬—મુશાળનો ક્ષય કરનાર, બન્ધુ બાંધવવાળો, શૂરવીર, સુંદર ને વિચક્ષણ.
૭—રકતપીડાવંત, કામી, ભોગી ને વેસ્યા ગમન કરનાર.
૮—નીચ કર્મ પ્રીતિવંત, પાપી, નિર્લજ્જ, સદા નિંદા કરનાર, સ્ત્રી વિનાનો ને બીજા પક્ષમાં ગયેલ.
૯—ચિન્હવાળો, પ્રસન્ન આત્માવાળો, સર્વ પ્રાણીમાં પ્રીતિવાળો ને ધર્મ ક્રિયામાં કુશળ.
૧૦—સુખ ને સૌભાગ્યવાળો, સ્ત્રીઓનો વ્હાલો, દાતા ને બ્રાહ્મણભકત,
૧૧—હમેશ લાભવંત, સુધર્મી, પૂજ્ય, ધનાઢ્ય, ભાગ્યવંત, શૂરવીર, સારા યત્નવાન્ ને અત્યંત વિદ્વાન્.
૧૨—પાપકર્મમાં પ્રીતિવંત, શૂરવીર, શ્રદ્ધાહીન, નિર્દય, પરસ્ત્રી પ્રીતિ વાળો ને ક્રોધી.

## ગુલીક ફળ.

**સ્થાન—** **ફળ.**

૧—રોગી, નિરંતર કામી, પાપી, શઠ, દુષ્ટ ને દુઃખી.
૨—અપકાર કરનાર, દુઃખી, ક્ષુદ્ર, વ્યસની, નિર્દય ને નિઃસત્વ.
૩—સુંદર, ગામનો ધણી, પુણ્યાત્મા, સજ્જનપ્રીય ને રાજપૂજિત.
૪—રોગી, સુખ વિનાનો, હમેશ પાપી ને વાતપિત્તથી પીડિત.
૫—નિંદિત, નિર્ધન, અલ્પાયુષી, દ્વેષી, નીચ, નપુંસક, સ્ત્રી જીત ને નાસ્તિક.
૬—શત્રુજીત, પુષ્ટ, તેજસ્વી, પાપી, સ્ત્રીઓથી માન પામેલ, ઉત્સાહી, દૃઢ ને કલ્યાણ કરનાર.
૭—સ્ત્રીજીત, પાપી, વ્યભિચારી, કૃશાંગ, મિત્રો વિનાનો ને સ્ત્રીધનથી જીવન ગાળનાર.
૮—ક્ષુધાતુર, દુઃખી, ક્રૂર, અત્યંત રીશાળ, ઘણો નિર્દય, નિઃસત્વ ને ગુણ વર્જિત.
૯—બહુકલેશી, કૃશાંગ, દુષ્ટ કર્મ કરનાર, ઘણો નિર્દય, મંદ બુદ્ધિવંત ને બ્હારના આકારથી પાપી.
૧૦—પુત્રવાન્, સુખી, ભોગી, દેવ અગ્નિ પૂજક, યોગી, ધર્માત્મા ને સુખી.
૧૧—સુંદર સ્ત્રી ભોક્તા, પ્રજામાં અધ્યક્ષ, બંધુપ્રીય, નીચાંગ ને ઘણી ભૂમિવાળો.

૧૨—નીચ કર્મ કરનાર, પાપી, હીનાંગ, દુર્ભાગી, આળસુ ને નીચ સંગતિવાળો.

## પ્રાણુપદ ફળ.

સ્થાન— ફળ.

૧—બોબડો, ઉન્મત્ત, જડ, હીનાંગ, દુઃખી, કૃશ, ક્ષીણ ને રોગી.

૨—બહુ ધન ધાન્યવાન્, બહુ નોકરચાકરવાળો, બહુ પ્રજાવંત ને ભાગ્યવંત.

૩—પાપી, ગર્વિષ્ટ, નિષ્ઠુર, ઘણો ગંદો ને ગુરૂભકિત વિનાનો.

૪—સુખી, સુંદર, મિત્રો ને સ્ત્રીઓનો પ્રીય, ગુરૂભકત, સુશીલ ને સત્ય પ્રીય.

૫—સુખી, ક્રિયાવાન, દયાળુ ને સર્વ કામમાં પ્રવેશ કરનાર.

૬—ભાંડુઓનો ને શત્રુઓનો તાબેદાર, ચાલાક, મંદાગ્નિવાળો, નિર્દય, પાપી, સ્હેજ રોગી, ધનાઢય ને અલ્પાયુષી.

૭—દ્વેષી, નિરંતર કામી, ચાલાક, ક્રોધી, દુરાગ્રહી ને દુર્બુદ્ધિવંત.

૮—રોગથી, રાજાથી, ને નોકરચાકર સંતાન કે ભાયાતોથી પીડિત.

૯—પુત્રવંત, ધનાઢય, ભાગ્યશાળી, સુંદર, નોકર ને સદા દુરાચરણી.

૧૦—વીર્યવાન, બુદ્ધિમાન્, ડાહ્યો, રાજ્યકાર્યોમાં કુશળ ને દેવની પૂજામાં પ્રીતિવંત.

૧૧—વિખ્યાત, ગુણવાન્, પ્રાજ્ઞ, ભોગી, ધનવાન્, ગૌર ને માનને ઇચ્છનાર.

૧૨—નીચ, દુષ્ટ, હીનાંગ, બ્રાહ્મણ ને ભાંડુઓથી દ્વેષ પામેલ, નેત્રરોગી ને કાણો.

---

## સારાંશ.

આ પરિચ્છેદમાં ધૂમ્રાદિ પાંચ અપ્રકાશિત ગ્રહોનું ગણિત તથા દ્વાદશસ્થાન ફળ આપવામાં આવેલ છે; તથા ગુલિક અને પ્રાણુપદનાં દ્વાદશ સ્થાનગત ફળ પણ સાથે આપેલ છે; જે સારાંશ રૂપજ છે, માટે વાંચનારે ઇચ્છા હોય તો લક્ષ્ય પૂર્વક વાંચી જોવાં.

# पंचमविभागः SECTION E.

## દૃષ્ટિ ફળ.

### " Mutual Aspects. "

આ વિભાગમાં ખાસ કરીને ગ્રહોની પરસ્પર દ્રષ્ટિનું વર્ણન કરવામાં આવેલ છે; આ વિભાગના પરિચ્છેદ વાંચતા પ્હેલાં પ્રથમ વિભાગનો સાતમો પરિચ્છેદ અથવા તેનો સારાંશ ખાસ વાંચી જવાથી દ્રષ્ટિ સંબંધી કંઇક જ્ઞાન થશે, અને તેથી તેનાં ફળ વાંચવાને સુગમ પડશે, કારણ કે તેમાં દ્રષ્ટિનાં ચિન્હ, નામ, અંશાંતર, ઉપક્રમણ, સંપૂર્ણ ને નિષ્ક્રમણ યોગ તથા શુભાશુભ ફળ સૂક્ષ્મ રીતે આપેલ છે.

ગ્રહોના ફળમાં દ્રષ્ટિ ફળ ખાસ ફળ આપતા છે, ને તેને અવશ્ય લક્ષ્યમાં લેવાને પૌર્વાત્યોએ તેમજ પાશ્ચિમાત્યોએ આગ્રહ કરેલ છે.

શુભ અને અશુભ ફળદાતા બે પ્રકારની દ્રષ્ટિ ફળપરત્વે વર્ણવેલ છે, જો કે તેમાં પણ શુભાશુભ ગ્રહના પ્રમાણમાં ફળના બળમાં ભેદ પડેછે.+

અત્ર શીઘ્ર ગતિ ગ્રહોનો અનુક્રમ લેવામાં આવેલ છે, કેટલાક મંદ ગતિ ગ્રહોનો અનુક્રમ પણ લે છે. ગ્હાયે તે બાજુથી લેવાથી દ્રષ્ટિઓ તો તેની તેજ સંખ્યામાં રહે છે, ને કંઇ ભેદ પડતો નથી; અને તે ગ્રહોની પરસ્પર દ્રષ્ટિ ( ૩૬ ) છે. અનુક્રમથી શીઘ્ર ગતિવાળા ગ્રહો સાથે તેનાથી ઉતરતી ગતિવાળા ગ્રહોની દ્રષ્ટિ થયાંજ કરે છે.

---

+ જુઓ પત્ર ૧૦૭.

## परिच्छेद : ३७. Chapter. XXXVII

# ચંદ્ર દ્રષ્ટિ ફળ.

## " Aspects to Moon. "

## ચંદ્રબુધ–શુભ દ્રષ્ટિ અને સંયોગ.

તીક્ષ્ણ બુદ્ધિવંત, તીવ્ર, ચાલાક, હુશિઆર, ખંતીલો, ( અને જો વાયુ તત્વ રાશિમાં હોય છે તો ખાસ કરીને ); ઘણુંજ તીવ્ર બુદ્ધિ, ચતુરાઈવાળો, અને ૧–૩–૯–૧૦ ઘરથી થતી દ્રષ્ટિઓ આ ગ્રહોને માટે ઘણીજ ઊત્તમ છે; આ યોગમાં જન્મેલ મનુષ્ય ઘણીજ સ્હેલાઇથી અને શાંતિથી પરદેશી ભાષાઓ શિખી શકે છે; અને લગ્નમાં મિથુન, કન્યા તુલા, ધન કે કુંભ રાશિઓ હોય છે તો ઘણુંજ વખાણવા લાયક ભાષણ કરી શકે છે. આ યોગ ઘણુંજ મજબૂત, ચાલાક ને અસ્થિર મન આપે છે; દરેક બુદ્ધિ વિષયક બાબતો: કેળવણી, અભ્યાસ, પરીક્ષા, લખાણ, ભાષા વિગેરે માટે, તથા ખાસ કરીને મુસાફરી, કલાર્કશીપ અને સેક્રેટરીપણાને સારો છે.

ચંદ્રનો બુધ સાથેનો સંયોગ ખાસ કરીને તીવ્રબુદ્ધિ ને ચાલાક તેમજ ચોક્કસ વિચાર ગ્રહણ શક્તિ આપે છે પણ જાતીય ગુણો કરતાં માનુષિક ગુણોનું વધુ વળણ કરે છે. જેમ જેમ વધારે વિચારોને સેવાય છે તેમ તેમ જીંદગી અને તેનું સાર્થક વધારે સમજાય છે. સત્ય અને ન્યાયના ધ્યાનને ખાસ કેળવવું જરૂરનું છે, કે જેથી મન ઉચ્ચતમ સ્થિતિએ પહોંચે છે. આ રીતે મનની શુદ્ધિ ને તીવ્રતા વધે છે, અને જ્ઞાન સંચય થાય છે.

બુધ શુભ દ્રષ્ટિમાં મગજ શક્તિ તીક્ષ્ણ અને ચાલાક હોય છે, અને ચાલાકીથી તેમજ ગ્રાહ્ય શકિતથી ચઢતી ને વિજય થાય છે. આ યોગ દ્રવ્ય પેદા કરવાની શકિતને અને કાગળો ને લખાણોથી ધનલાભ આપે છે; અને જીંદગીની કિંમત સમજાવી તેનો સદુપયોગ તે કરાવે છે; તથા વાંચન લખાણ, ને ભાષણ માટે સારો છે. મન અ' સ્મરણ શક્તિને કેળવવી જરૂરનું છે.

## ચંદ્ર બુધ—અશુભ દ્રષ્ટિ.—

આ યોગ ચાડી, નિંદા, જુઠાણું, ચાલાક ને ઉદ્ધત, બુદ્ધિ અને સારૂં સામર્થ્ય આપે છે; ચંદ્ર કે બુધ સાથે જો એવી વખતે શનિ દ્રષ્ટિ કરતા હોય છે, તો આ મનુષ્ય અપ્રમાણિક અને બુદ્ધિના દુરૂપયોગ કરનાર થાય છે; આ યોગમાં શુભ દ્રષ્ટિના જેવીજ મગજ શકિત સારી હોય છે, પણ તેમાં વધારે ઉદ્ધતાઈ, સ્વતંત્રતા ને નિરંકુશપણું આપે છે; મન ચીઢીયું ટીકાપાત્ર ને શત્રુતાને ઉત્પન્ન કરનાર હોય છે. તે બુધ સૂચક વસ્તુઓ ને *ધંધા દ્વારા કમનશીબ અથવા ત્રાસ કે હાનિ બતલાવે છે.

આ યોગ ચઢતીમાં સ્હેજ વિઘ્ન રૂપ છે, અને જ્યારે મીજાજ ગયો હોય છે તે વખતે વક્રોકિત વચનો તથા ટીકાખોર બુદ્ધિ આપે છે; ને હમેશાં લાગણીવાળો સ્વભાવ રખાવે છે; તેથી કરીને ચીઢીયો અને અસ્થિર સ્વભાવ થાય છે, પોતાની પણ ટીકા થાય છે, અને બીજાઓના વિચારોથી પોતાનો મત જુદો પડે છે. કાગળો ને દસ્તાવેજોમાં સહી કરતાં સાવધ રહેવું આવસ્યક છે, કારણકે કાગળો અને પત્રવ્યવહારમાં ભુલો થવા નો ખાસ સંભવ છે. હદપાર કોઇપણ બાબતમાં ન જવાય તે ખાસ લક્ષ્યમાં રાખવું, અને ખાસ પોતાનાં વચનો બરોબર અને સ્પષ્ટ નીકળે છે કે નહી તે ધ્યાન પૂર્વક જોવું.

## ચંદ્ર શુક્ર—દ્રષ્ટિ ને સંયોગ.

આ યોગમાં જન્મેલ મનુષ્ય ઘણોજ ચોખ્ખો, ટાપટીપ કરનાર, મનુષ્યો ઉપર દેખરેખ રાખનાર, સારી વર્તણુકનો, સ્ત્રીઓથી બહુ માન પામેલ, કરકસર કરનાર ને વિજયી હોય છે. પુરૂષની બાબતમાં સુખી લગ્ન સૂચવે છે, ને જો શુક્ર પીડિત હોતો નથી તો સારી સ્ત્રી આપે છે. આ દ્રષ્ટિ પ્રેમની વૃત્તિઓને વધારે છે, ને તે લગ્ન, સંસાર સુખ, મિત્રો લોકપ્રીયતા ને શુક્રના ધંધા માટે ÷સારો છે; તે સંગીત, ચિત્રકળાનું વલણ, સુધરેલ પોશાક ને સ્વચ્છતાનો શોખ આપે છે.

તે જીંદગીની પ્રવૃત્તિમાં વિજય સૂચવે છે; અને આ દ્રષ્ટિ

* જુઓ પત્ર ૨૨.

÷ જુઓ પત્ર ૨૪

બીજા, ચોથા અને સાતમા ઘરની બાબતો અને ધંધા* માટે અનુકુળ છે; દ્રવ્ય, મીલકત અને માબાપના ( મુખ્યત્વે માતાના ) વારસા માટે પણ સારો છે; ત્રીજાના અને અગીયારમા ઘરની બાબતો ×દ્વારા ધનલાભ દર્શાવે છે; અને ઘરો, જમીન ને, જમીન ઉપરના ફળોના લાભ માટે સારો છે. આ દ્રષ્ટિ મિત્રો, ભાગીદારો અને લગ્ન માટે ઘણોજ અનુકુળ છે; ને તે વિજય તથા સામાન્ય લોક પ્રીયતા આપે છે. ધંધો ઘણોજ હલકા વર્ગનો, કે જાતિનો, કે ગુપ્તતા ભરેલો હોઇ લાભકારી હોય છે. ધંધા કે લગ્ન સંબંધી ભાગીદાર, ઉમ્મર કે કુળમાં ઘણોજ ફેર વાળો હોય છે; અને તેમાં માબાપની (મુખ્યત્વે માતાની) મદદ અને સલાહ મળે છે.

સંયોગ દ્રષ્ટિ ખાસ કરીને મનુષ્યને આગળ પાછળની અનુકુળતા ઘણી સારી આપે છે, ને સુધરેલ, હુન્નરી, કામકાજેનો શોખિન તથા પોતાના આરંભેલાં કાર્યોમાં વિજયી ને ભાગ્યવંત બનાવે છે; ને સ્વભાવ પ્રેમાળુ અને આનંદી આપે છે; અને શરીર ને બ્હારનો દેખીતો સ્વભાવ ઘણોજ સારો હોય છે કે જે ઘણીખરી વખત તે અંદરનાથી જુદોજ હોય છે. આ યોગ તેથી કરીને વ્યવહારૂ સ્થિતિ ને વૈભવદ્વારા, બુદ્ધિના પ્રયોગો કરતાં વધારે શિખવે છે, ને જીંદગીમાં ચઢવાને સરળ માર્ગ આપે છે.

શુભ દ્રષ્ટિમાં ઘણા પ્રસંગો વિજય માટે આવી પડે છે; ને સુધારો, હુન્નર, સુંદરતા, અને સારી તથા સુંદર ચીજોનો શોખ આપેછે. આ યોગવાળો સુપ્રીય સ્વભાવવાળો હોવાથી પોતાના સુખમાં વધારો કરના ને બીજાને પોતાના તરફ ખેંચનાર હોય છે; તે વિજયીબને છે, ને કદાપિ મિત્રોની તાણુ અને નિર્ધનતા આ યોગવાળાને ફળ આપવાના સમયમાં હોતી નથી. તે પ્રતિજાતિ (સ્ત્રી કે પુરૂષ)નું આકર્ષણ કરે છે, ને તે દ્વારા ધનલાભ મેળવે છે, ને સંગીત અને ગાયનનો શોખ આપે છે.

## ચંદ્ર શુક્ર—અશુભ દ્રષ્ટિ.

આ દ્રષ્ટિયોગમાં જન્મેલ મનુષ્ય ગંદો, અપવિત્ર, દારૂડીયો કે હરકોઇ બીજી પીવાની ચીજનો શોખિન ને બેદરકાર હોય છે. તે સ્ત્રીઓની કુંડળીઓમાં હોય છે તો તેઓ ફુવડ જેવી ગંદી અને વારંવાર તથા

* જુઓ પત્ર ૯૦–૯૨–૯૫
× જુઓ પત્ર ૯૧–૯૯.

હદપારની માસિક પીડાથી નબળી તંદુરસ્તીવાળી હોય છે; આ યોગ ભાગીદારીમાં, પ્રેમપાસનાં કાર્યોમાં, લગ્નમાં, મિત્રતામાં ને સંસારી સુખમાં ઉપાધિકારક છે. સ્નેહીઓનો વિયોગ કે વિરહ, નિંદા ને અપકીર્ત્તિનો ભય ને ધંધામાં નુકસાનીઓ આ યોગ બતાવે છે.

આ અશુભ દ્રષ્ટિયોગ દ્રવ્ય, મીલકત ને એસ્ટેટદ્વારા ઉપાધિ ને હાનિ લાવે છે; ને માબાપના (મુખ્યત્વે માતાના) પૈસા માટે ખરાબ છે; તથા ત્રીજા ચોથા ને અગીઆરમા ઘરની વસ્તુઓ+ દ્વારા ધનહાનિ કરેછે; અને જાત ઉપર કે ધંધામાં કલંક લાગવાથી, અથવા લોક નિંદા કે અપકીર્તિ કેજેને તે યોગ્ય હોય છે કે નથી હોતો તો પણ તે આવી પડવાથી, અથવા કોઇ અપ્રીય કાર્યો ને કારણોમાં જોડાવાથી આ મનુષ્ય કીર્તિ ને ધનમાં ઘણુંજ વેઠે છે. આ યોગ ભાગીદારીમાં સ્નેહમાં ને લગ્નમાં ઉપાધિ અને ત્રાસ કે હાનિ નાંખે છે; અને વ્યવહાર કે સામાન્ય અપ્રીયતાથી, કે માબાપની અસંમતિના અણુગમાથી, કે ઉમ્મરમાં કિંવા કુળમાં તફાવતથી કે ધંધાના કારણથી એક યા બીજે રસ્તે ઉપાધિ લાવે છે. આ યોગ દીલગીરી અને નિરાશા સંસારી કાર્યોમાં લાવે છે, ને લાગણીઓને દુઃખાવે છે ને બે દરકારથી કામ કરવાની ટેવનો ભય સૂચવે છે; જેમ બને તેમ વૈભવની બાબતોથી દૂર રહેવાય તેમ સારૂં છે; ન બનતા સુધી વૃત્તિઓ ઉપર અંકુશ રાખતાં શિખવું જરૂરનું છે. આ યોગ હદપારની ઉડાઉ સ્થિતિ હરકોઇ પ્રકારે આપે છે, ને તબીઅત ઉપર વૈભવથીજ અસર કરે છે; અને જો દરકાર રાખીને અને સ્રી જાતિથી સંભાળીને વર્તવામાં આવે છે તો આ ફળમાં ઓછું પણ કરી શકાય છે.

## ચંદ્ર રવિ–સયોગ કે શુભ દ્રષ્ટિ.

આ દ્રષ્ટિયોગ ફતેહમંદ જીંદગી, જલદીથી ચઢતી, સંપત્તિ, સત્તાવાળા પુરૂષોની મદદ ને માન કીર્તિ આપે છે. આ રવિ ચંદ્રના સારા યોગમાં જન્મેલ મનુષ્યો ભાગ્યેજ ધંધો કે નોકરી મેળવવામાં અડચણ ભોગવેછે. આ યોગ સ્રી ને પુરૂષ બન્ને જાતને શરીરારોગ્ય બક્ષે છે, ને બાંધો મજબૂત કરે છે; અને સ્રીઓને કોઇ મોટા મનના ઉદાર સ્વભાવવાળા પુરૂષ સાથે લગ્ન કરાવે છે; આ યોગ સામાન્ય વિજય, માબાપ ને સંસારી સુખ, અને તબીઅત ને જીવન શકિત માટે સારો છે; ને ઉપરીની કૃપા,

+ જુઓ પત્ર ૯૧–૯૨–૯૯.

ધંધામાં વિજય આપે છે અને કર્કને સિંહાશ્રિત રાશિવાળા ધરોથી સારો છે. સંયોગ ખાસ કરીને બહુ સારો ગણાતો નથી, ને તે કેટલીક બાબતોમાં અનુભવોને હદમાં રાખતા છે.

શુભ દ્રષ્ટિ વિશેષ કરીને દરેક બાબતમાં વિજય અને તૃષ્ણાઓ ને ઇચ્છાઓની પ્રાપ્તિમાં મદદ કર્તા છે; તથા તે ઉચ્ચ સ્થિતિ પ્રાપ્ત કરવાની ન્યાયભરી લોભી વૃત્તિઓ આપે છે, ને જીંદગીમાં વિજય પ્રાપ્તિ માટેના દરેક પ્રયત્નમાં ફત્તેહમંદી બતલાવે છે, ને પોતાના મંડળમાં માન આબરૂ પોતાની બુદ્ધિ સામર્થ્યના ઉપયોગના પ્રમાણમાં મેળવે છે. આ અસર ખાસ સારો સ્વભાવ આપે છે, અને જીવન શક્તિમાં વધારો કરે છે, ને હૃદયને લગતા દરેક ધંધામાં વિજય આપે છે, કારણ કે સ્નેહ વૃત્તિઓ ઘણીજ દયાળુ ને દીલોજાન હોય છે.

## ચંદ્ર રવિ–અશુભ દ્રષ્ટિ.

આ દ્રષ્ટિયોગ દ્રવ્યની બાબતોમાં તથા નોકરી કે ધંધો મેળવવામાં અડચણો ને આફતો, તથા સટ્ટા ને સ્ત્રીઓદ્વારા ધનહાનિ બતલાવે છે; આ યોગ તબીઅત અને બાંધાને નબળો કરે છે, અને લાંબી ને ગંભીર માંદગીઓ ઉત્પન્ન કરે છે; ચઢતીમાં વિઘ્નો, કુસંપ, જીવન શક્તિની ખામી, ઉપરીની અવકૃપા, અને કર્ક અને સિંહ રાશિનાં આશ્રિત સ્થાનો દ્વારા, રવિ ચંદ્ર સૂચક વસ્તુઓ દ્વારાને× ને રવિ ચંદ્રનાં આશ્રિતસ્થાનો દ્વારા હાનિ બતલાવે છે; ને તે કુટુંબ કલહ, નાદુરસ્ત તબીબતને જાહેર કામમાં કે ધંધામાં ઉપાધિ બતલાવે છે.

આ અશુભ દ્રષ્ટિ સારી ગણાતી નથી, કારણ કે તે જીંદગીમાં વિઘ્નોને આણે છે; આશાઓ, તૃષ્ણાઓ ને ઇચ્છાઓમાં વિલંબ અને અડચણો ઉત્પન્ન કરે છે. આ યોગ જીવન શક્તિ તથા તબીઅત માટે ખરાબ છે. આ મનુષ્યે લોકપ્રીયતાની ઇચ્છા ન રાખવી એજ સારૂં છે, કારણ કે તેમ કરવા જતાં ઉલટું પરિણામ આવે છે. તેણે પોતાની કીર્તિ સંભાળવામાં બનતી કાળજી રાખવી અને જેમાં આબરૂને અસર થાય તેવાં દરેક કામોથી દૂર રહેવું. સત્તા વાળા કે ઉપરી સાથેના સંબંધમાં સાવધગીરી અને ખંતાઇથી વર્તવું, ને દરેક કામમાં કાળજી રાખી પહેલેથી જરૂર વિચાર કરવો.

× જુઓ પત્ર ૨૦–૨૫

# ચંદ્ર મંગળ–શુભ દ્રષ્ટિ.

આ યોગમાં જન્મેલ મનુષ્ય ધૈર્યવંત, બ્હાદુર, હિમ્મતવાન્ અને દૃઢ મનનો હોય છે. બીજાની સાથેના વ્યવહારમાં વિજયી, ઘણો સ્થિર ને ક્વચિત્ દારૂડીઓ કે પીવાની ચીજોમાં ને વ્યભિચારમાં મસ્ત થયેલ હોય છે સ્ત્રીઓ માટે આ યોગ સારી તબીઅત ને મજબૂત બાંધો આપતા છે. આ યોગ સાહસ, બહુજ ચાલાકી, જીવન શકિત, લગ્નથી કે વારસાથી લાભ, કામ કરવાની હમેશ પસંદગી, જાતિ પ્રયત્ન દ્વારા વિજય, અને મંગળને લગતા ધંધામાં× ભાગ્યોદય આપતા છે. આ યોગ શક્તિ, જીવનબળ ને ચાલાકીને વધારે છે. જો બીજા યોગોને લીધે માંદગી થઈ હોય છે, તોપણ તે તબીઅત ને જીંદગીનું રક્ષણ કરે છે. આ મનુષ્ય ઉતાવળથી કામ કરનાર અને બહુ મ્હેનતુ હોય છે; તથા ખંધાઈ ન કરતાં બળથી કામ કરે છે, અને મળતાવડાપણું અને સુશીલતાનો ઉપયોગ ન કરતાં, ચાલાકીથી ને માથું મારી મ્હેનત કરીને લોકોને અસર કરે છે.

આ મનુષ્ય સાહસિક, નિર્ભય, સહનશીલ, બહુજ જોખમદારી ખેડ-નાર ને યુક્તિબાજ હોય છે. આ યોગ માતાથી કે માતાની બાજુના વર્ગ દ્વારા વારસો મેળવે છે; તથા ધારો, રહેઠાણ, એસ્ટેટ તથા જીંદગીના અંત સમય માટે સારો છે. તે વૃદ્ધાવસ્થામાં પણ ચાલાકી અને બુદ્ધિ ને ઈંદ્રિયોનું બળ આપે છે; સંતાન સુખ, મજબૂત હાડકાં અને લોહી પ્રસાર વિગેરે શરીર બળ આપતા છે. મજુર વર્ગ તથા ખુલ્લી હવામાં કામ કરનાર માટે આ યોગ સારો છે.

તે લગ્નથી કે ભાગીદારીથી વારસાનો લાભ ક્વચિત્ આપે છે. ચોથા અને આઠમા ઘરના ધંધાથી, * પાણી અને પાણીને લગતી બાબતોથી અને લશ્કરી કામોથી સારો છે; બીજાની સાથેના વ્યવહારમાં વિજય પ્રાપ્તિ માટે પોતામાં રહેલ વિશ્વાસ બળને લીધે આ મનુષ્યને ઘણી વખત પાછું પડવાનું અને સહન કરવાનું હોય છે; ને તે દરેક ધારેલ વસ્તુને પાર પાડવામાં બહુજ સામર્થ્ય આપે છે. આ યોગ ઉદારતા

× જુઓ પત્ર ૨૮

* જુઓ પત્ર ૯૨—૯૬

અને ઉડાઉ ને ખર્ચાળુ બનાવે છે; તે આનંદી ને સારો સ્વભાવ આપે છે.

## ચંદ્ર મંગલ–સંયોગ કે અશુભ દ્રષ્ટિ.

આ યોગમાં જન્મેલ મનુષ્ય કડક મિજાજનો, ઉદ્ધત, ઉતાવળીઓ, ઝઘડારા સ્વભાવવાળો, સાહસિક, સમજવિનાનો, સારા કે નરસામાં હદ બહાર જનાર, ધન અને તબીઅતની હાનિ કર્તા, પ્રતિજાતિ (સ્ત્રી કે પુરૂષ) નો શોખિન, તીક્ષ્ણ બુદ્ધિવંત, જુઠો, હિમતવાન્ ને ઉદાર હોય છે. પુરૂષોની બાબતમાં કલહકારી કે દુઃખદાયક લગ્ન સૂચવે છે, અને દારૂડીયણ કે પીવાની ચીજના શોખવાળી કે નકામી સ્ત્રી આપે છે. સ્ત્રીઓની બાબતમાં નરમ તબીઅતનો ભય, માંદગી, ચીઢ ને વારંવાર અપકીર્તિ આપતા છે. આ મનુષ્ય તકરાર કરવામાં અભિમાની, બહુ વિષયી, અણસમજુ, તથા અકસ્માત, તાવ, જળ કે અગ્નિભયના સંભવવાળો હોય છે. ઊડાઉપણું, વારસાની હાનિ, લગ્ન કે ભાગીદારીથી ધનહાનિ, ચોરી, ઠગાઇ કે બીજાઓની બદસલાહ ને કામોથી ધન હાનિ ને માતાથી વિયોગ કે તેનું અકાલ મરણ કે તે દ્વારા ત્રાસ કે ઉપાધિ બતલાવે છે. જો આ બન્ને ગ્રહો પૈકી કોઈ પણ ઉચ્ચ કે સ્વગૃહી હોય છે તો ખરાબ પરિણામ ઓછું આપે છે. આ મનુષ્ય જે કહે છે તે કરે છે, ને તે મનમાં પણ હોતું નથી, ને તેથી તેમાં તરતજ પસ્તાય છે; તે મગજના તેમજ શરીરના વિગ્રહમાં બીજા સાથે વારંવાર આવી પડે છે; અને બીજાઓ સાથેના વિચારમાં મતભેદ ને પ્રતિકુળતા વેઠે છે, કે જેમાં અળાયણી અને પસ્તામણુ થાય છે.

આ મનુષ્ય બીજાઓથી થએલ અટકાવ ને વિઘ્નોથી ચીડાઇ જાય છે, દરેક જાતના નિયમો ને વારવાર તોડે છે, પરિણામની બેદરકારી રાખેછે, અને બીજાઓને તેમ કરાવવા ઇચ્છે છે. આ યોગ મજબૂત અને નિરંકુશ વૃત્તિઓ આપી, શોક ને દીલગીરી પેદા કરે છે. તેની અસર ઘણી બાબતમાં થાય છે, પણ મુખ્યત્વે પીવાની ચીજોમાં, દુષ્ટ સ્વભાવમાં અને વ્યભિચારી વૃત્તિમાં તેને ખાશ અંકુશની જરૂર છે; નહીતર તે દ્વારા અપકીર્તિ ને નિંદાનો સંભવ છે. ઈંદ્રીયના નીચલા આંતરડા મુત્રાશયની, ને આંખ કે માથાની પીડા અને પરણેલ કે અપરણેલ સ્થિતિમાં પણ પ્રતિજાતિ ( સ્ત્રી કે પુરૂષ ) દ્વારા ઉપાધિ દેખાડે છે. છાતી, પાચનશક્તિ,

મગજ ને નશોને લગતાં દરદો કે કવચિત્ ચાંદીઓ કરે છે; તાવ, અકસ્માત, ઉશ્કેરાયેલ વૃત્તિ, રકતસ્થાનનું તુટવું, ઘા અને નસ્તર ક્રિયા પૈકી કોઇ પણ કારણથી, તથા જળઘાત કે અગ્નિ પીડાથી અચાનક મરણનો સંભવ હોય છે. સંયોગમાં ખાસ કરીને લાગણી ભર્યાં કૃત્યો કરાવે છે, ને અંકુશ અને સત્તાનો લોપ કરાવે છે; અને ઊદ્ધતાઇનાં ઉતાવળાં કામો કરાવી જાત ઉપર ઉપાધિ લાવી મુકે છે. બોલવામાં સાવધાનતા અને નિડરપણા ઉપર અંકુશ રાખવાની અને સામર્થ્યની સારાસાર વિવેક બુદ્ધિની જરૂર છે. સ્વતંત્રતા અને જુસ્સો કમનશીબ લાવે છે, જેથી વિચાર શૂન્ય લાગણીઓને પ્રવર્તવા દેવી નહી.

અશુભ દ્રષ્ટિમાં ખાસ કરીને લાગણીઓ સાહસિક કૃત્યો દ્વારા કમનશીબ ઊત્પન્ન કરે છે. આ મનુષ્યને પ્રીય ને અપ્રીય ઘણી બાબતો હોય છે. તેણે ક્રોધ, વાસના વૃત્તિઓ, બેદરકાર ને ઉદ્ધતાઇનો ત્યાગ કરવો આવશ્યક છે, ને જાતિ કાબુ રાખવાની ટેવ પાડવી.

## ચંદ્ર ગુરૂ–સંયોગ કે શુભ દ્રષ્ટિ.

આ યોગ જીંદગીમાં સંપત્તિ અને વિજય માટે સારામાં સારો હોય છે; અને ધન સંચય, લગ્નમાં વિજય અને સારી સ્ત્રી, તથા સ્ત્રીઓની કુંડળીચાં સારી તબીયત અને સંપત્તિ આપતા છે. આ યોગ પ્રમાણિકતા, ન્યાય બુદ્ધિ, શુદ્ધ દીલ, નમ્રતા, દયા, સુશીલતા, ભક્તિ ને ધૈર્ય આપે છે; ને મિત્રો તથા બીજાઓની શુભ લાગણીઓ મેળવે છે, તથા માતા ને સંસારી સુખ અને ગુરૂને લગતા ધંધા* માટે સારો છે; ને જીવન શકિત ને મન તથા તનની તંદુરસ્તી આપે છે.

આ શુભ દ્રષ્ટિયોગ કલ્પના શકિત ને સમજ શકિત આપે છે, જે અંતર્જ્ઞાનને વધારે છે ને બુદ્ધિને તીવ્ર બનાવે છે. ચોથા, નવમા, અને બારમા ઘર સંબંધી બાબતોથી* અને જળતત્વને લગતી ચીજોથી સારો છે. આ યોગ માતાનું સુખ અને તેની શુભ લાગણીઓ માટે સારો છે, ને માતાનો અથવા તેણીની બાજુનો વારસો મેળવે છે; તે છોકરાં તેમાં મુખ્યત્વે યુગલ પ્રજાનો યોગ આપે છે; અને આધ્યાત્મિક ને દૈવી વિષયોનું

---

+ જુઓ પત્ર ૩૧.

* જુઓ પત્ર ૯૨, ૯૭, ૧૦૦,

વલણ દર્શાવે છે. તે વ્યવહારૂ સુખ અને મિત્ર સુખ સારૂં આપેછે, તથા વર્તણુકને પકવ કરીને ઘણે અંશે સુધારે છે. આ ગ્રહોનો ખાસ કરીને સંયોગ ઘણો સારેછે, ને વૈભવના શોખમાં કે જનુનમાં હદપાર લેઇ જાય છે. જીંદગી શાંત, વિજયી ને ભાગ્યશાળી બનાવે છે; ને હરકોઈ પ્રકારની આવી પડતી આફતોમાં આખરે વિજય મેળવે છે; પોતાનામાં અપ્રકાશિત કે પ્રકાશિત સદ્ગુણ અને મહાન આશાઓ પ્રયત્નોમાં દોરી જાય છે.

આ મનુષ્યમાં જોઇતી સત્તા અને માન આબરૂ હોય છે, કે જેથી તે મુખ્ય જગો ભોગવે છે, અને આખરે કામની કિમ્મત થવાથી વિખ્યાતિ મેળવે છે. સંયોગમાં જન્મેલ મનુષ્યને આગળ પાછળની સઘળી અનુકુળતા ને સુખરૂપ જીંદગીની ચઢતી હોય છે.

શુભ દ્રષ્ટિમાં ખાસ કરીને જેમ જેમ જીંદગી આગળ વધે છે, તેમ તેમ દયાળુ ને ન્યાયી વૃત્તિયો વૃદ્ધિ પામતી જાય છે. આશાવંત સ્વભાવ હોવાથી પોતાના તરફ બીજાઓને આકર્ષે છે, કે જેથી સ્વાર્થ ને લાભ બન્ને સધાય છે.

## ચંદ્ર ગુરૂ–અશુભ દ્રષ્ટિ.

આ યોગમાં જન્મેલ મનુષ્ય બેદરકારીથી ખર્ચો કરીને પોતાનું દ્રવ્ય ઉડાવી દેઈ પોતાના ઉપર ગરીબાઇ ને પડતી લાવે છે; આ યોગ ઘણોજ ખરાબ છે, ને તેથી આ પુરૂષે કદાપિ પણ સટ્ટો કે જોખમદારી ભરેલાં સાહસો ખેડવાં નહી; ને તે યોગ વારંવાર લીવર અને પેટની અવ્યવસ્થા, સંસારી સુખમાં વિક્ષેપ, ને માતા ધર્મ કે મુશાફરી દ્વારા ઉપાધિ કે ત્રાસ બતલાવે છે; ને બીજાઓ દ્વારા ઠગાઇ કે પ્રપંચનો ભય ને નાદુરસ્ત તબીઅત આપે છે; ખાસ કરીને સ્રીઓને સંધિવાયુ ઉડાઉપણું, હદપારપણું ને લોહીવા આપે છે.

આ યોગ માતાને માંદગી કે માતાની અશુભ લાગણી કે માતા વિરહ ને વિયોગ બતલાવે છે, ને સાવકી માતાનો કે દત્તપણાનો સંભવ આપે છે; અને ચોથા, નવમા ને બારમા ઘરના ધંધાઓ દ્વારા* હાનિ બતાવે છે; સંતાન માટે નબળો યોગ છે. આ મનુષ્ય ખંદો, ઠગ, અપ્રમાણિક અને આડે માર્ગે વર્તનાર હોય છે; અને બીજાઓથી પણ તેવાજ

---

* જુઓ પત્ર ૯૨-૯૭-૧૦૦

માર્ગે દુઃખી થાય છે તેથી બીજાઓની સાથેના વ્યવહારમાં સાવધ રહેવું જરૂરનું છે; બન્ને ગ્રહ સૂચક બાબતોમાં+ દુઃખી થાય છે, ને ધર્મ મુસાફરી ને જલતત્વને લગતી ચીજો દ્વારા ઉપાધિ ને ત્રાસ ભોગવે છે. આ મનુષ્ય અપકીર્તિ અને કદાપિ પણ નહી કરેલા દુષ્ટ કાર્યોને માટે અપવાદ મેળવે છે; પોતાની ઇચ્છાના પ્રમાણમાં ધન મેળવવામાં ઘણી અડચણો અને ધનહાનિ ભોગવે છે. તેણે અવિશ્વાસુ મનુષ્યોનો પ્રસંગ ત્યાગ કરવો અને દરેક ચીજમાં નિયમિતતા સેવવી આવશ્યક છે.

## ચંદ્ર શનિ–શુભ દ્રષ્ટિ.

આ શુભ દ્રષ્ટિમાં જન્મેલ મનુષ્ય ઘણોજ ગંભીર, ખંતીલો, વિજયી ને દ્રવ્યના સંચયવાળો હોય છે. સ્ત્રીની કુંડળીઓમાં આ યોગ સારી તબીયત, ઉદ્યમ ને ડહાપણ આપે છે. આ યોગ માબાપ, તેનો વારસો, સંસારી સુખશાંતિ, ડહાપણ, સાવધાનગીરી, જાતિકાળુ, કંજુસાઇ, મીલકત અને દ્રવ્ય માટે સારો છે; ને તે ધંધામાં ભાગ્યવંત બનાવે છે. કાયદા, નિયમ અને કોન્ઝર્વેટીવ ( સંરક્ષકતા ) વિચારનું વલણ બતલાવે છે. આ મનુષ્યમાં દરેક કામની ઊત્પાદક ને નિયમમાં ગોઠવણ કરવાની શકિત, ને ખંતાઇ અને પ્રપંચ સાથે આત્મબળ જોડાયેલ હોય છે, અને તે બળ ને જુસ્સો ન વાપરતાં યુકિતથી અને રીતરિવાજથી મનુષ્યોનું આકર્ષણ કરી શકે છે.

ધંધામાં વિજય માટે, જાહેર પ્રવૃત્તિ માટે ને જોખદારીની જગો ને લોક પ્રીયતા મેળવવા માટે આ યોગ અનુકુળ છે. ચોથા દશમા અને અગીયારમા ઘરોને લગતા ધંધા* માટે આ યોગ સારો છે. તે યોગ ઘણે અંશે લગ્ન અને ભાગીદારીને અસર કરે છે, કે જેમાં માબાપની, મિત્રોની, ઉપરીની કે સત્તાધારીની સંમતિ કે મદદ હોય છે; પણ તે મનુષ્ય અને તેના લગ્નના કે ધંધાના ભાગીદાર વચ્ચે ઘણોજ તફાવત, ઉમર, સ્થિતિ કે શોખમાં હોય છે; આ યોગ સ્હેજ માબાપના વારસા માટે અનુકુળછે. ને તે પવિત્રતા, સત્વ, શુદ્ધદીલ આપીને જન્મેલ મનુષ્યને ડાહ્યો, કંજુશ, વિશ્વાસુ અને વિશ્વાસપાત્ર બનાવે છે. ઘરડા માણસોનો

---

+ જુઓ પત્ર ૨૦—૩૧.

* જુઓ પત્ર ૯૨–૯૮–૯૯.

પ્રસંગ વધારે લાભદાયી છે; અને તેનાં દરેક કાર્યો, ન્યાયી, નિયમિત અને સારી રીતે અનુકુળતાથી ગોઠવાયેલ હોય છે. આ યોગ ઘણીજ ધૈર્યતા અને વિચારશીલ સ્વભાવ આપે છે, અને ધ્યાન રાખવાથી મોટી વસ્તુઓની પ્રાપ્તિ કરાવે છે. આ મનુષ્ય સારી ચાલાકી અને અગમચેતી બુદ્ધિવાળો હોવાથી દઢ ને ઘણો ગંભીર હોય છે.

## ચંદ્ર શનિ–સંયોગ કે અશુભ દ્રષ્ટિ.

આ યોગમાં જન્મેલ મનુષ્ય ત્હાયતો ગરીબ હોય છે; કિંવા મીલકત ઉડાવી દેઇ છેવટે ગરીબ બને છે. આ પુરૂષ અણુસમજુ ને બેદરકાર હોવાથી બીજાઓથી તેમજ મિત્રોથી પોતાને લુટાઇ જવા દે છે; તે ચીઢીઓ ને વ્હેમી બને છે; ધંધામાં પછાત પડે છે, અને તેને આખી જીંદગી સુધી રોટલા માટે હાડમારી વેઠવી પડે છે. તેને ઘણે ભાગે નકામી કે વિચાર સૂન્ય કે બુદ્ધિહીણ બૈરી મળે છે, અને જો તે ગ્રહો દ્વિસ્વભાવ રાશિમાં હોય છે તો તે એક કરતાં વધુ વખત પરણે છે; જ્યારે ગ્રહો પાશ્ચિમાત્ય સ્થાનોમાં હોય છે, ત્યારે થોડાક સમય માટે તબીયત બગાડે છે; અને જો પૌર્વાત્યમાં હોય છે, તો પતન ને અકસ્માત દેખાડે છે; વિજય, સંપત્તિ ને સુખ માટે આ દ્રષ્ટિયોગ ઘણોજ નબળો છે. સ્ત્રીઓની કુંડળીઓમાં આ યોગ ઘણો નબળો છે, અને તે અપકીર્તિ, દારૂ કે હરકોઈ પીવાની ચીજનો શોખ આપે છે, જો સાથે સાથે શુક્ર પણ પીડિત હોય છે તો તે તબીઅતનો બિગાડ કરે છે. આ યોગ સંસારી બાબતે. ને માતાપિતાથી ઉપાધિ કે ત્રાસ ને તેમનો વિરહ, વિયોગ કે મરણ સૂચવે છે. ધંધા ધન અને મીલકત માટે પણ ખરાબ છે; તે તબીઅત બગાઠી અપચો મુખ્યત્વે સ્ત્રીઓને દેખાડે છે. લોભી, ખંદો ને સ્વાર્થી આ પુરૂષ હોય છે; ને તે અપકીર્તિ, જાહેર નિંદા અને પડતીનો ભય ભોગવે છે. સંતાન માટે નબળો અને સ્ત્રીઓમાં ગર્ભ અને સંતાનના જન્મ માટે નબળો છે.

આ યોગ માબાપ અને તેમની સાથેના સંબંધ માટે નબળો છે; ત્હાયે તો તેઓને કુદરતી માબાપ અથવા સાસુ સસરો દત્તક હોય છે; તે પૈકી એક આજારી હોય છે કે વહેલું મરણ પામે છે. માબાપ પૈકી એક અથવા બે સાથે અણબનાવ, મતભેદને વિરહ કે વિયોગ બતલાવે

છે; ચોથા, દશમા અને અગિઆરમા ઘરના ધંધા* માટે નબળો છે. આ મનુષ્યને જીંદગીમાં એક વખત બદનામ થવાનો ભય હોય છે, અથવા અપયશ લોકનિંદા અને ઉઘાડી શત્રુતા ને ફોજદારી કેસોનો ત્રાસ હોયછે.

આ મનુષ્ય એવું બોલી કે કરી બેસે છે કે જેથી નિંદા કે નામોસી કે કેદનો ભય ભોગવે છે; પોતાને વારંવાર પાછા પડવાનું અને પડતીમાં જવાનું થાય છે. આરંભેલા કાર્ય અવિજયી નિવડે છે અને ઉપરીની અવકૃપા મેળવે છે, તથા મોટી પડતીને ભોગવવી પડે છે; જીંદગીનો છેલ્લો ભાગ કમનસીબવંત અને નિરાશાથી ભરેલો છે; તેનો મોટો વિજય અને મોટી ચઢતી, નાસીપાસીથી કે નિરાશાથી કે મરણથી જલદી અંત પામે છે; તેના દરેક કાર્યોમાં લુચ્ચાઇ, અપ્રમાણિકતા, સ્વાર્થ બુદ્ધિ અને જાતિ લોભ હોય છે. આ યોગ આ મનુષ્યને પછાત અને ગુપ્ત રાખી નિરાશા અને જાતિય અવિશ્વાસ આપે છે, જ્યારે બીજા કેટલા એકમાં ચઢતી કરી પડતી આપે છે; આ બેમાંથી કયું બનશે તે ચંદ્રમાના બીજા યોગો તથા કુંડળી ઉપરથી નક્કી થઇ શકે છે. ચંદ્ર શનિ આશ્રિત રાશિ અને સ્થાનના પ્રમાણમાં શરીરના ભાગમાં ચિન્હ કે પીડા કરે છે. કમ્પની, મિત્ર કે મંડળીઓ દ્વારા ઉપાધિ, અને લગ્ન ને વારસા માટે સ્હેજ પ્રતિકુળ છે; અને સંયોગમાં ખાસ કરીને જીંદગીની પ્રથમાસ્થા બહુ અનુકુળ હોતી નથી, ને અતડાસ અને ભય આપી કમનસીબ ઉત્પન્ન કરેછે; બહુજ ટીકા ને વહેમનો ત્યાગ કરવો જરૂરનું છે. આગળ પાછળનું વાતાવરણ એવું આકર્ષાયેલ હોય છે કે જે પોતા પ્રત્યે અણગમો અને અવિશ્વાસ કરે છે. આ મનુષ્ય અદ્દઢ હોવા છતાં વિશ્વાસુ, દિલોજાન, ન્યાયી અને જોખમદારીનો શોખિન હોય છે.

અશુભ દ્રષ્ટિમાં ખાસ કરીને આ યોગ કુંડળીમાં સૌથી નઠારો છે; કે જે જીંદગીમાં કમનસીબ અને દીલગીરી આપે છે. આ મનુષ્યે સ્વાથ અને અસંતોષનો ત્યાગ કરવો. બીજાઓથી મુખ્યત્વે ઘરડાઓથી અને શ્રેષ્ઠ પંક્તિવાળાઓથી જીંદગી ધૂળ મળી જાયછે, ને નિરાશા અને લોહીની તાણને લીધે તબીઅત બગડે છે. આશાઓનો ત્યાગ કરવો નહિ.

## ચંદ્ર હર્શલ—શુભ દ્રષ્ટિ.

આ યોગમાં જન્મેલ મનુષ્ય લગ્ન થયા પછીથી વ્યભિચારી બને

* જુઓ પત્ર ૯૨-૯૮-૯૯

છે; પણ તેને વારંવાર સ્ત્રી વિયોગ થતો નથી. જો ચંદ્ર કે હર્શલ ૧-૩-૯-૧૦ સ્થાનમાં હોય છે, તો આ મનુષ્ય ઘણી મુસાફરી કરે છે ને તે જ્યોતિષના અભ્યાસનો શોખિન હોય છે. તેને યુરેનસને લગતી બાબતો કોઇ પણ એક યા વધુ ચીજનો અભ્યાસ અને ધંધાનું વલણ આપી તેમાં વિજય બતલાવે છે; જો કે તે ધંધો એક મગજની ધૂનનો ખાનગી અથવા ઉઘાડો હોય છે, અને જો તેવો ધંધો થતો નથી તો તેવા ધંધા કરનારનો સંબંધ અને મિત્રતા આપે છે. કે જેનું પરિણામ લાભપ્રદ અને પોતાના સ્વાર્થનું હોયછે. તે મગજ શક્તિની ચાલાકી, કલ્પના શક્તિ, સ્વતંત્રતા ને મુસાફરી પણ આપે છે. શુભ દ્રષ્ટિમાં પુરૂષની કુંડળીમાં પુરૂષને હર્શલને લગતાં કામોના શોખવાળી સ્ત્રી મળે છે,અથવા તેવા પુરૂષોની મિત્રતા થાય છે.સ્ત્રીની કુંડળીમાં મેસ્મેરીઝમ જેવા અસાધારણ પ્રયોગોથી તેણીને પોતાની તબીઅતમાં લાભ થાય છે. આ યોગ મુસાફરી માટે સારો છે. આ શુભ દ્રષ્ટિ દૈવી ને ગુપ્ત બાબતોનો ખાસ કરીને જ્યોતિષ ને તેવા અનેક વિષયોનો શોખ આપેછે. આ મનુષ્ય વિચારોમાં સ્વકલ્પના શક્તિવાળો, અને શોધક બુદ્ધિ તેમજ ગોઠવણ કરવાની સત્તા વાળો હોય છે. આ યોગ આકર્ષણ શક્તિ તથા રોગ મટવાની સત્તાને આપે છે; ને જો સમાધિના પ્રયોગો કરવામાં આવે તો આ મનુષ્ય જીંદગીમાં ઘણું કરી શકે તેમ છે. તે જૂના રીત રીવાજના બંધનોને તોડી નાંખે છે, પોતાના માટે એક તદન નવોજ માર્ગ ઘડી કાઢે છે, અને પોતે અસાધારણ વર્તણુંકવાળો બને છે.

## ચંદ્ર હર્શલ-સંયોગ કે અશુભ દ્રષ્ટિ.

આ યોગ પરણેલ મનુષ્યને બહુજ અસર કરે છે, અને જો સાવધ રહેતો નથી તો વ્યભિચાર, વિરહ કે વિયોગને સેવે છે. સ્ત્રીઓની કુંડળીમાં ઘણી અવિશ્વાસુ હોય છે, અને પરણેલ સ્ત્રીઓનો શોખિન હોય છે; આ યોગ ઘણીજ મુસાફરીઓ અને રહેઠાણમાં ઘણા ફેરફાર સૂચવે છે.

આ યોગ પણ શુભ દ્રષ્ટિની માફક હર્શલને લગતી ચીજેનો અભ્યાસ અને પુરૂષોની મિત્રતાનું વલણ આપે છે; પણ તે તે દ્વારા ત્રાસ ને ઉપાધિ લાવે છે. આ યોગ નસોની નબળાઇ અને મગજની ભ્રમણા કરે છે, અને વિચિત્ર ને અસાધારણ સ્વભાવ દર્શાવે છે; તે સંતાન અને સંસારી નબળો છે કે જે કુસંપ બતલાવે છે.

અશુભ દ્રષ્ટિ ખાસ કરીને કુટુંબ અને લગ્ન સુખ માટે નબળી છે. આ યોગ સ્નેહના કાર્યોમાં નિરાશા કે વિયોગ, અથવા ગેર કાયદાનું કે અન્યાયી જોડાણ કરાવે છે, કે જે દ્વારા અનેક ઉપાધિઓ આવી પડે છે. સ્ત્રીઓની કુંડળીઓમાં તબીઅત માટે નબળો છે, અને જો ચંદ્ર આરોગ્યપ્રદ ગ્રહ હોય છે તો તે સ્ત્રી અને પુરૂષ બન્નેને નડે છે; અને યોગ સંતાન, ગર્ભ, સુખ તથા સંસારી જીંદગી માટે નબળો છે; તથા તેની લાગણીઓ ને વૃત્તિઓ ઘણીજ ચીઢ ભરેલી, અસ્થિર, ફેરફારવાળી અને અવ્યવસ્થિત હોય છે. હર્શલનો ધંધા દ્વારા કમનશીબ ઉપાધિ ને હાનિ થાય છે; આ યોગ નસોની નબળાઇથી માંડીને તે ગંભીર અવ્યવસ્થા સુધીની અસર કરી તબીઅત, પેટ અને પાચન શક્તિને બિગાડે છે. ચંદ્રના ધંધા+ અને સ્થાન દ્વારા કે જલદ્વારા ભય કે ઉપાધિ થાય છે; ને તે પૈકી કાઇ પણ યોગ વ્હાયે તો મુસાફરીમાં રહેઠાણમાં કે ધંધામાં સારો કે નરસો ફેરફાર બતલાવે છે. સંયોગ દ્રષ્ટિમાં ખાસ કરીને આ ગુપ્ત ગ્રહ જીંદગીના કોઇ પણ સમયે મનુષ્યની વર્તણુકમાં અચાનક અને અકલ્પિત ઉપયોગી ફેરફાર કરે છે. આ મનુષ્યને વિલક્ષણ જીંદગી કે જે હર્શલની પ્રકૃતિ* સૂચક વિચિત્ર સ્વભાવનેલીધે હોયછે, અને તેની મજબૂત આકર્ષણ શકિત બીજાઓને અસર કરે છે, અને કવચિત્ તેથી પોતાને પણ નુકસાન થાય છે. આ યોગ ઘણીજ ઉતાવળ અને ચીઢ આપે છે. આ મનુષ્યે પોતાની પ્રવૃત્તિના માર્ગમાં કદાપિ પણ મગજની વિલક્ષણતાને આવવા દેવી નહી, કારણ કે તેનામાં શોધક અને અસાધારણ બુદ્ધિ હોવા છતાં,જાતીય સ્વભાવ તેને આડે માર્ગે દોરી લેઇ જાય છે; છતાં જેઓ વ્હેમી હોતા નથી તેઓ બુદ્ધિશાળી હોય છે. અશુભ દ્રષ્ટિ ખાસ કરીને મનુષ્યને અચાનક ઉપાધિઓ ને ત્રાસ આપે છે; તેથી મનુષ્યે અજાણ્યા અને રસ્તે મળતાં ઓળખાણોના સંબંધનો ત્યાગ કરવો. પ્રતિજાતિ ( સ્ત્રી કે પુરૂષ ) મોહાકર્ષણ બહુજ થાય છે, અને ઘણું કરીને તે યોગ એક સ્ત્રી કે પુરૂષ દ્વારા ખાસ ઉપાધિ કે ત્રાસ ઉત્પન્ન કરે છે. આ યોગ અકસ્માત અથવા વિચિત્ર ને અકલ્પિત અનુભવો આપે છે, ને પસ્તાવાનાં કાર્યો કરાવે છે; વિલક્ષણતાને લીધે આ મનુષ્ય ચક્રાકાર ( ચક્રં ) કહેવાય છે; કારણકે તે કેટલીક વખત કેટલાક હદપારના ને અસાધારણ વિચારો કરેછે.

---

+ જુઓ પત્ર ૨૦.

* જુઓ પત્ર ૩૪.

## ચંદ્ર નેપચ્યુન–સંયોગ કે શુભ દ્રષ્ટિ.

આ યોગ કલ્પના શકિત, લાગણીઓ ને વૃત્તિઓને વધારે છે; અને સંગીત, ચિત્રકળા, નૃત્ય વિગેરે માટે સારો હોઈ તેમાં શોખ ને સુધારો આપે છે. તે યોગાભ્યાસ, અધ્યાત્મ જ્ઞાનમાં વિજય, માતાદ્વારા લાભ અને સંતાન સુખ આપતા છે. આ મનુષ્ય લાગણીઓમાંજ ઘણે ભાગે જીવે છે; અને વૃત્તિઓથી અને વાસનાઓથી દોરવાઇ જાય છે, તેમાં જીવે છે, તેમાંથી શિખે છે, ને તેમાંથીજ વિચારો દર્શાવે છે. આ યોગ વૈભવ ને શોખ આપે છે.

સંયોગ દ્રષ્ટિ ખાસ કરીને વિચિત્ર અને વિલક્ષણ અનુભવો નેપચ્યુન જ્યારે બીજા ગ્રહો સાથે પ્રોગ્રેશ્ડમાં દ્રષ્ટિ કરે છે તે સમયે આપે છે. આ મનુષ્ય વિના વિચાર્યે કામો કરે છે, કે જેમાં પાછળથી પસ્તાય છે. તેણે પોતાનો સ્વભાવ જાતે બરોબર ઓળખવાનો ખાસ અભ્યાસ કરવો કે જેથી પોતાનામાં રહેલ સત્તાનો સારો ઉપયોગ થાય; છતાંપણ તેણે પોતાના તરફ લોકોની મમતા તથા ઉદારતાની આશા રાખવીજ નહિ. આ મનુષ્યમાં હુન્નરી બુદ્ધિ ને ધાર્મિક સ્વભાવ ખાસ કરીને હોય છે.

શુભ દ્રષ્ટિમાં ખાસ કરીને આ ઘણાજ દુરના ગ્રહ નેપચ્યુનનાં કિરણોને લેઇને ચંદ્રમા મગજ શકિત દ્વારા મનુષ્યોના વિચારોમાં ને લાગણીઓમાં ફેંકે છે; આ યોગ દયા, સ્નેહ, હુન્નર ને કવિત્વ શકિતને આપે છે; અને સારો સ્વભાવ આપી દરેકની સાથે અતડાસ રાખ્યા વિના મળતાવડાપણું બતલાવેછે; ને આ મનુષ્ય દરેક મનના અને તનના દુઃખી તરફ માયાળુ રીતે વર્તે છે.

## ચંદ્ર નેપચ્યુન—અશુભ દ્રષ્ટિ.

આ યોગ સ્ત્રીઓ દ્વારા કમનશીબ, લોક નિંદા, અપકીર્તિ, ગુપ્ત શત્રુનો ભય, જીંદગીના અંત સમયે ઉપાધિ ને ત્રાસ અને ઠગાઇના પ્રસંગો બતલાવે છે. તે પુરૂષની કુંડળીમાં લગ્નમાં વિલંબ કરે છે. આ યોગ સ્વતંત્રતા, વૈભવ, શોખ ને તે દ્વારા કવચિત ત્રાસ, ને ઈંદ્રિયોના સુખનો સંતોષ બતલાવે છે; ને અધ્યાતિમક બાબતોથી ઉપાધિ લાવે છે; આ અશુભ દ્રષ્ટિ

નબળી કુંડળીવાળાઓને વ્યભિચારી બનાવે છે ને નહી મટી શકે તેવાં દરદો કરે છે. આ અશુભ દ્રષ્ટિયોગ કાર્ય કરવાની સ્વતંત્રતામાં વિઘ્ન નાંખી નિરાશા અને ગુંચવાડો ઉત્પન્ન કરે છે. આ મનુષ્યે કદાપિ પણ બીજાઓના વિચારોને ગ્રહણ કરવા નહિ, કારણ કે તેના ઉપર મેસ્મેરીઝમ કે હીપ્નોટીઝમ વિગેરે આકર્ષણ કરનાર પ્રયોગોની વધારે અસર થઇ જવાથી બીજાની મરજીને તાબે થાય છે. આ યોગ પ્રવાહી દવાઓનો વારંવાર ઉપયોગ કરાવે છે, તેથી ખાસ ઝેરી પ્રવાહીથી દૂર રહેવું; અને તેના પ્રયોગો ન કરવા. આ મનુષ્ય વ્યભિચારી વૃત્તિમાં જોડાય છે, ને ખંદો તથા દરેક બાબતમાં ચોક્કસ હોય છે.



# પરિચ્છેદ: ૩૮. Chapter. XXXVIII.

## બુધ દ્રષ્ટિ.

### " Aspects to Mercury. "

### બુધ શુક્ર—સંયોગ કે કોઇ દ્રષ્ટિ.

આ યોગમાં જન્મેલ મનુષ્યનું મન આનંદી ને ખુશ હોય છે. તે સંગીત કવિતા અને સઘળા સુંદર હુન્નર ને શાસ્ત્રનો શોખિન હોય છે. જો લગ્ને આ યોગ હોય છે તો આ મનુષ્ય સારો કવિ થાય છે; અને જો ત્રીજે નવમે કે દશમે હોય છે તો વાંચનનો શોખિન તથા ભાષા અને કવિતાના વલણવાળો હોય છે. આ મનુષ્ય યુવાન મનુષ્યોનો શોખિન હોય છે; ને તે ઘણી યુવાન સ્ત્રીઓને પરણે કે ભોગવે છે. આ બન્ને ગ્રહો એકબીજાથી ( ૭૬ ) અંશ કરતાં વધારે છૂટા પડતાજ નથી; આ યોગ સારો સ્વભાવ અને મનનો આનંદ તથા લોકપ્રીયતા આપે છે, ને બંન્ને ગ્રહોને× લગતા ધંધા માટે સારો છે; તે ભાઇઓ, નોકર–ચાકરો, સગાં તથા પિત્રાઇઓ માટે સારો છે. તેનું લગ્ન બનતા સુધી સગામાંજ થાય છે, અને કોઇ પણ પ્રકારની સારી બુદ્ધિ આપે છે.

આ યોગ દ્રવ્ય, મીલકત અને એસ્ટેટ માટે સારોછે, અને ઉપર લખેલ સઘળી બાબતો અને ત્રીજા છઠ્ઠા ઘરના ધંધા દ્વારા ધન મેળવે છે. તેનાથી ઊતરતા પ્રમાણમાં વૈભવ, નાટકશાળા, ગાયન અને પાંચમા ઘરના ધંધા દ્વારા* ધન વિગેરે મેળવે છે. આ યોગ લગ્ન અને ભાગીદારી માટે ભાગ્યશાળી છે; અને તે બન્ને પૈકી એકતો ખાસ ત્રીજા કે છઠ્ઠા ઘરનો અને નવમા કે બારમા ઘરનો ધંધો કરનાર હોય છે. આ મનુષ્ય બે વખત પરણે છે, કે બે સ્નેહ સંબંધો બાંધે છે. આ યોગ મંડળીઓનો શોખ, માયાળુ ને મશ્કરો સ્વભાવ, ને સામાન્ય લોકપ્રીયતા ( મુખ્યત્વે સ્ત્રીઓ સાથે) ત્રીજા ઘરની બાબતો અને દ્વારા વિજય સૂચવે છે. તે ભાંડુથી સુખ, બુદ્ધિથી, ભાષણથી કે લખાણથી ધનલાભ આપે છે; ને તે શોધખોળ, તથા હાથના હુન્નર જેવા કે: ચિત્રકળા, ડ્રોઇંગ, સંગીત, કોતરકામ વિગેરે માટે સારો છે.

આ યોગ અંતર્જ્ઞાન ને બુદ્ધિનો પ્રકાશ બતલાવે છે, અને સારૂં મગજ, બુદ્ધિ, ખરી ચાલાકી, આનંદ, ઉદારતા, સુશીલતા અને આશાઓ

---

× જુઓ પત્ર ૨૨—૨૪. * જુઓ પત્ર ૬૧–૬૩–૬૪.

આપે છે. આ યોગ છઠ્ઠા ઘરની બાબતો માટે સારો છે; જેવાં કે ખો-રાક, પાચનશકિત ને તબીઅત, અને ડૅાકટર કે દવાના લગતાં કામો માટે સારો છે, ને તે દ્વારા ધન આપે છે; ને નોકર ચાકર તથા હાથ નીચેના લોકો સાથેના સબંધ માટે પણ સારો છે; અને પોતાની જાતે પણ નો-કર તરીકે સારો નિવડે છે, ને કાકા કાકી ને ભાંડુ વિગેરે સગાંની સારી પ્રીતિ સંપાદન કરે છે.

સંયોગ દ્રષ્ટિમાં ખાસ કરીને આ મનુષ્યને મનથી ઘણોજ સુધરેલ બનાવી દયા, હુન્નર ને કવિતાનું વલણ આપે છે; અને તેથી હુન્નરની કિમત તે પોતે સમજી શકે છે. રંગોને પારખવાનું સારૂં જ્ઞાન અને સઘળી સુંદર ચીજોને વ્હાવાનો શોખ તેનામાં હોય છે; જો કે શાસ્ત્ર આ મનુષ્યને આકર્ષ-તું નથી, છતાં તે પોતે વાંચનમાં ને હલકી ભાષામાં આનંદ માને છે; કે જેમાં તેનું મન ઘણું સ્થિર અને અભ્યાસુ રહેતું નથી. તેનાથી હમેશાં મ્હેનતું જીંદગીને બદલે આનંદી જીંદગી વધારે પ્રસન્નતાથી સેવાય છે.

શુભ દ્રષ્ટિ ખાસ કરીને સુંદરને હુન્નર, વાંચન, કવિતા વિગેરે તરફનું વલણ આપે છે; મનને નમ્ર ને દયાળુ બનાવે છે. આ મનુષ્ય આનંદી હોવાથી સંગીત, અને આગતા સ્વાગતાના નિયમનો જાણ-નાર અને પરોણાને આનંદ પમાડનાર હોય છે; ભાગ્યેજ આ મનુષ્ય ખોટું કામ કરે છે, ને તેનું કંઇ પણ પાપ કર્મ અજાણતાંજ હોય છે.

## બુધ શુક્ર—અશુભ દ્રષ્ટિ.

આ બન્ને ગ્રહો વચ્ચે ફકત એકજ અશુભ દ્રષ્ટિ અંર્ધકેન્દ્ર નામની બને છે, ને તે મગજના ઉચ્ચતર ઉપયોગો માટે નબળી છે; અને તે અંતર્જ્ઞાનની ને ઊંડી સમજશકિતની કે હુન્નર ને સત્વ શોધવાની ખામી બતલાવે છે. આ યોગ જીંદગીના અનુભવોમાં વિજયને નડતા નથી, પણ હુન્નરી બુદ્ધિમાં રોધ કર્તા છે; તે નબળું ફળ ખાસ આપતો નથી, ને સારા ફળને ઊત્પન્ન પણ કરતો નથી. આ યોગ બન્ને ગ્રહોની રાશિને લગતા ધંધા,* પૈસા, લગ્ન, ભાગીદારી, લખાણુ, ભાઇઓ, મુસાફરીઓ, નોકર ચાકરો, ને તબીઅત વિગેરે માટે નબળો છે; ને શુભ દ્રષ્ટિમાં દર્શાવેલ બાબતો દ્વારા પણ વિરૂદ્ધ પરિણામ આપે છે.

* જુઓ પત્ર ૪૫—૪૬—૪૯—૫૦.

# બુધ રવિ—સંયોગ કે ક્રાંતિ.

આ યોગમાં જન્મેલ મનુષ્ય લોભી, અભ્યાસુ, ઉતાવળી ગણત્રી કરનાર, ધંધામાં ઘણો હુંશિઆર અને ઘણીજ સ્હેલાઇથી ને શકિતથી ભણનાર હોય છે; ને આ ફળ મુખ્યત્વે પ્હેલા, ત્રીજા, નવમા કે દશમા ઘરમાં હોય છે તોજ વધુ મળે છે; જો રવિ અને બુધ મીન રાશિમાં હોય છે તો આ મનુષ્ય થોડી બુદ્ધિવાળો, અભિમાની, વાચાળ, મુસાફરીનો શોખિન, એક યા બીજા અભ્યાસમાં ગુંથાએલ ને મૂર્ખ હોય છે; જો વૃશ્ચિકમાં હોય છે તો આ મનુષ્ય મોટો ડોકટર કે રસાયણ શાસ્ત્રી બને છે; ધંધા તથા ભાષાજ્ઞાનને માટે આ યોગ સારો છે, ને અંતર્જ્ઞાન સમજશકિત ને ઉંડા ધ્યાન માટે બહુ સારો ગણાતો નથી. સૂર્યથી બુધ ભાગ્યેજ (૨૮) અંશ ઉપરાંત દૂર હોય છે; અને તેથી કરીને આ બન્ને ગ્રહો વચ્ચે સંયોગ કે ક્રાંતિ સિવાય બીજી દ્રષ્ટિઓ થતીજ નથી. સંયોગનું ખાસ ફળ પાંચ ડીગ્રીની અંદરજ મળે છે. આ યોગ મનને મજબૂત કરે છે, બુદ્ધિને તીવ્ર બનાવે છે, તથા અભ્યાસ, કેળવણી,શાસ્ત્ર,ભાષા, સ્મરણશક્તિ ને મગજના કામો માટે સારો છે; અને તે બુધના ધંધા* વાળા મિત્રો કિંવા બુધના ધંધાથી લાભ મેળવે છે.

આ યોગ ખાસ મજબૂત મનવાળાને અસર કરતો નથી, છતાં નવા વિચારોને એકદમ પ્રગટ કરે છે, પણ જે ટેવ એક વખત પડી ગઇ તે હમેશને માટે કાયમ રહે છે, જે તે એકદમ દબાણથી છુટી શકતી નથી, પણ શિખામણથી છુટી શકે છે. આ યોગ માનસિક દઢતા, માનસિક એકાગ્રતા, માનસિક સંકોચ વિચાર અને માનસિક બળને બતાવેછે. નવા અને અજાણ્યા વિચારો ત્યજાય છે, કે સમજ ફેરમાં પડે છે; અથવા નવા હોવાથી તદ્દન છોડી દેવામાં આવે છે; પણ જો જાણીતી બાબત સાથે કંઇક સંબંધ હોય છે તો તે ધીમેથી ગ્રહણ કરાય છે, ને બારીક તપાસ થઇ ઉપયોગમાં લેવાય છે. આ યોગ સ્હેજ અભિમાન ને નાટકજ્ઞાન દર્શાવે છે. સંપૂર્ણ સંયોગમાં મગજની વિભ્રમતા દેખાડે છે, અને વૃદ્ધાવસ્થા સુધી પણ મન ચાલાક ને સત્તાવાળું રાખે છે. આ યોગ શરીર ઉપર બહુજ અસર કરે છે, ને તે માંદગીમાં સારી અસર આપે છે.

* જુઓ પત્ર ૨૨

## બુધ મંગલ—શુભ દ્રષ્ટિ.

આ યોગમાં જન્મેલ મનુષ્ય ગણિત શાસ્ત્રી, ઘણોજ ચોકસ, સારી મગજ શક્તિવાળો, ખંદો ને ટીકાખોર હોય છે; તથા તે ઇજનેરી કામમાં કે રસાયણ શાસ્ત્રમાં ને બુદ્ધિ તથા હાથના ચાલાકી ભર્યા કામોમાં વિજય બતલાવે છે. આ મનુષ્ય ચાલાક, આળસને ધિક્કારનાર અને હમેશાં કંઇ પણ યોજના ઘડનાર કે કંઇ પણ કામ કરનાર જ છે, ને સ્વકલ્પના ઘડનાર, દઢ ને સંગીતજ્ઞ હોય છે. તે દવા, ઇજનેરી કામ, રસાયણ પ્રયોગ, શાસ્ત્ર, કોતરકામ, ડ્રૉઇંગ અને સામાન્ય રીતે હાથ ચાલાકીનાં કામો માટે ઘણો સારો છે; ને ભાઇ કે બ્હેન તરફથી વારસાનો સંભવ આપે છે; આ મનુષ્ય મશ્કરો તેમજ વક્રોકિત ભર્યા વચન કાઢનાર હોય છે; છતાં ભાગ્યેજ બીજાને ચીઢવે છે. તે ત્રીજા ને છઠ્ઠા ઘરના ધંધા* માટે સારો છે, ને બુદ્ધિચાલાકીનો પ્રાદુર્ભાવ બાહ્યની સ્થિતિની કોઇ પણ અસર કે દબાણ સિવાય અંદરથીજ હોય છે; આ યોગ રસસિદ્ધિ, (ધાતુ મારવાના પ્રયોગો વિગેરે ) ગૂઢ અને દૈવી પ્રકૃતિની ગુપ્ત શોધ, કુદરતનું ગુપ્તજ્ઞાન, દવા, પ્રવાહી, આરોગ્ય જ્ઞાન વિગેરે માટે પણ સારો છે. આ બન્ને ગ્રહ સૂચક ચાર રાશિને લગતા ધંધા+ વાળા મિત્રો માટે તથા ગુપ્ત કે વિદ્વાન મંડળીઓના જોડાણ માટે સારો છે; ને તે ત્રીજા અને છઠ્ઠા ઘરને લગતા ધંધાવાળા મનુષ્યો દ્વારા વારસાનો લાભ આપે છે; અને તબીઅત તથા પાચન શકિત માટે સારો છે. આ મનુષ્યને દવાથી અને આરોગ્યતાના નિયમોથી ફાયદો થાય છે, અને તેના પ્રયોગો કરવા વારંવાર લલચાય છે; ને એકી રાશિઓમાં ગ્રહો હોય છે તોજ ઉપલી અસર વધારે દાખવે છે. આ અશુભ દ્રષ્ટિ ચાલાકી અને હુંશિઆરી આપી મનને મજબૂત બનાવે છે; ને જો આ પુરૂષ ધ્યાનને ખેડે છે તો ગમે તેવા કામમાં પણ મગજશકિત ને બુદ્ધિબળને વાપરી શકે છે.

## બુધ મંગળ—સંયોગ કે અશુભ દ્રષ્ટિ.

આ યોગમાં જન્મેલ મનુષ્ય ઘણોજ મશ્કરો, આકું બોલનાર, તકરારી, જુઠ્ઠો, ખોટી સહીઓ કરનાર, જુઠાણાં બનાવનાર અને તેવી બીજી ખોટી ટેવોવાળો હોય છે; તોપણ સારી ન્યાય બુદ્ધિવાળો, સારા

* જુઓ પત્ર ૬૧ ને ૬૪.　　+ જુઓ પત્ર ૪૪-૪૬-૪૯-૫૧.

કે નસ્તરમાં આગેવાની થનાર, હાથના કામમાં હુશિયાર, સારો કારીગર ને ઘણે ભાગે દારૂ કે પીવાની ચીજનો શોખિન હોય છે.

આ દ્રષ્ટિયોગ શુભ દ્રષ્ટિના જેવુંજ વલણ આપે છે, છતાં મગજને ઉશ્કેરે છે, ને સાહસિક ઉદ્ધતાઇ, લડવાડ, હદપાર કામનો બોજો, અતિશયોક્તિ, અસત્ય ને નિંદા વિગેરેને બતલાવે છે; તથા ભાંડુ અને નોકરો સાથે અણબનાવ, તે દ્વારા હાનિ, કે તેમનું મરણ ને મુસાફરીમાં ભયના સંભવને સૂચવે છે.

અશુભ દ્રષ્ટિ ખાસ કરીને વાદવિવાદ, નાસ્તિકતા ને સારૂં બુદ્ધિ સામર્થ્ય આપે છે; જો આ યોગવાળો કવિ કે લેખક હોય છે, તો તે શત્રુતા, ટીકા ને અપ્રીતિ ઉભી કરે છે. કેટલીક વખત તીક્ષ્ણ જીભ, કડક લખાણ કે અન્યાયી કૃત્યો, અથવા પોતાની બાતનો અપરાધ કારણ રૂપે હોય છે. આ મનુષ્ય નિંદાથી ભરેલા રીપોર્ટ અને કાગળો, અપકીર્તિ કરનારી ગપો અને લાઇબલના સંભવવાળો હોય છે: અથવા બીજા લોકોને માટે ઉપરની યોજના પોતે ઘડનાર હોય છે, ભાંડુ આ યોગ સોબતી ને મિત્રો સાથે અણબનાવ કે તકરારોનો સંભવ બતલાવે છે; ને તે આ બન્ને ગ્રહોની ચાર રાશિઓને લગતી બાબત× દ્વારા ત્રાસ કે ઉપાધિ બતલાવે છે; તથા અકસ્માત, રોગ કે ઉપરની રાશિ સૂચક શરીરના અવયવમાં ચિન્હ કે પીડા દર્શાવે છે, અને નસોની નબળાઇ, માથાનું દુઃખું, ને ઉંઘની ખામી વિગેરે આપે છે; તે પાણી કે જમીનની મુસાફરીમાં ભય બતલાવે છે. આ યોગ ઘા, નસ્તર ક્રિયા, દવા, હથિયાર, વિજળી કે શાસ્ત્રીય પ્રયોગથી ભય બતલાવે છે. આ મનુષ્યને કોઈ પણ જાતની દવા કે પ્રવાહી લેવાની ટેવ પડી ગયેલ હોય છે. તે કજીયા, નોકર ચાકર અને હલકા લોકો દ્વારા ત્રાસ કે ઉપાધિ બતલાવે છે, ને ક્વચિત્ આત્મઘાત પણ કરાવે છે; તથા ભાઇઓ, મિત્રોને એજન્ટોનું મરણ પણ દર્શાવે છે. આ યોગ કોઈ પણ જાતના મેનીયાને ( મગજની ધૂનને ) ઉત્પન્ન કરે છે. આ અશુભ દ્રષ્ટિ મનની ઉશ્કેરણી તથા હદપારનો જુસ્સો આપનાર છે, ને ઘણીજ ચાલાક બુદ્ધિ આપી મનને બહુજ ખંધુ અને ટીકાખોર બનાવે છે; તો પણ આ મનુષ્ય શાસ્ત્રને લગતાં કાર્યોમાં પ્રવર્તી શકે છે. આ મનુષ્ય ઘણોજ હિંમતવાન્ ને કેટલીક વખત ઘણોજ

× જુઓ પત્ર ૪૪—૪૬—૪૯—૫૧,

સાહસિક ને બોલવામાં ઉતાવળીયો હોય છે, તેથી તેણે બોલવામાં તેમજ લખવામાં બહુજ સંભાળ રાખવી, કારણ કે તેનાથી ધારવા કરતાં વધારે બોલાઇ જવાયછે અને બહુજ છુટથી અભિપ્રાયનું વલણ દર્શાવી દેવાય છે.

સંયોગ દ્રષ્ટિ નબળી દ્રષ્ટિના જેવી સ્હેજ અંશે છે, ને તે ક્વચિત્ શુભ ફળને આપતા છે. આ યોગ મનુષ્યને ચાલાક ને બહુજ ગ્રાહ્ય શકિત વાળો બનાવે છે; છતાં મનને તીવ્ર, બહુ ચાલાક અને તીક્ષ્ણ બનાવે છે. આ મનુષ્યે કદાપિ પણ અતિશયોકિત કે હદપાર ગણત્રી કરવી નહી, કારણ કે તેથી વસ્તુ નિરૂપણનો ભભકો વધી જવાનો ભય રહે છે.

## બુધ ગુરૂ–સંયોગ કે શુભ દ્રષ્ટિ.

આ દ્રષ્ટિ યોગમાં જન્મેલ મનુષ્ય સારો, દઢ, ન્યાય બુદ્ધિવાળો ને ભાષામાં વિજયી હોય છે. આ યોગ સ્વતંત્ર, ઉદાર, પ્રમાણિક અને સમતોલ મગજ ને દઢ સ્વભાવ આપે છે; તથા સામાન્ય વિજય અને ઉપાધિમાંથી મુકિત કે છુટી જવામાં ઘણી મદદ કરે છે. સારી બુદ્ધિ, સહનશીલતા, મોટું મન, પ્રમાણિકતા, સરળ ને દરેક ઉંચ્ચ જાતના મગજ શકિતના કામો, ભાષા, ધર્મ, કલ્પના શકિત, પરોપકાર, મુસાફરી, અધ્યાત્મજ્ઞાન ને કાયદા વિગેરે માટે સારો છે; ને તે દ્વારા ધનલાભ પણ મેળવે છે; ભાંડુ સુખ, ને નોકરી રાખનાર શેઠનું સુખ, ને તેમની સારી પ્રીતિ પણ આપતા છે.

આ શુભ દ્રષ્ટિ યોગ બુદ્ધિ અને ભકિતના ગ્રહનો હોવાથી આ મનુષ્ય વિદ્વત્તાથી કે બુદ્ધિથી અને અધ્યાત્મ બળથી ધાર્મિક હોય છે. આ મનુષ્ય દરેક મનુષ્યને ભ્રાતૃ તરીકે ગણે છે, ને ભાંડુ તથા સગાં સાથેનો સારો સંપ રાખે છે; તે સૂક્ષ્મ વાત ઉપર લક્ષ્ય ન રાખતાં મુખ્ય નિયમોનું જોવાનુંજ આપે છે, એક કરતાં વધુ વિષયોનો અભ્યાસ બતલાવે છે, મુસાફરીઓ અને સફરો કરાવે છે, તથા ધાર્મિક લખાણનું વલણ આપે છે. આ યોગ તબીઅત ને પાચનશકિત માટે તથા આ બન્ને ગ્રહોની ચાર રાશિને લગતા ધંધા* માટે સારો છે.

સંયોગ ખાસ કરીને સારો છે, ને તે મનુષ્યમાં જાતિ વિશ્વાસ અને બીજાને તાબે કરી લેવાની શક્તિનો અભિમાન અને ઘણોજ આનંદી ને આશાવંત સ્વભાવ આપે છે. બીજાઓની અસર

* જુઓ પત્ર ૪૪—૪૬—૫૨—૫૫.

સમજ શકિતને ન બીગાડે તે ખાસ જોવાનું છે. તેને ધાર્મિક જ્ઞાન ઉચ્ચત્તમ સ્થિતિમાં હોય છે, ને ધ્યાન તથા ધારણાથી ઘણોજ લાભ મળે છે; અને તે મગજ શકિતના બળવડે જીંદગીમાં વિજય અને ભારે નશીબ પેદા કરે છે.

શુભ દ્રષ્ટિમાં મનુષ્યને ખાસ કરીને ધર્મનું સારૂં સ્વરૂપ આપે છે, ને બીજાના વિચારોને સહન કરાવે છે. "The kingdom of Heaven is within you." આ પુરૂષમાં સ્વર્ગનું સ્થાન છે અને તે અંતરાત્મામાંથીજ ખરી શાંતિ મેળવી શકે છે.

## બુધ ગુરૂ—અશુભ દ્રષ્ટિ.

આ દ્રષ્ટિયોગવાળો મનુષ્ય ન્યાય કરવામાં બહુ નબળો, તકરારી અને અધર્મી હોયછે: તેણે પોતાની ચાલચલગત માટે ખાસ સંભાળ રાખવી નહીંતર કજીયા અને તેથી પણ વધારે ભયનો સંભવછે; આ અશુભ દ્રષ્ટિ ઉપરની શુભ દ્રષ્ટિ માફક જો કે સારો સ્વભાવ આપે છે, પણ સાથે સાથે લાગણી, ઉતાવળ, સ્વાર્થ, વિઘ્ન, ત્રાસ, અભિપ્રાયમાં અસ્થિરતા ને અન્યાયી બનાવેછે; અને વ્હેમમાંથી અંતશ્રદ્ધામાં લઇ જાયછે; ને મુસાફરી, કેળવણી તથા નોકર ચાકરો દ્વારા ઉપાધિ બતલાવે છે. આ અશુભ દ્રષ્ટિમાં ઘણું કરીને ત્રીજું ને નવમું ઘર સામસામી ફળદાતા હોય છે; તેમાં પણ બુધ બળવાન હોય છે તો તે કોઇ પણ પ્રકારની શંકાઓ ઉત્પન્ન કરે છે, અને જો ગુરૂ બલવાન હોય છે તો અંધ શ્રદ્ધાજ આપે છે. ત્રીજા ને નવમા ઘરની ઉપાધિઓ માબાપ કે ભાંડુ સાથેના સંબંધમાં ઉદ્ભવે છે. આ મનુષ્ય જુના વિચારોને કોઇક વખત દૂર મુકી દેઇને નવાજ ગ્રહણ કરે છે. ચારે રાશિઓ સૂચક શરીરના અવયવ પૈકી એકાદ સ્થાને પીડા કે ચિન્હ હોય છે; ને તે ઘણીજ સારી મુસાફરી જીંદગીમાં એક વખત કરાવે છે; આ મનુષ્ય લાઇબલ, નિંદા, અપકીર્તિ ને ખોટા રીપોર્ટ તથા બુધની બાબતો દ્વારા ઠગાઈ ભોગવે છે. આ મનુષ્ય દવા ઉપર બહુ વિચાર કરવાથી, કે મનની તીવ્રતાથી, કે સંકલ્પ વિકલ્પથી ઘણોજ ત્રાસ વેઠે છે.

આ અશુભ દ્રષ્ટિ ધાર્મિક વિષયોમાં વિજયની ખામી આપે છે, ને જે વાત પોતે ચોકસ જોતો કે જાણતો નથી, તેને સમજાવવાનું આ મનુષ્ય માટે ઘણુંજ કઠણ છે, કારણ કે તે બહુજ વ્હેમી હોય છે. આ

મનુષ્યે પોતે બહુજ સંભાળથી બીજાઓ સાથે વર્તવું, ને બીજાના અભિપ્રાયોને વેઠવા; ને કાયદા, તકરાર, તેમજ જ્ઞાનને લગતી બાબતોમાં સાવધ રહેવું.

## બુધ શનિ—શુભ દ્રષ્ટિ.—

આ યોગમાં જન્મેલ મનુષ્ય દઢ ચાલ ચલકત ને વર્તણુકવાળો, સાવધ, ખંતીલો, વિચારવંત, ગંભીર, શાસ્ત્રનો શોખિન ને સારી ન્યાય બુદ્ધિવાળો હોય છે; પણ તેનું ખરૂં બળ આ ગ્રહોની રાશિ ને સ્થાન ઉપર અવલંબન કરે છે; તેમાં વાયુ તત્વ રાશિ ખાસ સારી છે, ને તેનાથી ઊતરતી જલ તત્વ રાશિ છે, ફરીથી વધારેમાં જો તે પ્હેલે, ત્રીજે કે નવમે હોય છે તો બીજાં સ્થાન કરતાં તેની અસર વધારે પ્રબળ ગણાય છે. આ મનુષ્યનું મગજ કામની વ્યવસ્થા ને યોજના કરી શકે છે. સારી યાદ દાસ્ત, વિચાર શક્તિ, ન્યાય બુદ્ધિ ને ગંભીરતાને આ યોગ દર્શાવે છે. બુધના ધંધા* માટે સારો છે, ને તે દ્વારા સત્તા ને કીર્તિ મેળવે છે.

આ યોગવાળો મનુષ્ય એક સારો શેઠ અને વિશ્વાસુ નોકર થવાને લાયક છે; ને તેને બુધને લગતા ધંધાવાળા મિત્રો મળે છે.

આ મનુષ્ય ત્રીજા ને છઠ્ઠા ઘરને લગતા ધંધા × દ્વારા વિજયી હોય છે, ને તેવા ધંધાવાળાની મિત્રતા બાંધે છે. તે લખાણ, વાંચન, ભાષણ, વિદ્વત્તાના કાર્યો, દવાઓ, આરોગ્યતા ને દવાને લગતાં કામોના સંબંધમાં સારો છે, ને તેમાં વિખ્યાતિ આપે છે. આ મનુષ્યને કોઇ જોખમદારી ભરેલી એજન્સી, મુસાફરી અથવા નોકરીની જગો હોય છે; અથવા ભાવા ઘણા પોતાના હાથ નીચે હોય છે. આ મનુષ્ય પોતે કિંવા તેનાં ભાઈ બ્હેન પૈકી હરકોઇ વિદ્વત્તામાં હદ પાર ગયેલ હોય છે. આ યોગ ( ૩ ) ને ( ૬ ) ને લગતાં કામોમાં જોડાણો ને મંડલીઓ સ્થપાવે છે કે તેમાં દાખલ કરાવે છે: ને તે સેક્રેટરી, મેનેજર, એજન્ટ કે પિતાના વતીનો પ્રતિનિધિ હોય છે; અથવા ભાઇ કે બ્હેન સાથે ધંધામાં જોડાયેલ હોય છે. તે દવાથી લાભ મેળવનાર, શરીરે ચોખ્ખો અને આરોગ્યતાના નિયમો જાળવનાર હોય છે; ને ખોરાકના સંબંધમાં ખાસ વિચિત્ર હોય છે; તેને પોતાના હાથ નીચે ઘણા હોય છે, ને તેમને પોતે

---

* જુઓ પત્ર ૨૨.

× જુઓ પત્ર ૯૧ ને ૯૪,

સૂચનાઓ આપે છે. આ મનુષ્યને પોસ્ટ, ગાડાં, ગાડીઓ, તાર વિગેરે ખાતામાં ખાસ સંબંધ કે માલિકી હોય છે.

આ શુભ દ્રષ્ટિ અધ્યાત્મ જ્ઞાનનો અભ્યાસ, ગંભીર વિચાર ને ડહાપણવાળું મન આપે છે; તે યાદદાસ્ત, વાદ કરવાની શક્તિ અને દૈવીને ગુપ્ત વિષયનો શોખ આપતા છે. આ મનુષ્ય બીજા ઉપર વિચિત્ર સત્તા ભોગવે છે, અને પોતાનાં દરેક જોડાણમાં પોતે વિશ્વાસુ ને ગંભીર હોય છે.

## બુધ શનિ—સંયોગ કે અશુભ દ્રષ્ટિ.—

આ યોગમાં જન્મેલ મનુષ્ય ખરાબ સ્વભાવનો, કડક બોલો, અદેખો, વૈર વૃત્તિવાળો, અપ્રમાણિક, ખંદો, અવિશ્વાસુ, દારૂડીયો કે કંઇ પણ પીવાની ચીજનો શોખિન હોય છે. તે ત્રીજા કે નવમા ઘરમાં હોય છે તો શાસ્ત્ર ને દૈવી વિદ્યાનો શોખ આપે છે, પણ તેમાં વિજય થોડોજ હોય છે. આ મનુષ્ય ધર્મમાં નાસ્તિક અને ઝનુની હોય છે, અને પોતે જુઠા મિત્ર અને ઝેરીલા શત્રુ તરીકે રહે છે, ને તે તકરારી, વ્હેમી અને ટીકાખોર મનવાળો હોય છે. કેળવણી, બુધનો કોઈ પણ ધંધો, ભાડું, નોકર કે મુસાફરીથી ઉપાધિ ને સગાંનો વિરહ કે વિયોગ બતલાવે છે, તથા જુઠા મિત્રો, જાહેર દુશ્મનાવટ ને ટીકા વિગેરેને આપે છે.

આ ગ્રહનો સંયોગ ખાસ કરીને નબળો નથી, ને મનને સ્થિર, સાવધ ને બહુજ ગંભીર બનાવે છે. આ યોગ ખંદુ મન ને દૈવી કે ગુપ્ત શાસ્ત્રનો શોખ આપે છે. આ મનુષ્ય બહુ ચોક્કસ ટીકાખોર થવાથી ચઢતીના ઘણા પ્રસંગો ગુમાવે છે.

અશુભ દ્રષ્ટિમાં આ ગ્રહોની ચાર રાશિને લગતી બાબતો* દ્વારા ત્રાસ કે ઉપાધિ થાય છે; ને તે ચાલાકીમાં વિઘ્ન, અડચણો ને કમનશીબ બતલાવે છે. ૧૧, ૩, ૬ ઘરને લગતી બાબતોમાં આ મનુષ્ય ભોગી હોઈ સ્વાર્થ, = ને શેઠાઈની ઇચ્છા બતલાવે છે; તેની દરેક આવી તૃષ્ણાઓ વિખેરાઇ ગયેલ હોય છે; તેને ગુપ્ત કે ઉઘાડી શત્રુતા કે ટીકાઓ વેઠવી પડે છે; ને નિંદા, ખોટી વાતો, પાછળ થતી જુઠી વાતો, અણગમતાં લખાણ ને જુઠા કાગળો વિગેરેથી હાનિ કે ત્રાસ થાય છે; અથવા તે પોતે

---

* જુઓ પત્ર ૪૬, ૪૯, ૫૩, ૫૪.

= જુઓ પત્ર ૫૪, ૪૬, ૪૯.

આવા પ્રયોગો કરે છે. કેલવણી ને સ્કૂલને લગતી બાબતો, ચોપડીઓ ને અભ્યાસથી ઉપાધિ, પિતા કે ભાંડુનું મરણ, તેમની નાદુરસ્ત તબીઅત, ને તેમના વિયોગ કે વિરહ દ્વારા હાનિ કે ત્રાસ થાય છે. પાચન શક્તિ અને આંતરડાં માટે આ યોગ નબળો છે, ને તે ગ્રહોની રાશિ સૂચક અવયવોમાં ચિન્હ કે પીડા બતલાવે છે. આ યોગ શેઠ ને નોકર વચ્ચે તકરાર ઉત્પન્ન કરાવે છે; અને આ મનુષ્ય ઘણો વખત હાથ નીચેના નોકર તરીકે રહેનાર હોય છે. આ મનુષ્ય એક કડક ને કઠણ શેઠને નોકરીદ્વારા વેઠે છે; ને તે જુઠ્ઠા મિત્રો, મંડલીઓ, કમ્પનીઓ, નોકરો, સંદેશાના ગ્રાહકો, મુસાફરો અથવા આ ગ્રહોની ચાર રાશિને લગતા ધંધાવાળાઓદ્વારા ઉપાધિ ભોગવે છે.

આ અશુભ દ્રષ્ટિવાળો મનુષ્ય જો ચિંતાતુર રહે છે તો કમનશીબ ઉત્પન્ન કરે છે, ને પોતાના વૃદ્ધ પુરૂષોની ને બીજાઓની અવકૃપા ભોગવે છે, ને તેને જીંદગીમાં નિરાશા, સખ્ત લોક નિંદા, ઇજ્જતની હાનિ ને ખોટી વાતોના ભયનો સંભવછે. આ મનુષ્યે કાગળમાં સહીઓ કરતી વખતે ને બોલતી વખતે સાવધાનગીરી રાખવી; તે પોતે ક્ષમાશીલ ન હોવાથી પોતાનું બુરૂં કરનાર ઉપર સખ્ત બને છે, પણ તેને ચિંતાનો ત્યાગ સુખદાતા છે.

## બુધ હર્શલ–સંયોગ કે શુભ દ્રષ્ટિ.—

આ યોગમાં જન્મેલ મનુષ્ય બુદ્ધિશાળી, ચાલાક, હુશિઆર, સમજુ, શોધક, યુક્તિબાજ ને સ્વતંત્ર હોય છે; ને તે કેળવણી, અભ્યાસ, લખાણ, શાસ્ત્ર ને શોધ ખોળ કરવામાં સ્વકલ્પના શક્તિ આપે છે, તેમજ દૈવી વિષયો, અધ્યાત્મિક જ્ઞાન, જુનાં લખાણ સંબંધી જ્ઞાન અને વિજળી ને રસાયણ પ્રયોગોનું વલણ બતલાવે છે.

આ ગ્રહોનો સંયોગ કે ક્રાંતિ દ્રષ્ટિ જો ૧—૩—૯ મા ઘરમાં હોય છે તો તેમાં જન્મેલ મનુષ્યને મહાન્ વિદ્વાન્ અને ભાષામાં તથા હુન્નરમાં વિખ્યાતિ મેળવનાર બનાવે છે; તે ગુપ્ત શાસ્ત્રો કે જ્યોતિષ વિગેરેનો શોખિન હોય છે; તથા ચાલ ચલકતમાં વિચિત્ર અને વિચારો ને શોખની બાબતમાં સ્વકલ્પના શક્તિવાળો હોય છે. પણ જો તે મીનમાં હોય છે તો આ મનુષ્ય વાતોડીયો, મિથ્યાભિમાની ને ઠારડીયો હોય છે. આ યોગ પોતાનાજ વિચાર ઘડી કાઢનાર, બુદ્ધિવંત પ્રયોગો યોજનાર ને નવા સંકલ્પ વિકલ્પને ઉત્પન્ન કરનાર હોયછે. આ મનુષ્યે કડક મિજા-

જનો ત્યાગ કરવો. આ મનુષ્ય બીજાના પ્રસંગમાં બહુ આવતો નથી ને તેથી બીજાઓથી તે બરોબર પરખાઇ શકાતો નથી; અને તેને કેટલીક વખત નસોની ને મનની નબળાઇ થવાથી ચીઢીઓ ને ક્રોધી થઇ જવાના પ્રસંગો આવે છે, અને તેથી તે બીજાની લાગણીઓનો બેદરકાર બને છે. આ યોગ ઉતાવળી ને સ્વતંત્ર રીતભાત આપે છે, કે જે પોતાના ભવિષ્ય ઉપર અચાનક સારો ફેરફાર કરે છે. આ શુભ દ્રષ્ટિ યોગ ખાસ કરીને ધાર્મિક ને બુદ્ધિ વિષયક કાર્યો માટે સારો છે; ને આ મનુષ્યને ગૂઢ, દૈવી ને અધ્યાત્મિક વિષયોના અભ્યાસ માટે તદન લાયક બનાવે છે; અને તેની જેમ જીંદગી વધતી જાયછે, તેમ તેની વિચાર શૈલી પણ ગંભીર બનતી જાય છે. આ મનુષ્યની પ્રથક્કરણ કરવાની શક્તિ ઘણીજ સારી હોય છે; તેમજ તેનામાં અંતર્જ્ઞાન અને ઉંડી સમજ ઘણી હોવાથી તે આગળ પાછળની સ્થિતિને ઘણીજ ઉતાવળે સમજી શકે છે. આ યોગ મુસાફરી અને નવાં ઓળખાણ માટે સારો છે; ને તે બુધ કે હર્શલના ધંધા,* અભ્યાસ કે પ્રવૃત્તિદ્વારા ધન લાભ આપતા છે. આ મનુષ્ય જુના માર્ગ કે રીવાજને વળગી ન રહેતાં પોતાને માટે નવોજ માર્ગ દરેક બાબતમાં શોધી કાઢી તે પ્રમાણે વર્તન કરે છે.

## બુધ હર્શલ—અશુભ દ્રષ્ટિ.

આ યોગમાં જન્મેલ મનુષ્ય ટીકાખોર, કડક, વાદ કરનાર, વિચિત્ર, ચીઢીઓ, ક્રોધી, મિજાજી મનનો, બીજાના દોષો શોધવામાં વધુ શોખિન, ભાષામાં કે કેળવણીમાં નાશીપાશી પામનાર અને પ્રેસ કે લોકોથી બહુજ નિંદિત હોય છે. આ અશુભ દ્રષ્ટિ પણ શુભ દ્રષ્ટિની માફક શોખ અને વલણ આપે છે; ને તે તે વસ્તુદ્વારા સતત ત્રાસ, ઉપાધિ ને તકરારો બતલાવે છે; તથા તે દરેક કૃત્યો અનિયમિત ને ભુલ ભરેલાં કરાવે છે. આ મનુષ્યે બીજાની સાથેના સંબંધમાં તથા કાગળોમાં સહીઓ કરવામાં ખાસ સંભાળથી વર્તવું, તેને અણધારેલ શત્રુતા અને બીજાઓની ટીકારૂપ નિંદા આવી પડે છે, કે જે પોતાનીજ વર્તણુકથી ઉત્પન્ન થયેલ હોય છે; કારણ કે આ મનુષ્ય પોતે પણ વક્રોક્તિ કરનાર અને દરેક વસ્તુના ઉલટા સ્વરૂપ તથા મચડી નાંખેલ વિચારોને ગ્રહણ કરનાર હોય છે, કે જે પ્રસંગ વિનાની પોતાના નબળાઇથી ઉત્પન્ન થયેલ હોય છે. આ મનુષ્ય ખાસ સુધારાનો સાથી હોય છે, પણ તેણે પોતે ગ્રહણ કરવાના રીવાજોમાં બહુ ઉતાવળા થવું વ્યાજબી નથી.

---

* જુઓ પત્ર ૨૨-૩૫.

# બુધ નેપચ્યુન—સંયોગ કે શુભ દ્રષ્ટિ.

આ યોગમાં જન્મેલ મનુષ્ય બુદ્ધિશાળી, અસ્થિર મનનો, યુક્તિબાજ, ગૂઢ ને દૈવી બાબતો તેમજ અધ્યાત્મ જ્ઞાનના વલણને લગતા અનુભવવાળો હોય છે; અને આ યોગ ચોખ્ખાં સ્વપ્નો, અંતર્જ્ઞાન સંબંધી સમાધિ, મનની શુદ્ધતા ને કવિતાનું વલણ આપે છે.

આ શુભ દ્રષ્ટિ મનની નબળાઇ આપે છે, ને તે ઘણા વિષયોને સાથે ગ્રહણ કરાવી એક વિષય ઉપર બહુ ટકી શકવા દેતો નથી, આ યોગ આકાશ સંબંધી સાધનો દ્વારા વિચારો, ને શુદ્ધ આભાસ, યોગ જ્ઞાન, ઓટોમેટીક લખાણને સમાધિ કે અંતર્જ્ઞાન સંબંધી લખાણ આપતા છે.

આ યોગ અસાધારણ ઉપચાર ને આરોગ્યતાની રીતો, વિશ્વાસથી રોગ નાશ કરવાની શક્તિ અને રોગોપચારી પ્રાણ વિનિયમ ( મેસ્મેરીઝમ ) નું વલણ આપે છે. વૈભવ ને લાગણીઓ ફક્ત માનસિકજ હોય છે;ને ચોખ્ખાં સમજાય તેવાં સ્વપ્નોને,તથા તેને યાદ રાખવાની શક્તિને આપે છે; જો કંઇક અંશે કવિત્વ શક્તિ હોય છે તો તેને આ યોગ ટકાવીને વધારે છે, તથા આ શુભ યોગ સંગીત ને કવિતાની ખૂબી લાવે છે; લાગણીઓને બરોબર રંગ બેરંગી બનાવે છે, ને જીંદગીમાં થનાર અદ્‌ભૂત અનુભવોની અસર ખાસ મન ઉપર કરે છે. આ મનુષ્યની દયાળુ શક્તિ ઘણીજ ઉદાર હોવાથી ગુપ્ત શાસ્ત્ર કે ભક્તિ માર્ગનાં લખાણ કરનાર પૈકી ઘણા મિત્રોને મેળવેછે. આ મનુષ્યે પોતાના મગજમાં રહેલા કેટલાક હવાઇ વિચારોને અનુભવમાં ન લેવાય તે ખાસ જોવું, કારણ કે તે તેમના તેમજ પડી રહેવાનો સંભવ છે.

આ યોગ હુન્નરી જ્ઞાન, પ્લૉટને ગોઠવવાની બુદ્ધિ તથા યોજના ઘડવાની શકિતને આપે છે, ને દરીયા તરફ ખાસ પ્રીતિ દર્શાવે છે. આ ગ્રહો સંયોગમાં ખાસ કરી મન ઉપર બહુજ અસર કરે છે, ને તે અસાધારણ ને ગૂઢ વિચારોને પ્રગટ કરે છે,કે જેને ઘણા લોકો સ્વિકારતા કે કબુલ કર્તા નથી. કસરતનું વલણ આ યોગ દર્શાવે છે, ને વિચિત્રતાથી દર્શાવવામાં આવતા સત્ય તરફનું વલણ આપે છે; આ મનુષ્યે વિચારોની સ્વતંત્રતા તથા મનની ઉચ્ચ કેળવણીને, શાસ્ત્ર કે સાધારણ ન્યાય બુદ્ધિ ( લોજીક ).થી કેળવવી; નહીંતર મનોગત કવિતા શક્તિ ને અંતર્જ્ઞાન નાશ પામે છે.

## બુધ નેપચ્યુન—અશુભ દ્રષ્ટિ.—

આ અશુભ યોગ કેટલીક બાબતોમાં મનને બીન અનુભવી રાખે છે; અને તે સ્વપ્નાવસ્થા ને ભાંડુ કે નોકરોના પ્રપંચ ને ગુપ્ત વર્તણુકને લીધે ત્રાસ બતલાવે છે; ને તે મુખ્યત્વે યોગ જ્ઞાનની બાબતોનું વલણુ દર્શાવેછે.

આ અશુભ દ્રષ્ટિ શુભ દ્રષ્ટિને લગતા વિષયો પૈકી એકાદનું વલણુ આપે છે, પણુ તેમાં વિઘ્નો ને કમનશીબજ કરે છે; આ યોગ યાદદારત શક્તિની ખામી ને કેટલીક બાબતોમાં ઉપલકપણું બતાવે છે. આ મનુષ્ય વિચારોને વારંવાર બદલે છે, ને વખતે વિરૂદ્ધ અભિપ્રાયને પણુ સેવે છે;—ઉપાધિ, કપટ જાળ ને ગુપ્ત પ્રપંચનો ભય વેઠે છે; તે નોકરો દ્વારા, ને સંભવિત અપ્રમાણિકતા, લોક નિંદા, બાહ્યબલ અને અપકીર્તિ દ્વારા ઉપાધિઓ બતલાવે છે, બન્ને યોગો ફેરફાર અને મુસાફરીને સૂચવે છે.

આ અશુભ દ્રષ્ટિ એવા હદપારના કાલ્પનિક વિચારો કરાવે છે કે જેમાં ભાગ્યેજ સિદ્ધિવાળા ને ઠપકા વિનાના હોય છે; આ મનુષ્યે શાસ્ત્રાભ્યાસ વિગેરેથી મનને કેળવવું જરૂરનું છે. આ યોગ વ્યભિચારી વલણુ કંઇક અંશે દર્શાવે છે.

## परिच्छेद: ३९. Chapter XXXIX.

### શુક્ર દ્રષ્ટિઃ--

"Aspects to Venus."

### શુક્ર રવિ–સંયોગ કે કોઇ દ્રષ્ટિ.

આ યોગ કમ્પનીનો, સ્ત્રીઓનો અને મંડળીઓનો શોખ આપે છે; લુગડાં, ઘરેણાંને આભૂષણના વ્યાપારમાં વિજય, તથા સંગીત ગાયન અને નૃત્યનો શોખ બતલાવે છે; અને જો કર્ક કે વૃશ્ચિકમાં હોય છે, તો આ મનુષ્ય દારૂડીયો કે પીવાની ચીજનો શોખિન અને હલકાંની સોબતવાળો અને મૂર્ખ હોય છે; પણ જો આ યોગ ૨–૫–૭ સ્થાનમાં હોય છે તો આ મનુષ્ય વૈભવ અને સ્ત્રીઓ ખાતર બહુજ પૈસા ખર્ચે છે; અને પોતાનો વખત અને દ્રવ્ય ગુમાવે છે; જો દશમે હોય છે તો ઉતાવળી ચઢતી કરે છે, અને ચોથા સ્થાનમાં હોયછે તો ધંધામાં વિજય આપે છે. આ બન્ને ગ્રહો વચ્ચે કદાપિ પણ ( ૪૮ ) અંશ કરતાં વધારે અંતર રહેતો નથી.

આ મનુષ્ય દીલોજાન, માયાળુ, સુશીલ અને કમ્પની, સોસાઇટી, મિત્રો, વૈભવ ને રમત ગમતનો શોખિન હોય છે; ને તે લોકપ્રીય તથા પ્રતિજાતિ( સ્ત્રી કે પુરૂષ)નો શોખિન, અને સારે ઠેકાણે પૈસાદાર સાથે કે પૈસાની ખાતર પરણેલ હોય છે.આ યોગ વસ્ત્રોમાં ઘરેણામાં ને મોજમજાહમાં શોખ, અને સંગીત કવિતા કે સારા હુન્નરોનું વલણ આપતા છે; શુક્રને લગતા ધંધા+ દ્વારા ધનલાભ કે પિતાનો વારસો મેળવે છે. સંયોગમાં ખાસ કરીને સ્ત્રી કે પુરૂષ એક બીજાના સ્નેહપાસમાં પ્હેલીજ દ્રષ્ટિએ પડેછે, ને તેમના લગ્ન ખાસ સ્નેહખાતરજ હોય છે; આ મનુષ્યો ભાગ્યેજ કુંવારા રહે છે. બીજા ગ્રહો ગમે તેવા નબળા કુંડળીમાં હોયછે, છતાં લગ્ન તો કરાવેછેજ. આ મનુષ્ય આશાએશ લેનાર, શાંતિને ચ્હાનાર અને મોજમજાહનો શોખિન હોય છે. આ યોગ બાપના ધન તથા વારસા માટે સારો છે, ને તે ધંધા કે જાહેર વ્યાપારથી લાભ આપતા છે. આ યોગ સંગીત, કવિતા અને ઘણા અંશે હુન્નરોના શોખ તથા જ્ઞાન

---

+ જુઓ પત્ર ૨૪,

મારે સારો છે. આ મનુષ્ય પોતાના ધંધામાં વિજયી થઇ ધન મેળવે છે. આ યોગ દરેક આનંદી ને વૈભવી વાતાવરણને સતેજ કરે છે; અને દરેક નબળી અસરને સુધારી દે છે. આ યોગ જીંદગીનાં મહત્વનાં કાર્યો કરાવે છે, અને મોજમજાહ આપે છે; તથા પ્રવૃત્તિમાં આનંદ તથા વિજય બતલાવે છે, ને હુન્નરોને ખેડવાથી લાભ આપે છે. ઘણોજ આનંદ અને સુખ મળશે એવા સંપૂર્ણ વિશ્વાસથી આ મનુષ્ય બીજાઓ સાથે જોડાય છે.

શુભ દ્રષ્ટિ ખાસ બહારની બાબતોમાં અસર કર્તી નથી, પણ અંતરાત્મને શાંત, નમ્ર ને ગુણી બનાવે છે. આ મનુષ્ય અંદરથી માયાળુ ને સંપને ચ્હાનાર હોય છે; અને બીજાઓમાં વધારે સારૂં જોવાને ઇચ્છનાર તથા ખંતીલો હોય છે.

## શુક્ર ચંદ્ર-અશુભ દ્રષ્ટિ.

આ અશુભ દ્રષ્ટિ ફક્ત એકજ સાર્થ કેન્દ્રની છે, ને તે ખાસ નબળી નથી; છતાં જો બીજી કોઇ નબળી દ્રષ્ટિ મદદમાં મળે છે, તો તે વૈભવ, શોખ, સ્ત્રીઓ, મોજમજાહ અને લુગડાં કે ઘરેણામાં ધનહાનિ કરાવે છે; ને તે દરેક ઉપલી શુક્રની બાબતોમાં નિર્બળ અટકાવને કમનશીબ ઉત્પન્ન કરે છે. આ યોગ લાગણીઓમાં કંઇક નિરાશા અને જીંદગીના કોઇક સમયે પૈસાની તાણ અને વ્યવહાર વિપાધિઓ બતલાવે છે. તેણે અપ્રીય મનુષ્યોના સંબંધથી દૂર રહેવું, કારણ કે જ્યાં બીજાના હાથમાં લાગણીઓને ફાળ આપવું રહેલ છે, ત્યાં નિરાશા અને ઉદ્વેગનો સંભવ છે.

## શુક્ર મંગળ-શુભ દ્રષ્ટિ.

આ શુભ દ્રષ્ટિ મનુષ્યને સ્ત્રીઓ, વૈભવ, કંપની ને દરેક જાતની મંડળિઓનો શોખિન, ઉદાર ને બેદરકાર બનાવે છે; આ યોગ સ્ત્રીઓની કુંડળીઓમાં અશુભ છે; ને તે સતેજ સ્નેહ વૃત્તિઓ, વ્હેલાં સ્નેહ કાર્યો ને વ્હેલું લગ્ન ( જો લગ્ન થવાનું હોય છે તો ) બતલાવે છે. આ યોગ લગ્નથી, ભાગીદારીથી, વારસાથી કે આ બે ગ્રહોના ધંધા* પૈકી કોઈ પણ ધંધાથી કે જાતમહેનતથી ધન લાભ આપે છે; ને ધન સુખ બતલાવે છે; ને તે ઉદારતા, વ્યવહાર વિજય ને લાભ મેળવે છે.

---

* જુઓ પત્ર ૨૪ ને ૨૮,

આ શુભ દ્રષ્ટિ આ ગ્રહોની ચાર રાશિ સૂચક વસ્તુઓ× દ્વારા ધન લાભ દર્શાવે છે, અને તેમાં પણ પ્હેલા ને આઠમા ઘરથી મુખ્યત્વે ફળ આપે છે; તે જાતમહેનત કે જાતજોખમ દ્વારા, ને જાતિ પ્રયત્ન જેમાં હોયછે, તેવા અને મંગળને લગતા ધંધા કે વ્યાપાર દ્વારા ધનલાભ બતલાવે છે. આ યોગ વીલથી, ટ્રસ્ટથી, વારસાથી, મરનારથી, મરનારની મીલકતને લગતા ધંધાથી, ને સીધા કે આડા માર્ગથી પણ લગ્ન દ્વારા ધન લાભ આપે છે; આ મનુષ્ય ઉદારતાથી વ્યવહારમાં ધન ખર્ચે છે, વ્યાપારમાં ને ધંધામાં ધનનું ભારે જોખમ ખેડે છે; ને ભભકામાં, જાહેરાતમાં, જાહેર કાર્યોમાં ઊદારતાથી ખર્ચ કરે છે. આ મનુષ્ય ધન ભલે આવે કે જાય તેની દરકાર વિનાનો હોય છે; તેને સ્ત્રીઓ, ઘરેણાં, શણગાર, હુન્નર, સંગીત, ગાયન, નાટકશાળા વિગેરે દ્વારા ધનલાભ ને ધનહાનિ બન્ને થાય છે. આ યોગ સ્નેહકાર્યો, લગ્ન, વ્યવહાર લોકપ્રીયતા ને સાધારણ જોડાણો માટે સારો છે; લગ્ન કે સ્નેહ સંબંધ આ બે ગ્રહો પૈકી એકના પ્રમાણમાં કે ખાસ મંગળનાં હોય છે; લગ્ન વ્હાયે તો પૈસાની ખાતર કે પૈસાદાર સાથેનું કે વિષયી જોડાણનું હોય છે. આ યોગ પ્રથમ દ્રષ્ટિએજ સ્નેહકર્ષણ કે ઉતાવળું લગ્ન કરાવે છે; અને પ્રતિજાતિ ( સ્ત્રી કે પુરૂષ )ના આકર્ષણમાં આવવાનો ઘણોજ સંભવ કરે છે, અને તે દ્વારા ધનલાભના પ્રસંગનો સંભવ બતલાવે છે.

## શુક્ર મંગળ–સંયોગ કે અશુભ દ્રષ્ટિ.

આ યોગ મોજમજાહ, મદ્યપાન, કંપની ને સ્ત્રીઓનો શોખ આપે છે; તથા આ મનુષ્ય વ્યભિચારી ને ઈચ્છાઓની ભ્રમણતાવાળો, જાતિમાન વિનાનો, ઉદાર અને પૈસાનો બેદરકાર હોય છે. સ્ત્રીઓની કુંડળીમાં આ યોગ નઠારી સોબતનું વલણ અને ઘણાં પસ્તાવા જેવાં કાર્યો આપતા છે. આ અશુભ દ્રષ્ટિ લગ્ન, પ્રતિજાતિ ( સ્ત્રી કે પુરૂષ ) કે સ્નેહના કાર્યો દ્વારા ઉપાધિનો સંભવ બતલાવે છે; આ મનુષ્ય વ્યભિચારી ને સ્ત્રીના મરણ કે વિરહ કે વિયોગથી દુઃખી હોય છે; તેને સ્ત્રી કે ભાગીદારના ધન કે વારસાની હાનિ, રંડાપણું, લોકની અપ્રીયતા, અને તકરારો બતલાવે છે.

સંયોગ દ્રષ્ટિ નબળી તેમજ સારી દ્રષ્ટિના વચલા ગાળામાં હોયછે,

---

× જુઓ પત્ર ૪૪–૪૫–૫૦ ને ૫૧.

ને બીજી અશુભ દ્રષ્ટિ સિવાયના મંગળ કે શુક્ર પૈકી બળવાન ગ્રહના પ્રમાણમાં ધંધા માટે સારી છે; પણ તે સ્નેહના કાર્યોમાં અણસમજ ને સારાસાર વિવેકની ખામી બતલાવે છે. આ મનુષ્યને પ્રાય ને અપ્રીય બહુજ હોય છે અને પ્હેલી દ્રષ્ટિએજ સ્ત્રીઓનું આકર્ષણ થવાનો ખાસ સંભવ હોય છે; તે ઉદાર, લાગણીવાળો, ભોળાદિલના ને આનંદી હોય છે અને પોતાની લાગણીઓમાં ભુલો કરનાર હોય છે. આ મનુષ્યે કદાપિ સાહસિક ન થવું, ને સ્ત્રી જાતિના સંબંધી કાર્યોમાં અને બોલીમાં સાવધાન રહેવું. આ યોગ ગમે તેવા દુઃખમાં પણ આનંદીજ રાખે છે.

અશુભ દ્રષ્ટિ ખાસ કરીનેજ બેદરકારીથી, ઉડાઉપણાથી, કોઇ જાતના અન્યાયી કાર્યથી, કે આ ગ્રહોની ચાર રાશિ અને આશ્રિત સ્થાનને લગતી બાબતો+ પૈકી કોઇ પણ બાબતથી ધનહાનિ બતલાવે છે; તથા ધંધામાં ધનના મહાન રોકાણથી કે લગ્ન કિંવા ધંધાના ભાગીદારના કમનસીબ કે ભુલથી, કે કોઇ સંબંધીના કમનશીબ કે અન્યાયથી ધન હાનિ સૂચવે છે. તેવારસાની હાનિ કે મરનારની મીલકતને લગતી ઉપાધિ, લગ્ન કે પ્રતિજાતિ ( સ્ત્રી કે પુરૂષ ) કે વ્યભિચાર કે કુટુંબ દ્વારા ધનહાનિ બતલાવે છે. આ યોગ લગ્ન ને સ્નેહ સંબંધ બતાવે છે; ને પ્રતિજાતિના સંબંધ માટે નબળો છે; ન્હાયતો સ્નેહ કરનાર કે ધણી કિંવા ધણીઆણી મરણ પામે છે, અથવા તેમાં વિરહ કે વિયોગ કે તકરાર થાય છે; અને બીજી રીતે ખાસ નબળી કુંડળીઓમાં પ્રતિજાતિ ( સ્ત્રી કે પુરૂષ )થી તબીઅત કિંવા જીંદગીના ભયનો સંભવ હોય છે. આ મનુષ્ય અદેખાઇ કરે છે, અથવા તે દ્વારા દુઃખી થાયછે. તેને સ્નેહ છેવટે ધિક્કાર બનેછે ને પ્રથમના મિત્રોદ્વારા શત્રુતા ને હાનિ થાયછે; અથવા તે જાહેર કે ગુપ્ત શત્રુતા અને તકરારોમાં ગુંચાયેલ હોય છે. તેની વ્યવહારૂ કે બીજી રીતની લોકપ્રીયતા કોઇ સમયે ભયમાં આવી પડે છે, ને હદપારની લાગણીને લીધે ઠગાઇનો ને ધનના નાશનો સંભવ હોય છે. આ મનુષ્યે કદાપિ પણ ખોટા ઉપયોગ થાય તેવી યોજના કે યુક્તિયોમાં દોરવાઇ જવું નહી. આ યોગ ધન સુખને બિગાડે છે.

## શુક્ર ગુરૂ-સંયોગ કે શુભ દ્રષ્ટિ.

આ યોગ વિજય માટે વધારે અનુકુળ છે ને તેમાં જન્મેલ મનુષ્યને

---

+ જુઓ પત્ર ૪૪-૪૫-૫૦ ને ૫૧.

લુગડાં ને ઘરેણાંનો શોખિન બનાવી તેમાં ધન ખર્ચાવે છે. સ્ત્રીઓની કુંડળીમાં આ યોગ ડહાપણ ને પવિત્રતા આપે છે. આ યોગ સારી કલ્પના શક્તિ, સૌંદર્યનો પ્રેમ, લાગણીઓ વૃત્તિઓ ને સ્નેહ પ્રકૃતિની શુદ્ધતા, પવિત્રતા, તીવ્રતા અને ચાલાકી બતલાવે છે. આ યોગ સ્નેહ સંબંધી, લગ્ન, મંડળીઓ, મિત્રાચારી, હુન્નર, ભાષા, ધર્મ, મુસાફરી ને ધર્મદાન કૃત્યો માટે સારો છે, ને તે તે દ્વારા ધનલાભ આપે છે.

આ શુભ દ્રષ્ટિયોગ બન્ને ગ્રહોની ચાર રાશિને લગતી બાબતો* દ્વારા ધનલાભ દર્શાવે છે, અને ધર્મ કે દેવાલયોને લગતા નવમા ઘરના ધંધા દ્વારા ધનલાભ કે મીલકત મેળવે છે. મુસાફરી, દરિયાઈ સફરો, વ્હાણ ને તે ચીજોને લગતા ધંધા દ્વારા ધન લાભ બતલાવે છે. પરદેશી કાર્યો ને મનુષ્યો દ્વારા, ને હોસ્પીટલ, કેદખાના કે જાહેર ધર્માદા ખાતાને લગતા કાર્યો ને ધંધા દ્વારા ધન લાભ આપતા છે; આ મનુષ્ય પ્રમાણિક, ખરેખર ધર્માત્મા, પવિત્ર, સદ્દગુણી, દયાળુ, માનવંત, બુદ્ધિશાળી, કલ્પનાશક્તિવાળો અને સુંદરતા ને સંગીતનો શોખિન હોય છે. આ યોગ ભાગીદારી, જોડાણ ને નવમા કે બારમા ઘરને લગતા ધંધો કે વર્તણુક બતલાવે છે; ને તેવા અથવા પરદેશી કે બીજી જાતના મનુષ્ય સાથે લગ્ન કરાવે છે. આ યોગ વ્યવહારૂ ને સામાન્ય લોક પ્રીયતા, માન, આબરૂ ને લગ્ન તથા સ્નેહ માટે ખાસ સારો છે; અને તે ધર્માદા કરનાર કે જરૂર પડે તો ધર્માદા લેનાર હોયછે. આ યોગ થોડા પ્રમાણમાં વારસાથી, મરનારની મીલકતથી, ધર્મ કૃત્યોથી ને આઠમા કે નવમા ઘરને લગતી બાબતોથી× કે લગ્ન ને ધંધાના ભાગીદારના ભાંડુથી ધનલાભ આપતાછે. તે એકી વખતે બે ધંધાથી કે ધંધાના ફેરફારથી ધન લાભ આપતા છે. આ યોગ બે ઠેકાણેના સ્નેહ કિંવા બે લગ્ન કરાવે છે; અને તે લગ્ન કે સ્નેહ સંબંધ પોતાના કે લગ્ન કે ધંધાના ભાગીદારના સગામાં હોય છે. ૩ કે ૯ મા ઘરને+ લગતી ચાલાકી બીજાના જોડાણમાં હોય છે. આ યોગ સ્નેહ કે લગ્ન ગુપ્ત અથવા કોઇ પોતાની સ્થિતિના કરતાં તફાવત ધરાવતા સાથે કરાવે છે; આ ને બીજી નબળા યોગોને દૂર કરે છે. આ મનુષ્ય મુસાફરી દ્વારા લાભ તથા સ્નેહમાં શાંતિ અને આનંદી

* જુઓ પત્ર ૪૫—૫૦—૫૨—૫૫.

× જુઓ પત્ર ૯૬ ને ૯૭.

+ જુઓ પત્ર ૯૧ ને ૯૫.

લગ્ન સુખ ભોગવે છે. આ યોગ અધ્યાત્મ કે તત્વજ્ઞાન આપી ઘણી મદદ કરે છે, ને બહુ દીલગીરીઓને ઓછી કરે છે. આ સંયોગ વિશેષ કરીને સારા ડીરેક્શનના સમયમાં વિજય બતલાવે છે. ધનના સાહસ માટે આ યોગ સારો છે.

## શુક્ર ગુરૂ—અશુભ દ્રષ્ટિ.

આ યોગમાં જન્મેલ મનુષ્ય લુગડાંમાં, ઘરેણામાં અને સ્ત્રીઓમાં ધન ઉડાવે છે; અને પેદાશ ઉપરાંત ખર્ચે છે. આ મનુષ્યને વ્હાયે તો પૈસો હોય કે નહી હોય છતાં તેને દરેક ચીજ સૌથી સરસ જોઇએ છે. સ્ત્રીઓની કુંડળીઓમાં આ યોગ તેવુંજ ફળ આપે છે. આ યોગ સ્નેહ કાર્યોમાં સાહસિક, તીક્ષ્ણ લાગણી વાળો અને સારાસાર વિવેક વિનાનો બનાવે છે; ને તે દ્વારા ઉપાધિ ને હાનિ તથા જરૂર નિષ્કારણ ઉદારતા ને ઊડાઉપણું પણ બતલાવે છે.

આ અશુભ યોગ આ ગ્રહોની ચાર રાશિને લગતી* બાબતો દ્વારા ધન હાનિ ને ઉપાધિ બતલાવે છે, અને અશુભ દ્રષ્ટિમાં દર્શાવેલી બાબતો પૈકી કાઇ પણ દ્વારા ઉપાધિ, ને નવમા કે બારમા ઘરને લગતા ધંધા÷ દ્વારા સીધા કે આડે રસ્તે ધન હાનિ સૂચવે છે. તેને તદન સારા સ્વભાવથી, લુગડાં ને ઘરેણાંના શોખથી, જુઠા મિત્રો ને ઓળખાણથી, કમ્પનીઓથી, ધંધામાં હુશિઆરીની ખામીથી અને ઠગાઇને પ્રપંચથી ધન હાનિનો સંભવ છે. આ યોગ ૩—૬—૮ ઘરને લગતી બાબતો× માટે નબળો છે; તે લગ્ન કિંવા ભાગીદારી ને ધર્મ, મુસાફરી ને પરદેશ દ્વારા ત્રાસ કે ઉપાધિ દર્શાવે છે. તેને ઠગાઇ, ગુપ્તવાસ ને પ્રપંચ થાય છે કે જેનું કારણ ત્યાગ, ફોજદારી કે વિયોગ હોય છે. આ યોગ બે ધંધા સાથે કસરી તે દ્વારા ધન હાનિ બતલાવે છે. આ યોગ સ્ત્રીઓની સાથેની વાતચીતથી, ધર્મની બાબતોથી અને ધર્મની વાતોના ભિન્ન અભિપ્રાયોથી ઉપાધિ કે અપ્રીયતા કરે છે, તથા જીંદગીમાં ઠગાઇના પ્રસંગ લાવેછે, કે જેથી આ મનુષ્યે દરેક સાથે વ્યવહાર ને કુટુમ્બ કે સ્ત્રીને લગતાં કાર્યોમાં સીધા માર્ગથી ચાલવું એજ બહુ સારૂં છે.

---

* જુઓ પત્ર ૪૫—૫૦—૫૨ ને ૫૫.

÷ જુઓ પત્ર ૯૭ ને ૧૦૦.

× જુઓ પત્ર ૪૧—૫૪—૫૬.

# શુક્ર શનિ–શુભ દ્રષ્ટિ.

આ શુભ દ્રષ્ટિમાં જન્મેલ મનુષ્ય સ્નેહ સંબંધી પ્રથમ પ્રીતિમાં વિજયી, કુટુંબ ને સ્ત્રીનો ગાઢ સંબંધી, તીવ્ર લાગણીવાળો, જલદીથી દયા ને આંસુ લાવનાર, કંજુસ, બેદરકાર ને સમજુ હોયછે. સ્ત્રીઓની કુંડળીમાં આ યોગ દરકાર, ડહાપણ, પવિત્રતા અને શુદ્ધદીલ આપે છે; તથા પૈસાની બાબતમાં સારો હોઇ આર્થિક અને ધંધાને લગતી અનુભવી ચાલાકી આપીને મદદ કરે છે; અને તે ધન વિનિમય કમ્પનીઓ, શરાફી પેઢીઓ, ઉપરીઓ, ઘરડાઓ ને લગ્ન દ્વારા ધનલાભ સૂચવે છે; સ્નેહ સંબંધમાં ને મિત્રાચારીમાં વિશ્વાસ આપે છે; તથા સારી ચાલચલકત દર્શાવે છે.

આ યોગ દઢ વર્તણુક આપી કંજુસ, ડાહ્યો ને સમજ ભરેલી કરકસરવાળો બનાવે છે; આ મનુષ્ય ધારે છે તો ધનનો સંચય કરી શકેછે; આ મનુષ્યમાં ચાલાકી ને હુશિઆરી હોય છે, અને પોતાની શક્તિને જાળવી રાખતાં આવડે છે; તથા તે ઘણોજ વિશ્વાસુ મિત્ર હોય છે; ને પોતાના દરેક સંબંધમાં શુદ્ધ દીલવાળો હોય છે. આ મનુષ્ય પૈસાનો નિરર્થક વ્યય કરતોજ નથી, કવચિત્ હદપાર કંજુસ બની જાય છે કે જેથી ગરીબાઇ ભોગવે છે; તે પિતા, જાત મ્હેનત કે લગ્ન ને ૧૦–૧૨ ઘરના ધંધા÷ દ્વારા લાભ મેળવે છે; અને કોઇ પણ લીધેલ ધંધામાં કે આવેલ પ્રસંગમાં આ મનુષ્ય ચાલાક હોવાથી સારો લાભ મેળવી વિજયી થાય છે; તથા મોટો કે નાનો શાસ્ત્રી બને છે. આ મનુષ્ય અને તેના લગ્નના કિંવા ધંધાના ભાગીદાર વચ્ચે ઉમ્મરમાં, કુળમાં, અથવા બન્નેમાં બહુજ તફાવત હોય છે. આ લગ્ન પૈસાની કે લોભની ખાતર હોય છે, અને તેમાં સીધા કે આડે રસ્તે માબાપ કે ઉપરી કે વાલીની મદદ મળેલી હોય છે. લગ્નથી મિત્રોનો લાભ થાય છે. આ યોગ વૈભવ ને લોકપ્રીયતા અને બીજાઓના સંબંધ માટે સારો છે; ને નવમા ઘરના ધંધા કે પુરૂષો, માતાના મિત્રો અને મોજની ખાતર ધનના લોભથી કરેલા સટ્ટા દ્વારા ધન લાભ આપે છે. આ યોગ પાંચમા ઘરને લગતા ધંધાથી તથા બીજાની ભાગીદારી કે જોડાણથી અથવા પિતાની ભાગીદારીથી લાભ બતલાવે છે; ને સગાંની સાથે લગ્ન, નવમા ઘરને લગતી મંડળીઓમાં મેમ્બરપણું, સારૂં નશીબ ને સંતાન સુખ આપતા છે.

---

÷ જુઓ પત્ર ૯૮ ને ૧૦૦.

## શુક્ર શનિ-સંયોગ કે અશુભ દ્રષ્ટિ.-

આ યોગ લગ્નમાં કે પ્રેમના પ્રથમ ભાગમાં નિરાશા અને સ્ત્રીઓ દ્વારા શોક ને દીલગીરી કરે છે; આ મનુષ્ય કોઇ પણ શોખ વિનાનો, ગુપ્ત તથા બીન કુદરતી ટેવોને વળગેલ, વારંવાર ગંદી વાતો કરનાર, હલકી વર્તણુક વાળો, ઠગ ને ધર્મમાં નાસ્તિક હોય છે. આ ફળ સ્ત્રીઓ કરતાં પુરૂષોને વધારે લાગુ પડે છે.

અશુભ દ્રષ્ટિ યોગ ખાસ કરીને આ બન્ને ગ્રહોની ચાર રાશિ સૂચક* વસ્તુઓ દ્વારા ઉપાધિ બતલાવે છે; પિતા કે ધંધાદ્વારા ધનહાનિ કરે છે; વારસાની હાનિ કે તેથી થોડો લાભ સૂચવે છે; ધંધામાં ભારે ખુવારી અથવા કાળાટીલીનો ભય દર્શાવે છે. આ યોગ વ્યભિચાર અને અપ્રમાણિકતા આપે છે; ને આ પુરૂષ બીજાના અન્યાયનો ભોગ પણ થાય છે. ધનવિનિમય, સટ્ટો, ધનના ઉપયોગ, કમ્પનીઓ, મંડળીઓ, ખેતી, ધરો અને બાગબગીચા દ્વારા ધનની હાનિ થાય છે, અને ૫—૯ ઘરની બાબતો દ્વારા પણ ધનહાનિ થાય છે. કોઇક બાજુથી લોક નિંદા કે ભારે શત્રુતાનો ભય રહે છે. ઉલટાપણું, પડતી, ઘરડાંઓ, ઉપરી, માબાપ કે સગાં દ્વારા કમનસીબ દેખાડે છે. ભાગીદારી ને લગ્નમાં ઉપાધિ અથવા વધારેમાં ૨૮ વર્ષ સુધી લગ્નમાં ઢીલ કરાવે છે. મિત્રો ને છોકરાં દ્વારા ઉપાધિ કે ત્રાસ ને લગ્ન કે ધંધાના ભાગીદાર અને પોતા વચ્ચે ઉમ્મર કુળ ને સ્થિતિમાં તફાવત હોવાથી ઉપાધિ બતલાવે છે. આ યોગ જીંદગીમાં નિરાશા ને દીલગીરીજ ફકત દેખાડે છે. ધારવા પ્રમાણે ધન મેળવવા જતાં ઉપાધિ અડચણો ને ધનહાનિ ભોગવવી પડે છે; તથા તે યોગ દ્રવ્યની બાબતોમાં, તેમજ દરેક તૃષ્ણાઓમાં ને સાહસિક ધંધામાં સાવધ રહેવા સૂચવે છે, ને તેણે પોતાની ચાલચલકતમાં બિગાડ ન થાય તે ખાસ જોવું; તથા કોઇ પણ દિવસ સારી સીકયુરીટી સિવાય નાણાં ધીરવાં નહી, ને કાયદા સંબંધી દસ્તાવેજોમાં સહીઓ વિના વિચાર્યે કરવીજ નહી.

સંયોગ ખાસ એટલો બધો નબળો નથી, પણ તે ગુઢ જુની અને ઐતિહાસિક ચીજો ને વાતોનો શોખ દર્શાવે છે. આ મનુષ્ય જુના રીતરીવાજોને માન આપે છે, અને એક ઇંચ પણ કોઇ પણ બાબતમાં છૂટ મુકતો નથી; ને તે સમજુ હોવાથી ઘણોજ ચાલાક અને દીર્ઘ

---

* જુઓ પત્ર ૪૫-૫૦-૫૩ ને ૫૪,

દૃષ્ટિવાળો હોય છે. આ યોગ લાગણીઓ દ્વારા શોક ને નિરાશા લાવે છે, તથા પૈસાની બાબતમાં ખાસ નજર રાખનાર બનાવે છે.

## શુક્ર હર્શલ—શુભ દ્રષ્ટિ.

આ શુભ દ્રષ્ટિ યોગ પ્રતિજાતિ ( સ્ત્રી કે પુરૂષ ) સાથેના સંબંધમાં વિજય અને તે દ્વારા બહુજ પ્રેમ લાગણી દર્શાવે છે. આ મનુષ્ય સંગીત ને ગાયન જાણનાર, અને જો હર્શલ કે શુક્ર બળવાન હોય છે તો તે ઘણોજ સુધરેલ હોય છે. આ યોગ યુરેનસના ગુણવાળાં ઘણાં ઓળખાણ ને મિત્રો આપે છે, ને તે દ્વારા ધનલાભ મેળવે છે; તે વ્યવહાર લોકપ્રીયતા, સંગીત, કવિતા અને સુંદર હુન્નરો તરફનો શોખ તથા જ્ઞાન આપે છે; હર્શલને લગતા ધંધા× માટે સારો છે; ને તે ઉતાવળો સ્નેહ સંબંધ ને લગ્ન કરાવે છે. આ યોગ આકર્ષણ અને ચુંબક શક્તિને વધારે છે; ને જાહેર પબ્લીક દ્વારા પણ ધનલાભ આપે છે. આ બન્ને ગ્રહોના ધંધા* પૈકી કોઇ પણ દ્વારા લાભ બતલાવે છે; અને જીંદગીમાં પ્રેમ લાગણીનો શોખ વધારે છે. આ યોગ જીંદગીમાં ઉદ્ભવતી હરેક નવી ચીજોને માટે સારો છે; તથા તે છાતી અને લાગણીઓને અસર કરે છે. આ મનુષ્યને અચાનક ધનલાભ, અકલ્પિત મુસાફરીઓ ને ફેરફારો તથા સ્થાનાંતર જીંદગીમાં થઇ આવે છે.

## શુક્ર હર્શલ—અશુભ દ્રષ્ટિ.

આ અશુભ દ્રષ્ટિ સ્નેહના આરંભ કાર્ય કે લગ્ન દ્વારા ત્રાસ કે ઉપાધિ બતલાવે છે. આ પુરૂષ વારંવાર સ્ત્રીઓથી અપ્રીય થઇ પડેલ હોય છે. તો પણ વ્યભિચાર કર્યાજ કરે છે, અને વેશ્યા વિગેરે નકામી સ્ત્રીઓમાં દ્રવ્ય ઉડાડે છે. ગેર સમજૂત ભર્યું લગ્ન કે જોડાણ હોય છે. તે સ્નેહનાં કાર્યમાં વિઘ્ન અને નિરાશા, તથા મિત્રો ઓળખાણ પ્રતિજાતિ (સ્ત્રી કે પુરૂષ) દ્વારા ઉપાધિ આણે છે, ને સ્નેહમાં ગુચવાડો, લગ્નમાં ઢીલ અને કિંચિત્ અપયશનો ભય દેખાડે છે; તથા વિવાહ ભંગ અને વચન ભંગ વિગેરે પ્રસંગોના સંભવ બતલાવે છે. આ મનુષ્ય ચ્હાનારના કે ધણી ધણીઆણીના હાથથી દુઃખી થાય છે. આ બન્ને ગ્રહોને લગતા ધંધા× દ્વારા ધન હાનિ ને ઉપાધિ

---

× જુઓ પત્ર ૭૫

* જુઓ પત્ર ૨૪ ને ૩૫.

× જુઓ પત્ર ૨૪ ને ૭૫.

બતલાવે છે. આ મનુષ્ય સ્ત્રી કે પુરૂષ વર્ગની આકર્ષણ શક્તિથી અંજાઇ જાય છે; ને અચાનક નિરાશા અને અચાનક ધનહાનિ ભોગવે છે, કે જેથી સટ્ટો કરવામાં સાવધાનગીરી રાખવી જરૂરનું છે. આ મનુષ્યો કદાપિ પણ અજાણ્યા સાથે સંબંધમાં, સ્નેહનાં કાર્યોમાં, તેમજ લગ્નની બાબતમાં સાવધાન રહી શકતા નથી, તેથી તેમને અદેખાઇ અને પ્રપંચ દ્વારા કંઇક ભયનો સંભવ હોય છે. આ યોગ વિવાહ ભંગ, છુટા છેડા, વિયોગ વિગેરે લગ્નની બાબતમાં દેખાડે છે, ને મિત્રોનો સંબંધ પણ તોડાવે છે.

## શુક્ર હર્શલ–સંયોગ કે ક્રાંતિ.—

આ યોગ ખાસ નબળો તેમજ સારો નથી, છતાં જો તે ૧–૩–૯ મા ઘરમાં ઉદ્‌ભવે છે, તો આ મનુષ્ય ઘણોજ સારો ગાનાર, અથવા એક્ટર ( નાચનાર ), સુંદર હુન્નરોમાં વિખ્યાત, સ્ત્રીઓનો ને મોજ મજાહનો શોખિન, નાની જુવાન સ્ત્રીઓનો પ્રીય તથા લગ્ન પછીથી વ્યભિચાર સેવનાર થાય છે.

આ સંયોગ અચાનક અને અદ્‌ભુત અને વિચિત્ર ફેરફારો જીંદગીમાં કરે છે. આ યોગ અસાધારણ સંબંધ જોડાવે છે, અને સ્નેહ અથવા આત્માને પવિત્ર બનાવે છે; અને આ યોગ અચાનક ને અકલ્પિત ધન લાભ, વારસો અને લોટરી વિગેરે આપે છે.

## શુક્ર નેપચ્યુન–શુભ દ્રષ્ટિ.—

આ શુભ દ્રષ્ટિ યોગ લાગણીઓને સુધારેછે ને સતેજ કરે છે; અને સંગીત ને હુન્નર વિગેરે માટે સારોછે. આ યોગ એક કરતાં વધારે સ્નેહ સંબંધ કે લગ્ન દર્શાવે છે, કારણ કે આ મનુષ્ય પ્રેમથી એકદમ પીગળી જાય છે, અને સ્ત્રી જાતિનાં વખાણથી લોભાઈ જાય છે. આ મનુષ્ય સુંદરતાથી સપડાઇ જાય છે, કારણકે તેની લાગણીઓ વિચિત્ર હોય છે. આ યોગ ભાગીદારી ને સામાન્ય સુખ સંપત્તિ માટે સારો છે; તથા મિત્રો, કમ્પનીઓ, મંડળીઓ ને લોકપ્રીયતા દ્વારા ધન લાભ દર્શાવે છે; અને હુન્નર, સંગીત, ગાયન ને નાટકશાળાનો શોખ તથા સારી બુદ્ધિ આપે છે; તે નેપચ્યુનના ધંધા * માટે સારો છે.

---

* જુઓ પત્ર ૭૫.

આ શુભ દ્રષ્ટિ ખાસ કરીને દયાળુતા વધારે છે, પ્રેમી વૃત્તિઓને સુધારે છે, સુંદરતાનો શોખ આપે છે, અને જીંદગી ને વર્તણુકના ઉચ્ચાશયથી જીતાયેલ કરે છે. આ મનુષ્ય સુંદર સ્વપ્નોને અનુભવનાર હોય છે; તેથી તેણે પોતાના વિચારોની સાફલ્યતા થાય તેવા પ્રયત્નો કરવા ઉચિત છે. આ યોગ ખેતરોના કામ સંબંધી અનુભવ દર્શાવે છે; ને કુંડળીના બીજા યોગોના પ્રમાણમાં દરીયા તરફનો પ્રેમ ઉત્પન્ન કરેછે, જો કે પોતે પાણીમાં સારી રીતે તરનાર પણ હોતો નથી.

## શુક્ર નેપચ્યુન-અશુભ દ્રષ્ટિ.--

આ અશુભ દ્રષ્ટિ ગેરસમજ, ઠગાઇ ને ખોટા અભિપ્રાયદ્વારા ધન હાનિનો ભય બતલાવે છે; પ્રેમનાં કાર્યોમાં નિરાશા ને ઢીલ તથા ગુંચવાડો બતલાવે છે; ને અપકીર્તિ, નિંદા, અસ્થિરતા ને વ્યભિચારી વૃત્તિ આપે છે.

આ યોગ ધણી કે ધણીઆણી કે બન્નેના ચ્હાનાર પૈકી એકના પ્રેમમાં નબળાઈ કે ઠગાઇ દર્શાવે છે, તથા અપકીર્તિનો ભય બતલાવે છે. ધંધા કે લગ્નનો ભાગીદાર અવિશ્વાસુ ને નબળા મનનો હોય છે; તે વિશ્વાસઘાત, ઠગાઇ કે પ્રપંચદ્વારા ધન હાનિ બતલાવે છે; અને જુઠા ઢોંગથી પૈસા પણ મેળવે છે.

આ અશુભ દ્રષ્ટિ ખાસ કરીને ઘણી ખરાબ અને કમનશીબવંત છે. સ્વાર્થ બુદ્ધિને વધુ આપે છે, અને લાગણીઓને નિરંકુશિત કરે છે. તેણે પ્લેગની માફક દરેક ઝેરી દવાઓનો ત્યાગ કરવો વધારે સારૂં છે.

## શુક્ર નેપચ્યુન-સંયોગ—

આ ગ્રહોનો સંયોગ સામાન્ય રીતે શુભ છે, અને તે મનને શુદ્ધ બનાવે છે, તથા પ્રેમાળુ ને દયાળુ લાગણીઓને સતેજ કરે છે. આ મનુષ્યે પોતાની હોય તેટલી શક્તિવડે લાગણીઓને સુધારવી અને બીન સ્વાર્થિ પ્રેમને સેવવો આવશ્યક છે. નેપચ્યુન વૈરાગ્યનો ગ્રહ છે.

## परिच्छेदः ४०.  Chapter XL.

### રવિ દ્રષ્ટિઃ—

### " Aspects to Sun. "

### રવિ મંગળ—શુભ દ્રષ્ટિ.—

આ શુભ યોગમાં જન્મેલ મનુષ્ય ધૈર્યવંત, ઉદાર, ખર્ચાલ અને શરીર ને બાંધાથી મજબૂત હોય છે; તેના શેઠ ને ઉપરીની તેના ઉપર બહુજ કૃપા હોય છે, ને તે જલદીથી ચઢતી મેળવે છે. સ્ત્રીઓની કુંડળીઓમાં આ યોગ કોઇ દૃઢ મનના અને મજબૂત પુરૂષ સાથે લગ્ન કરાવે છે. આ યોગ જીવન શકિત, તંદુરસ્તી અને શારીરીક બળને આપે છે; તથા કામ કરવાનો જુસ્સો, મજબૂત મનોબળ, હિંમત, સ્વાશ્રય ને સાહસ લુચ્ચાઇના કરતાં વધારે હોય છે, કે જે બળ તેને જુસ્સાને લીધેજ હોયછે; અને ને બીજાઓને તાબે રાખવાની તથા હુકમ કરવાની શકિત આપે છે. આ યોગ જોખમદારીની જગો ને જાહેર જીંદગી આપે છે, અને માબાપના અને મુખ્યત્વે પિતાના વારસા તથા સંતાનના જન્મ માટે સારોછે. મંગળના ધંધાથી÷ સારો લાભ, જેવાં કેઃ લશ્કરી નોકરી, ખલાશી, ડોકટર, સરજન અને સરકારી નોકર; ને વાયુતત્વ રાશિમાં બુદ્ધિયોગ સૂચવે છે. આ મનુષ્યના શરીરમાં ને મનમાં એટલી બધી અગ્નિ હોય છે કે તે બહુ કરી શકે છે, ઘણુાજ જુસ્સાથી કાર્યો કરે છે; અને ઘણોજ ખંતીલો હોવાથી ભાગ્યેજ પાછો પડે છે. આ યોગ બુદ્ધિ બળના કરતાં વધારે શરીર બળ, અને સરતો ને રમતોમાં કુશળતા આપે છે. આ મનુષ્ય પોતાની ધારેલ ધારણા લુચ્ચાઇ કે હુંશિઆરી નહી વાપરતાં જુસ્સાથી તેમજ બળથી પાર પાડનાર હોય છે; અને તેણે ખાસ કસરતો કરવી જેથી લોહી બધે પ્રસરેલ રહે.

### રવિ મંગળ—સંયોગ કે અશુભ દ્રષ્ટિ.—

આ યોગમાં જન્મેલ મનુષ્ય હિંમતવાન, સાહસિક, દૃઢ, મિજાજી, સ્થિર ને સ્હેજમાં ક્રોધી છતાં ઉદાર હોય છે. જળતત્વ રાશિમાં દારૂ કે પીવાની ચીજનું વલણ આપે છે. આ યોગ તાવની બીમારી અને

---

÷ જુઓ પત્ર ૨૮.

અચાનક ને ભયંકર મરણનો સંભવ દર્શાવે છે. આ મનુષ્ય મજબૂત અને તંદુરસ્ત હોય છે. સ્ત્રીઓને જો આ યોગ હોય છે તો તે ઘણોજ ખરાબ છે, તે દુઃખી લગ્ન બનાવે છે, ને ઘણી ઘણોજ ક્રોધી ને દુષ્ટ સ્વભાવવાળો, દારૂડીયો, સખ્તાઇથી કામ લેનાર ને ભાગ્યેજ ખુશ થનાર હોય છે; જો શનિ કે હર્શલ રવિ ઉપર દ્રષ્ટિ કર્તા હોય છે તો ઘણો જલદીથી મરી જવાનો સંભવ હોય છે. આ દ્રષ્ટિ યોગ શુભ દ્રષ્ટિના જેટલોજ જુસ્સો ને શારીરિક તથા માનસિક બળ આપતા છે; ને તે સ્વતંત્રતા, દઢતા, આળસ ને અણસમજ પણ આપે છે, ને બાપ કે દીકરાનું મરણ કે વિયોગ કે અવકૃપા બતલાવે છે. ઉપરી સાથે અણબનાવ અને કુટુંબ ઉપરી કે જાહેર લોક તરફથી માત્ર હાનિ દર્શાવે છે; તે તાવ, અકસ્માત, મંગળના રોગ અને કજીયા સૂચવે છે; તથા વારસાની હાનિ અને મરનારની મીલકત દ્વારા ત્રાસ બતલાવે છે. આ મનુષ્ય કજીયાખોર ને બહુજ સહનશીલ હોય છે. સંયોગ ખરચ કરાવીને વારસાનો લાભ કરે છે. આ મનુષ્યની માંદગી તથા મરણ મંગળના રોગોથી, અકસ્માતથી, શસ્ત્ર ક્રિયાથી કે કજીયા વિગેરેથી થાય છે; અને તે છાતીના દરદનો સંભવ બતલાવે છે; પણ મંગળ કે રવિ જો ઉચ્ચ કે સ્વગૃહી હોય છે તો તે અશુભ ફળને ઓછું કરે છે, ને કામ કરવાની શકિત ને જુસ્સો આપે છે. અશુભ દ્રષ્ટિવાળા મનુષ્યે તૃષ્ણાઓ કે જે ફળીભૂત થતીજ નથી તે ઉપર તણાઈ ન જતાં મન ઉપર કાબુ રાખવું; દરેક જાતની ઉશ્કેરણી ભરેલી લાગણીને તજવી, અને જીંદગીના કોઇક પણ સમયે થનાર અકસ્માતથી સાવધ રહેવું. કોઇ પણ કાર્ય કર્તા પહેલાં તેના ઉપર ખાસ વિચાર કરવો, અને અગ્નિ કે અગ્નિવાળાં હથિયારોથી પણ સાવધ રહેવું; ઊતાવળનો જેમ બને તેમ ત્યાગ કરવો.

સંયોગ દ્રષ્ટિ ખાસ કરીને ક્રોધ અને વાસના દ્વારા મનોબળ અને તૃષ્ણાઓની તકરાર કરાવે છે; હદપારની કવચિત્ શારીરિક ઉષ્ણુતા તાવ અને લાગણીઓ બતલાવે છે. તેનામાં હુકમ, શેઠાઈ ને સત્તાનું તત્વ બહુજ મજબૂત હોય છે ને દઢ વર્તણુક બતલાવી બીજાઓને તાબે રાખવાના બળને અમલમાં મુકે છે,

## રવિ ગુરૂ—સંયોગ કે શુભ દ્રષ્ટિ.—

આ યોગ વિજય, ધનનો સંચય, કીર્તિનો લાભ, સત્તાધારી ને મહદ-

સાર મિત્રો, સારી તંદુરસ્તી, પ્રમાણિકતા, આશા, દયા, શુદ્ધ દિલ, મમતા અને દીર્ઘાયુષ્ય આપતા છે. રવિ ગુરૂનો સંયોગ મગજે લોહી ચઢી જવાનો યોગ બતલાવે છે, ને તે દ્વારા ક્વચિત્ મરણનો સંભવ પણ કરે છે.—સ્ત્રીઓને આ યોગ જો ગુરૂ બલવાન હોય છે, અને રવિ બીજી અશુભ દ્રષ્ટિમાં હોતો નથી તો એક માનવંત અને સુખી લગ્ન ઉત્પન્ન કરે છે. આ યોગ ધર્મ, દેવાલય, કાયદો, મુશાફરી, વ્હાણ, ઘોડા, રમત ગમત ને નવમા ઘરને લગતા ધંધા* દ્વારા વિજય તથા લાભ આપે છે. આ ગ્રહોના આશ્રિત સ્થાનને લગતી બાબતો દ્વારા સારો છે; ને ધર્મનું વલણ આપી તેમાં વિખ્યાતિ અને અગ્રેસરપણું આપે છે. આ યોગ વારસા માટે સ્હેજ સારો છે, ને તે પોતાને બાપને કે દીકરા પૈકી કોઇને પણ મળે છે. તે પાંચમા ઘર ને સિંહ રાશિને લગતા ધંધા દ્વારા ધનલાભ આપે છે, ને ગમે તે ધંધામાં પણ ચઢતી ને જોખમદારી મેળવે છે. આ યોગ બાપને પોતાનાં છોકરાનાં ધન માટે સારો છે, અને તે દ્વારા ધન લાભ અને મદદ મેળવે છે. આ યોગ લગ્ન માટે અને મુખ્યત્વે સ્નેહ માટે સારો છે.

આગતા સ્વાગતા અને ધર્માદા કૃત્યો જેવાં કે: હોસ્પીટાલ અને જાહેર કે પરોપકારી ખાતાઓ દ્વારા પણ સારો છે; તથા ગરીબો અને હલકા લોકોને લગતા કામો માટે પણ સારો છે.

શુભ દ્રષ્ટિ ખાસ કરીને મનુષ્યને ઘણોજ ભાગ્યશાળી ને ધનાઢ્ય બનાવે છે, અને જેમ જીંદગી વધતી જાય છે, તેમ વ્યવહાર વિજય ને ચઢતી કરે છે. આ મનુષ્ય ધર્મનું ખરૂં સ્વરૂપ જાણનાર અને ઘણી દયાળુ વૃત્તિવાળો હોવાથી દરેક સંસર્ગમાં આવનાર મનુષ્યો સાથે મમતા ભરેલો વર્તણુકવાળો હોય છે; આ મનુષ્ય જીંદગીમાં વિજય મેળવે છે, કે જેને તે ખરેખર લાયક છે, અને તેનાં દરેક કાર્યો સંતોષપૂર્વક થયાં કરે છે. આ મનુષ્ય દુઃખના સમયમાં પણ આશાવંત અને આનંદી રહે છે, અને સમયાનુસાર શાંતિથી વર્તે છે. આ યોગ તંદુરસ્તી, દ્રવ્ય અને સ્નેહ ભર્યાં કાર્યો આપે છે.

સંયોગમાં ખાસ કરીને આ મનુષ્ય ઘણોજ ઉમદા વર્તણુકવાળો હોય છે. આ મનુષ્યની જીંદગી સુખી ને વિજયી નિવડે છે, ને મન ને શરીર ને સદાચારને લગતા ચઢતીના ઘણા સારા પ્રસંગો પ્રાપ્ત કરે છે;

---

* જુઓ પત્ર ૯૭.

ને સારા મનુષ્યોની કૃપા ને જોઈતી મદદ મેળવે છે; તેનાં નવીન સાહસો વિજયી નિવડે છે, ને કાર્યયોજના શકિત વધેછે. જીવન શકિત ઉપયોગ કરતાં વધુ હોય છે, તેથી તેણે નિયમિત રહેવું જરૂરનું છે, ને આ યોગ નીતિને મજબૂત કરી વૃત્તિઓને સદ્‌ગુણી બનાવે છે.

## રવિ ગુરૂ—અશુભ દ્રષ્ટિ.—

આ અશુભ દ્રષ્ટિ યોગ દ્રવ્ય હાનિ ને જીંદગીમાં કમનશીબ ઉત્પન્ન કરે છે; ને આ મનુષ્યને વારંવાર કાયદાની તકરારોના ગુંચવાડામાં નાંખે છે, કે જેથી ભારે દ્રવ્ય હાનિ સાથે વિરૂદ્ધ પરિણામ આવે છે. આ મનુષ્યે કોઇને પૈસા ધીરતાં અને બીજાના જામીન થતાં બહુજ સાવધ રહેવું. આ યોગ દ્રવ્ય હાનિ કરાવે છે, ને જીંદગીના છેવટે ગરીબાઈ બતલાવે છે. સ્ત્રીઓને આ યોગ સારા છતાં ભાગ્યહીણુ ધણી આપે છે. આ યોગ ધર્મ, કાયદો, મુશાફરી, ઘોડા, રમત ગમત અને ગુરૂને લગતી સઘળી બાબતો *દ્વારા ઉપાધિ અને હાનિ બતલાવે છે; ને સાહસ, લાગણીઓ, યુકિતની ખામી, ઉડાઉપણું અને કપટને સૂચવે છે. તેને ગુરૂ સૂચક રોગો× થાય છે, અને ધાર્મિક અભિપ્રાયો બીજા લોકોથી કે પિતાથી કે છોકરાથી કે ઉપરીથી ભિન્ન હોય છે; ને તેથી ત્રાસ વા ઉપાધિ ઉદ્ભવે છે.

આ અશુભ દ્રષ્ટિ ખાસ કરીને ગુરૂના રોગો ઉત્પન્ન કરી છાતીની નબળાઇ દર્શાવે છે, પણુ બીજા ગ્રહો સારા હોય છે તો છેવટ સુધી તેમ રહેતું નથી. આ યોગ બન્ને ગ્રહ સૂચક બાબતો અને ૫–૯ મા ઘરને લગતી બાબતો દ્વારા ત્રાસ ને હાનિ દર્શાવે છે; ને બાપ તથા પોતાનાં છોકરાંની જીંદગી માટે નબળો છે; અથવા વિરહ કે વિયોગ કે અણુબનાવ કે એકાદનું મરણુ સૂચવે છે. આ યોગ ધર્માદા મદદ લેવરાવે છે, અને જીંદગીના કોઇ પણુ સમયે ધર્માદા ખાતામાં રહેવું પડે છે, ને જો બીજા અશુભ યોગની સહાયતા હોય છે, તો કેદખાનામાં, હોસ્પીટાલમાં અને એસેલમમાં રખાવે છે; પણુ અહિં ખાસ જન્મ કુંડળીની સઘળી સ્થિતિ ઉપર આધાર હોય છે. આ યોગ કોઇ નર્સ કે ડૉકટરને હોય છે તો તે રોગીના રોગ લે છે; અને તે જીંદગી પ્રપંચ અને બેભયુ વર્તણુકવાળી આપે છે, કે જે તેને પોતાને પણુ ગમતી નથી; ને તે જોરજુલમથી જાત

* જુઓ પત્ર ૩૧.

× જુઓ પત્ર ૩૧.

ઉપર આવી પડેલ હોય છે. બીજા નબળા યોગની મદદ હોય છે તો તે અપ્રમાણિકતા, અન્યાય, અધર્મ અને આડા માર્ગો બતલાવે છે; અથવા તે દ્વારા પોતે દુ:ખી થાય છે; જો કે ગુરૂની કોઇ પણ નબળી દ્રષ્ટિ ખાસ નબળી ગણાતીજ નથી. આ યોગ ફક્ત દરેક બાબતોમાં ઢીલ બતાવે છે; અને જ્યાંથી લાભની ઇચ્છા હોય છે; તેમાં ત્રાસ ને ઉપાધિ સ્હેજ દર્શાવે છે. આ મનુષ્યે ધર્મ ગુરૂઓ ને ધર્મને લગતા પુરૂષો સાથેના તથા સ્નેહીઓના સબંધમાં ને કાગળ પત્રોના પ્રસંગોમાં સાવધ રહેવું. આ યોગ લોહી વિકાર બતલાવે છે, અને તેથી ખોરાકમાં સંભાળ રાખવી બહુ ઉપયોગી છે, કારણ કે લીવર બરોબર કામ કરી શકતું નથી, અને તેથી જીંદગી ને જુસ્સાને અસર કરે છે; અને તેથી ઉદાશી ને નિરૂત્સુક બનાવે છે, ને વ્યવહારૂ ચઢતીમાં તે વિઘ્ન હોય છે.

## રવિ શનિ–શુભ દ્રષ્ટિ.—

આ યોગ મનુષ્યને દ્દઢ, સ્થિર, ન્યાયી, ગંભીર ને પ્રમાણિક બનાવે છે; અને જીંદગીમાં લાભ તથા વિજય બતલાવે છે. સ્ત્રીને જો આ યોગ હોય છે તો તે લગ્ન ઘણુંજ મોડું કે તેનાથી ઉમરમાં મોટા પુરૂષ કે વૃદ્ધ સાથે કરાવે છે; અને જો શનિ, તુલા, મકર કે કુંભમાં હોય છે, તો તેઓ પૈસાદાર હોવા છતાં ઘણાજ કંજુશ હોય છે, અને ભાગ્યેજ લગ્નથી સુખી હોય છે. આ યોગવાળા મનુષ્યમાં જાતિ કાબુ, અગમચેતી ને ડહાપણુ, કામને ગોઠવવાની શકિત અને બીજાઓ ઉપર હુકમ કરી કામ બતાવવાની સત્તા ને જોખમદારી ભરેલી જગો અને સ્થિતિ આપે છે. આ યોગ ઉપરી કે પિતાની કૃપા, દ્રવ્ય સંચય ને ઘરો કે મીલકત તથા ગુરૂના ધંધા દ્વારા ધનલાભ બતલાવે છે.

આ શુભ દ્રષ્ટિ ખાસ કરીને યુકિતઓ, યોજનાઓ ને લોભીવૃત્તિઓ આપી વિજયી બનાવે છે. આ મનુષ્યમાં જાત કાબુ અને અપ્રીય વચનોનો અભાવ ને ઉપરીની કૃપા બતલાવે છે. આ મનુષ્ય જીંદગીમાં ચઢે છે. ને સારા માણસ સાથે જોડાય છે; ને જરૂર તે બન્ને એકજ કાર્યો માટે મંડળીઓમાં, કમ્પનીઓમાં બીજાની સાથે જોડાય છે; તેને દ્રવ્યનો લાભ પણ કમ્પનીઓ કે રેલવે કે ભાગીદારી દ્વારા થાય છે. આ મનુષ્ય પિતા કે પોતાના કોઇ પણ દીકરા સાથે ભાગમાં જોડાય છે, અને જો એકલો ધંધો કરે છે તો સ્વતંત્ર બની કોઇની પણ સલાહ

લેતો નથી. તે છોકરાંને લાભ આપે છે, પણ છોકરાંની સંખ્યા ઓછી કરે છે; પિતાનો વારસો તથા મ્યુનિસિપાલેટીની કે તેવી બીજી આબરૂ અપાવે છે. આ મનુષ્ય જો દરકાર કરે છે તો જોખમદારી ભરી સારી જગ્યા મેળવે છે, ને ઘરડા અને આબરૂદાર મનુષ્યોની મિત્રતા તથા જોઈતી મદદ મેળવે છે; જેમ જેમ જીંદગી વધતી જાય છે તેમ તેમ સદાચારનું વલણ વધે છે, અને બહુ સાવધાનગીરી મળતી જાય છે, તથા તબીઅતનો સુધારો પણ થતો જાય છે; આ યોગ દીર્ઘાયુષ્ય આપે છે.

## રવિ શનિ-સંયોગ કે અશુભ દ્રષ્ટિ.-

આ યોગ જો રવિ કે શનિ પાશ્ચિમાત્મ સ્થાનોમાં હોય છે તો તબીઅત બગાડે છે; તે દ્વિસ્વભાવ રાશિમાં શરદી કે ક્ષય રોગનો સંભવ અને છાતીની ને હૃદયની નબળાઇ આપે છે; કર્ક કે મકરમાં અસ્થમા ( ભારે ઉદરસ )નો ભય; સ્થિર રાશિમાં પતન પીડા કે અકસ્માત અને છાતી કે પીસાબનાં દરદો આપેછે. આ યોગ ધંધામાં હાનિ, અપકીર્તિ ને માંદગી આપે છે. સ્ત્રીઓને આ યોગ લગ્ન થવા દેતો નથી, કે તેમાં ઢીલ ઉત્પન્ન કરે છે, કે જે દ્રષ્ટિની આશ્રિત રાશિના પ્રમાણમા હોય છે. કર્ક વૃશ્ચિક કે મીનમાં આ યોગ આળસુ કે મૂર્ખ સાથે લગ્ન કરાવે છે, ને તેમાંથી ગરીબાઇ તથા દુઃખ દેખાડે છે. આ યોગ ધણીનું મરણ, ને નાતરાંવાળાને બીજું કે ત્રીજું લગ્ન કરાવે છે; અને તે ઘણું કરીને ઘરડા કે રાંડેલ સાથે થાય છે. આ લગ્નો ભાગ્યેજ સુખી નિવડે છે, ને ધણી ઘણોજ સખ્ત કામ લેનાર, ઘાતકી, સ્વાર્થી, હૃદયહીન અને બીજાઓને હાનિ કરનાર હોય છે. આ યોગ ધંધામાં ઉપાધિ, પિતા, ઉપરી કે લોકોદ્વારા હાનિ કે અણબનાવ દર્શાવે છે; શત્રુતા અને પ્રતિપક્ષતા ઉત્પન્ન કરે છે; તે જીવન શકિત અને શરીરનો બાંધો નબળો આપે છે; ને લોભી વૃત્તિઓને નાશીપાસ કરી મુકે છે.

આ મનુષ્યને વારંવાર કામમાં અડચણો ને ઢીલ આવી પડે છે; પણ જો પરસ્પર કારક સ્થાનમાં બન્ને ગ્રહો હોતા નથી તો આ યોગ આ ગ્રહોને લગતી બાબતો દ્વારા કમનશીબ સૂચવે છે. ધંધામાં નાસીપાસી, લોકની અવકૃપા, અથવા પિતાનું મરણ કે તેના ધનની હાનિ, કે તેમનો વિયોગ કે અપકૃપા બતલાવે છે; તેવોજ પ્રસંગ છોકરાના સંબંધમાં પણ લાવે છે, આ યોગ શત્રુતા, પ્રતિપક્ષતા, અદેખાઇ ને દ્વેષને ઉત્પન્ન કરે છે,

ને તેની લોભી વૃત્તિઓ ધૂળધાણી થઈ જાય છે, તથા તેને પડતી કે ઉલટું નશીબ આવી પડે છે. આ મનુષ્ય નિર્દય, બીજાની લાગણીઓનો બેદરકાર ને અભિમાની હોય છે. આ યોગ છાતી તથા જીવન શક્તિ ઉપર અસર કરે છે; ને મોટા પુરૂષોનું અને અધિકારીનું વેર ઉભું કરે છે. ગમે તે દ્રષ્ટિ યોગ લગ્ન કે સ્નેહ સંબંધ, ચઢતી સ્થિતિના મનુષ્ય સાથે કરાવે છે; જો ખરાબ યોગ હોય છે તો તે લગ્નમાં કે સ્નેહ સંબંધમાં મમતાની ખામી અને કુસંપને બતલાવે છે. માબાપ તેમાં પણ મુખ્યત્વે કરી બાપ લગ્નમાં કે સ્નેહ સંબંધના કાર્યોમાં ઢીલ કરાવે છે કે વિઘ્ન નાંખે છે. ગમે તેવા યોગમાં પણ ધણી ધણીઆણી વચ્ચે ઉમ્મરમાં તો ખાસ તફાવત જ હોય છે.

આ અશુભ દ્રષ્ટિ ખાસ કરીને જીંદગીમાં ઘણીજ ઉપાધિ, શોક અને દીલગીરી દર્શાવે છે, ને તે નબળી વર્તણુક આપે છે. આ મનુષ્ય ભાગ્યેજ પોતાની ધારેલી ધારણાઓ પાર પાડી શકે છે, ને તેનું કારણ ઘરડાઓનું વચમાં પડવું કિંવા પ્રસંગની ખામી હોય છે. ઢીલ અને અડચણો ચઢતીને અટકાવે છે; લોહીના ફરવાની ખામીને લીધે તબીઅત બગડે છે, તેથી જેમ બને તેમ શરદીથી દૂર રહેવું; સદાચારને સેવવાથી સામાન્ય વિજય મળી ધન પ્રાપ્તિ થાય છે. આ મનુષ્યે સ્વાર્થ, અદેખાઈ ને દુશ્મનાવટનો ત્યાગ કરવો.

સંયોગમાં ખાસ કરીને માણસને ચઢાવી છેવટે પાડે છે; તે જો બહુ નમ્ર પ્રકૃતિવાળો રહી બહુ ઉંચે જવાની ઈચ્છા કરતો નથી તો તે બચી જાય છે. આ યોગ ઘણોજ નબળો ગણાય છે ને તે જોખદારી તથા સત્તા કોઇ પણ બાબતમાં આપે છે, અને તેમાં દોઢ ડહાપણ કરાવડાવે છે. આ મનુષ્યને કંજુસાઈ, કરકસર, ગંભીરતા ને ખંતનું ખરૂં સ્વરૂપ જાણવાના પ્રસંગો આવે છે. આ મનુષ્ય ભયભીત ને સાવધ હોય છે; ને તેણે કદાપિ પણ અતડા ને ઉદાશી રહેવું નહી, નહીંતર આવેલ પ્રસંગોને ખોઇ બેસવાનો યોગ લાવે છે.

## રવિ હર્શલ—શુભ દ્રષ્ટિ.—

આ શુભ દ્રષ્ટિ અજાણ્યા અને ઘરડાં મનુષ્યો દ્વારા ધનલાભ, અને ગમે તે ધંધામાં ને મુખ્યત્વે પબ્લીક કે સરકારી નોકરીમાં વિજય દેખાડે

છે. આ યોગ સ્ત્રીઓને જો હોય છે તો તે દૃઢ સંબંધ બંધાવે છે ને ઘણુંજ વ્હેલું લગ્ન કે અન્યાયી સ્નેહનો પ્રસંગ લાવે છે. આ યોગ સ્વકલ્પના શકિત, સ્વતંત્રતા, સાહસ, લોભવૃત્તિ, મનની શુદ્ધતા ને ચાલાકી આપે છે; તથા લોકસેવા કરનાર જીંદગી ને નોકરી, સ્થાનિક ખાતાં ને કંમ્પનીઓને લગતા ધંધા દ્વારા ધનલાભ આપે છે; અને તેમાં મેમ્બર પણ બનાવે છે.

આ યોગ હર્શલને લગતા +ધંધા દ્વારા વિજય ને લાભ બતલાવેછે; દરેક સાથે ભ્રાતૃભાવ દેખાડે છે; તથા છેવટ વૃદ્ધાવસ્થા સુધી તબીઅત સાચવે છે, ને દીર્ઘાયુષ્ય આપે છે. તે અસાધારણ રોગોપચાર જેવા કે: વીજળી, મેસ્મેરીઝમ, હીપ્નોટીઝમ વિગેરે દ્વારા ધનલાભ આપે છે. આ યોગ હદપારનું બુદ્ધિ સામર્થ્ય, સ્વકલ્પના શકિત, સ્વાશ્રયબળ અને યુકિતઓ આપે છે; અને તેથી સ્વતંત્ર બનાવી પોતાની ઘડી કાઢેલ યોજના પ્રમાણે વર્તે છે. આ મનુષ્યમાં આકર્ષણ શકિત વધુ હોવાથી બીજાઓ ઉપર અસર કરી તેમને પોતાના પાસમાં લેઇ શકે છે. આ યોગ ઉદાર મન, અધ્યાત્મ જ્ઞાન ને ઉદારતા આપે છે, તથા દરેક દૈવી ને ગૂઢ વિષયો તરફનું વલણ દર્શાવે છે.

## રવિ હર્શલ— અશુભ દ્રષ્ટિ.—

આ યોગ અપયશ આપે છે, ને સત્તાવાળા શત્રુઓ, જાહેર કમ્પનીઓ ને રેલવે વિગેરે દ્વારા હાનિ બતલાવે છે. સ્ત્રીઓને આ યોગ,સંયોગ દ્રષ્ટિનું ફળ આપે છે. આ યોગ ધંધા તથા જાહેર આબરૂ માટે નબળો છે; ને તે વિચિત્ર વર્તણુક, ઉતાવળ અને ચિત્તભ્રમણતા દર્શાવે છે. આ મનુષ્ય સ્હેલાઇથી ગુન્હા કરે છે, શત્રુતા ને પ્રતિપક્ષતાને ઉત્પન્ન કરે છે, તથા કમનશીબને ભેટે છે.

આ યોગ આશ્રિત રાશિ અને સ્થાનના પ્રમાણમાં તબીઅત બગાડે છે, ને શુભ દ્રષ્ટિની બરોબર દરેક બાબતમાં વલણ આપે છે; પણ તેનું પરિણામ વિરૂદ્ધ ને ત્રાશજનક હોય છે. તે દરેક કાર્યોમાં ભુલોને અસમતોલ મન છે; ને સંસારી કુસંપ કરાવે છે. આ યોગ જાહેર

---

+ જુઓ પત્ર ૩૫.

જગો, લોકપ્રીયતા અને સામાન્ય લોક મમતા માટે નબળો છે. લગ્નમાં, મિત્રમાં ને ધંધામાં દરેક રીતે વિઘ્નો ને વિયોગ બતાવે છે.

આ અશુભ દ્રષ્ટિ ખાસ કરીને નબળી છે;ને તે ઘણાજ વિચિત્ર અનુભવો બતલાવે છે,તથા આપ્ત ને સ્નેહી વર્ગથી વિખુટા પાડે છે કે જેઓ દ્વારા હાનિને દીલગીરીઓ ભોગવે છે. દરેક કામ કરતાં પહેલાં ખાસ ધ્યાનપૂર્વક વિચાર કરવો ને લાગણીઓથી કે બીજાની મોહજાળથી કદાપિ પણ દોરવાઈ ન જવું. મિત્રો ઉપર વિશ્વાસ કરતા પહેલાં તેઓની પરીક્ષા કરવી અને અજાણ્યાની અસર તથા મન ખાસ તપાસવું. અચાનક અને અકલ્પિત બનાવો જીંદગીમાં બને છે કે જે દરેક યોજના અને ગોઠવણોને ઉંધી વાળી દે છે.

## રવિ હર્શલ–સંયોગ કે કાંતિ.—

આ યોગ વિજય ને ચઢતી બતાવી તરતજ પાછળ ભયંકર કમનશીબ લાવે છે; અને લોકપ્રીયતાને અપ્રીયતા, તથા વિચિત્ર બનાવોવાળી જીંદગી દર્શાવે છે.. સ્ત્રીઓને તો આ યોગ ઘણો ખરાબ હોય છે, ને તે અપકીર્તિ તથા વ્હેલી ઉમ્મરે ગૃહ સંસાર અને ઘણું કમનશીબ ભરેલું લગ્ન આપે છે. આ યોગ મનુષ્યને અસાધારણ ને વિચિત્ર વર્તણુકવાળો બનાવે છે; અને તે જીંદગીના કોઇ પણ સમયે પોતાને લગતી બાબતોમાં મુખ્ય ભાગ લેવરાવે છે કે જે વખતે બહુજ શોધક બુદ્ધિ બળ વપરાવે છે. પણ જો આ મનુષ્ય વ્હેમ ને બંધનનોથી છુટો રહે છે તો ગમે તેવી અડચણોને પણ દૂર કરી શકે છે, ને તેનામાં યોજના શકિત વધારે છે.

## રવિ નેપચ્યુન–સંયોગ કે શુભ દ્રષ્ટિ.—

તે લાગણીઓ અને ઇચ્છાઓને સુધારે છે, તથા સુંદરતા, સ્વચ્છતા, મોજમજાહ, વૈભવ અને સુધારાનો સારો શોખ આપે છે; ને નેપચ્યુન ને લગતા ધંધા* માટે સારો છે, જો કે તે કયા છે તે બરોબર જણાયું નથી, છતાં મીન રાશિને લગતા ધંધાઓ+ તેના રૂપજ છે, ને તે પાણી,મુસાફરી, સટ્ટો, વૈભવી કાર્યો, મોજમજાહ, નાટકશાળા ને આનંદી ઘરો વિગેરે છે. પાંચમા ઘરના બનાવોx ને વારસા માટે સારો છે.

---

* જુઓ પત્ર ૬૫.

+ જુઓ પત્ર ૫૫.

x જુઓ પત્ર ૯૩.

આ યોગ વૈભવનો શોખ આપે છે, છતાં તે સીધા રસ્તાનોજ હોય છે; ને તે ઉદારતા, દયા ને શુભ લાગણી આપે છે.

આ શુભ દ્રષ્ટિ ખાસ કરીને ધાર્મિક વળણુ દર્શાવે છે, ને જો કે પોતે નથી ધારતો છતાં ભાગ્યશાળી હોય છે; અને બીજા લોકોની પ્રીતી મેળવે છે. આ મનુષ્યે ખાસ વ્યભિચારી વૃત્તિઓથી દૂર રહેવું જરૂરનું છે.

સંયોગ દ્રષ્ટિ ખાસ કરીને બીજા લોકોના કરતાં જુદીજ જીંદગી આપે છે, વિચિત્ર અનુભવો બતલાવે છે, તથા જગતમાં સર્વત્ર ભ્રાતૃ ભાવ લાગણી દર્શાવે છે. આ મનુષ્યને મોટા પાયા ઉપરનાં સ્વપ્નો આવે છે, ને તે પોતાને કે બીજાને માટે ગુપ્ત યોજનાનો સંગ્રહ કરી રાખે છે; આ યોગ મનુષ્યમાં આકર્ષણ શક્તિ આપે છે, ને તેથી બીજાઓના પાશમાં ન પડવું તથા દવાઓ ને હીપનોટીઝમના પ્રયોગોને તાબે ન થવું વ્યાજબી છે.

## રવિ નેપચ્યુન—અશુભ દ્રષ્ટિ.—

આ અશુભ દ્રષ્ટિ ધંધામાં ઉપાધિ, જાહેર શોક નિંદા કે ટીકા, અપકીર્તિ, ઉપરીની અવકૃપા ને ભગ્ન થયેલી આશાઓ, ને વ્યભિચારી વલણુ બતલાવે છે. આ મનુષ્યે ઉપરી અને સત્તાવાળા મનુષ્યોનો વિશ્વાસ કરવો નહી. તેની દરેક લોભી વૃત્તિ નિષ્ફળ નિવડે છે; તેની દરેક યોજના પોતાના દોષ વિના પણ ઊંધી વળે છે; અને તેના દરેક પ્રયત્નો નકામા નિવડે છે. આ ગ્રહોની આશ્રિત સ્થાન દ્વારા ગંભીર હાનિ થાયછે. આ મનુષ્ય જોખમભરી જગો ઉપર હોવા છતાં ભાગ્યે જ સૌથી ઉપરી હોય છે, તેબીજાઓને તાબેદાર હોય છે કે જેઓ તેના શત્રુઓ કે કાબુમાં રાખનાર હોય છે. આ યોગ તબીઅત બીગાડે છે, અને તાંણુ, ફેફરૂ કે કોમા ઉત્પન્ન કરે છે. આ અશુભ દ્રષ્ટિ ખાસ કરીને અજાણ્યા કે સહવાસવાળા કે પાસેના માણસો દ્વારા ઠગાઇ કે પ્રપંચ બતલાવે છે. કેટલીક વખત ધારેલી ને યોજેલી બાબતોને જવા દેવી પડે છે, ને શોક પરિણામ અહ- નિરાશાઓ આવી પડે છે. આ સઘળું સ્નેહ ને દયાનો કાયદો તોડવાનું પરિણામ હોય છે; અને જો વિચારને સેવેછે તો શુદ્ધ હૃદયાવસ્થા અનુભવેછે.

# परिच्छेदः ४१.  Chapter. XLI.

## મંગળ દ્રષ્ટિ.

## " Aspects to Mars. "

## મંગળ ગુરૂ–શુભ દ્રષ્ટિ.

આ યોગમાં જન્મેલ મનુષ્ય હિમતવાન, સ્વતંત્ર, ઉદાર, ઝનુની અને પરોપકારી હોય છે. મંગળ ગુરૂનો કોઇ પણ દ્રષ્ટિયોગ ધન સંચય માટે સારો નથી. શુભ દ્રષ્ટિમાં ધનનો વ્યય જાતે કરી તેનો ઉપયોગ કરે છે. આ મનુષ્ય ધર્મ કે બીજી હરકોઇ બાબતની માન્યતાની બાબતમાં ચાલાકી ભર્યો ટેકો આપનાર હોય છે.

આ શુભ દ્રષ્ટિ ખાસ કરીને મનુષ્યને ગુરૂની રાશિ સૂચક ધંધામાં+ જુસ્સો ને સાહસ આપે છે, ને આ ગ્રહોને લગતી બાબતોમાં સ્વકલ્પના શક્તિ ને સ્વાશ્રય બતલાવે છે. આ મનુષ્ય નવા ધંધાઓ તથા વિચારોનું સાહસ ખેડે છે, અને જુના માર્ગનો ત્યાગ કરવા ઢીલ કરતા નથી. પોતાના કામમાં પોતે એક્કો, સ્વતંત્રતા ને ન્યાયનો શોખિન, અને નબળા, ગરીબ અને અન્યાયથી પીડાતાઓનો પક્ષ કરનાર હોયછે. આવા બહુજ સંભવો ધર્મના સંબંધમાં અને નવમા કે બારમા ઘરની બાબતોમાં પણ હોય છે.

આ મનુષ્ય મુસાફરી અને શોધખોળના કામનો શોખિન હોય છે; તથા તે વ્હાણુ, તરવા ને સફરોને લગતા ધંધામાં અને નવમા ઘરને લગતાં ઇજનેરી કામમાં વિજય બતલાવે છે. તે રહેજ અભિમાની, લોભી ને જગોનો અદેખો, ઉદાર હાથનો ને સીધા રસ્તે જનાર હોય છે. તે સ્ત્રી કે સ્ત્રીનાં સગાં અથવા ભાઇ બ્હેનનાં લગ્નનાં ભાગીદાર દ્વારા ધનલાભ કે વારસો મેળવે છે. આ મનુષ્ય બીજાઓને તેમના કલ્યાણ માટે દોરે છે, શિખવે છે, ને ઉશ્કેરે છે. આ યોગ સામાન્ય રીતે ધર્મ ક્રિયાઓ નિયમ વિરૂદ્ધ બતલાવે છે, કે જે દૈવી કે ગૂઢ હોય છે, ને તે કોઈ પણ જાતના બંધન કે દાસત્વમાંથી મુક્ત કરે છે. દ્રવ્યની બાબતોમાં આ યોગ સારો

---

+ જુઓ પત્ર પર ને પપ.

નથી. આ મનુષ્ય કદાપિ પણ છેતરાતો નથી, ને તેણે સાહસમાં ઉદ્ધતાઈ અને હદપારનું ઉડાઉપણું ત્યાગ કરવું.

## મંગળ ગુરૂ–સંયોગ કે અશુભ દ્રષ્ટિ.—

આ યોગ હદપારનું ઉડાઉપણું કડક મિજાજ, પૈસાના કામમાં બેવકુફી, ઉદ્ધતાઈ, અણુસમજ, અને વારંવાર ઉપાધિઓ આપે છે; તથા કેટલીક વખત ભારે નુકસાની કરે છે, કે જે સટ્ટો, સાહસ, શરતો કે જુઠ્ઠા મિત્રો દ્વારા થાય છે. આ મનુષ્યને અગ્નિથી નુકશાન થવાનો સંભવ છે, ને તે સંતાનનો નાશ કરે છે. આ મનુષ્ય વિચારોમાં હદપાર જનાર, નાસ્તિક કે અધર્મી, શારીરિક હદપારનું વિશેષ બળ, બીજાની અપ્રમાણિકતાથી નુકશાન વેઠનાર અને તાવના રોગના વલણુવાળો હોય છે; અને તે ધર્મના સ્થાપિત નિયમોનો બેદરકાર અથવા ભકિત વિનાનો હોય છે. આ યોગ ધર્મ, નીતિ, કાયદો, ઓર્ડર, પ્રમાણિકતા ને સરલતાને માટે વિરૂદ્ધ ફળદાતા છે: જો ગુરૂ કોઇ પણ રીતે બળવાન હોય છે તો નબળા પરિણામનો ઓછો સંભવ હોય છે. તાવ, લોહીવિકાર અથવા આ ગ્રહોની ચાર રાશિ સૂચક શરીરના ભાગ ઉપર પીડા દેખાડે છે. ધર્મ કે ધર્મને લગતી બાબતો તથા આઠમા, નવમા ને બારમા ઘરને લગતી બાબતો+ દ્વારા ઉપાધિ દેખાડે છે; વ્હાણુ, મુસાફરી, મરનારની મિલકત, કેદખાનાં, દવાખાનાં, ધર્માદા ખાતાં વિગેરેને લગતી બાબતો દ્વારા હાનિ કે ઉપાધિ દેખાડે છે. આ મનુષ્ય અન્યાય, ઠગાઇ કે પ્રપંચ ભરેલા કાર્યો અને ગરરસમજૂત દ્વારા ઉપાધિ વેઠે છે, ને તે પોતે પોતાના ઉપર આવી પડતા કમ નસીબનું આડે રસ્તે કારણુ હોય છે. આ યોગ જળઘાતથી કે દરીયાઇ સફરોમાં કે પરદેશમાં મરણુનો સંભવ બતલાવે છે. ધાર્મિક કે યોગ ક્રિયાઓ દ્વારા તબીઅત બગડે છે, એક બે વખત સખ્ત ઘાતો જાય છે, અને કોઇ ભુલ ભરેલા સાહસ કે શત્રુતા કે પ્રપંચ દ્વારા બંધનમાં કે દવાખાનામાં કે કેદખાનામાં મરણુનો સંભવ હોય છે. આ યોગ વારસાની હાનિ, પૈસાનું ઉડાઉપણું અને પોતાની કે પારકી અપ્રમાણિકતા દ્વારા ધન હાનિ સૂચવે છે. પાંચમા કે નવમા ઘરને લગતી બાબતો* દ્વારા જેવી કે: સટ્ટો, સાહસ, ઘોડાની શરતો વિગેરે દ્વારા ધન હાનિ બતલાવે છે. અથવા આવા કાર્યોના કારણુથી મરણુનો સંભવ, ને યોગ જ્ઞાન સંબંધી

---

+ જુઓ પત્ર ૯૬ ૯૭ ૧૦૦. * જુઓ પત્ર ૯૩ ને ૯૭.

દરશો દેખાડે છે. આ યોગ હદપારની ઉદારતા. આપે છે, છતાં જો આ મનુષ્ય વધારે પૈસાદાર બને છે તો ઘણોજ કંજુસ થઈ જાય છે. આ મનુષ્યે હમેશાં કજીયા ને તકરારોનો ત્યાગ કરવો; કાયદાની બાબતોમાં ભારે હાનિ થવાનો સંભવ હોય છે. આ મનુષ્યે પોતાનું લોહી હમેશાં સ્વચ્છ રહે તે ખાસ જોવું.

આ ગ્રહોનો સંયોગ ખાસ બહુ નબળો નથી, ઘણી બાબતોમાં તે સારો પણ હોય છે; ને તે ઉડાઉપણું. ને અનહદ ઉદારતા આપે છે; ને તે દ્વારા ઉપાધિ અને હાનિઓ બતલાવે છે. આ મનુષ્યે કાયદાના કામકાજો-માંથી દૂર રહેવું ને પોતાની પેદાસ કરતાં વધુ ખર્ચવું નહી. આ યોગ બહુ અદેખાઇ દર્શાવીને ઝનુનથી હદપારનાં ખર્ચો કરાવે છે. તેણે ધર્મ ને કાયદા ની તકરારોથી દૂર રહેવું, ને લોહીવિકાર ન થાય તે ખાસ જોવું.

## મંગળ શનિ–શુભ દૃષ્ટિ.—

આ યોગ હિમ્મત, ધૈર્ય, દઢતા, સ્થિરતા, ખંત, લોભ, શેઠાઇનો શોખ કામમાં સખ્તાઇ આપે છે. ને તથા તેમાં જન્મેલ મનુષ્યને એક સારો સોલ્જર, લશ્કરી નોકર અથવા ખાટકી (રસોઇઓ) બનાવે છે. આ યોગ મજબૂત નસો અને બહુજ વિશ્વાસબળ આપે છે; પણ તે ૧–૩–૯–૧૦ મા ઘરમાં હોય છે તો વિશેષ ફળ આપે છે; અને તે જાહેર જીંદગી માટે સારો છે, તથા ઉપરીની મદદ ને પિતાનો વારસો આપે છે.

શુભ દૃષ્ટિમાં ખાસ કરીને ત્રિકોણ દૃષ્ટિ વધારે બળવાન છે, ને આ દૃષ્ટિ જોકે અશુભ પરિણામને આપતી નથી છતાં વર્તણુકમાં અપ્રીય વલણ દેખાડે છે; ને તે લોભ ને બ્હાદુરી, સત્તા ને શેઠાઇને વધારે છે, ને પોતાની તેમજ બીજા લોકોની સહીસલામતીની બે-દરકારી દર્શાવે છે. આ મનુષ્ય નિડરપણે ભયના સામો જાય છે, કારણ કે તે પ્હેલેથી બરોબર જોઈ શકતો નથી, કિંવા તે તરફ તેને ધિક્કાર હોય છે; જો કે આ યોગ પ્રકૃતિને જાડી બનાવે છે ને ઓછાવત્તી પ્રમાણમાં ઉદ્ધત અને અસહનશીલ કરે છે. જો ધર્મમાં તે અસર થાય છે, તો તે મનુષ્ય ધર્મની તરફેણમાં કે વિરૂદ્ધમાં ગાંડા જેવો અથવા લડાયક હોય છે. વાયુ તત્વ રાશિમાં આવુંજ વળણ આપે છે, અને જો શનિ સ્વગૃહી કે ઉચ્ચનો હોય છે તો તે ફકત ઉપલા ફળમાં ખંદાઇ ઉમેરે છે. તે યોગ-

ના ધડવામાં ચાલાક ને તેને અમલમાં મુકવામાં ઉતાવળો અને દરેક કામમાં કુતરાના જેવી ખંતથી વારંવાર ફેરફારો સાથે ઉતાવળો હોય છે.

આ મનુષ્ય દરેક સાહસમાં આગેવાન ને પહેલો નંબર, હિંમતવાન, શૂરવીર અને અસહનશીલ હોય છે; કે જે તેને કીર્તિમાં, સત્તામાં ને કોઇપણ જાતની વિખ્યાતિમાં ઉંચે લેઇ જાય છે; પણ તેમાંથી પરિણામ અપ્રીયને ભય ભરેલુંજ હોય છે. વર્તણુંકને દૃઢ કરવામાં ને સુધારવામાં વિજયી બનાવે છે, કે જેથી જીંદગી સુખી થાય છે; ને પોતાને મદદ કરનારની પ્રશંસા મેળવાય છે. તેણે સ્વાર્થનો ત્યાગ કરવો જરૂરનું છે.

## મંગળ શનિ—સંયોગ કે અશુભ દ્રષ્ટિ.—

આ યોગ ઘણોજ ખુની અને ઝેરી છે, ને ક્વચિત્ કેદનો સંભવ બતલાવે છે. તેમાં જન્મેલ મનુષ્યને અપ્રમાણિક, ઉદ્ધત, લઠાયક, ઉપરી શેઠ ને લોકોની અવકૃપાવાળો અને લુચ્ચો બનાવે છે; આ ફળ જો ૧—૨—૯—૧૦ મા ઘરમાં હોય છે તો વધારે મળે છે. આ મનુષ્યને પીડા, નુકશાન અથવા હાડભંગ થાય છે, ને જો પૌર્વાત્ય સ્થાનોમાં હોય છે તો પતન પીડા થાય છે; અને તેને અપકીર્તિ, નિંદા ને ફોજદારીનો ભય હોય છે; તથા પિતા સાથે અણુબનાવ ને પબ્લીક અથવા અચાનક મરણ બતલાવે છે; જો તે બે ગ્રહો પૈકી કોઇ પણ ગ્રહ રાશિથી બળવાન હોય છે તો આ અશુભ પરિણામ ઘણે ભાગે કમી થઈ જાય છે.

આ યોગ બહુજ લોભી અને કોઇ પણ પ્રકારની અપકીર્તિ બતલાવે છે, ને કીર્તિ તથા જીંદગીનો ભય ને ઉપાધિ કે ત્રાસ આપે છે. તે માબાપને માટે નબળો છે; અને તે પૈકી બન્નેનું કે એકનું મરણ ઘણીજ દુઃખદાયક સ્થિતિવડે થવાનો સંભવ, અથવા તે પૈકી એક સાથે અણુબનાવ કે વિયોગ સૂચવે છે. માબાપ પૈકી કોઇને કે પોતાને અકસ્માત, ઘા અને ભયંકર મરણ શત્રુના હાથે કિંવા લડાઇમાં, કે સરકારના હાથે કે સરકારી નોકરીમાં સૂચવે છે; તેની આબરૂ અને કીર્તિ ભયમાં આવી પડે છે, ને તે મનુષ્યને પડતી કે મોટો ફેરફાર થવાનો સંભવ હોય છે; તે જાતે શત્રુઓનો પ્રતિપક્ષ તથા ટીકા ઉભી કરે છે, ને ધંધામાં ભાગ્યેજ વિજયી નિવડે છે. તેને થોડા ને અવિશ્વાસુ મિત્ર હોય છે. આ બન્ને ગ્રહોની ચલ રાશિ× અથવા ગ્રહાશ્રિત સ્થાન સૂચક કોઇ અવયવ ઉપર કાયમનો રોગ હોય

× જુઓ પત્ર ૪૪—૫૧—૫૩ ને ૫૪.

છે, કે જેથી કદાપિ છેવટે મરણુ પણુ નીપજે છે. આ યોગ મનની અશાંતિ, તપેલું મગજ અને સાહસ બતલાવે છે; ને સ્વભાવ કવચિત્ ચીઢથી ક્રોધી, લાગણી ભર્યો અને નિરંકુશ આપે છે; જો બીજા ગ્રહોની સારી મદદ મળતી નથી તો આ યોગ મનુષ્યને બીજાની લાગણીનો બેદરકાર, કઠણુ, ઘાતકી, દ્વેષી ને વૈર બુદ્ધિવાળો બનાવે છે. સંયોગ વિનાની અશુભ દ્રષ્ટિ વારસાની હાનિ સૂચવે છે; અને કંપનીઓ, મંડળીઓ ને જોડાણો દ્વારા ઉપાધિ લાવે છે. કેટલીક વખત તે ઉપાધિઓ બીજાઓ દ્વારા થએલા હોય છે. આ યોગ જેણે જાતિકાબુ નથી મેળવ્યું તેને બહુજ અસર કરે છે; ને કેટલીક વખત દોઢ ડહાપણુ ભર્યું બોલાવે છે; પણુ જો ગંભીર રીતે ચીઢવાએલ હોય છે તો આ મનુષ્ય એકલાં મ્હેણાં કે વક્રોકિત વચન કે કડવી વાણી વાપરે છે એટલુંજ નહી; પણુ ઇચ્છા વિરૂદ્ધના શબ્દો પણુ બોલી જાય છે. આ મનુષ્યમાં બહુજ હિમત છે, ને જ્યાં ભય હોય છે ત્યાં ઊદ્ધત બની જાય છે ને શૂરવીરપણું બતલાવે છે, અને તેથી ભારે ઝનુનના સમયમાં અચાનક કે ક્ષણિક લાગણીથી પણુ તેને મરણુ ભય હોય છે. તેને ક્રોધ વારંવાર વધારે હદપાર લેઇ જાય છે, માટે તેનાથી સાવધ રહેવું.

સંયોગ દ્રષ્ટિ ખાસ કરીને નબળી છે, ને તે પોતાની શકિતની હદમાં છે, જેથી પોતે તે નબળું પરિણામ પ્રયત્નથી દૂર કરી શકે છે. આ મનુષ્યે પોતાની લોભી વૃત્તિને ઇંદ્રિયોના સ્વાર્થને જીતવામાં વાપરવી; પણુ સાથે યાદ રાખવું કે એક ભયમાંથી છૂટતાં બીજા ભયમાં આવી ન પડાય. જો સ્વાર્થને દૂર રાખવામાં આવે છે તો આ યોગ ઘણું મજબૂત મનોબળ અને નિડરપણું આપે છે. આ મનુષ્ય અસાધારણુ અને વળી જોખમ ભરી જગો ભોગવે છે, કે જ્યાં બુદ્ધિ ને હિમતની જરૂર હોય છે; તેણે અનહદ લોભી થવું નહી.

## મંગળ હર્શલ–શુભ દ્રષ્ટિ.—

આ યોગમાં જન્મેલ મનુષ્ય હિમતવાન્, સ્વબળમાં વિશ્વાસુ, કડક મિજાજનો, ઉદાર ને બહાદૂર હોય છે; તથા સારો લશ્કરી નોકર કે સર્જન જો મંગળ કે હર્શલ બળવાન હોય છે તો થાય છે. આ યોગ મગજ ને નશોને અસર કરે છે. ને તે લાગણી ભરી ચાલાકી, જુસ્સા ભરેલ જુસ્સો, સત્તા, સ્વચ્છંદ ને આગ્રહને ગ્રહાશ્રિત રાશિ બાબતોમાં બતાવે છે. આ

શુભ દ્રષ્ટિ ખાસ કરીને કામ કરવામાં ચાલાક તથા ઉતાવળું મન અને જુસ્સાદાર તથા બળિષ્ઠ ઇચ્છા બતાવે છે; દરેક હાથ ધરેલ બાબતમાં નિશ્ચય બળ ને જુસ્સો, સ્હેજ અભિમાન ને સ્વચ્છંદનું વલણ, સ્વકલ્પના શકિત, સાહસ ને યુકિતઓ અને દ્રષ્ટિને લગતી બાબતોમાં અનુભવ ને આપે છે. તે મનુષ્ય લોભી, કદી પણ નહી ઠગાનાર અને દરેક ઠેકાણે પોતાનો માર્ગ કરનાર હોય છે. આ યોગ મશ્કરીઓ, કડવી વાણી, વક્રોકિત અને વિનાશક ટીકા આપે છે. આ યોગ યોગજ્ઞાન, દૂર શ્રવણ શકિત, સમાધિજ્ઞાન ને અંતર્જ્ઞાન વિગેરે આપે છે. આ યોગ નવીન શોધ, યોજના તથા ગોઠવણો કરનાર માટે સારો છે; તથા તે વિશ્વાસબળ ને સ્વાશ્રય શકિતને આપીને મનુષ્યને સુધારક અને જીંદગીમાં પ્રગામી બનાવે છે. આ મનુષ્ય હમેશાં મોટા મનનો, ઉદાર અને લોકોના અભિપ્રાયના ભય વિનાનો હોય છે: અને તે અધ્યાત્મજ્ઞાન, તત્વજ્ઞાન કે જયોતિષમાં ઘણોજ ઝનુની હોય છે.

## મંગળ હર્શલ–સંયોગ કે અશુભ દ્રષ્ટિ.—

આ યોગમાં જન્મેલ મનુષ્ય ઘણોજ દ્વેષી, બીજાના લોહીનો તરસ્યો, હિંમતવાન્, તકરારી અને કેદના ભયના સંભવવાળો હોય છે. આ ફળ જો તે એક અથવા બન્ને ગ્રહો ૧—૩—૯—૧૦ કે ૧૨ મે હોય છે તો વિશેષ હોય છે; ૭ મે આ યોગ લગ્ન, દાવા ને ભાગીદારી માટે ઘણોજ ખરાબ છે. આ યોગ ચીઢ, ભ્રમિત મન, ઉશ્કેરણીવાળી લાગણીઓ, બંધનનો ધિક્કાર, પ્રતિપક્ષ ને અંકુશનું અસહનપણું, મગજનું અસમતોલપણું તથા ન્યાય શકિતની ખામી આપે છે; ને ગ્રહાશ્રિત સ્થાન સૂચક વસ્તુઓ દ્વારા ભારે હાનિ કે ઉપાધિ દેખાડે છે. આ યોગમાં પણ શુભ દ્રષ્ટિના જેટલો જુસ્સો ને દ્રઢતા આપે છે, છતાં તે દરેકમાં ભુલો, અણુસમજ ને ડહાપણની ખામી હોય છે. આ યોગ એકાએક ઝળકતી વિજળીના જેવા કમનસીબને લાવે છે; જો તે બન્ને ગ્રહો પૈકી એક પણ ગ્રહ કેન્દ્રમાં હોય છે તો તે શારીરિક પીડા ઉત્પન્ન કરે છે; અને બીજે ઠેકાણે હોય છે તો ઉદ્ધત વર્તણુક આપે છે.

આ અશુભ દ્રષ્ટિ ખાસ કરીને વિચિત્ર સ્વભાવ, ચીઢ, ઝનુન, અનહદ જુસ્સો ને બહુજ બળને આપે છે, કે જે નસોની નબળાઇથીજ ઉત્પન્ન થયેલ હોય છે. આ મનુષ્યે જેમ બને તેમ વધારે શાંત બનવું;

સાહસ ને ઉશ્કેરણીને તજવી; પ્રતિજાતિ ( સ્ત્રી કે પુરૂષ ) દ્વારા ભય કે કાયદાની ઉપાધિઓ આ યોગ બતલાવે છે. દરેક બનાવ અકલ્પિત અને અકસ્માત હોય છે. કજીયાને તજવા, ને જેમ બને તેમ આ મનુષ્યે નકામા અકસ્માતોના સંભવોથી સાચવવું. ખાસ કરીને સંયોગમાં બહુજ ગુસ્સો અને ચીઢીઓ સ્વભાવ આપે છે. આ મનુષ્ય પોતાના કલ્યાણ માટે ઘણોજ ગુસ્સાદાર અને ઉશ્કેરણીવાળો ઘણી વખત થઇ જાય છે. આ યોગ ગુપ્ત શાસ્ત્ર, જ્યોતિષ અને અધ્યાત્મ જ્ઞાનનું વલણ દર્શાવે છે. આ મનુષ્યે બોલતા અને કામ કરતા પહેલાં બહુજ વિચાર કરવો, કારણ કે આ યોગ અંધ લાગણીથી, ઝનુનથી અને મગજની ભ્રમણતાથી હદપાર લેઇ જાય છે, ને તેથી તેણે બહુજ ડહાપણથી દરેકમાં વર્તવું.

## મંગળ નેપચ્યુન–શુભ દ્રષ્ટિ.–

આ શુભ દ્રષ્ટિ યોગ લાગણીઓ ને વૃત્તિઓને વધારે છે ને ઉદારતા આપે છે. આ યોગ ગ્રહાશ્રિત રાશિઓ અને સ્થાન સૂચક બાબતોમાં ચાલાકી, ઝનુન બતલાવે છે. આ યોગ ખલાસીઓ ને પાણીને લગતા ધંધા કરનાર માટે સારો છે; તથા અનુભવ અને ધર્મ ક્રિયાઓ આપેછે.

આ યોગ ખાસ કરીને કાર્ય યોજના શકિતને આપી પોતાની આસપાસના મનુષ્યોની પ્રીતિ મેળવે છે;મોટી મોટી યોજનાઓ ઘડાવે છે; ને તેને ફળી ભૂત કરવાનું રવિ, ચંદ્ર ને બુધની દ્રષ્ટિઓ ઉપર આધારભૂત છે. આ યોગ અનેક ફેરફારો આપે છે, તથા રંગને પારખવાની સૂક્ષ્મ બુદ્ધિને આપે છે; ને જો ચંદ્ર બુધની શુભ દ્રષ્ટિ હોય છે તો ચિત્રકળાનું જ્ઞાન આપે છે.

## મંગળ નેપચ્યુન–સંયોગ કે અશુભ દ્રષ્ટિ.–

આ યોગ હદપારપણું, વૈભવ ને જાડયતા,અને પાણીની, પ્રવાહીની કે ઝેરની ઘાતનો ભય બતલાવે છે. આ યોગ પોતાની મહત્તા અને પોતાની કીર્તિનું વલણ દર્શાવે છે.

આ અશુભ દ્રષ્ટિ ખાસ કરીને દરેક જાતના ઝનુનમાં અભિમાની બનાવે છે; તથા જે કમ્પનીમાં ભાગ થવાનો હોય છે તેમાં જોડાવે છે. કોઇ પણ રીતે મગજનું ને લાગણીઓનું સમતોલપણું ન ખોવાય તે ખાસ સંભાળવું, ને દરેક જાતનું અતિશયપણું ત્યાગ કરવું. જીંદગીના કોઈપણ

સમયે આ મનુષ્યને હલકા લોકો સાથેના તકરારી પ્રસંગ આવી પડે; કે જેમાં પોતે બીજાઓથી કાન ભંભેરાએલ હોય છે. બનતા સુધી સઘળી ઝેરી દવાઓનો ત્યાગ કરવો, અને લાગણીઓના અનુભવમાં ઉતરવું નહીં. આ યોગ વૈભવ, વિષય વાસનાને જાત આનંદનું અયોગ્ય વલણ બતલાવે છે; તથા પ્રતિજાતિ ( સ્ત્રી કે પુરૂષ ) દ્વારા ભય, નિંદા અને અપકીર્તિ બતલાવે છે. જળઘાત અને પ્રવાહી પદાર્થ કે ઝેરી ચીજની ઘાત અને સાંસર્ગિક રોગોનો ભય બતલાવે છે. આ મનુષ્ય યોગ ધ્યાનમાં ગોથાં માર્યા કરે છે; તેને દૈવીભ્રમ થાય છે, તથા તેને મૂર્ખ વિચારો અને ટેવો હોય છે, કે જેમાંથી તર્કબુદ્ધિ પણ છોડવી શકતી નથી; જો મંગળ સ્વગૃહી કે ઉચ્ચનો હોય છે તો ઉપરનો કંઈ પણ ભય થતો નથી. આ ગ્રહોના સંયોગમાં ઘણાંજ મોટાં સાહસમાં ઉતરવાની અગાધ શકિત તથા યુકિત આપે છે. આ મનુષ્ય પોતાની જાતિ મહત્તા ને બહુજ માને છે. આ યોગ એકંદરે સારો છે, ને તે બીજાઓના મતને તથા હકને માટે પણ બહુજ સારો છે. આ મનુષ્યે યાદ રાખવું કે તે બહુ આગળ પોતાના મહાન વિચારોમાં ઉતરી જતો નથી; તેને ધર્મ ક્રિયાઓમાં ભાગ લેવાથી હાનિ વા ઊપાધિ થાય છે.



પરિચ્છેદ: ૪૨. Chapter. XLII.

## ગુરૂ દ્રષ્ટિ.-

### " Aspects to Jupiter. "

### ગુરૂ શનિ-સંયોગ શુકે ભ દ્રષ્ટિ.-

આ યોગ વારસાથી અને જો સપ્તમેશ હોય છે તો લગ્નથી ધન ને મીલકત આપે છે; ને જો બીજે હોય છે તો ધંધામાં વિજય ને લાભ, નવમે હોય છે તો એક મહાન્ સાધુવૃત્તિ, ને દશમે હોય છે તો માન આબરૂ આપે છે. આ યોગો ઘણું કરીને ધન સંચય કરાવે છે; અને તેમાં જન્મેલ મનુષ્યને સાવધાન તથા મોટી ઓફીસોવાળો બનાવે છે. આ યોગ વારસાનો લાભ તથા દ્રવ્ય, મીલકત, ધંધા, પિતા, ઉપરી, વ્યવહાર સ્થિતિ તથા વિજયી જીંદગી માટે સારો છે. આ યોગ નાણાં શાસ્ત્ર સંબંધી સારૂં જ્ઞાન આપે છે; ને તે ધનવિનિમય, સ્ટોકસ, શેર્સ અને સરાફી અથવા જાહેર જગો દ્વારા ધન લાભ આપે છે; તેમાં પણ સંયોગ ના કરતાં ત્રિકોણ વધારે સારો છે.

આ શુભ દ્રષ્ટિ ખાસ કરીને મનુષ્યને ગમે તેવા પણ કટોકટ સમયમાં પણ મદદ કરે છે. આ યોગ ધનની સ્થિતિ સુધારે છે; ને તે સંબંધી અનેક આવી પડતી આફતોને દૂર કરે છે. આ મનુષ્યમાં અંદર નું ખાસ ધાર્મિક વલણ તથા ઉપરીને માટે ખાસ માન હોય છે. આ મનુષ્ય કદાપિ પણ ધન સંકટ વેઠતો નથી, ને જેમ તેની જીંદગી વધે છે તેમ સુખ વધતું જાય છે.

આ શુભ દ્રષ્ટિ યોગ ખાસ કરીને બન્ને ગ્રહોની ચાર રાશિ* અને આશ્રિત સ્થાનને લગતી બાબતોના ધંધા કે કાર્યો દ્વારા ધન લાભ અને મીલકતનો લાભ દર્શાવે છે. આ મનુષ્ય લોકોમાં માન આબરૂ તથા સારા અભિપ્રાયને ઇચ્છે છે; અને ઉપરી, ઘરડાં, અને આજુબાજુના મનુષ્યો સાથે સારી રીતે રહેવાને ઇચ્છે છે; ને તે સ્વતંત્ર, સ્વકલ્પના શક્તિવાળો હોવા છતાં રીત રીવાજ ને રૂઢિયોથી ભિન્ન મતવાળો હોય છે, ને

* જુઓ પત્ર પર-૫૩-૫૪ ને ૫૫.

ધાર્મિક અને ખટપટી કાર્યોમાં ચઢતી મેળવે છે; તથા તે ઘણોજ લોભી હોય છે. આ યોગ ઉપાધિમાં દઢતા ને તેમાંથી છૂટી જવાની ચાલાકી આપે છે, તથા દૂરની મુસાફરીથી અને પરદેશી કે પરદેશમાં મિત્રોથી લાભ દર્શાવે છે;અને તે ધંધા ખાતર પરદેશ વેઠે છે, અથવા પરદેશ સાથે વ્યવહાર ચલાવે છે. તે મિત્રો સાથે કે મિત્રો માટે બારમા ઘરને લગતી બાબતો માટે મુસાફરી કરે છે. આ યોગ મનુષ્યને ઘણીજ આબરૂ આપી દુનિયામાં ચઢાવે છે, અને માન, ચઢતી ને સુખસંપત્તિ આપે છે. આ યોગ સ્વાર્થને બહુજ દર્શાવે છે; ને પિતા દ્વારા ધન લાભ કે પોતા દ્વારા પિતાને લાભ બતલાવે છે; અને બન્નેનો સંબંધ સંતોષકારક રખાવે છે; ને કમ્પનીઓ, મંડળીઓ અને જોડાણો દ્વારા ધનલાભ આપેછે. આ મનુષ્ય મોટી જાહેર જીંદગી ભોગવે છે, અથવા તદન ગુપ્તજ રહે છે, પણ બન્ને સ્થિતિમાં ન્યાય પૂર્વક વર્તન કરે છે. તેને ધર્માદા મદદ મળે છે. લખાણ, માનસિક શાન્તિ ને કેળવણી વગેરે માટે તે સારો છે.

સંયોગ દ્રષ્ટિ ખાસ કરીને સ્વભાવને વધારે આનંદી ને આશાવંત કરે છે પણ જો આ મનુષ્ય હદપારનો કંજુસ બને છે, તો આ યોગ તેને બહુજ લોભી અને જ્યાં ખરો સ્વાર્થ હોય છે ત્યાં બહુજ એકાગ્ર બનાવે છે. આ યોગ ધર્મનું વલણ આપે છે, ને જે જે માન્યતાઓ હોય છે; તેમાં ખરૂં દીલ દર્શાવે છે; આ યોગ ધર્મની બાબતોમાં કવચિત્ તેની જાતેજ ઠગાઇ જવાનો પ્રસંગ લાવે છે.

## ગુરૂ શનિ—અશુભ દ્રષ્ટિ.—

આ યોગ કાયદાથી કે ટ્રસ્ટીઓથી ધન કે મીલકતની હાનિ બતલાવે છે. આ મનુષ્ય વારંવાર સટ્ટા ને સાહસમાં ઉતરે છે ને તેથી ભારે નુકશાની ભોગવે છે; ને તે ધંધામાં નિષ્ફળતા બતલાવે છે. આ યોગ ધનની બાબતમાં, ધંધામાં વપરાયેલ ધનમાં, જાહેર કાર્યોમાં,પિતા ને ઉપરીના સંબંધમાં ઉપાધિ કે હાનિ સૂચવે છે. આ યોગ કવચિત્ અપ્રમાણિકતા આપે છે, ને તે ધર્મની બાબતમાં નાસ્તિક કે ઉદ્ધત કે બેપરવા કરે છે.

આ યોગ ખાસ કરીને આ મનુષ્યને જ્યારે લીવરની અવ્યવસ્થા કે શરદી થાય છે, તે સમયે ઉદાશીન બનાવે છે. આ યોગ ધનને માટે સારો નથી, ને વારંવાર નુકશાનીઓ દર્શાવે છે, તેથી તે વ્યાજબી છે કે સારી

